શ્રી અક્ષરમાર્ગ પ્રવાસી
સ્થાપક મણિલાલ નભુભાઈ
દ્વિવેદી

# સુદર્શન.

મન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ,
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

તક ૨૫, અંક ૧. ] (માસિક) [ ઑક્ટોબર. ૧૯૦૯. ]

## અનુક્રમણિકા.



---

અમદાવાદ-યુનિયન પ્રિન્ટિગ પ્રેસ કંપની લિમિટેડ

नमो निर्मळा मंगला तत्त्वरूपा
नमो नर्मदा नाथ कैलासभूपा ।
नमो आद्यशक्तिपति ज्ञानकूपा
नमो सांब त्रैलोचना यज्ञयूपा ॥ १५ ॥

दिशाकाळ वस्तुपरा सर्वव्यापी
प्रभो द्वंद्वभावोपरा सौम्य स्वामी ।
सदानंदरूपा विभो विश्वनामी
नमस्कार युगांतके वारवारी ॥ १६ ॥

अनंता अखंडा प्रभो पूर्णरूपा
जगाधीश सृष्टिपरा बीजमूळा ।
तनुपावना आद्यअंतादिहीना
नमस्कार वेद त्रयी ध्यान लीना ॥ १७ ॥

दीनानाथ शुचिश्रवा सर्वलोका
परंधाम कैवल्यदा सांख्ययोगा ।
निरालंब निरंजना सर्वसोहा
नमस्कार कूटस्थ निर्मानमोहा ॥ १८ ॥

सदाशांतमूर्ति पराज्योतिरूपा
उमायुक्त निराश्रया भूतमूळा ।
कळापूर्ण कोटि रवि तेजपूरा
नमस्कार कीर्तिप्रदा कल्पद्रुमा ॥ १९ ॥

महारुद्र मायापाते सृष्टिसुधा
यतिवेशधारी पराज्ञान मुद्रा ।
रतिदा जटीला रतिनाथरूपा
नमस्कार आर्यापते सर्वभूता ॥ २० ॥

प्रमेयात्म भक्ताधिना शूलपाणि
बहुपाद चक्षुकरा रूपखाणी ।

श्रुतिसार बुद्धि मनोपार ध्यानी
नमस्कार नेतिप्रथा वेद वाणी ॥ २१ ॥

प्रभो नित्यशुद्धा गिरिशृंगवासी
निजानंद ध्याता सदाकाळ ज्ञानी।
महामंत्र सूत्राश्रया विश्वधारी
नमस्कार सर्वेश ज्ञातामकाशी ॥ २२ ॥

सुराधीश चूडामणि लोकपाळा
महेंद्रा शशी सूर्य नक्षत्र तारा।
निधिरूप निधिपति निधिदाता
नमस्कार सर्वत्र निजांगधारा ॥ २३ ॥

धराप्राण धाराधरा जातवेदा
तरू ओपाधि फुल्लस्थाणु प्रचेता।
गिरिरूप गिरापति ज्ञानगेहा
नमस्कार भूतात्मने भूतदेहा ॥ २४॥

दिशादर्श दिशापति देशदाता
दिवाज्ञान दिवापति देवधाता ॥
अनेहा सुनेहा कळाकाळपाळा
नमस्कार सर्वातीता सर्वधारा ॥ २५ ॥

शार्दूलविक्रीडित.

सर्वाधार सुरेश पंचवदना सर्वाश्रया सर्वदा
वंदु प्रेम अपार चित्त विशदे सत्संपरं सौख्यदा।
कादंबिनी समान प्राणरसदा स्नेहार्द्रता सर्वथा
वर्षो ए अखिलेश उर जगती ज्योति अनिर्वाच्छनो॥

"व्रजविहारी"

# । बन्ध विमोचन ।

( ગઝલ. )

છૂટયો છૂં કયૂદખાનેથી : ઉભો મેદાનમાં : દિલૂદાર !
ફસાયેલો મજલમાં, હા ! વછૂટયો–બેવફા : દિલૂદાર !
હવે છૂટો થયેલો છૂં : ફરી કયૂદી નથી થાવૂં :
ગુનેહગારી કરી પૂરી : ફરી નથી મોતમાં જાવૂં.

પડેલો પાયમાલીમાં : ભૂલ્યો મજનૂં દિવાનાને :
વહી આપી ફિરસ્તાએ મકાને આવીને સાને.
જહાનમની બૂરી ખાડી ! ફસાઈ ત્યાં ફરી થાકયો :
મગર, મુફલેસી તે મૂકી સનમનો સાગીડો સાહ્યો.

થવાનૂં હોય બેગાના ગુલામી જૂટીમાં સડવૂં :
ન ખ્વાહિશ ઝિન્દગીની તો : ભલૂં જીવવાથી એ મરવું.
ગુલામીને સલામી શી ! જીગર વેરાન મ્હારે શૂં !
જહીં દિલતખ્તમાં વ્હાલી સનમની મૂર્તિ પધરાવૂં !

તપીને ઇશ્કની ધૂનિ જગાવી ભૂત ધૂણાવું !
જપીને ઇશ્કના મન્ત્રો ફરી ભૂતડાં હૂં બોલાવૂં !
હવે પરહેઝગારીથી બહુ છૂટો થયેલો છૂં :
સનમ ! તુજ યારીમાં બેજૂં ગુમાવીને ઝૂકેલો છૂં.

સનમહૈયે સદા તાજૂં ગુલામી ખત લખ્યૂં રાતૂં :
મીનાઈ ઇશ્કની છાપે કીધૂં કાયમ હમેશાં નૂં !
સનમના હાથનૂં હૈયે પીધૂં મસ્તી તણૂં પ્યાલૂં !
પીધેલછું ભર્યો પૂરો, બીજી પ્યાલી ભરૂં તો શું !

ડુબ્યો ઇશ્કે શરાબીમાં નશો બીજો કરૂં તો શૂ ?
સનમદિલમાં રહ્યો સોટી : બિછાનૂં શૂં કરૂં બીજૂં ?
થયો છૂં તંગ, ઓ માશુક ! મગર, મસ્તી ચહે બુલબુલ :
હજી મ્હડવા ધૂફાને છે જિગર તૈયાર, ઓ મહબૂબ !

તૂં રાજી ત્યાં હૂં છૂં રાજી : મિજાજી તો મિજાજી હૂં :
હુકૂમની રાહ જોતો છૂં ઉભેલો બે ફિકર જો તૂં !
ભરેલી ઝહરની પ્યાલી કરૂં મીઠી ! અગર ખાલી ?
મ્હડે છે ઑર કૈં લાલી ! હુકૂમ કર, બોલ ! ઓ વ્હાલી !

હુકૂમ તુજ તે હુકૂમ હકનો: હું હાજર છું અદા કરવા:
હજો દુનિયાની બદગોઈ મગર, તુજ દિલતણી દુઆ !
હવે પયગામ દે અન્દર: હલાલી ઝહરની કરવા,
મ્હને છે હામ હજમીની: ચહે શું? ઠેરવા? ઉડવા!
સનમ-શહનાં અહીંઆં તો ઉંડે અરમાનમાં નેજાં:
અને, આ છરક દરિયાનાં ન બિલકુલ ઉંચા રે મોજાં.

સ્નેહ સદન.
૩:૯:૦૯.

સાગર

---

# ॥ महात्माओ अने तेमनी खरी महत्ता ॥

આપણા અને અન્ય દેશોમાં અનેક મહાત્માઓએ અનુભવેલો બ્રહ્મનો સંપૂર્ણ અભેદ, ઇશ્વરનો સાક્ષાત્કાર, એ બાબત સમજવાની પેણ આપણી અશક્તિ હોવા છતાં સ્પષ્ટ રીતે એજ આપણો અંતિમમહાન્ ઉદ્દેશ છે; આપણી વારંવારની દુનિયાની કંટાળા ભરેલી યાત્રાને અંતે એજ ઉત્તમોત્તમ પ્રાપ્તવ્ય આપણા ભાવિમાં સર્જાયલું છે. "કર્મ કરવાની રજા મેળવવી" અને એના જેવી અન્ય બાબતોને અથવા ઉપરની ઉત્કૃષ્ટભાવના કરતાં લેશ પણ અધમ ભાવના સ્વીકારવી એ આપણી દૃષ્ટિ મર્યાદાને સંકુચિત, બુદ્ધિને કુંઠિત બનાવવા સમાન છે. તેમ "તાકીને શિયાળ પકડવા કરતાં, સિંહ પ્રત્યે નેમ તાકીને ચૂકવી એ હજારવાર ઉત્તમ છે."

ખરી ભાવના શું તે આપણે જોયું, પરંતુ વર્તમાન ઝમાનામાં વેપારશાહી તત્વ વિદ્યા એટલી બધી પ્રચલિત બની ગઈ છે, કે અમુક બાબત સત્ય હોય એટલું જ પુરતું ગણાતું નથી, તે સાથે સાથે ઉપયોગી પણ હોવી જોઇએ. ઉપયોગિતા સમાજની નિયામક કુલદેવતા થઇ પડી છે, સત્યને પણ તેના આગળ નમતું આપવું પડે છે, પ્રવેશ માટે રજા માગવી પડે છે. ખરેખર આ કંઇ એક શુભ ચિન્હ ગણાય નહિ. અમુક માનવિએ સત્યને શોધી કાઢયું છે, અનુભવ કર્યો છે, એટલું જ શું તેને માન મળવા માટે પુરતું નથી. તે આ સ્વપ્ન-સૃષ્ટિને અમુક ઉપયોગનો છે, એમ શું સાબીત કરી આપવાની જરૂર છે ? વાલ્મીકીએ મહાકાવ્ય રચતાં વ્યાવહારિક ઉપયોગિતાના આ પ્રશ્ન વિષે ભાગ્યેજ માથાફોડ કરી હશે, એવી આપણી ખાત્રીછે. બ્રહ્માની એકાદ મૂર્તિ કરતાં એક ચોખાની ગુણ વિશેષ "દુનિયાદારીના ઉપયોગની" છે; શું આવું દૃષ્ટિબિંદુ રાખવાનું છે ? જો એમ જ હોય તો ઉપનિષદો વાંચવા કરતાં દાણાનો વ્યાપાર કરવો વિશેષ લાભકારક છે; આપણાં મંદિરો અને દેવાલયોને કારખાનાં અને કાર્યગ્રહોમાં ફેરવી નાખવાથી કદાચ એક ઉપયોગી સુધારો થશે. ઉપયોગિતા ! એ તો વેપારીની તત્વવિદ્યા છે; કોઇપણ પ્રજા એમાં પોતાના નિયામકરૂપે વિશ્વાસ રાખતાં આપણી ખાત્રી થાય છે, કે તેનો વિનાશ નજીકમાંજ છે.

જનહિતસુખવાદના દષ્ટિબિંદુથી પણ અનેક પ્રવૃત્તિ પારાયણ સુધારકો કરતાં એક આલસુ મહાત્મા સમાજને વિશેષ ઉપયોગનો છે. પ્રથમ તો, એકાદ પ્રજા એક મહાત્મા નિપજાવવા સમર્થ છે, એજ તેની પ્રવૃત્તિપરાયણતાની ખાત્રી ભરેલી નિશાની છે દરેક દેશ મહાત્માઓ નિપજાવી શકતો નથી. એકાદ મહાત્મા જરાપણ પ્રકૃતિનું કાર્ય નથી. "હજારો મનુષ્યમાંથી કોઇક જ જ્ઞાનસિદ્ધિ માટે પ્રયત્ન કરેછે. આવા પ્રયત્ન પરાયણ સિદ્ધોમાંથી પણ મને તત્ત્વથી કરીને કોઇક જ જાણે છે. ( ગી—૭—૩ ) વિશ્વવૃક્ષના અતિ સ્વાદુ તથા પરિપક્વ ફલરૂપ મહાત્મા છે, તેમના વિષે હલકો વિચાર ધરાવનારજ પાપી છે. આપણે સમજીએ છીએ તેવાં "સ્વ" અથવા "અહં" નો વિલય થતાં, જીવાત્માને સ્વસ્વરૂપાનુસંધાનનો અનુભવ થતાં, ભેદનો ગંધ દૂર પળાતાં, સર્વમાં એકનું પ્રવિલાપન થતાં, અધ્યાત્મિક શક્તિના ભંડારમાં વૃદ્ધિ થાય છે, સમગ્ર માનવજાતને પ્રભુના નિકટ લઇ જતી પ્રેરણા મળે છે—આ ઉપરાંત આ દિવ્ય પ્રેરણા માનવિઓમાં થઇને અધમ સૃષ્ટિને પણ પ્રકાશમાન બનાવે છે. સમગ્ર વિશ્વ આવી આનંદની ભાવનાથી ઉભરાઇ જાય છે. ઉચ્ચમાં ઉચ્ચ ભૂમિકાએ આપણે જાતે વિકાસ પામવો એજ આપણે વિશ્વ પ્રત્યે કોઇ કાલે પણ કરી શકીએ તેવી ઉત્તમોત્તમ સેવા છે." દયાભાવનાથી સ્થૂલ દુઃખને દૂર કરવું એ સારૂં છે; માનસિક ક્ષેત્રને વિશાલ બનાવે અને નૈતિક પ્રકૃતિને ઉચ્ચ બનાવે એવું શિક્ષણ માનવિને આપવું, એ ઉત્તમ છે. આ ઉભયે શ્રેષ્ઠ અંતિમસ્થાન પ્રત્યેનાં માત્ર યોગ્ય પૂર્વ સાધનો રૂપ છે. પરંતુ માનવજાત જે વડે જીવે છે એવા આધ્યાત્મિક પ્રવાહ રૂપ બનવું એ સર્વ કરતાં ઉત્તમોત્તમ છે.

એકાદ ખરેખરા મહાત્મા સાધુ પુરૂષ, વ્યાવહારિક માનવિઓ જેવા દરરોજ બાઝારમાં મળે છે તેવા નહિ પરંતુ વશિષ્ઠ, વ્યાસ, શુક, વાલ્મિકીના જેવા જ્ઞાનનિષ્ઠ મહંતો—એક એવો કોઇક કોઇકવારજ બનતો બનાવ છે, કે જેથી સમગ્ર વિશ્વ આનંદથી ઉભરાઇ જાય છે. જ્યારે મહાન્ રામ, બુદ્ધ, ક્રાઇસ્ટ, કૃષ્ણાદિઓ જન્મ્યા હતા ત્યારે, આકાશમાં વિમાનસ્થ દેવો આવ્યા હતા, પુષ્પ વૃષ્ટિથી પૃથ્વિને ભરી કાઢી હતી, સુગંધી વાયુ વાવા લાગ્યા હતા, ઋતુ વિના પણ વૃક્ષોએ પુષ્પો આવ્યાં હતાં, એ સર્વ કંઇ માત્ર કવિ કલ્પનાઓ નથી; એ સર્વમાં સત્યનો સમાવેશ થાય છે, જો કે તે આલંકારિક ભાષામાં છે, કે મહાત્માઓના જન્મ સમયે વિશ્વ આનંદથી ઉભરાઇ જાય છે. બાકીની સમગ્ર સૃષ્ટિને ગતિમાન્ કર્યા વિના એક પરમાણુ પણ કદાપિ ગતિ કરી શકતું નથી, તેમજ કોઈ પણ માનવિ પ્રમાણુમાં સમગ્ર સૃષ્ટિને ઉચ્ચ બનાવ્યા વિના કદાપિ મહાત્મા બની શકતુ નથી. તેટલા માટે વિશ્વ પ્રત્યે કોઈ કાલે આપણે જે ઉત્તમોત્તમ સેવા કરીએ શકીએ તે એટલીજ છે કે મહાત્માઓ બનવું.

શ્રેષ્ઠ મહાત્માઓના સમયમાં હિંદ ઉત્તમોત્તમ દશાએ હતો, વિદેહના રાજ ઋષિ જનકના જેવી અન્ય રાજ સભા દુનિયાને હજુ હવે જોવાની છે. દુનિયાનાં અત્યંત સમૃદ્ધ અને શ્રેષ્ઠ પ્રકારે શાસિત થયલાં રાજ્યો વ્યાસ અને વાલ્મીકિના સમયમાં પ્રવર્તતાં હતાં, ઇક્ષ્વાકુ, રઘુ, દશરથ, રામ, બલિ, ધર્મ પુત્ર, શિબિ, માંધાતા, પરિક્ષિત અને અન્ય અનેક અમરકીર્તિ વરેલા રાજાઓ આપણા ઋષિઓના સમકાલિન હતા; વેદો, ખગોળ વિદ્યાની

સમ્પનાઓથી ઉભરાઇ જાય છે, વર્તમાન પ્રજાઓએ શોધી કાઢી હોય એવી થોડીજ વિદ્યાઓ ઉપનિષદ દશાઓથી અજ્ઞાત હતી. એ પ્રાચીન દિનોમાં યુદ્ધની કલા પણ અદ્ભૂત પ્રકારે સંપૂર્ણતાની કલાએ ખીલી હતી. હિંદના પ્રાચીન ઇતિહાસનો વિચાર ચલાવવાનો આપણો વર્તમાન ઉદ્દેશ નથી, પરંતુ જે કહેવાનું છે તે એટલુંજ કે દૂર દૂરના ઝમાનાઓમાં જ્યારે ઉપનિષદો પ્રથમ ગુંફવામાં આવ્યાં, એ મહાન ઉપદેશોની ભાવના સમગ્ર દેશમાં પ્રસરી રહી હતી, એ મહાન્ સત્યોના જીવતાં જાગતાં દૃષ્ટાંતોરૂપ ઋષિયો સઘળે વિચરતા હતા, ત્યારે આપણા ગરીબ દેશના અત્યંત શુભ દિનો પ્રવર્તતા હતા.

એક મહાત્મા, સાધુ, એ એક પ્રજાના જીવનના અને બલના એક ખાત્રી ભરેલા ચિન્હરૂપ છે. એકાદ પ્રજા ભલે સુષુપ્તિમાં, દૃશ્ય રીતે મૃતવત પડી હોય પરંતુ જ્યાં સુધી તેમાં એક મહાત્મા, સાધુ, જીવતા જાગતા હોય છે ત્યાં સુધી યમરાજનો પાશ તેને પીડી શકતો નથી. આપણા દેશની વર્તમાન દશા ગમે તેવી હોય, તે ગમે તેવી નિરાધાર અને નિર્બળ જણાય, પરંતુ જ્યાં સુધી તેની મહાત્મા ઉપજાવવાની શક્તિ સંપૂર્ણ વિનાશ પામી નથી ત્યાં સુધી નિરાશ થવાનું કંઇ પણ કારણ નથી. આ પ્રમાણે આતો પ્રજાની મહત્તાની એક કસોટિ છે—તે પ્રજામાંથી મહાત્માઓ, ચારિત્ર પરાયણ પૂજ્યપુરૂષો ઉપજી આવ્યા છે કે નહિ ? જો તેવા કોઇ ના ઉપજી આવ્યા હોય તો તેની સમૃદ્ધિ ચોરના વિત્તની પેઠે અલ્પ કાલનીજ નિવડશે. માત્ર અધ્યાત્મ બલની ખામીને લીધે, ઉત્સાહક પ્રાચીન કથાઓ અને હમેશાં ટકે એવી આધ્યાત્મિક ભાવનાઓની ખામીને લીધે, અનેક મહાન્ સામ્રાજ્યો, પાછળ કંઇ પણ નામ નિશાન વિના, પુનઃ સજીવન થવાના સંભવ વિના વિનાશ શરણ, થયાં છે. આ સર્વમાં અદ્ભૂત બનાવ તો એ છે, કે આટલી બધી પ્રજાઓ થઇ અને ગઈ છતાં તે સર્વથી વૃદ્ધ હિંદ, ઇતિહાસથી દર્શાવાતા દીલગીરી ભરેલા તેમના વિનાશનાં મધ્યમાં પણ હજુ એ વૃદ્ધ હોવા છતાં યુવાનો ઉત્સાહ જાળવી રહ્યો છે; જરૂર પડતાં નવા નવા પ્રકારના સંતો, ઋષિયો, વીરો, રાજાઓ, કવિ ઇત્યાદિ ઉપજાવવાની અનંત શક્તિ ધરાવે છે; બાલક અવતરતાં કુમારી કાળની યુવા ગુમાવ્યા વિના ગમે તેટલાં છોકરાંને જન્મ આપનાર મહાભારતમાંના યયાતિની દુહિતાની પેઠે તે પણ વિચિત્ર પ્રકારની કુમારિકા દશા જાળવી રહ્યો છે. આવા અદ્ભૂત બનાવનો સંભવિત ખુલાસો માત્ર એટલોજ છે, કે હજુએ તેમાં અમૃતકલશરૂપ ઉપનિષદોનો આદેશ પળાય છે, તેની ભૂમિ વિશ્વના પ્રભુઓના પાદથી અનેકવાર પવિત્ર બનેલી છે; તેમના આત્માનુભવનું બલ એટલું બધું હતું કે ઉપરિ અથવા અધો ભાગની અનેક સૃષ્ટિયોનો એક નિમેશ માત્રથી વિનાશ કરવાને સમર્થ હતા. "સમગ્ર બ્રહ્માંડ અને પિંડનો એક મૃતિપિંડની પેઠે અમે ત્યાગ કરીશું," (અધ્યા. ઉપ.) અત્રે આપણે જે વિચારીએ છીએ તે વિશ્વસનીય, અત્યંત ઉપદેશાત્મક ઇતિહાસ છે. આવા મહાન્ સત્યને લક્ષમાં રાખતાં હિંદનો દરેક ખરો પુત્ર જે ઉત્તમોત્તમ સેવા કરી શકે તે, હજુ બાલારિષ્ટમાંથી પણ પસાર ના થયલી બાલ પ્રજાઓના નમુના પ્રમાણે તેને સુધારીને કરવાની નથી, તેમજ પ્રાચીન રિવાજો, યજ્ઞયાગો, કર્મકાંડનો પુનરૂદ્ધાર કરીને દેશને હજારો વર્ષ પાછો હઠાવીને પણ કરવાની નથી પરંતુ પોતાની જાતનો બની શકે તેટલો વિકાસ સાધીને પ્રાચીન ઋષિના નમુનાના એક મહર્ષિ બનીને કરવાની છે. વર્તમાન કાળે કલ્પી શકાય તેવી આ ઉત્તમોત્તમ પ્રકારની સેવા છે; જો આ સંભવિત ના હોય તો આથી

ઉતરતી ઉત્તમ બાબત; વર્તમાનમાં પ્રચલિત બનેલા અસંખ્ય ઢોંગ ધતુરાઓને દેશમાંથી દૂર કરીને ઋષિયોના આગમનને યોગ્ય બનાવવાની છે જ્યારે મહાત્માઓ આવશે, વર્તમાનની પેઠે અત્ર તત્ર ક્વચિતજ નહિ પરંતુ વિશાલ સંખ્યામાં આવશે ત્યારે સમગ્ર દેશ ગરૂડની દૃષ્ટિથી ઉડતા નાગપાશથી બંધાયલા રામના સૈન્યની પેઠે સંપૂર્ણ જાગ્રત બનશે, પ્રાચીન હિંદની જાહોજલાલી અનેક ગુણિત પુનરોદ્ધાર પામશે.

સાધુ પુરૂષો આવતાં તેમની સાથે, સુધારકો, કાર્ય વાહકો, સંતો, કવિઓ અને બીજાઓ આવશે, કારણ કે યથાર્થ રીતે આ સર્વે તેમના સેવકો હોય છે. મહંતોના વિચારોને તેઓ માત્ર કર્તવ્ય પ્રદેશમાં અવતારે છે.

સ્વામિ વિવેકાનંદ યથાર્થ રીતે કહેછે તેમ, "બુદ્ધ અને ક્રાઇસ્ટ જેવા પુરૂષો પણ ગૌણપક્ષની ગણતરીના છે; દુનિયાનાં મુખ્ય કોટિનાં શ્રેષ્ટ માનવિઓ અજ્ઞાન દશામાંજ પસાર થઇ જાય છે. આવા શ્રેષ્ટ મહંતો શાંતિથી ઉત્તમ ભાવનાઓ એકઠી કરે છે, બુદ્ધ અને ક્રાઇસ્ટ જેવા ઉપદેશતા અને કાર્ય કરતા ઘેર ઘેર ભટકે છે પ્રથમ કોટિનાં માનવિઓ, મૌન, શાંત, અજ્ઞાત હોય છે. તેઓજ વિચારની શક્તિને યથાર્થ રીતે જાણનારાં હોય છે. તેમની ખાત્રી છે, કે ગમે તો તેઓ એક ગુફામાં ભરાઇને બારણું બંધ કરીને માત્ર પાંચેક વિચાર કરીને પાર થશે, તો પણ આટલા પાંચ વિચારો પણ અનંતકાલપર્યંત ટકશે. તેઓ પર્વતોને ભેદીને પાર જશે, સમુદ્રો ઉલંઘીને દુનિયામાં સફર કરશે, અમુક મસ્તકમાં પ્રવેશીને અમુક માનવિને જાગ્રત બનાવશે, તે એ પાંચે વિચારોને આકારવાળા બનાવશે." આલસુ સંતની આવી મહત્તા છે.

સંત પુરૂષ દુનિયાને ઉપકારક થાય છે તે પોતાના દૃષ્ટાંતની શાંત અસર વડે છે. કાર્ય કરી નાખવાની ઉતાવળમાં આપણે વારંવાર દૃષ્ટાંતની કીમત ભૂલી જઇએ છીએ. યથાર્થ કેલવણી કરતાં દૃષ્ટાંતોની શાંત અસરવડે ચારિત્ર વિશેષ ઘડાય છે, એમ કહેવું લેશ પણ અતિશયોક્તિ ભરેલું નથી.

વળી અન્ને કાર્યનો પણ હમેશાં બાહ્ય નહિ પરંતુ આંતર પ્રકાર સૂચવાય છે. કારણ કે, યોગ્ય રીતે કહેવાયું છે તેમ, દુનિયા કુતરાની વાંકી પૂછડી જેવી છે, તેને સંપૂર્ણ રીતે કદાપિ સુધારી શકાય એમ નથી. તેટલા માટે અન્યને મદદ કરતાં ખરેખરી રીતે આપણે આપણી જાતને મદદ કરીએ છીએ, આથી ઉલટી રીત પણ સત્યજ છે, કારણ કે સાથે સાથે અન્યને મદદ કર્યા વિના આપણે આપણી જાતને સહાય આપી શકતા નથી. દષ્ટાંત તરીકે કર્મયોગમાં વ્યક્તિના વિકાસની આરંભની ભૂમિકામાં આ બાબતનું સત્ય સ્વતઃ સિદ્ધ છે; ભક્તિયોગ, રાજયોગ અને જ્ઞાનયોગની આગળની ભૂમિકાઓમાં પણ આ બીના ઓછી સત્ય નથી. જે આપણે માટે ખરેખરી રીતે સારૂં છે તે વિશ્વને માટે પણ અવશ્ય કરીને સારૂંજ હોવું જોઇએ, કારણ કે એક અંશ ને સમગ્રથી વિરૂદ્ધ નથી. વિશ્વ ક્રમમાં આપણુ દરેકનું સુનિશ્ચિત આવશ્યક સ્થાન છે; આપણે તેનાં અવયવો છીએ, આપણી વૃદ્ધિ થતાં તેની પણ વૃદ્ધિ થાય છે. પત્ર, પુષ્પ, ફલ આપતા વૃક્ષ સાથે સમગ્ર વિશ્વને સંરખાવી શકાય. જેમ કોઇ એકાદ ફલ બધા વૃક્ષના પ્રમાણમાં પક્વ થયા વિના પક્વ બનતું નથી તેમ આપણી વૃદ્ધિથી અવશ્ય કરીને સમગ્ર વિશ્વની વૃદ્ધિ સૂચવાય છે. તેથી હોવું એ અવશ્ય કરીને કરવાનું સૂચન કરે છે; ઉચ્ચજીવન, ઉચ્ચ સેવામય છે.

બહુજ દીર્ઘ દર્શિતાથી કહેવામાં આવ્યું છે, કે "જે રાજ્યમાં રાજ્યવાહકો રાજ્ય ચલાવવાને અત્યંત નિરૂત્સાહ હોય છે ત્યાંજ શ્રેષ્ટ પ્રકારે અત્યંત શાંતિથી રાજ્ય ચાલતું હોય છે. જેમાં તેઓ ઉત્સુક હોય છે તે ખરાબમાં ખરાબ પ્રકારનું હોયછે." પ્લૅટોના આ સ્તુત્ય વિચારમાં 'એક ઉત્તમ સત્યનો સમાવેશ થાય છે, ને તે રાજ્ય નિયમ ન કરતાં પ્રવૃત્તિના અન્ય વિભાગોમાં પણ યોજી શકાય એમ છે. દષ્ટાંત તરીકે એક શિક્ષક કે, જે શિખવવાને અતિ ઉત્સુક હોય છે તે ઘણીવાર થોડુંજ શિખવી શકે છે, જ્યારે અન્ય શિક્ષક કે જેને શિખવવાનો કોઈ પ્રકારનો વિચાર પણ હોતો નથી તે ઉત્તમ પ્રકારે શિખવી શકે છે. ઉપનિષદો એવા પુરૂષો પાસેથી મળ્યાં છે કે જેમને શિક્ષક કહેવડાવવાનો જરા પણ લોભ નહોતો, જેમનાં મનમાંથી ગુરૂ અને શિષ્યનો ભાવ સંપૂર્ણ રીતે દૂર થયો હતો. આ પ્રાચીન દૃષ્ટાઓ, જેમણે દુનિયાને કીમતિમાં કીમતિ વારસો આપ્યો છે, જેમના પાદનો આશ્રય અદ્યાપિ સુધિ બધા પંથો અને દેશોનાં માનવિના વંશજો એ લીધો છે તથા દુનિયાના અંતપર્યંત લાધાં જશે તેઓ કોઈ કાળે પણ સાદામાં સાદા સત્યને પણ જાણે તેઓ તેના કર્તા હોય તેમ ઉપદેશતા નથી. શુક, વ્યાસ પાસેથી શિખ્યા, વ્યાસ નારદ પાસેથી, નારદ પ્રજાપતિ પાસેથી શિખ્યા, પ્રજાપતિને વિષ્ણુએ ઉપદેશ આપ્યો, એમ અનંત પરંપરા ચાલ્યાં જાય છે. વર્તમાન દિનોમાં દરેકજણ જો તે બીજાઓમાંથી થોડાંક વાક્યો ચોરી શકે તો મૂળ લેખકની પંક્તિમાં ગણાય છે; સ્વીકાર કર્યા વિના વિશેષ ચોરી શકાય તેમ તે ઉત્તમ મૂળ લેખક તરીકે પંકાય છે; આપણે બધાએ શિક્ષકો અને તત્ત્વવેત્તાઓ બની બેઠા છીએ। ભિન્ન ભિન્ન પ્રકારના શિક્ષણ વચ્ચે આવો ભેદ છે. આ પ્રમાણે કર્તવ્ય પ્રદેશમાં પણ ઉત્સુક હોય છે - તે થોડું કરી શકે છે; જેમને પ્રવૃત્તિ પરાયણ સેવાનો કોઇ પ્રકારનો લોભ નથી હોતો તેઓંજ આપણા ઉત્તમોત્તમ લાભ કરનારાઓ નિવડે છે. ભાન વિનાનું કાર્ય એટલે જે કાર્ય માટે કર્તા કોઇ પ્રકારની મોટાઇ લેવા માગતો નથી તે અપૌરૂષેય ઉપનિષદોની પેઠે, ઉત્તમ પ્રકારનું નિવડે છે. આવાજ આશયથી "તમારો જમણો

હાથ આપે તે ડાબા હાથને જાણવા દેશો નહિ." એમ જીસસે પણ આદેશ્યું છે." દરેક પુષ્પ પોતાથી પસરાતી સુગંધને અનુભવે છે." એવી કલ્પના એક અપવિત્ર વિચાર સમાન છે, આપણી પોતાની લઘુતામાંથી તેનો ઉદ્ભવ છે, જેથી કોઇ પણ શુભકાર્ય આપણે ફુલાયા વિના કરી શકતા નથી. આવી લઘુતા એટલી બધી સાધારણ છે કે કવી કહે છે—સંત પુરૂષોની છેલ્લામાં છેલ્લી નબળાઇ ગર્વ છે, તેને મટાડવાનો ખરો અને છેલ્લો ઉપાય એટલું જ્ઞાન પામવામાંજ છે, કે જે કાર્ય કરવામાં આવે છે તે પ્રકૃતિથી કરાય છે, ખરૂં અસ્તિત્વ ધર્મ આપણા સ્વરૂપમય આત્મા નિત્ય, અનંત અને નિષ્ક્રિય છે.

જો કે સંત પુરૂષ કર્મ કરવાની કોઇ પ્રકારની ફરજને આધીન નથી, એથી એમ ફલિત નથી થતું કે તે કોઇ કાલે કર્મ કરતો નથી. શ્રી કૃષ્ણ કહે છે, "હે પાર્થ! ત્રણે લોકમાં મારે કંઇ પણ કર્તવ્ય નથી તેમજ ન પ્રાપ્ત થયલું પ્રાપ્ત કરવાનું નથી, તથાપિ હું કર્મમાં પ્રવૃત્ત થાઉં છું. જો હું કર્મમાં ના દોરાઉં તો સર્વે લોક મારૂં દૃષ્ટાંત લઇને નાશ પામે." (ગી.-૩. ૨૨-૨૩.) એજ પ્રમાણે જ્ઞાની પણ કર્મના આચરણથી કંઇ પણ પ્રાપ્ત કરવાનું ના હોવા છતાં દુનિયાના કલ્યાણ માટે કર્મમાં યોજાય છે. ખરેખર તે વિશ્વના શ્રેય માટેજ જીવે છે, તેનું સમગ્ર જીવન, દુઃખગ્રસ્ત માનવજાતની સેવામાં ઇચ્છા પૂર્વક અર્પણ રૂપ હોય છે. પરંતુ આવા પવિત્ર અને નિઃસ્વાર્થી અર્પણ વિના આપણી કેવી દશા થઇ હોત? સમગ્ર દુનિયાનાં શાસ્ત્રો, જેમના વિના માનવિની દુનિયા, જંગલી પશુઓથી ઉભરાઇ જતા એક અરણ્ય સમાન થઇ હોય તેવા અમરગ્રંથો, વૈદિક ભાષામાં કહેવા માગીએ તો ઋષિયોનાં નિઃશ્વસિતરૂપ છે. હિંદમાં તો આપણું સર્વસ્વ આ ઋષિયોને આભારી છે, માત્ર શાસ્ત્રોજ નહિ પરંતુ યુદ્ધ જેવી વિદ્યાઓ માટે પણ આપણે તેમનાજ આભારી છીએ. આપણા દેશનાં પર્વતો અને નદિયો પણ, કેટલીક રીતે પ્રકૃતિની બક્ષિસરૂપ હોવા છતાં, આપણને તો આપણા ઋષિયો દ્વારા પ્રાપ્ત થયાં છે; પ્રાકૃતિક ઉપયોગિતાના પ્રમાણમાં આ દરેક સાથે પ્રાચીન કથાપરંપરાઓ જોડાયલી છે; તેમની આસપાસ ઋષિયોનો અધ્યાત્મ ઓજસ પસરી રહ્યો છે, તેથી તેઓ અન્ય દેશનાં પર્વતો અને નદિયો કરતાં ભિન્ન પ્રકારનાં બન્યાં છે.

આવા ઋષિયો સંબંધી એક ખાસ લક્ષમાં લેવા યોગ્ય બાબત એટલી છે કે તેઓ જે જે કરે છે તે સત્ય અને નિત્યતાવડે અંકાયલું હોય છે, ઘણું ટકે એવું હોય છે, પરિણામમાં ચિરસ્થાયિ હોય છે. દૃષ્ટાંત તરીકે ઉપનિષદોનેજ લ્યો. તેમના કર્તાઓ—માત્ર પરમાત્માજ જાણે છે કે તેઓ કોણ હતા—પોતાના પરિણામરૂપ સિદ્ધાંતો વિષે વારંવાર કહે છેઃ—"સત્ય આમ છે." "આમ વ્યવસ્થિત કરવામાં આવ્યું છે;" "આ પ્રમાણે પૂર્વેથી સાંભળવામાં આવ્યું છે," ઇત્યાદિ. આ સિદ્ધાંતો અનેક જમાનાઓની કસોટીમાંથી પાર ઉતર્યા છે, હિમાલય કરતાં પણ વધારે અડગપણે ટકી રહ્યા છે. જમાના પછી જમાનામાં તેમનું સામ્રાજ્ય વિસ્તાર પામતું જાય છે; તેમનો દુનિયા સાથેનો સંબંધ નિત્યનો જોડાયલો લાગે છે; વર્તમાન ભાષાશાસ્ત્રીઓ, તત્ત્વવેત્તાઓ, પુરાતત્ત્વશોધકો અને સ્થૂલ વિજ્ઞાન વાદીઓના સિદ્ધાન્તોનો પણ તેમની સાથે મુકાબલો કરી જોવાનો છે. વર્તમાન કાલે એકાદ વાદ માટેનું લાંબામાં લાંબું આયુષ્ય દશ વર્ષનું લાગે છે; વાદ ચલાવવાનું ક્ષેત્ર પણ એટલું

બધું વિશાળ છે, કે એક દૃષ્ટાંત તરીકે ગત થોડાંક વર્ષોમાંજ આર્યોના કાલ્પનિક નિવાસ સ્થાનને દુનિયાના એક અંતથી બીજા અંત પર્યંત મુસાફરી કરાવવામાં આવે છે.

સાધારણ ગ્રંથોને લક્ષમાં લઇએ; દૃષ્ટાંત તરીકે રામાયણ અને મહાભારત તેમનો દુનિયાની અદ્ભૂત બાબતોમાં સમાવેશ થવા યોગ્ય છે. આ ગ્રંથો પિરામીડો કરતાં પણ મહાન્ છે, તેના કરતાં પણ વિશેષ શિક્ષણ અને માનુષતા અર્પનારા છે. અજ્ઞાનના ઝમાનામાં હિંદના એજ રક્ષકો હતા.લોકના વિશાલ સમૂહ માટે વેદો અસ્તિત્વમાં પણ નહેતા એવી અજ્ઞાનની અઘોર રાત્રીમાં જો આવા ગ્રંથો નાં હોત તો આપણા પ્રજાકીય સદ્ગુણોનો વિનાશ થયો હોત, આપણે પણ એક પ્રજારૂપે જીવન ગાળતા ક્યારનાએ બંધ પડયા હોત. અનેક સૈકાં સુધી તેમણે આપણાં સાહજીક બાયબલોનું કાર્ય કર્યું છે, પરંતુ બીજાં બાયબલો કરતાં તેમનાથી ગમ્મત સાથે જ્ઞાન મળી રહે છે એ વિશેષ ખુબી છે. સાહિત્યના દૃષ્ટિબિંદુથી પણ આવા ગ્રંથો આશ્ચર્ય ઉપજાવે છે. સીતા, સાવિત્રી, દ્રૌપદી, રૂક્મિણિ, રામ, ધર્મ પુત્ર, ભીમ, અર્જુન, અન્ય અનેક અમરનામ ધારીઓ, આ સર્વ ઉપરાંત સર્વના પ્રભુરૂપ શ્રી કૃષ્ણ, જેને સમજવાને આપણા કાલના શ્રેષ્ઠ પ્રતિભાશાળી પુરૂષો પણ અસમર્થ છે, આવાં આવાં પાત્રો પૂરા પાડનારા કવિઓ હજુ દુનિયામાં ભાવિકાલમાં જણાય ત્યારે.

આપણા ઋષિઓના કાયદા ઘડવાના કાર્ય પ્રત્યે હવે નજર ફેરવીએ. વર્તમાનકાલે આપણા સમાજમા ગમે તેટલી અશુભ બાબતો હોય, તે આપણે અનેક સૈકાં થયાં એક પ્રજારૂપે ભોગવેલાં દુઃખો સાથે સરખાવતાં ઘણીજ થોડી છે, એ શું નવાઇ પમાડે એવું નથી ? પ્રાચીન કાયદાશાસ્ત્રીઓએ આપણા સમાજના ચારિત્રનું નિત્યસ્વરૂપ સ્થાપિત કર્યું છે; તેમના અતિમાનુષિબલ અને દીર્ઘદૃષ્ટિવડે આપણે એક પ્રજારૂપે અનેક સૈકાં થયાં દરેક જનાર આવનારના હૂમલાઓમાંથી સહિસલામત પસાર થયા છીએ. આ વર્ષો ખરાબ હતાં, પરંતુ આપણા ઋષિઓએ આપણને તેમાંથી સુરક્ષિત રાખ્યા છે; હવેથી કોઇ પ્રકારની ભીતિ રાખવાનું કારણ નથી. જે પ્રજાને વિજય અને જૂલમ નહિ પરંતુ ત્યાગ અને દૈવિ સંપત્તિ ભાવના રૂપે હોય તે શી રીતે વિનાશ શરણ થઇ શકે ? દુનિયામાં જ્યાં જીવન કલહ અને યોગ્યતમનું રક્ષણ અથવા અન્ય શબ્દોમાં કહીએ તો સ્વાર્થ અને દ્વેષ દરેક બાબતોમાં આગળ પડી આવે છે ત્યાં આપણી પ્રજા માટે ત્યાગ અને દૈવિ સંપત્તિની ભાવનાઓ પસંદ કરવા માટે એ સમર્થ મહર્ષિઓનાં જેટલાં વખાણ કરીએ તેટલાં થોડાં છે. નવીન નવીન પ્રજાઓને સ્થાન આપીને વર્તમાનમાં મરણ શરણ થયલી અન્ય સર્વ પ્રજાના સાથમાં હજુ પણ આરોગ્ય અને ઉત્સાહ જાળવી રહેલી આપણી પ્રજાને હિંમતપૂર્વક આવી ભાવનાઓ પૂરી પાડવા માટે તેમનો અનેકશઃ ધન્યવાદ માનવો ઘટે છે સંત પુરૂષોના કાર્યોના વિજયનું રહસ્ય એટલામાંજ હોય છે, કે તેઓ તેમને પોતાને માટે કંઇ પણ કરતા નથી; કરવા છતાં પણ તેઓ કંઇ કરતા નથી. જે કર્મમાં અકર્મ જુએ છે, અને અકર્મમાં કર્મ જુએ છે, તે માનવિઓમાં બુદ્ધિમાન છે એમ ગીતા ઉપદેશ છે. (૪-૧૮.) " કર્મમાં અકર્મ " એનો અર્થ એટલોજ કે કર્મ કરવાનું ખરૂં, પરંતુ આત્મા અકર્તા છે એવા જ્ઞાન સહિત. સંત પુરૂષ કદાપિ ધારતો નથી કે તે અમુક કાર્ય કરે છે, કારણ તેનું " તે " ક્યારનુંએ મરી ગયું હોય છે. તે આત્મા સાથે અભેદભાવ પામ્યા હોય છે, જે

હમેશાં અકર્તા હોય છે; તેની દ્રષ્ટિથી ખરેખરી રીતે કંઈ પણ કરવામાં આવતું નથી; તેમજ પોતાનાં કાર્યોનાં ફલો માટે પણ તેને થોડીજ દરકાર હોય છે. પોતાનાં સૂત્રોના અંતમાં નારદજી કહે છે—" પોતાને માટે અન્ય શું ધારશે તેની લેશ પણ પર્વા કર્યા વિના નારદ આ પ્રમાણે ઉપદેશે છે. "

ઋષિયો પોતાનાં કર્તવ્યો આવા ભાવથી કરે છે. તેઓ યથાર્થ રીતે સર્વ પ્રકારના સ્વાર્થ અને અહંતાથી રહિત હોવાથી તેમનાદ્વારા પરમાત્માજ બોલે છે અને કાર્ય કરે છે. સર્વ સારોપનિષદના દ્રષ્ટા ઉપદેશે છે, " સત્ય, આવું આવું છે, એમ ઋષિયોને અશરીરિ વાણીએ સમજાવ્યું હતું. " તેમના દ્વારા દુનિયામાં પરમાત્મા પ્રકાશી રહે છે. પરમાત્મા પોતે સર્વમાં આવિર્ભાવ પામેલા હોય છે, પરંતુ જેમ શ્યામમેઘથી સૂર્ય ઢંકાય છે તેમ આપણાં સ્વાર્થ અને અહંતાને લીધે આ આવિર્ભાવ ઢંકાઈ જાય છે: પરંતુ આ ઉભયે ઋષિમાંના હોવાથી તે પ્રભુ તુલ્ય છે, તે જે જે કરે છે તે યથાર્થ રીતે પ્રભુનુંજ કાર્ય છે. " જ્ઞાની મારા આત્મારૂપ જ છે. " શ્રી કૃષ્ણ ઉપદેશે છે. ( ગી.-૭-૧૮ ).

इतिशं ।

---

# । उपनिषत्प्रकाशित मरणोत्तर स्थिति ॥

( અનુસંધાન ગત વર્ષ છેલ્લા અંકથી. )

## પ્રકરણ ૯ મું.

### અધોગતિ.

ઉદ્દાલક ઋષિએ પુછ્યું કે—હે રાજેન્દ્ર ! શાસ્ત્રોચિત કર્મથી ચિત્તને નિર્મળ કરી, તીવ્ર વૈરાગ્યથી આ લોક અને પરલોકની ઈષણાનો ત્યાગ કરી જેઓ બ્રહ્મસાક્ષાત્કાર કરે છે, તેઓને સદ્યમુક્તિ થાય છે; તથા હિરણ્યગર્ભાદિ કારણ બ્રહ્મની ઉપાસના કરનાર યોગી દેવયાન માર્ગે સ્વર્ગમાં જઈ બ્રહ્મ લોકમાં જાય છે, અને ત્યાંથી તે પુનઃ મનુષ્ય લોકમાં આવતો નથી; તેમ જ વેદવિહિત પુણ્યકર્મ કરનારો જીવ ચન્દ્રલોકમાં જઈ પુણ્યનો ક્ષય થયે પુનઃ આ લોકમાં આવી શેષકર્માનુસાર યોનિમાં અવતરે છે, તે સઘળું આપે કહ્યું. હવે ઉપાસના રૂપી વિદ્યા અને વેદવિહિત કર્મ—એ ઉભયથી વિમુખ થયેલા કેવળ દુરાચારીની કેવી ગતિ થાય છે, તે સમજાવવા કૃપા કરશો.

પ્રવાહણ—હે મુનીશ્વર ! આ લોકના ભોગને તુચ્છ ગણી જેઓ ઈશ્વરમાં જ પોતાની બુદ્ધિ જોડે છે, તેવા સત્ત્વગુણી મહાત્મા તો દેવત્વજ પામે છે; જેઓમાં રજોગુણ પ્રધાન હોય છે, તેઓ પુનઃ પુનઃ મનુષ્ય યોનિ અને તમોગુણી જીવો પાષાણ વૃક્ષ પક્ષી પશુ આદિ નીચ યોનિ પામે છે.× હે વિપ્રર્ષે ! મન, વાણી અને શરીર એ ત્રણ સાધનોથી દુર્બુદ્ધિ જીવ ત્રિવિધ પાપ આચરે છે. આલસ્ય અજ્ઞાનથી જેઓની શુભ કર્મમાં કદિ પણ

×જુઓ મનુસ્મૃતિ અ. ૧૨ શ્લો. ૪૦.

પ્રવૃત્તિ થતી નથી, જેઓ કેવળ ધનલાલસામાં અથવા ધનમદમાં રચ્યા પચ્યા રહેછે; ઇન્દ્રિય ભોગનું જ સેવન કરવામાં પોતાની કૃતકૃત્યતા માને છે, તેવા દુષ્ટજનોની મહાત્માઓએ બહુ દુર્ગતિ કહી છે. શરીર વડે કરેલા પાપથી તેઓ પાષાણ અને વૃક્ષાદિ સ્થાવર યોનિમાં જન્મે છે; વાણીના કર્મદોષથી તેઓ પક્ષી અથવા પશુનો અવતાર ધારણ કરે છે; અને માનસિક પાપથી ચાંડાળાદિનો અવતાર પામે છે.+ હે તાત ! વાજસનેયિકોએ કહ્યું છે કેઃ—

असूर्या नाम ते लोका अन्धेन तमसाऽऽवृताः ।
तांस्ते प्रेत्याभि गच्छन्ति ये के चात्महनो जनाः ॥ ३ ॥
अन्धंतमः प्रविशंति येऽविद्यामुपासते ।
ततो भूय इव ते तमो य उ विद्यायां रताः ॥ ९ ॥

વાજસનેયી શુક્લ યજુર્વેદ સંહિતા અ. ૪૦.

જેઓએ આત્માનો સાક્ષાત્કાર કર્યો નથી તેઓ આત્મઘાતી કહેવાય છે. એવા આત્મઘાતી જનો મૃત્યુ પછી જ્યાં સૂર્યનો પ્રકાશ નથી, તેવા અંધકાર યુક્ત આસુરી લોકમાં જાય છે. અથવા સચ્ચિદાનન્દ પરમાત્માની અપેક્ષાએ બ્રહ્માદિ સર્વ દેવો પણ અસુર છે. તેથી ગમે તેવાં શુભ કર્મો અથવા ઉગ્ર ઉપાસના કર્યા છતાં પણ જેઓને બ્રહ્મજ્ઞાન થયું નથી તેઓ કેવળ આત્મમય ન થતાં દેવ, મનુષ્ય અથવા રાક્ષસાદિ યોનિ પામી આ માયિક જગતમાં રખડયા કરે છે. ૩

જેઓ અવિદ્યામાં જ રચ્યાપચ્યા રહે છે, તેઓ અંધકારયુક્ત લોકમાં પ્રવેશ કરે છે, વળી જેઓ કર્મોપાસના કરે છે તેઓ પણ અમૃતત્વને પામતા નથી. ૯

એટલુંજ નહિ પણ બ્રહ્મદેવે પોતે જ પોતાના પુત્ર અથર્વાને કહ્યું છે કે—

यस्याग्नि होत्रमदर्शपौर्ण मासम–
चातुर्मास्यमनाग्रयण मतिथि वर्जितं च।
अहुतमवैश्व देव मविधिना हुतमा–
सप्तमां स्तस्य लोकान् हिनस्ति॥ ३ ॥

મુણ્ડકોપનિષત્–મુણ્ડક ૧.

જેનું અગ્નિહોત્ર દર્શ રહિત, પૌર્ણમાસ રહિત, ચાતુર્માસ્ય રહિત, આગ્રયણ રહિત, અતિથિ રહિત, હોમ રહિત, વૈશ્વદેવ રહિત અને અવિધિએ હોમેલું છે, તે અગ્નિહોત્ર તેના સપ્તપર્યંતના લોકનો નાશ કરે છે. ૩

હે ગૌતમ ! એ પ્રમાણે સર્વ ધર્મ ભ્રષ્ટ, વિષય સેવી, દુરાચારીઓ મૃત્યુ પછી ભૂરાદિ સપ્તલોકમાંથી કોઇ પણ લોકમાં જઇ શકતા નથી. તેઓને આ પૃથ્વીલોકની દક્ષિણે આકા-

+જુઓ મનુસ્મૃતિ અ. શ્લો: ૯.

રૂપ સમુદ્રમાં સદનામા નામની યમની નગરી છે. જેને યમપુરી અથવા નરક પણ કહે ત્યાં જવું પડે છે. તેઓનાં કર્મો અતિ મલીન હોવાથી તે કર્મોથી તેઓને મૃત્યુ પછી જે શરીર પ્રાપ્ત થાય છે, તે ઘણું દુર્ઘટ અને કુરૂપ હોય છે. તે શરીરને ધ્રુવ શરીર અથવા યમયાતના કહે છે.† આ યમપુરીમાં બહુકાળપર્યંત તેઓને વસતું પડે છે, જ્યાં સ્વકર્મનાં ફળરૂપ અતિસંકટો ભોગવવાં પડે છે. એમ સંકટો ભોગવતાં ભોગવતાં જ્યારે તેઓની દુર્વાસનાનો ક્ષય થાય છે, ત્યારે આકાશ, વાયુ, ધૂમ, અભ્ર અને મેઘમાર્ગે તેઓ પૃથ્વી ઉપર આવે છે. હે વિપ્રર્ષ ! પૂર્વે કાઠકોએ ગાયું છે કેઃ—

योनिमन्ये प्रपद्यन्ते शरीरत्वाय देहिनः ।
स्थाणु मन्येऽनु संयन्ति यथा कर्म यथाश्रुतम् ॥ ७ ॥

કાઠકોપનિષત્ અ. ૨ વ. ૨.

કોઇ અવિવેકી દેહાભિમાનીઓ જંગમશરીરના ગ્રહણ માટે વીર્યરૂપ બીજસહિત માતાના યોનિદ્વારપ્રતિ પ્રવેશ કરે છે; અને કોઈ મહા પાપીઓ મરણ પામીને વૃક્ષાદિ સ્થાવર ભાવને પામે છે. પ્રાયશઃ જેઓનાં જેવાં કર્મો અને જેઓની જેવી ઉપાસના તદનુસાર તેઓ નવીન શરીર પામી શકે છે. ૭

હે ગૌતમ ! એ પ્રમાણે તે અધર્મી જીવો મેઘરૂપે પૃથ્વી ઉપર વર્ષીને ઓષધિ, વનસ્પતિ, યવ, તિલ, અડદ ઇત્યાદિ પ્રકારે સ્થાવર યોનિમાં જન્મ લે છે. સ્થાવરયોનિમાંથી કાળાન્તરે દંશકમશકાદિ જંતુયોનિ ધારણ કરે છે. આ યોનિમાં જન્મ પામી અલ્પ સમયમાં મરણ પામે છે. મરણ પામ્યા પછી પરલોકમાં ન જતાં તુરત તેવીને તેવીજ યોનિમાં પુનઃજન્મ ધારણ કરે છે.× એ પ્રમાણે અનેક ક્ષુદ્ર જંતુઓની યોનિઓ ધારણ કરી પક્ષીપશ્વાદિ તિર્યઙ્ યોનિમાં તેઓને અવતરવું પડે છે. ત્યાંથી કોઇ જન્મનાં સંચિતકર્મોનો ઉદય થતાં, પુનઃ મનુષ્ય યોનિ પામે છે.+ ફરી ફરી

†જુઓ મનુસ્મૃતિ અ. ૧૨ શ્લો. ૨૧ અને ૨૧. યમપુરી ભુવર્લોકમાં આવવાથી યાતના શરીર પણ અપરતત્વનું બને છે. માત્ર તેના દ્વયણુક અને ત્ર્યણુકની રચનામાં ફેરફાર હોય છે.

×જુઓ છાંદોગ્યોપનિષત્

अथैतयोः पथोर्न कतरेण च न तानीमानी क्षुद्राण्य
सकृदावर्तिनी भूतानि भवन्ति जायस्व म्रियस्वेत्ये
तत्तृतीय स्थानं तेना सौ लोको न संपूर्यते ॥

અ. ૫ ખં. ૧૦ મં. ૮

+પુરાણાન્તરમાં સ્થાવરમાંથી મનુષ્ય કોટિમાં આવતાં ચોરાશી લાખ યોનિમાં ભટકવું પડે છે, એમ કહ્યું છે. કહ્યું છે કે—

स्थावरे लक्ष विंशत्यो जलजं नवलक्षकम् ।
कृमिजं सद्र लक्षं च पक्षिजं दशलक्षकम् ॥

ઉદ્દાલક—હે રાજેન્દ્ર તમે ગુણી અધર્મી જીવો સ્થાવરાદિ યોનિમાં અંતરે છે ત્યારે તેઓને વિજ્ઞાન રહે છે કે શી રીતે ?

પ્રવાહણ—હે મુનિ વર્ય ! જે જીવોની ચંદ્રમંડળમાં ગતિ નથી, પણ યમલોકમાંથી પુનરાવૃત્તિ થાય છે, તેઓને સ્થાવર યોનિમાં પણ સંપૂર્ણ વિજ્ઞાન હોય છે. મનુષ્યાદિ પ્રાણીઓને જેમ બાહ્ય સ્પર્શથી તીવ્ર વૃત્તિ ઉત્પન્ન થાય છે. તેવી તીવ્રવૃત્તિ સ્થાવર જીવોને થતી નથી; તો પણ વૃક્ષાદિ સ્થાવર જીવોને પણ કાપવાથી અસાધારણ શીત, વર્ષા અને ઉષ્ણતાથી અત્યંત કષ્ટનો અનુભવ થાય છે.* વસ્તુતઃ સ્થાવર યોનિ અને કીટ પક્ષી પશ્વાતિર્યક્ યોનિ તેજ નરક રૂપ કહેવાય છે.

હે ઋષિસત્તમ ! મહાત્માઓએ કહ્યું છે કે—

> स्तेनो हिरण्यस्य सुरांपिबंश्च गुरोस्तल्प मावसन्ब्रह्महा
> चै ते पतन्ति चत्वारः । पञ्चमश्चाऽऽचरं स्तैरिति ॥ ९ ॥
> अथ हय एता नेवं पञ्चाग्नीन्वेद न सह तैरप्या चरन्यात्मना लिप्यते
> शुद्धः पूतः पुण्यलोको भवति य एवं वेद य एवं वेद ॥ १० ॥

છાંદોગ્યોપનિષત્ ૫–૧૦

હિરણ્યાદિ દ્રવ્યની ચોરી કરનાર, સુરાપાન કરનાર, ગુરૂસ્ત્રી સાથે ગમન કરનાર, બ્રહ્મહત્યા કરનાર, અને એવા દુષ્ટજનોની સંગતિમાં રેહેનારની અધોગતિ જ થાય છે. ૯

માટે જે કોઇ પંચાગ્નિ વિદ્યા જાણી, શાસ્ત્રવિહિત સત્કર્મ કરી ઇશ્વરમાં તલ્લીન થાય છે, તેવા મહાત્માઓની વૃત્તિઓને મહાપાતકીઓ પણ દૂષિત કરી શકતા નથી. એવા પુણ્યાત્માઓ સર્વદા પુણ્યલોકમાં જ જાય છે. ૧૦

હે વાજશ્રવસ ! આપની પાસે પ્રતિજ્ઞા કર્યા પ્રમાણે પાંચે પ્રશ્નોનું મેં યથામતિ વિવરણ કર્યું છે. મારો ત્રીજો પ્રશ્ન એવો હતો કે—" દેવયાન અને પિતૃયાણના માર્ગો ક્યાંથી જુદા પડે છે ? દેવયાન અને પિતૃયાણ સંબંધી મેં જે વિવેચન કર્યું છે, તે ઉપરથી આપે

---

> पश्वादीनां लक्ष त्रिंशच्चतुर्लक्षं च वानरे
> ततोऽपि मानुषा जाताः कुत्सितादिर्द्धि लक्षकम् ॥
> उत्तमाच्चोत्तम जात मात्मानं यो न धारयेत् ।
> स एव ह्यात्मघातीस्या त्पुनर्यास्यात यातनाम् ॥

નવ્યભારત, બંગાળી માસિકપત્ર ખંડ ૧૧ સંખ્યા ૯–૧૦
માસ પૌષ–માઘ બંગાબ્દ ૧૩૧૦.

* જુઓ છાંદોગ્યોપનિષત્ ૫–૧૦–૬ ઉપર શંકર ભાષ્ય.

જાણી લીધું હશે કે મૃત્યુ પામેલા જીવનો અગ્નિ સંસ્કાર થાય છે ત્યાં સુધી દેવયાન અને પિતૃયાણુ સંબંધી મેં જે વિવેચન કર્યું છે, તે ઉપરથી આપે જાણી લીધું હશે કે, મૃત્યુ પામેલા જીવનો અગ્નિસંસ્કાર થાય છે ત્યાં સુધી દેવયાન અને પિતૃયાણુની સમાન સ્થિતિ છે. દેવયાન માર્ગે જનારા જીવો ત્યાંથી અર્ચિરાદિ માર્ગે જઈ ઉત્તરાયણ સુધી પોહોચે છે. પિતૃયાણે જનારા જીવો ધૂમાદિ માર્ગે જઇ દક્ષિણાયન સુધી જાય છે. અહીંથી બન્ને જીવો જુદા પડે છે; એક સંવત્સરના લોકમાં જાય છે, બીજો પિતૃલોકમાં જાય છે. બન્ને વર્ગના જીવો ચંદ્રલોકમાં એકઠા થાય છે; પણ દેવયાને જનારાઓની જ્યારે ઊર્ધ્વગતિ થાય છે ત્યારે પિતૃયણે જનારાઓની ચંદ્રલોકમાંથી પુનરાવૃત્તિ થાય છે. એ પ્રમાણે કેટલાક જીવો ચંદ્રલોક-માંથી ઉપર જાય છે, કેટલાક ત્યાંથી પાછા ફરે છે અને કેટલાક પાપીઓ તે લોક સુધી જઇ શકતા નથી. એમ હોવાથી મારો ચોથો પ્રશ્ન એવો હતો કે—પિતૃલોક શા માટે જીવો-થી ભરાયેલો રહેતો નથી ?—તેનું રહસ્ય હે મુનિશ્રેષ્ઠ ! આપના જાણવામાં સહેજ આવ્યું હશે હે બ્રહ્મર્ષિઓ ! મનુ મહારાજની કૃપાથી પરલોક સંબંધી મને જે કંઇ જ્ઞાન પ્રાપ્ત થયું છે, તેનો પૂર્ણ પ્રકાશ આપની સમક્ષ મેં કર્યો છે. અજ્ઞાની જીવોના ઉદ્ધાર માટે જેઓ એ જ્ઞાનના અધિકારી આપને જણાય, તેઓને તે જ્ઞાન આપવામાં કોઇ પણ પ્રકારનો બાધ નથી. આ બ્રહ્મસભામાં આવી રહસ્ય ચર્ચા કરવાનો મને પ્રસંગ મળ્યો, તે કોઇ મારા અ-પૂર્વ પુણ્યનું ફળજ માનું છું. આપ સર્વના અંતઃકરણપૂર્વક આશીર્વાદથી આજે જ મારા જન્મનું સાફલ્ય થયું છે.

પ્રવાહણ રાજાનાં આવાં વિનય વચનો સાંભળીને સર્વે બ્રહ્મર્ષિઓ એક સ્વરે "સાધુ ! સાધુ !" નો ઉચ્ચાર કરવા લાગ્યા. તેઓએ કહ્યું કે—ઇક્ષ્વાકુ કુળને ધન્ય છે કે જે કુળમાં જિબિલ રાજાના પુત્ર જેવા આ પ્રવાહણ રાજા રૂપ નરરત્નનો જન્મ થયો છે. દેવોને પણ જે સૃષ્ટિ રહસ્ય દુર્લભ છે, તે રહસ્યનું અમને દાન આપવાથી આ રાજર્ષિ અક્ષય્ય પુણ્યવડે પણ પરમયોગીને પણ દુર્લભ તેવા બ્રહ્મધામને પામો ! અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપી બ્રહ્મસભા વિસર્જન થઇ. અને પોતાના પ્રિયપુત્ર શ્વેતકેતુને આ પરમ રહ-સ્યનું જ્ઞાન આપવા ઉદ્દાલક મુનિ સ્વમંદિર પ્રતિ પધાર્યા.

સમાપ્ત.

માનશંકર વિ. પિતાંબરદાસ મેહેતા.

# ॥ वेदकाळ विचार ॥

( અનુસંધાન ગત વર્ષના પૃષ્ટ ૩૮૩ થી )

આગ્રયણ શબ્દનો આદ્ય આ ગ્રીકનો એ છે. તેમજ અયન સ્થાને ગ્રીકમાં ઇયોન્ દ છે. પરંતુ ર્ શબ્દની પહેલાં ગ્ નો લોપ કેમ થયો એ કહેવું કઠિન છે. એવો લોપ શબ્દના આરંભે થતો એવાં ઉદાહરણો છે. સંસ્કૃતમાં ગ્રાવનનું ગ્રીક લૅઑસ અને ઘ્રાણનું હ્રિનાસ્ એવાં રૂપ થાય છે. પણ વ્યુત્પત્તિ શાસ્ત્રના મતે ગ્રીક અને સંસ્કૃતના પરસ્પર સંબંધમાં એવો લોપ શબ્દમાં થવાનાં ઉદાહરણો મળતાં નથી. અન્ય ભાષાના સંબંધમાં એવાં ઉદાહરણો પુષ્કળ જોવામાં આવે છે. આ નિયમ ગ્રીક અને સંસ્કૃતને લાગુ પડીએ તો આગ્રયણ શબ્દથી ઓર ઇ ઑન્-ઓરયન શબ્દ સિદ્ધ કરી શકાય છે. પણ ઓરયનનું મૂળ જ્યારે આપણા સમજવામાં નક્કી નથી, ત્યારે નિરનિરાળા આર્ય રાષ્ટ્રની દંતકથા ઉપરથી પરસ્પર સાદૃશ્ય ઉપજાવી કહાડતાં તેનું મૂળ સ્વરૂપ પ્રાચીન આર્ય શબ્દનું હોય તો તેમાં કોઈ સંશય નથી. અને એ મૂળ જ્યારે ખરૂં સમજવામાં ન આવે, ત્યારે ઉપરના એકંદર વિવેચનને કોઇ પણ પ્રકારે અસભ્યાંશવાળું ગણી શકાય નહિ. આ ઉપપત્તિનો મૂખ્ય આધાર વૈદિક ગ્રંથોના વાક્યો ઉપર ટકી રહ્યો છે, અને તેનું ધોરણ વસંત સંપાત મૃગશીર્ષમાં એક વખત થતો હતો એ બતાવવાને અર્થે છે. આ ઉપપત્તિને પારસી અને ગ્રીક દંતકથાનો પણ મજબુત આધાર છે તદ્દત્ જર્મન લોકોની દંતકથાનો પણ પૂરતો ટેકો છે. પુષ્કળ વૈદિક વાતોનો આ ઉપપત્તીથી સમાધાનકારક અર્થ થઈ શકે છે, એ પૂર્વે બતાવવામાં આવ્યું છે. એવી જે ઉપપત્તી એટલી વાતોનો, એટલીજ આખ્યાયિકાનો, અને દંતકથાનો સમાધાનકારક ખૂલાસો કરે છે, ત્યારે તેને સત્ય માનવાને માટે કયાં પ્રકારની હરકત છે ?

વેદાંગ જ્યોતિષમાં કૃતિકાની સ્થિતિ ઉપરથી કાઢવામાં આવેલા અનુમાનને આધારે મેક્સમ્યૂલરેનામ ઠરાવ્યાં છે. તેની સ્થિતિ સમ્બન્ધે વેદમાં કાંઈ કહેવામાં આવ્યું નથી. પરંતુ વેદકાળે જ્યારે વસંત સંપાત મૃગશીર્ષમાં થતો, ત્યારે તે કૃતિકામાં હોવાનો દાખલો વેદમાંથી કેવી રીત્યે મળી શકે ? આ બાબતપરત્વે લક્ષ ન આપતાં આજ સુધી વિદ્વાન લોકોએ બીજી બીના વિષયે માથાકૂટ કરેલી છે. પણ જ્યારે તેઓએ વૈદિક સૂક્તોના યોગ્ય પ્રકારે પરીક્ષા કરી છે ત્યારે તેને આ બીના સહજ સમજવામાં આવી હશે. પણ સંવત્સરના છેવટે શ્વાન ઋભૂને જમા કરી આપવાની વૈદિક ઋચાનો ખરો અર્થ, સમજવાને તેને હરકત આવી નહોતી. યમના કુતરાનું સ્થાન અને વૃત્રના વધની જગાનો ઋગ્વેદના વર્ણન ઉપરથી અને વૃક ડરે શ્વાનપુંજ; સૂર્યની પૂર્વે ઉગતો એ વર્ણન ઉપરથી સંપાતની જગાં સ્પષ્ટ જોવામાં આવતી.

કેટલાકનું એમ કહેવું છે કે વૈદિક ઋષિને આકાશના ગોળાની સામાન્ય ગતિ વિષયે કાંઈ પણ ખબર નહોતી. પણ એ વિચાર ઘણો સંદિગ્ધ છે. હાલના પ્રમાણે નિરનિરાળા વેધયંત્રો તે સમયે નહોતાં. અને તેઓમાં વેધયંત્રો-અત્યારના વેધયંત્રો જેવાં સૂક્ષ્મપણુ

નહોતાં; એવો જો તેઓના કહેવાનો અર્થ કરવામાં આવતો હોય તો તે અક્ષરશઃ સત્ય છે. પરંતુ વૈદિક ઋષિને સૂર્ય અને ઉષા વિના બીજા કોઇની ખબર નહોતી, નક્ષત્ર, માસ અયન, વર્ષ વગેરે બાબતોથી તેઓ અપરિચિત હતા; એવો જો તેનો અર્થ કરવામાં આવતો હોય તો તેમ કહેવાને ઋગ્વેદમાં મુદ્દલે આધાર નથી. ઋગ્વેદમાં (૧૦–૮૫–૧૩)

सूर्यायावहतुः मागात्सवितायमवासृजत् । अघासुहन्यन्तेगावोर्जुन्योःपर्युह्यते

અર્જુની અને અઘા નક્ષત્રનાં નામો આપેલાં છે. તેમજ નક્ષત્રનો સામાન્ય નિર્દેશ ( ઋગ્વેદ ૧૦–૮૫–૨ )

सोमेनादित्याबलिनः सोमेनपृथिवी मही । अथोनक्षत्राणामेषामुपस्थेसोमआहितः

અને ચંદ્ર સૂર્યની ગતિ ઉપરથી ઋતુત્પાદક વિષયે ઉલ્લેખ ઋગ્વેદ ( ૧૦–૮૫–૧૮ )માં જોવામાં આવે તેમ છે.

पूर्वापरंचरतोमाययैतौ शिशूक्रीडन्तौ परियातोअध्वरम् ।
विश्वान्यन्योभुवनाभिचष्टऋतूँरन्योविदधज्जायतेपुनः

દેવયાન અને પિતૃયાન નામના વર્ષના બે અયન તે સમયે પ્રસિદ્ધ હતાં. ચાંદ્ર અને સૌર વર્ષનો મેળાપ કરાવવા માટે અધિક મહિનાનું વર્ણન ઋગ્વેદમાં ( ૧–૨૫–૮ ) છે. વરૂણે સૂર્ય માટે કરી આપેલો વિસ્તીર્ણ રસ્તો; કે જેમાં બાર આદિત્યો રહેલા છે, અને જે માર્ગમાં સૂર્યાદિ જ્યોતિ કદી અતિક્રમ કરતી નથી, તે ક્રાન્તિવૃત્તનો પટ્ટો છે. પ્રોફેસર લડવિગ્ના વિચાર મુજબ ઋગ્વેદમાં ક્રાન્તિવૃત અને વિષુવવૃતનાં તિર્યકત્વનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે* વેદકાલે સપ્તર્ષિ ઋક્ષા%ની માહિતી હતી. ઋગ્વેદકાલે શતભિષક–શત તારકા–નક્ષત્રની ખબર હતી. આ વિષયે ઋગ્વેદના પાંચમા મંડલનું ચાલીશમું સૂક્ત ઘણું મહત્વનું છે. આ સૂક્તમાં સૂર્યના ખગ્રાસગ્રહણનું વર્ણન કરવામાં આવ્યું છે. તેની એક ઋચામાં ( ૫–૪૦–૬ ) गूळ्हं सूर्यंतमसा पव्रतेनतुरीयेणब्रह्मणाऽविन्ददत्रिः એમ કહેવામાં આવ્યું છે, કે અત્રીએ तुरीय નામના વેધ યંત્રથી ગ્રસ્ત સૂર્યનો વેધ કર્યો. આ વિષયે કેટલાકનું એવું કહેવું થાય છે, કે વૈદિક ઋષિઓને જ્યોતિષનું એટલું બધું જ્ઞાન હોય તો પણ તેને ગ્રહોની ખબર નહોતી. પણ તેમ કહેવાને કશો આધાર નથી, નક્ષત્ર જોતાં ગુરુ શુક્ર સરખા સર્વ નક્ષત્રને અધિક તેજઃપુંજ તેઓના જોવામાં ન આવે એ કંઇ અસંભવનિય નથી. શુક્ર કેટલોક સમય પૂર્વમાં અને કેટલોક સમય પશ્ચિમમાં જોવામાં આવે છે. બ્રાહ્મણકાલે ગ્રહની માહિતી હતી એમાં તો કાંઈ પણ શંકા નથી. તૈત્તિરીય બ્રાહ્મણમાં ( ૩–૧–૧૫ ) बृहस्पतिः प्रथमं जायमानः । तिष्यं

---

* "ક્રાન્તિવૃત એટલે પૃથ્વીનો સૂર્યની આસપાસ ફરવાનો માર્ગ. અને પૃથ્વિની પૂર્વ પશ્ચિમ, મધ્ય વૃત અર્થાત્ વિષુવવૃત્ત અને ક્રાન્તિ વૃત્તમાં સુમારે ૨૨½ અંશનો તફાવત રહે છે.

% सप्तर्षीहस्मवैपुरक्षाइत्याचक्षते ॥ શતપથ બ્રાહ્મણ ૨–૧–૨–૪.

नक्षत्र मग्नि संबभूव " બૃહસ્પતિ પ્રથમ તિષ્ય અર્થાત્ પુષ્ય નક્ષત્રથી ઉત્પન્ન થયાનું વર્ણન છે. હાલ પણ ગુરુ પુષ્ય યોગ ઘણો મંગળ માનવામાં આવે છે.

યજ્ઞના બે પાત્રનાં નામ શુક્ર અને મંથિનછે. તે આકાશસ્થ ગોલાના નામ ઉપરથી પાડવામાં આવ્યાનું એક સ્થળે કહેવામાં આવ્યું છે. આ વાર્ષિક સત્ર સૂર્યની વાર્ષિક ગતિની પ્રતિમા છે. અર્થાત્ યજ્ઞની વસ્તુનાં નક્ષત્ર ગ્રહાદિકનાં નામ આપવાં સ્વભાવિક હતાં. એ પાત્રોને શુક્ર અને મથિનૂનાં પાત્ર તૈત્તિરીય સંહિતામાં આપવામાં આવેલાં છે. શુક્ર અને મંથિન્ વગેરે શબ્દનો સોમરસ કે એવો બીજો કોઇ અર્થ કરવાને કાંઈ આધાર નથી. આ સબબે તે નામ ગ્રહનાંજ હોય એમાં સંશય નથી.

ઋગ્વેદના દશમા મંડલમાં વેનનું એક સુકત છે. વેન શબ્દ વેન્ કિંવા વિન્ (પ્રીતિ કરવી) ધાતુપરથી નીકળેલો છે. તે (૧૦—૧૨૩—૧) સુકતમાં सूर्यस्य शिशुम् (૧૦,૧૨૩,૨) ऋतस्यासानौद समुद्रादूर्मिमुदियर्ति वेनः એવાં વાકયો છે આ ઉપરથી વેન નામ વીનસ્ શબ્દનું મૂળ આર્યરૂપ હોય એમ જણાય છે. શુક્ર ગ્રહ વાચક લેટિન વીનસ્ એ પ્રીતિનો દેવતા છે. સંસ્કૃત વેન શબ્દ પણ પ્રીતિ કરનાર અર્થને જ સૂચવે છે, વળી યજ્ઞ મધ્યેનું શુક્ર પાત્ર ગ્રહણ કરવાથીજ વેન સુકતનો ઉપયોગ કરવામાં આવે છે. આ બીના લક્ષમાં લાવવાથી વૈદિક વેન અને લેટિન વીનસ્ એ એકજ હોય એમ દીસે છે, આ શબ્દનાં લિંગ જૂદાં છે લોટિનવીનસ્ સ્ત્રી લિંગ છે પણ આ લિંગ ભેદ અતિ મહત્વનો નથી. વેદ કાલે શુક્રની ખબર હતી. આ બીનાને બીજો આધાર ગ્રીક ભાષાના કુપ્રિસ્ શબ્દનો છે. આ શબ્દ પણ શુક્રગ્રહ વાચક છે. સ્વર શાસ્ત્રના નિયમ પ્રમાણે સંસ્કૃત શુક્ર શબ્દનું ગ્રીકરૂપ કુપ્રોસ છે. પણ યુરપમાં લિંગ વિપર્યય થવાથી કુપોસનું કુપ્રિન્ એવું. સ્ત્રી લિંગ થયું. આ રીત્યે ગ્રહના લેટિન અને ગ્રીક ભાષામાં અનુક્રમે વીનસ્ અને કુપ્રિસ નામનાં પરંપરા વૈદિકવેન અને શુક્ર શબ્દઉપરથી થયેલીછે.

વૈદિક ઋષિઓએ જ્યોતિષનીચંદ્ર સૂર્યની વાર્ષિક ગતિ ઉપરથી થનાર કાલવિભાગ નક્કી કર્યા હતા. અને ચાંદ્ર વર્ષનો મેળાપ કર્યો હતો, નક્ષત્રના ઉદયાસ્તનું યોગ્ય પ્રકારે નિરીક્ષણ કર્યું હતું, ચંદ્ર સૂર્ય તેને માલૂમ હતા તે ગ્રહ આકાશમાં ઋત નામની વિશિષ્ઠ રાશિમાં રહી પણ અતિક્રમણ કરતા નથી એમ તેમના સમઝવામાં હતું.‡ ચંદ્ર સૂર્યના ગ્રહણ તરફ તેનું બહુ સારૂં ધ્યાન ખેંચાયું હતું. આટલી બીના જે લોકાને પરિચિત હતી તેને સાહજિક તે સમયે ઉગનાર નક્ષત્ર ઉપરથી માસારંભ, વર્ષારંભ વગેરે નક્કી કરવાને આવડે એમ માનવું જોઇએ. મંત્રની મદદથી દિવસ અને રાત્રિ કયારે સરખી થાય, સૂર્ય દક્ષિણ તરફ અથવા ઉત્તર તરફ કયારે વળે એ સમઝવું કઠિન નથી. અર્થાત્ આવા પ્રકારની સાદી બાબતો સમઝવાને તેમનામાં શક્તિ હતી. ઋગ્વેદનાં (૧,૧૬૧;૨૨;

---

‡ આ રાશિચક્ર (Zodive) માં ક્રાંતિવૃતની બંને બાજૂએ આઠ આઠ અંશ ભાગ રહે છે. ચંદ્ર સૂર્ય અને ઈતર ગ્રહ આ રાશિમાં ફરે છે. તેની બહાર કદી જતા નથી, અશ્વિની આદિ સર્વે નક્ષત્ર આ રાશિમાં આવે છે.

सुषुप्वांस ऋभवस्तदपृच्छतागोह्य क इदं नो अबूबुधत् ।
श्वानं बस्तो बोधयितारमब्रवीत्संवत्सर इदमद्या व्यख्यत ॥

આ સૂક્તનો એવો અર્થ થાય છે, કે " એક શ્વાને ઋભુને સંવત્સરને અંતે જાગૃત કર્યો. " યાસ્ક અને સાયણાચાર્ય ઋભુનો અર્થ કિરણ કરે છે. પરંતુ બીજી કેટલીક બાબતો ઉપરથી, અને કેટલાક પાશ્ચાત્ય પંડિતોએ સૂચવ્યા પ્રમાણે તેનો અર્થ ઋતુ એવો ગ્રહણ કરવો યોગ્ય છે. એ ઋભુ અર્થાત્ ઋતુ દેવતા વર્ષ પર્યન્ત કામ કરી પછી અગોહ્ય અર્થાત્ સૂર્યના ઘેર બાર દિવસ સુધી સ્વસ્થ નિરાધિન થઇ રહે છે એવું વર્ણન છે આ બાર દિવસ ચાંદ્ર સૌર વર્ષનો સંયોગ કરવા માટે સ્વીકારેલા અધિક દિવસ છે. તેનો કોઇ પણ વર્ષમાં અન્તર્ભાવ થતો નહિ હોવાને સબબે ઋતુ પોતાનુ કામ બંધ કરી તે દિવસે નિદ્રાવશ થઇ એમ કહેવું સર્વથા યોગ્ય છે. હવે પ્રશ્ન માત્ર એટલોજ રહે છે, કે એ ઋતુને જગાડનાર કુતરા કોણ ? તે કુતરા તે મૃગપુંજ પાસેના શ્વાનપુંજ હોવા જોઇએ. અર્થાત્ આ તારકાપુંજમાં સૂર્ય આવે ત્યારે વસંત ઋતુની અને નવા વર્ષની શરૂઆત થઇ ઋતુ દેવતા જાગૃત બની પોતાનું કામ ચાલુ કરે છે. વસંત સંપાતને સમયે શ્વાનપુંજ પાસે હોય છે. શ્વાનપુંજ પાસે વસંત સંપાત આવે એટલે ઉત્તરાયનનો આરંભ ફાલ્ગુની પોર્ણિમાએ થાય. અને મૃગશીર્ષનો નક્ષત્રમાલામાં આરંભ પણ થાય આ પ્રકારે તૈત્તિરીય સંહિતા અને બ્રાહ્મણના વચનનો સ્પષ્ટાર્થ છે. વસંત સંપાત મૃગમા થતો એ બતાવનારાં ઋગ્વેદમાં સ્પષ્ટ વાક્યો છે.

ઋગ્વેદમાં ( ૧૦–૮૬ ) वृषाकपिनुं સૂક્ત છે. એ વૃષાકપિ તે કોણ ? એ સમ્બન્ધે અનેકનાં જૂદા જૂદા વિચાર છે. પરંતુ એ તમામનો વિચાર સૂર્યનું અમે તે પ્રકારનું સ્વરૂપ હોવા વિષયે છે. પણ એ સ્વરૂપ નક્કી કયું તે જોવું જોઇએ. વૃષાકપિ શબ્દને માટે અમર કોષમાં કહેવામાં આવ્યું છે, કે " हरोविष्णुर्वृषाकपि " તે પ્રમાણે તે વિષ્ણુ અને શંકર એ બન્નેનો વાચક છે.. મૃગશીર્ષના વર્ણનમાં કહેવામાં આવ્યુંછે, કે આ બન્ને દેવની કલ્પના મૃગશીર્ષની અનુક્રમે સૂર્યોદયે અને સૂર્યાસ્તે ઉગવાના યોગે સૂચિત થનાર બીનાને અંગે ઉત્પન્ન થયેલી છે. આ બીના લક્ષમાં લેતાં વૃષાકપિનો અર્થ આ સૂક્તમાં શરત્સંપાત થયેલો સૂર્ય એવો કરવો જોઇએ. આ સૂક્તમાં જે બીના છે તેનો સ્પષ્ટાર્થ એવો થાય છે. કે " વૃષાકપિ એ મૃગ હોવાથી તે ઇંદ્રનો મિત્ર છે. " પણ તે ઉન્મત્ત થાય છે ત્યારે યજ્ઞ બંધ પડે છે. આ મૃગ ઇંદ્રાણીની કોઇ વસ્તુ લેઇને ન્હાસી ગયોહતો. તેને શિક્ષા કરવા માટે ઇંદ્રને ઇંદ્રાણીએ ગુસ્સો ઉત્પન્ન કર્યો, છતાં ઇંદ્ર મૃગને સજા નહિ કરતાં તેની પાછળ પાછળ ગયો. તેથી ઇંદ્રાણી ક્રોધવશ બની તે મૃગનું શિર છેદન કરવા નીકળી. અને તેની પાછળ એક કુતરાને દોડાવવામાં આવ્યો. પરંતુ એટલામાં ઇંદ્રે વચ્ચે પડી તેને-ઇંદ્રાણીને-સમજાવી. ત્યારે ઇંદ્રના મિત્ર મૃગનું નહિ પણ બીજા મૃગનુંશીર્ષ છેદન કરવામાં આવ્યું. વળી વૃષાકપિ પોતાને ઘેર જવા નીકળ્યા ત્યારે ઇંદ્રે તેને પુનઃયજ્ઞારંભ થાય એ વખતે પોતાને ઘેર આવવાનું આમંત્રણ કર્યું. તે પ્રમાણે જ્યારે વૃષાકપિ ફરીને ઇંદ્રને ઘેર આવ્યો ત્યારે તેની સાથે પૂર્વનો મૃગ નહોતો. અર્થાત્ વૃષાકપિ, ઇંદ્ર, અને ઇંદ્રાણી તેને મૃગને—આનંદથી ભેટયા. " હવે આ બીનાનો વિચાર કરીએ તો વૃષાકપિને

સીધે યજ્ઞ બંધ પડે છે, ઈંદ્રાણીએ તેની પાછળ કુતરો મોકલ્યો, તે પોતાને ઘેર ગયો અને ફરી ઇંદ્રને ઘેર આવવાથી યજ્ઞપુનઃ શરૂ થયો. આમાં મહત્વની અને નહિ સમઝી શકાય એવી બીના છે. પણ વૃષાકપિનો અર્થ મૃગશીર્ષમાં વસંત સંપાત થવાથી શરત્સંપાતમાં આવનાર સૂર્ય એવો કરવાથી આ તમામ બીના સારી રીત્યે સમઝી શકાય તેમ છે. આગળ એક ઠેકાણે કહેવામાં આવ્યું છે, કે પૂર્વે ઉત્તરાયન ઉર્ફે દેવ માર્ગનો આરંભ વસંત સંપાતથી અને દક્ષિણાયન ઉર્ફે પિતૃયાતનો શરત્સંપાતથી યતો હતો. ત્યારે એ સ્પષ્ટ જ છે, કે પિતૃયાનમાં કોઇ પણ દેવ કર્મ અને યજ્ઞ થાય નહિ. જે અર્થે મૃગ નક્ષત્ર સૂર્યાસ્તે ઉગે છે, એટલે પિતૃયાનનો આરંભ થાય છે, તે અર્થે વૃષાકપિના સંબંધે યજ્ઞ બંધ કરવો પડે એ વાસ્તવિક છે. તેની આગળ કુતરા લાવવામાં આવેલા છે. આ બાબત ઉપરથી તે નક્ષત્રની પીછાન થાય છે. એ કુતરા તે શ્વાન પુંજ છે. વૃષાકપિ દક્ષિણાયનમાં જવાથી નિચે જાય છે, અને વસંત સંપાત પુનઃ આવવાથી અર્થાત્ દેવયાનમાં આવવાથી ઉત્તર તરફ આવેલા ઇંદ્રને ઘેર આવે. અર્થાત્ નૂતન વર્ષારંભ થવાથી યજ્ઞયાગનો પ્રારંભ થાય. આ સમયે એ મૃગ નક્ષત્ર સૂર્યોદયે ઉગવા માંડે. એટલે સૂર્ય ઇંદ્રને ઘેર જવાને સમયે તે મૃગન હોય એ સ્પષ્ટ છે. આ પ્રકારે વૃષાકપિ રૂપી સૂર્ય એટલે શરત્સંપાતનો સૂર્ય એમ માનવાથી આ સૂક્તનો ઘણો સમાધાન કારક સરળ અર્થ થઇ શકે તેમ છે. આ ઉપરથી સૂક્તમાં મૃગશીર્ષ અને શ્વાનપુંજનું વર્ણન માત્ર છે એમ કાંઈ નથી. પણ સૂર્ય જે સમયે વિષુવવૃતની દક્ષિણ કિંવા ઉત્તરે આવે ત્યારે તેની સ્થિતિ ત્યાં સ્પષ્ટપણે વર્ણવેલી છે. આ બીનાની સાથે ઋભૂની બીનાને જોડવાથી આ બીના ક્યારે ઉદ્ભવેલ હશે ? તેનો કાળ નિશ્ચય કરવાને માટે ખાત્રી લાયક પૂરાવો મળે છે. આ તમામ બીનાનો વિચાર કરવાથી તૈત્તિરીય સંહિતા અને બ્રાહ્મણમાં આપવામાં આવેલો પ્રાચીન વર્ષારંભ કાલ્પનિક નથી પણ ખરેખર તે પૂર્વથી પરંપરાગત ચાલતો આવે છે, એમ કબૂલ કર્યા વિના ચાલે તેમ નથી.

( આગળ ચાલુ )

વઢવાણ—
કાઠિયાવાડ,

પ્રભાશંકર રતનજી ઉપાધ્યાય.

# ॥ પુનર્લગ્ન ॥

( મળેલું )

આજથી થોડાક માસ ઉપરે ગુજરાતીમાં ઉક્ત વિષય સંબંધે લેખ રા. રા. તનસુખરામ મનસુખરામ તરફથી પ્રકટ થયેલ હતો તે વાચતા હૃદયે જે વિચારો તે વખતે ઉદ્દ્ભવ્યા તે આ સ્થૂલાક્ષરરૂપે પરિણામ પામે છે.

આ સૃષ્ટિ ભણી દૃષ્ટિ ફેંકતાં આર્યજાતિ સિવાય કયાં પણ એ પૃથા નહોય એવું દૃષ્ટિમાં આવશે નહિ. સર્વત્ર એનો પૃથા છે એમ જણાયા વીણુ રહેશેજ નહિ. જ્યારે આ પ્રમાણે છે ત્યારે તેનો યથાસ્થિત ન્યાય કરવો અગત્યનો છે. પ્રશ્ન અતી મહત્વનો છે તેથી અતી ગંભીર વિચાર કરી શાંત હૃદયે નિર્ણય લાવવો ઉચિત છે.

ગુજરાતીના લેખમાંના વિચારોમાં એક એવો વિચાર હતો કે સ્થૂલ ભોગ સિવાય કે પાશવ કામ સિવાય પુનર્લગ્નનો અન્ય કંઈ પણ હેતુ નથી. આ વિચાર જો કે સત્ય છે પણ તે એકદેશી છે, સર્વદેશી નથી. કામાદિક વિકારોને લશ કરવા એ કેટલું દુષ્કર છે, એ વિચાર કેવળ હૃદયથી દૂરજ રાખવામાં આવેલ છે. અમૂક પુરૂષ અતિબળવાન છે, તે એમજ માની લે જે સર્વ મ્હારા જેવાજ બલવાન હશે તો તે કેટલું સત્ય છે? તેવી રીતે આમાં પણ છે. જે વિષય સર્વ કરતાં બલવાનછે, જેને મોટા મોટા યોગીઓ, જ્ઞાની અને વિચાર શીલ પુરૂષો તેમજ દેવતાઓ પણ નમે છે, જહેનાથી તેઓ પરાજીત થયેલા છે એવો જે એક મહાન શત્રુ તેને કેવળ એક અતિ અબળા જીતવા સમર્થ થાય કિંબહુના એ જીતે એવી આપણે આશા રાખીએ, એ એક અજ્ઞાનતાજ છે. બોલી જવું એ રહેલું છે, પણ તદનુસાર અનુવર્તવું એ અતિ કઠીણ છે. કોઇ પણ નિષ્પક્ષપાતિ હૃદય તેનો સ્વીકાર કર્યા વીણુ રહેશે નહિ; આનેજ અવલમ્બી એક કવી ઉદ્દ્બોધ કરે છે કેઃ—

"કહેણી મીસરી ખાંડ હૈ, રહેણી તતાલોહ;
કહેણી કેરે, રહેણી રેહે, એસા વિરલા કોઇ."

વસ્તુ ગતિ, જ્યારે આ પ્રમાણે છે ત્યારે તે પ્રતિનો સૂક્ષ્મ વિચાર કરી ન્યાય છણવો ઉચિત છે કેવળ દૃષ્ટિને ગગન મંડળે રાખી ઉચેની સૃષ્ટિને જોવી અને નીચેની અધમ છે માટે તેના ભણી દૃષ્ટજ ફેંકવી નહિ, એ ન્યાયી દૃષ્ટિ નજ કહેવાય. દૃષ્ટિને દશે દિશા ભણી ફેંકવી અને તત્પશ્ચાત ન્યાય કરવો જોઇએ.

એ તો સત્ય છે કે આર્ય શાસ્ત્રમાં પુનર્લગ્નની વિધિ નથી. પરંતુ તે કાળમાં નિયો-

ગની પ્રથા હતી. જે શબ્દને આપણે ગુજરાતીમાં દીયર કહીએ છીએ તે સંસ્કૃત શબ્દ દેવરનો અપભ્રંશ છે, તે આ નિયોગ શબ્દનો સૂચક છે. પ્રજોત્પત્તિ અર્થે દેવર ગમન થતું તે નિયોગ શબ્દથી વ્યવહારાતું અને તે સમયમાં તે શાસ્ત્રીય પ્રથા હતી. તેથી તે અધર્મરૂપે હતું નહિ. દેશ અને કાળ પલટાતાં લોક વૃત્તિ અન્યથા થઇ તેઓને એ વિષય પ્રતિ અભાવ થયો અને તેથી તેમ થતું બંધ થયું. શાસ્ત્રે પણ આજ્ઞા કરી કે હવે પછીના કાળમાં તે અધર્મરૂપે છે, માટે ન કરવું. હવે તેનો વિચાર કરીએ.

તે સમયમાં જે લગ્ન થતાં તે હાલના સદૃસ નહિ હતાં. લગ્નનો હેતુ જે દાંપત્ય પ્રેમ તે આજના સમયમાં છેજ ક્યાં ? આજે દાંપત્ય પ્રેમાર્થે લગ્ન થતા નથી પણ કેવળ ભોગાર્થે અને પ્રજોત્પત્તિ અર્થે થાય છે. લોકમાં કેવળ વૈષયિક અને પુત્રાર્થિત્ કામ છે. નિષ્કામ સૂક્ષ્મ પ્રીતીનાં બીજજ ક્યાં છે? લગ્ન એટલે સંબંધ એ સંબંધ શાનો ? પ્રેમનો. તો એ પ્રેમ દશ અગીઆર અને બાર વર્ષની બાળકીનો તેના કેવળ અજ્ઞાત પુરુષથી કેવી રીતે બંધાય એ વિચારવું જરૂરનું છે એક સ્વભાવ અને એક વિચાર વિણ પ્રીતી કદી બની શકતી નથી. અને જ્યાં બાળકોનો વાગ્દાન સંબંધ તેઓની ત્રણ ત્રણ અને ચાર ચાર વર્ષની ઉમરે બંધાય અને અગીઆર બાર વર્ષે લગ્ન ગાંઠથી બંધાય ત્યાં દંપતિઓના સ્વભાવ એકજ થશે અને તેઓની તેથી પ્રીતી થશે એવી આશા કેમ રખાય? આમ લગ્નનો હેતુ કોઈ પણ રીતે સચવાતો નથી; તો પછી એ લગ્નો શા કામના છે. એજ કે એ પ્રાચીન લગ્નો નથી અને તેથી વિધવા સ્ત્રીઓને એ પ્રાચીન પદ્ધતિ પાળવી અતી કઠીણ થઇ પડે છે. અને તેથીજ દયાળુ હૃદયો કંપે છે. પ્રાચીન સમયમાં લોકનું આધ્યાત્મિક જ્ઞાન અતી વિશાળ હતું; સંસારના પદાર્થો અને વિષયો પ્રતિ તેઓની અતી પ્રીતી નહિ હતી; ઉત્તમ પ્રતિનું ધાર્મિક જ્ઞાન લોકો પામતા અને તદનુસાર અનુવર્તન કરતા. સંસારનો ઉચ્છેદ ન થાય, આશ્રમોથી ધર્મ યથાસ્થિત ચાલ્યો જાય તદર્થે ગૃહસ્થનો ધર્મ પાળતા, બાળ લગ્નનું તો નામજ નહિ હતું. નિષ્કામ આધ્યાત્મિકપ્રીત્યર્થે અને આશ્રમોક્ત ધર્માર્થે પ્રીતી લગ્નો થતા અને જેમ શુકલ પક્ષમાં ચંદ્ર ક્રમે ક્રમે પૂર્ણ પ્રભાને પામતો જાય તેમ તેઓની પ્રીતી પૂર્ણતાને પામતી. અંતે પરિણામે અદ્વૈતરૂપ પૂર્ણિમાના ચંદ્રરૂપે શોભી રહેતી. જ્યાં આવાજ પ્રકારના લગ્નો થતાં હોય, આવાજ પ્રકારની પ્રીતીઓ બંધાતી હોય ત્યાં પુનર્લગ્ન ક્રિયારૂપે તો શું પરંતુ નામરૂપે પણ અધર્મ્યં ગણાય તો તે સર્વાંશે યુક્ત છે. જ્યાં આવાજ પ્રકારના ધાર્મિક અને પ્રીતીયુક્ત જીવન ગાળવામાં આવતાં હોય ત્યાં પછી પુનર્લગ્નનો ગંધ પણ નહોય તો તે સ્વાભાવિક છે. અને આર્યશાસ્ત્ર કે જે તેની આધ્યાત્મિક ઉન્નત દશામાં રચાયાં છે તેમાં તેનો નિષેધ હોય એમાં કોઇ પ્રકારની નવાઇ નથી. આમ હોવુંજ જોઇએ અને છે. જ્યેષ્ઠ બંધુ પત્ની કે જે માતુવત્ મનાય તેની સાથેનો અતિયોગ, એ દૃષ્ટિએ અધર્મ અતી દુષ્ટતાથી ભરપૂર રૂપે જણાય તો તે સાહજીક છે અને યથાર્થ છે. અને તેથી કરીને તે રિવાજ સ્વલ્પ સમયમાં જીર્ણ પડી ગયો, શાસ્ત્રથી પણ નિષેધાયો.

જ્યાં આવીજ રીતે અનુવર્તન થતું હોય. કામાદિ વિકારો જે રાજસ અને તામસ

પ્રકૃતિથી ઉત્પન્ન થાય છે તેઓ સાત્વિક પ્રકૃતિથી પરાભવ પામી હૃદયે તીરોહિત થઇજાય અને ધાર્મિક ભાવ સ્ફુર્યા કરે ત્યાં પુનર્લગ્નની વાત કરવી એ ખરેખર અધર્મ્ય છે, કિંતુ જ્યાં કેવળ વિપરિતજ અનુવર્તન થતું હોય ત્યાં પણ તેવી વાત કરવી એ યોગ્ય નથી. આપણી સામાજિક સાંપ્રત સ્થિતિનો, ધાર્મિક સ્થિતિનો અને લગ્ન પદ્ધતિનો વિચાર કરતાં પુનર્લગ્નનો ધ્વનિ સર્વાંશે ખોટો નથી, વિચારવા યોગ્ય છે.

આર્ય શાસ્ત્રદૃષ્ટિએ કે રસીક દૃષ્ટિએ પુનર્લગ્નનો અવકાશ નથી; માત્ર બાળ રંક વિધવાઓનો વિચાર હૃદયમાં કરૂણા ઉપજાવે છે અને તે કરૂણા ઉક્ત લગ્નને અવકાશ અપાવે છે. કેવળ કરૂણા હૃદયને અવકાસ આપે છે એટલુંજ નથી કિંતુ એ વિધવાઓ કામાદિક વિકારોને વશ ન કરી શકવાથી જે અનાચાર માર્ગ પ્રતિ દોરવાઇ જાય છે તેના વિચારથી પણ ઉક્ત લગ્નને અવકાશ મળે છે. આટલાથીજ આની સમાપ્તિ થતી નથી પણ એ વિધવાઓનો રોગ ચેપી હોય છે અને જે કોઇ તેના સંસર્ગમા આવે છે, તો તે પછી તદરૂપાહો કે સધવા હો તેને તેનો ચેપ લાગ્યા વીના રહેતો નથી અને આમને આમ એ રોગ પ્રસરતો જાય છે, વૃદ્ધિગત થતો જાય છે. રોગનું ઔષધ થવું જોઇએ, એને જડમૂળમાંથી કાઢવો જોઇએ, વિદ્વાન સાક્ષરરૂપ વૈદ્યોનું એ કર્તવ્ય છે. તેમણે તે કરવું જોઇએ. ઔષધ શોધવું જોઇએ, તેમને તે નિરામય કરશે કે નહિ તેનો વિચાર કરવો જોઇએ અને તત્પશ્ચાત રોગીઓને પીવાડવું જોઇએ. આ ફરજ અવશ્ય કરીને તેઓએ બજાવવી જોઇએ.

ઔષધો વિવિધ છે. એક સ્ત્રીઓને ધાર્મિક જ્ઞાન આપવું તે, અને અન્ય પુનર્લગ્ન કરવું તે. કેટલાકોનું એવું માનવું છે કે પહેલા કરતાં બીજું ફલ પ્રદ થશે, કારણ કે સાંપ્રત કાળ તેને અનુકૂલ છે; કેટલાકો પહેલું ફળદાઈ ગણે છે.

સ્ત્રીઓને ધાર્મિક જ્ઞાન આપવું અને વિધવાઓના જે શાસ્ત્રકથીત ધર્મોછે તે પળાવવા, અને આ પ્રમાણે કામાદિક વિકારોને વશ કરી બ્રહ્મચર્ય પળાવવું એ અતિ ઉત્તમ છે. પરંતુ આજના કાળની પ્રબળતા જોતાં તે પ્રમાણે કરવું અતી કઠીણ છે. કોઇ કહેશે કે આવી રીતે કઠીણ કરીને પુનર્લગ્ન કરવા એટલે બસ એમ કહો, વધારે શા માટે લાંબી લાંબી વાતો કરો છો, આનો ઉત્તર એ છે કે આમ કેવળ એકજ ઉપલક દૃષ્ટિ રાખી નિર્ણય કરવો ન જોઇએ. એક બાળક પહેલા વર્ગમાં અભ્યાસ કરતો હોય તેને જઇને સાતમાં વર્ગના અભ્યાસનો બોધ આપો તો શું તે સમજી શકશે ? વૈશ્યકુલકે બ્રાહ્મણ કુલમાં જન્મેલ બાળક તેની દશ વર્ષની વયે રણભૂમિમાં જઇ લડી શકશે ? યથાર્થ કે એ બનવું અસંભવિત્ છે. નિયમ એવો છે કે જેવો જેનો અધિકાર તેવો તેનો ધર્મ બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શુદ્ર એઓના જે જુદા જુદા ધર્મો જે તે શા માટે એટલાજ માટે કે તે તે પુરૂષોનો જેટલો હૃદય વિકાસ થયો છે તેટલો તેટલો તેઓનો જુદો જુદો ધર્મ છે. માટેજ લોકોની હૃદયભૂમિકા જોવી તેઓનો હૃદય વિકાસ કેટલો થયેલ છે તેનો નિર્ણય કરવો અને તત્પશ્ચાત તેઓનો ધર્મ તેઓને પ્રબોધવો એ ઉચિત છે અને તેજ ફળ પ્રદ થશે.

જ્યારે પ્હેલો માર્ગ કઠીણ છે તે ઉપરે ચાલી શકવું અસંભવિત છે ત્યારે તો બીજો માર્ગ પુનર્લગ્નનો રહ્યો તેના ઉપરે ચાલવું જોઇએ. અને તે સાંપ્રત કાળને અનુકુળ છે અને થશે. આ કથન સમયાનુસાર છે અને સર્વાંશે અસત્ય નથી. કારણ કે સૂક્ષ્મનીરીક્ષણ કરશો તો જણાયા વીણ રહેશે નહિ કે પુનર્લગ્નની ના કહેનારા પુરૂષો પણ જ્યારે પોતાના ઘરમાં અનાથ બાળાકીઓને જોય છે, ત્યારે આપણી આ રૂઢી ભણી રજ પણ અભિરૂચી ધરાવતા નથી માત્ર લોક લાજથી તેને વખાણે છે કિંબહુના તેને અવલમ્બેછે. ધર્મભીતી માત્ર નામનીજ છે. રૂઢીજં પ્રબળ છે. અને તેને અનુસરવામાં આવે છે.

કેવળ પ્રાચીન માર્ગને અનુસરનારા ઉક્ત લગ્નને ભયાવહ ગણે છે અને ધર્મ શાસ્ત્રમાં નથી માટે અધર્મ્ય ગણે છે. ઉક્ત કથન પણ સર્વાંશે અસત્ય નથી કિંતુ વિચારવું જોઇએ કે દરેક કાર્યમાં ગુણ અને અવગુણ રહેલાછે. અવગુણો ભય પ્રદ થશે એ નિશ્ચય પૂર્વક કહી શકાય નહિ. કારણ કે તે સમયાનુકુલ બને. જ્યારે ગુણોનો સમય હોય ત્યારે તેમાંના અવગુણો ડબ્યા રહે અને તેમાં અવગુણો છે એમ આપણને જણાય નહિ જ્યારે અવગુણનો સમય પરિવર્તે ત્યારે તેમાં ગુણો આપણા દૃષ્ટિ પથમાં આવે નહિ. આ પ્રમાણે સમયનો મહિમા છે માટે સમયાનુસાર ધર્મ યોજવો ઉચિત્ છે. ધર્મ પરત્વે જાણવું કે એ કંઈ દૈવ નિર્મિત વસ્તુ નથી કિંતુ માનુષ નિર્મિત છે. અને તે કાળને અનુકુલ હતી એટલે ધર્મ્ય અર્થાત કે સમયોચિત હતી. લોકવૃત્તિ અનુસાર સામાજિક બંધારણો બંધાય એ બંધારણોને જેમ સાંપ્રત કાળે રાજ કાયદો ગણે છે તેમ પ્રાચીન કાળે ધર્મ કાયદો ગણતા. કિંતુ કાળાનુસાર તેમાં ફેરફાર થાય એટલે વૃત્તિ ભિન્ન ભિન્ન પ્રકારની ઘડાતી જાય તો તેને અનુસરીને તે બંધારણમાં પણ ફેરફાર કરવો જોઇએ. શું પ્રાચીન સમયમાં એમ નથી થયું ! થયુંજ છે અને થવુંજ જોઇએ જેટલી ભિન્ન ભિન્ન સ્મૃતિઓ છે અને સામાજિક બંધારણોમાં જેટલા જેટલા ભિન્ન વિચારો છે તે સર્વ આના પ્રત્યક્ષ દષ્ટાંતરૂપ છે. જો આવા પ્રકારે તે સમયમાં થયું છે તો હાલ શા માટે ન થાય, થઇ શકે એમ છે. શિષ્ટ પુરૂષોએ એ કાર્ય માથે વ્હોરવું જોઇએ અને કાળોચિત્ ફેરફાર કરી લોકને શ્રેય માર્ગ પ્રતિ દોરવી લઇ જવું જોઇએ. પુનઃ જ્યારે એવો સમય આવે કે તેની અપેક્ષા રહે નહિ ત્યારે આપોઆપ તે પોતે બંધ થઇ જશે, એ નિઃસંશય સમજવું.

આ બે ઓષધો આપણે જોયા હવે એક ત્રીજું પણ છે અને એ લોક વૃત્તિને તે અનુકુળ થતું હોય તો તે પણ ઉતમ છે. એનાથી પણ તે રોગનું નીવારણ થઇ શકે એમ છે. તે એ છે કે આપણી હાલની વિવાહ પદ્ધતિમાં ફેરફાર કરવો જોઇએ. વાસ્તવિક રીતે તો આપણી હાલની, અનિષ્ટકર વિવાહ પદ્ધતિજ આ પ્રશ્નને ઉપસ્થિત્ કરે છે. એનો મુળ રોગ તો આજ છે. કિંતુ લોકો તો તેનું પણ ઔષધ કરવા ઇચ્છતા નથી. તો પછી એ રોગ જાય કેમ.

કન્યાના બાપને કે વરના બાપને પૈસા આપવાનો ચાલ, કુલીન ઘર શોધવાનો ચાલ, શ્રીમાન ઘર શોધવાની રીતી, કન્યાનો બે ત્રણ વર્ષની વયે વાગ્દાન કરવાનો ચાલ અને

દશ અગીઆર વર્ષે લગ્ન કરી દેવાની પદ્ધતિ આ સઘળુ ભ્રમને નામે બંધાઈ થાય છે. અને તેથીજ પુનર્લગ્ન જેવા મહત્વના પ્રશ્નો ઉપસ્થિત થાયછે. એ નવાંઇ થતી મટે અને ખરા ઢંગનો થાય તો આ પ્રશ્ન ઉપસ્થિત થાયજ નહિ. કોઇ પ્રશ્ન કરશે કે ખરો લગ્ન તે કયો ? સાંપ્રતકાળે પાશ્ચાત્ય લગ્ન થાય છે તે, તો તેનો ઉત્તર એ છે કે કેવળ તેવા નહિ. પણ કંઇક અંશે તેના જેવાં. એમ નહિ સમજવું કે આ કેવળ નવીનજ છે, કિંતુ પ્રાચીનકાળે પણ તેવા થતા હતાં વચ્ચે કોઇ કારણને લઈ બંધ થયા તે કંઇ આજના સંદસ નહિ હશે પણ ક્રમે ક્રમે વધી આવ્યો હશે અને આજનો જેમ થંઇ ગયા. જે કાળે એ પ્રથાનો પ્રારમ્ભ થયો તે કાળને યોગ્ય હતો તેથી તેમાં રહેલી અનિષ્ટતા તે કાળે જણાણી નહિ. બાલિકાળનો એમાં વિચાર નહિ હતો કારણ ભાવીને યોગ્ય કાળ તેમાં ફેરફાર થશે એટલે તેની ચિંતા નહિ. કિંતુ ભાવી લોકો કેવા પ્રકારના થશે એ કોણ જાણી શકે તેથી જ આ અનર્થ પરિવર્તે છે. હવે જ્યારે દેશમાં શાન્તિ પરિવર્તે છે ત્યારે એ સામાજિક બંધારણમાં યોગ્ય ફેરફાર થવો જોઇએ અર્થાત્ કન્યા કેળવણી અને લગ્નની વય નક્કી કરવી જોઇએ. અને લોકોએ તે પ્રમાણે અનુવર્તવું જોઇએ.

કન્યશાળાઓ બાંધી કન્યાઓને નૈતિક ધાર્મિક અને ગૃહણી તરિકેના કર્તવ્યોનું જ્ઞાન સારી રીતે આપવું જોઇએ અને તે ઓછામાં ઓછું સોળ વર્ષની વય સુધી તેને જ્ઞાન આપવું જોઇએ. ત્યાં સુધી કોઇ પણ રીતે તેને વિવાહનું બંધન બાંધવું નહિ અર્થાત્ લગ્નતો શું પણ વાગ્દાન પણ કરવું નહિ. તત્પશ્ચાત્ એટલે સોળ વર્ષ પછી વાગ્દાન કરવું અઢાર વર્ષની વયે લગ્ન કરવા પણ તે કેવી રીતે અને કોની સાથે કરવા તેની પણસાથે સાથે વિધિ થવી જોઇએ. પચ્ચીશ વર્ષની વયનો પુરૂષ કન્યા સમાન શીલ અને સ્વભાવનો સમાન વિચારનો ભાર સારી રીતે વહન કરનાર અર્થાત પોતાના ઉપરે માતાપીતાનો અને અન્ય કુટુંબી જનોનો ભરણ પોષણ કરવાનો માથે આવી પડેલ હોય અને જો તે કરી શકતો હોય તેવા પુરૂષની સાથે જ કન્યાના લગ્ન થવા જોઇએ. આવી પ્રકારના લગ્નોથી દંપત્ય પ્રેમની અભિવૃદ્ધિ થશે. સૂક્ષ્મ માનસિક પ્રીતી બંધાશે. અને એવી પ્રીતીનો ઉદય થયા પશ્ચાત દુઃપ્રારબ્ધે વૈધવ્ય પ્રાપ્ત થયું તો તેવી પ્રીતીનાં બળે નિંસંકોચ હૃદય બ્રહ્મચર્ય પાળશે. વળી એ પણ છે કે આટલી વયે સ્ત્રી પુરૂષોનું લગ્ન થાય તો તે ઓને પ્રજોત્પત્તિ સત્વર થાય અને તેવી બે ત્રણ પ્રજા થયા પશ્ચાત દુર્દૈવે વૈધવ્ય પ્રાપ્ત થયું તો પણ બાળકો ઉપરે પ્રીતીના કારણે તે વૈધવ્ય અતી કષ્ટકર નહિ થશે. અને સંસારનો થોડો ઘણો પણ ભોગ ભોગવ્યાથી વૃત્તિ શાંત રહી શકશે.

મનનો એક એવો સ્વભાવ છે કે તે નિરાલમ્બ રહી શકે નહિ. એને કોઇને કોઇ પ્રકારનું આલમ્બન જોઇએ. જો એવું કાંઈ શુદ્ધ આલમ્બન નહિ હશે તો સ્વાભાવિક રીતે તે અસદ્ માર્ગે ચાલ્યું જશે અર્થાત સંસારના વિષયોજ ચિત્તે ચડી આવશે તેનુંજ સ્મરણ થયા કરશે. સ્ત્રીનો સ્વભાવ પ્રકૃતિથીજ કોમળ અને પ્રેમાળ છે એને કોઇ પ્રેમનો વિષય જોઇએ એટલે એવો કોઇ વિષય તેના મનને આલમ્બનરૂપે હશે તો તેનો કાળ અન્ય વિચારો આંબા વીજુ વ્યતિત થંઇ જશે.

પતિપ્રતીની શુદ્ધ માનસિક સૂક્ષ્મ પ્રીતી, પોતાના બાળકો પ્રતિની વત્સળતા અને ધર્મ પ્રતિની અનુગમતા આ ત્રણ વસ્તુઓથી વૈધવ્ય અતી કષ્ટકર થઇ શકશે નહિ. અને તેથી કરીને સુખથી બ્રહ્મચર્ય પાળશે અને વૈધવ્યથી થતો અધર્મ પ્રચાર અટકશે ઉક્ત ઉભય ઔષધ કરતાં આ ઔષધ સરલ છે સાધ્ય છે અને તેમાં વિટંબના અતી થોડી છે.

કોઈ કહેશે કે "અષ્ટવર્ષા ભવેત ગૌરી" એ શાસ્ત્રિય કથનનો શો વિચાર કીધો તો તેને એજ ઉત્તર છે કે એ વાકયો કંઇ દેવ નિર્મિત નથી કિંતુ કોઇ કાળના સામાજિક બંધારણના છે તે કાસમાં આવાં બંધારણોને ધરમે ગણતા કારણ કે આમ ગણવાથી લોક તેને અનુસરે આજના જેમ રાજ્ય ધારાઓ છે તે રાજ્ય પળાવે છે તેમ તે સમયમાં એ ધારાઓ રાજથી ધર્માચાર્યોથી અને લોક મંડળથી પળાવતા પણ સર્વ કાળ માટે આવા ધારાઓ હોય નહિ. દેશકાળાનુસાર તેમાં અંતર પડતો જાય. રુકમણી દ્રોપદી ઓખા સુભદ્રાને દમયંતી એઓ શું આઠ વર્ષા ભવેત ગૌરીઓ હતી ! નહિ જ. માટે એક કાળનું સમાજિક બંધારણ સર્વ કાળ માટે ચલાવવું એ કોઇ પણ રીતે પ્રસંસ્ય નથી. વિચારવંત અને વિવેક શીલ પુરૂષોનો એ ધર્મ છે કે સમાજ સેવા કરવી અને જે સમાજ અતિ અવનતદશામાં હોઇ દુઃખી થાય છે તેને ઉન્નત દશામાં આણી સુખી કરવી અવતનીના જે જે બીજ ભૂત તત્ત્વો હોય તેને દુર કરી ઉન્નતિના બીજો વાવવા અને તેના પોષણાર્થે બોધ રૂપી પાણી તેમાં સીંચવુ એજ કર્તવ્ય અને એજ ધર્મ.

પુરૂષોતમ દ્વારિકાદાસ.

---

# ॥ ધર્મ ॥

( ગતાંક )

ગતાંકથી અનુસંધાન.

ધર્મના આંતરરૂપનાં દશ લક્ષણો અને તેઓની પરસ્પર સાપેક્ષા વિલોકી ગયા. હવે અમે એથી અધિક આભ્યંતર સ્વરૂપનાં દર્શન કરીએ. એ સુંદર મનોહારિણી મૂર્તી તે દયા છે. દયા એનો અન્ય અર્થ પ્રેમ છે આપણે જે ભૂત માત્રમાં પ્રેમ જોઇએ છીએ તેના જેવોજ એ પ્રેમ છે, પણ ભૂત માત્રમાં જે પ્રેમ તત્ત્વ તેના હૃદયે વિલસેછે તે પક્ષપાત અને સંકુચિત છે, તેમજ તે સ્વાર્થી પણ છે. જ્યારે ધાર્મિક પ્રેમ એટલે કે દયા

એ નિષ્પક્ષપાતિ નિઃસંકોચમય અને નિઃસ્વાર્થી છે. તે પ્રેમમાં અને આ પ્રેમમાં આટલો અંતર છે અને તેને લઇને આ પ્રેમ ઉત્કૃષ્ટ અને ધર્મરુપે મનાય છે. કેવળ રામનામમાં નિરત ભક્ત કવી તુલશીદાસજીએ અન્યત્રે એજ ઉદ્‌ઘોષ કહાડયો છે કે:—

દયા ધર્મકા મૂલ હૈ, પાપ મૂલ અભિમાન.
તુલસી દયા ન છાંડીએ, જબ લગ ઘટમેં પ્રાણ.

ધર્મનું સત્ય સ્વરૂપ કહો કે તત્વ કહો એ એટલી દયા છે. દયા એ પરમધર્મ છે. અહિંસાપરમો ધર્મ એ પણ એજ કારણે વદાય છે. જ્યારે આ દેશે યજ્ઞને નામે હિંસા રૂપ અનાચાર પ્રવર્ત્યો ત્યારે પરમ પ્રેમરૂપ દયા મૂર્તી મહાત્મા બુદ્ધે એ દયા ધર્મનો જ પુનરુદ્ધાર કર્યો. અને એની સત્યતાના કારણે સ્વલ્પ સમયમાં તે વિજયવેત્તા થયો. ધર્મ માત્રમાં એ અમરસ્થાન ભોગવે છે. આત્મવત્ સર્વ ભૂતેષુ " એ શાસ્ત્ર કથન દયા ધર્મનો ઉદ્‌ઘોષ કરે છે. ખરૂ આધ્યાત્મિક તત્વ એનાથી દર્શનિત્ થાય છે. ભગવાન પતંજલી યોગ દર્શનમાં સિદ્ધિ પ્રકરણના સુત્રોમાં કહે છે કે અહિંસાની સિદ્ધિ યોગીના હૃદયમાં યતાં-ભૂત થવાથી તેને અભયની પ્રાપ્તિ થાય છે કોઇ પણ તેના પ્રતિ હિંસા ભાવ રાખી શ-કતું નથી. હિંસક પ્રાણી તેની પાસે પોતાનો સ્વભાવ પલટાવી નિરહિંસક થઇ જાય છે. શાસ્ત્ર, યુક્તિ, અને અનુભવથી આ વિષયની સત્યતા સીદ્ધરૂપે છે, આપણે કોઇનું ભલુ પ્રચ્છીએ તો સામો માણસ પણ આપણું તેજ પ્રમાણે પ્રચ્છશે. આપણે બુરૂ પ્રચ્છીશું તો તેના હૃદયમાં તેવોજ ભાવ ઉદ્‌ભૂત થશે. જેને શાસ્ત્રો ઇશ તત્વ કહે છે કે જે સર્વત્ર વ્યાપ્યમાન છે, તે આ ભાવ છે અને તે સર્વે હૃદયમાં સ્થિત છે. સત્શાસ્ત્ર પુનઃપુનઃએજ ધ્વનિ કહાડે છે જે, હું તું અને તે એવા ભેદોજ અનર્થતાનુ કારણ છે. એ ભેદ ટળી જતાં, સર્વત્ર સમદષ્ટિ પ્રાપ્ત થતાં અભયતાની પ્રાપ્તિ થાય છે. ભેદમાંજ ભય છે એ શાસ્ત્ર કથન યથાર્થ છે. આપણને કોઇથી ભય ન રહે એ માનવ જીવનની સ્થિતિ કેવી કહેવાય ? ઉચ્ચમાં ઉચ્ચ સ્થિતિ એ કહેવાય આ સ્થિતિ તે દયા ધર્મથી પ્રાપ્ત થાય છે. જેટલા જેટલા ધર્મ વિલોકશો તો તેમાં આ અંશ તો જરૂર જોવામાં આવશે અને તેથી જ એની ધર્મ માટેની યથાર્થતા છે.

દયા પશ્ચાત્ અન્ય સ્વરૂપ ભક્તિ છે. ભક્તિ એટલે પૂજ્ય ભાવ યુક્ત પ્રેમ. આપણાં હૃદય કઠોર અને અહંકારી હોય છે તેથી અનર્થતાના ખડક ઉપરે અથડાઇ વિનાશને પામીએ છીએ; અર્થાત્ પાપ માર્ગે વ્હોરીએ છીએ. ભક્તિથી આપણા હ્રદયો પ્રેમાળ અને નમ્રશીલ થાય છે અને તે પાપ માર્ગમાંથી બચાવી લે છે. આધ્યાત્મિક શાસ્ત્રનો એવો નિયમ છે કે જંતુ જેની જેવી ભાવના કરે છે. તેવી ભાવનાવાળો તે પોતે થઇ જાય છે. એટલે કે તે ભાવ તેના અંતઃકરણની અંદર સિદ્ધિરૂપે પામેલો હોય છે. મહાન કાર્ય કરનાર પુરૂષની ભાવનાનું અનુચિંતન કરતાં કે ઇશ્વરની સર્વ શક્તિમત્તાનુ ચિંતન કરતાં તે તે ભાવ સ્વયં આપણા અંતઃકરણમાં આવિર્ભાવને પામે છે આ સત્ય દષ્ટિને અવલંબી અન્યત્ર એમજ કથવામાં આવેલુ છે કે:—

## यादशीभावनायस्य सिद्धिर्भवतिता दशी

દરેક ધર્મમાં ઉંડા ઉતરી જોશું તો આ અંશ પ્રત્યક્ષ થયા વીણુ રહેશે નહિ ધર્મ માત્રમાં એની અગત્યતા પણ અતી જરૂરની છે.

ધર્મ માત્રના આંતર સ્વરૂપને ઉક્ત પ્રકારે વિલોક્યું. હવે તેના બાહ્ય સ્વરૂપને વિલોકીએ. બાહ્ય સ્વરૂપ એ આચાર–ક્રિયા રૂપ છે. પરમાત્માનુ અમુક સ્વરૂપ કલ્પી તેનીજ ભક્તિમાં નિરત રહેવું અને અન્યો તેજ પરમાત્માને અન્ય રૂપે ભજે તેની અવગણના કરવી કિંવા પોતાનું કલ્પના સ્વરૂપ ઉત્કૃષ્ટ ગણવું અને અન્યનું નિકૃષ્ટ ગણવું અને તે તે પ્રમાણે આચરવું એ ધર્મનું બાહ્ય સ્વરૂપ છે' અમુક આચાર પાળવા એવા જે આચારોના અનેકધા ભેદો છે તે સર્વે ધર્મ માત્રના બાહ્ય સ્વરૂપોને લઇને છે. એ બાહ્ય સ્વરૂપોજ ખરા ધર્મરૂપે છે એવી માન્યતામાં જ કલહનો જ ઉદ્દભવ છે અને ધર્મના બાહ્ય સ્વરૂપને જ ખરા ધર્મરૂપે માનવું એમાં અજ્ઞાનતા સિવાય અન્ય એવું કંઈ વિશેષ કારણ નથી. આપણા વૈષ્ણવ ધર્મ અને તેમાંના ભેદો; શૈવ ધર્મ અને તેમાંનાં ભેદો, જૈન અને તેમાંનાં ભેદો; દેવી ધર્મ અને તેમાંનાં ભેદો. એ સર્વે ભેદો શામાં છે તે સૂક્ષ્મ રીતે વિલોકશો તો જણાયા વીણુ રહેશે નહિ કે માત્ર બાહ્ય આચાર સ્વરૂપોમાં જ ભેદ છે સિવાય આંતરસ્વરૂપમાં ભાગ્યેજ ભેદતા જોશો. ધર્મના જે વાસ્તવસ્વરૂપો છે તે સર્વે ધર્મમા થોડે ઘણે અંશે રહેલા જ છે કારણ કે તેજ અંશો તે ધર્મનાં આત્મારૂપ છે જો નહોય તો કેવળ બાહ્યરુપ ટકી શકે નહિ.

કોઇ પ્રશ્ન કરશે કે આમ થવાનું કારણ શું ? શા માટે આ બાહ્ય સ્વરૂપ ભિન્ન ભિન્ન ઘડાણા ? એ પ્રશ્નનો ઉત્તર મનનીય છે. એટલું તો જાણવું આવશ્યક છે કે ધર્મનું બાહ્ય સ્વરૂપ હોય જ છે અને તે દેશ કાળને લઇ ઘડાય છે. તેમ મનુષ્યની ભિન્ન ભિન્ન પ્રકૃતિને લઇને ઘડાય છે.

જેઓ સૃષ્ટિ નિયમના ઉન્નતિ ક્રમથી અભિજ્ઞાત છે તે તો સ્હેજ જાણી શકશે કે એક વિચાર અને એક આચાર સર્વે મનુષ્યો માટે અનુકુલ નજ થઇ શકે એમા ભિન્નતાની અવશ્ય કરીને જરૂર છે. આથી એટલું ફલીત થાયછે કે ધર્મનું સ્વરૂપ નાના પ્રકારનું હોવુંજ જોઇએ. સાંપ્રતકાળે ધર્મના જે બાહ્ય સ્વરૂપો છે તે કેટલાક શાસ્ત્રિય છે અને કેટલાક રૂઢી અનુસાર છે તેમજ વળી કેટલાક વેષને લઇને પણ ઉદ્દભવ્યા છે. *આમાંના જેટલા શાસ્ત્રિય છે તે ધર્મના સાધક છે અને તે પ્રત્યેક ભૂમિકાએ વિધ વિધ છે. આર્ય દેશમાં એજ સૃષ્ટિ નિયમને અવલંબી ચાર જાતિઓ અને તેઓના ચાર ધર્મો પૃથક્‌પૃથક્ રૂપે રચાણા. તે કાળે અભિન્ન બાહ્ય સ્વરૂપો પ્રતિ સદભાવની દ્રષ્ટિથી નીહાળતા નહિ કે આજના વર્તતિરસ્કાર દ્રષ્ટિથી કે ઉપેક્ષ્ય અને અભાવ વૃત્તિથી. કારણ તે કાળમા લોકોને પ્રાપ્ત પુરૂષો પ્રતિ શ્રધા અને પોતાની ઉન્નતી શેમાં છે તેની સમજણ હતી જ્યારે સાંપ્રત કાળે સર્વે રીતે એથી ઉલટુંજ દ્રષ્ટિ પથમાં આવશે. અને પોતાનો કક્કો ખરો છે એમ

બતાવવાને અનેક કલહો અને વાદો ઉપસ્થિત કરશે આવિપરિત સ્થિતિથીજ આપણી અવનતિ થઇ છે અને હજી પણ કેવી થશે એ પ્રભુ જાણે આર્ય દેશમાં જે અનેક ધા કષ્ટો દષ્ટિ પથમાં આવે છે તેનું મુલ કારણ જો કંઇ પણ હોય તો તે આવાજ પ્રકારના ધર્મો છે. છે.

દેશકાળ અને વિશેષને લઇ જે અનેક ભિન્ન ભિન્ન બાહ્ય સ્વરૂપો ધડાણા છે. તે સ્વરૂપોની અંતર તેઓના આત્મારૂપે એકજ તત્વ વિલસે છે. એવી દષ્ટિ પ્રત્યેક મનુષ્યની ખુલશે ત્યારે આવા કલહોમાંથી તેઓનો ઉદ્ધાર થશે અને ખરૂ સુખ તેઓ ત્યારેજ પ્રાપ્ત કરી શકશે. ધર્મને નામે જે અનેકવિધ અનર્થો થાય છે તેમાંથી પણ ત્યારેજ દુર થઇ શકશે વૈરાગ્ય શતકમાં રાજર્ષિ ભર્તુહરિએ ધર્મને માટે વાસ્તવ કહ્યુ છે કેઃ—

ના થાવું પ્રાણ પાતી ધન નવ હરવું અન્યનું સત્યવાણી.  
શકિતથી દાન દેવું નહિ કદી કરવી વાત બીજાની સ્ત્રી.  
તૃષ્ણાને તોડી દેવી વિનય ગુરૂ પ્રતિ પ્રાણી પ્રત્યે કરૂણા.  
શાસ્ત્રે સામાન્ય પથ આ છે બુધ જનોનો કયાંઇ નિષેધ છેના.

સર્વે દેશકાળાનુસાર સર્વજનો માટે સનાતન ધર્મ આ છે તે વિચારવા યોગ્ય છે આચરવા યોગ્ય છે. અને અન્ય અલ્પજ્ઞોને સમજાવા યોગ્ય છે.

પુરૂષોત્તમ દ્વારિકાદાસ.

---

# આતંક નિગ્રહ ગોળીઓ

ચાલુ જમાનાની તાકાત આપનારી તમામ ઔષધિઓમાં

## અગ્રેસર છે

### આ ગોળીઓ.—

( ૧ ) પાચન શક્તિની વિક્રિયાને દૂર કરે છે.
( ૨ ) નબળાં પડતાં જ્ઞાન તંતુઓને પુષ્ટિ આપે છે.
( ૩ ) ઘટતી જતી સ્મરણ શક્તિને સતેજ કરે છે.
( ૪ ) લોહીને સુધારી ઉમદા બનાવે છે.
( ૫ ) તાકાત વધારે છે.
( ૬ ) મર્મસ્થાનોની શક્તિને ઉત્તેજિત કરે છે.
( ૭ ) સ્વપ્નમાં થતા ધાતુ પાતને અટકાવે
( ૮ ) ગયેલા પુરૂષત્વને પાછું બક્ષે છે.

૩૨ ગોળીની ડબી એકનો રૂ. ૧

**વૈદ્ય શાસ્ત્રી.**

મણિશંકર ગોવિંદજી,

જામનગર—કાઠિવાડ

---

**સઘળી જાતના નૈતિક અને શારીરિક ભયમાંથી મુક્ત રહેવા માટે.**

મહેરબાની કરી **"કામ શાસ્ત્ર."**

અમારૂં પુસ્તક વાંચો.

તે આરોગ્ય, દોલત અને આબાદીનો ઉત્તમ માર્ગ દેખાડનારૂં છે.

૪૨ આવૃત્તિઓમાં બહાર પડી આજ સુધીમાં તેની

લગભગ લાખ પ્રતો **મફત** વહેંચાઇ ચુકી

તે પુસ્તક.

ઇંગ્રેજી, મરાઠી, ગુજરાતી, હિન્દી, ઉર્દૂ, ઉર્દૂ (ગુજરાતી લિપિમાં), બંગાલી અને તામિલ ભાષામાં તૈયાર છે. તેલુગુ ભાષામાં છપાય છે.

વિના મૂલ્ય,

ટપાલ ખર્ચ પણ લીધા વગર, મોકલવામાં આવે છે.

**વૈદ્ય શાસ્ત્રી**

મણિશંકર ગોવીંદજી

જામનગર—કાઠિયાવાડ

આદ્યતંત્રી
[illegible]
પ્રોફેસર મણિલાલ નભુભાઈ
દ્વિવેદી

# સુદર્શન.

મન્ત્રી
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી

પુસ્તક ૨૫, અંક ૨. ]　　(માસિક)　　[ નવેમ્બર. ૧૯૦૯. ]

## અનુક્રમણિકા.



અમદાવાદ—યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડ

દેવી! આજે તુજ તનયની પાસ જે ઊભતામાં,
ચોપાસેથી શુભ જયવતી ચાહના કાન મ્હારા;
ઊડી આવે ઇશ શરણમાં ઉરનું ઉર ઢાળી,
માગે છે જે બધ વદનથી બોલવું આમ ફ્હાડી! ૧૮૬

### શ્લોક.

અહો દેવ! ભારતીના, અમો બાલક તાહરાં;
જન્મભૂમિ જયો વાંચ્છી, શરણ ઊભાં સર્વથા! ૧૮૭

### તોટક છંદ.

પ્રણમી પરમેશ પરેશ પ્રભો, સુખદાયક નાયક વિશ્વ વિભો,
કરીએ ઉર ઢાળી અમો વિનતિ, જયમંગળ દે અમ જન્મભૂમિ. ૧૮૮

ભૂલી જાત વિજાત અમે સઘળાં, બની હિંદી સુહિંદ ઉરે ભજતાં;
કર કહાડી તું પાસ રહ્યાં ઉચરી, જયમંગળ દે અમ જન્મ ભૂમિ. ૧૮૯

ધનતંગ મતિગતિ તંગ અમે, મનભંગ ભયાકુલ ભૂખ મરે;–
મરતાં રખવાળી થવા તુજથી, જયમંગળ દે અમ જન્મ ભૂમિ. ૧૯૦

ભયના ભણકાર વચે વસતાં, હત આશ ગુજારી દિનો વસમા;
લઈ તે ઉરમાં અમ રંક ગતિ, જયમંગળ દે અમ જન્મભૂમિ. ૧૯૧

અમળા કમળા સુખ સંપ પ્રભા,–વસવા રસવા અમ ઉર સદા;
નૃતિ નાથ! અમો તુજ પાય પડી, જયમંગળ દે અમ જન્મભૂમિ. ૧૯૨

નિજ સંતતિ દુ:ખ સુણી સહસા, પિતુ દિલ દ્રવી પડતાં વહતાં;
નવવાર ઘટે કયમ વાર થતી જયમંગળ દે અમ જન્મભૂમિ. ૧૯૩

નવ ક્રુર કૃતિ કદી નાથ! બજી, નવ રાજપ્રતિ કરી દુષ્ટ મતિ;
અમને ઉર તુંજ પ્રતિત નકી, જયમંગળ દે અમ જન્મભૂમિ. ૧૯૪

વિભુતા પ્રભુતા તુજની નિરખી, ઉર ભક્તિ સુસાજ સજી વિહરી;
નિતએક તું એક દયા સમરી, જયમંગળ દે અમ જન્મભૂમિ. ૧૯૫

નિજતાજ સત્તા ગુણગાન કથી, કકડા ઉરના ખડકી ખડકી;
શુધ ન્યાય હકો મળવા તલસી, જયમંગળ દે અમ જન્મભૂમિ. ૧૯૬

અમ લક્ષ્મી નવો કુળ મંત્ર પઢી, નિત દેશ તજી પરદેશ વહી;
દુ:ખ દેણુ થતાં તુજને વિનવી, જયમંગળ દે અમ જન્મભૂમિ. ૧૯૭

ધનહીણુ સત્તાહીણુ રંક ઉરે, નિત દ્રષ્ટિ દુ:ખો નવ નાથ! પુરે;
ધનધાર મહીં ધનુધાર ધરી, જયમંગળ દે અમ જન્મભૂમિ. ૧૯૮

નભમાં ફરતાં શશી સૂર્ય કદી, ગ્રહણે પડતા છુટતા તુજથી;
સમ નિત્ય અમો ગ્રહણે ન ધરી, જયમંગળ દે અમ જન્મભૂમિ. ૧૯૯

આશ્રયદાતા.
શ્રી અભેમાર્ગ પ્રવાસી
સ્વર્ગસ્થ મણિલાલ નભુભાઈ
દ્વિવેદી.

# સુદર્શન.

મન્ત્રી.
ધ્રુવ આનંદશંકર બાપુભાઈ,
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि"—भागवतम्

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી

પુસ્તક ૨૫, અંક ૨. ] (માસિક) [ નવેમ્બર. ૧૯૦૯. ]

## सांप्रत आर्य श्रुति.

અથવા

### હાલનું સંભાષણ.

( અનુસધાન ગતવર્ષ પૃષ્ટ ૨૨૭ થી. )

સાચું ઝુમ્મુ અવનિ ઉપરે શું ખરૂ હોય ત્હેના,
દ્રષ્ટાંતોમાં દરશન રૂપી આ રૂડા વીર ત્હારા;
કોટિ મર્ત્યો હૃદય કરથી વારણાં પામવામાં,
સૌભાગી છે જનની રૂપ ત્હું અન્ય દેશે દીપાવા! ૧૮૩

જન્મ્યાં ત્હેને મરણ શરણે એકદા છે જવાનું,
કિંતુ ત્હેમા ઇતિવૃત્ત રૂપે દેશ ઉરે દીપાવું;
છે ભાગ્યે જે જનમોં કરવું ધન્ય એ માનવોનાં,
માતાપિતા સુહૃદગણુને શિક્ષકો સાથ શાળા! ૧૮૪

રે વિસામા, ઘડીભર હવે મૈનને માન આપી,
સુણી લે હું સકલ તનુએ શા રહ્યાં સૂર પૂરી,
સૌ સત્તાત્મા હૃદય ઝરણે શ્રેષ્ઠ શી ચાહના છે?
ને તે કેવા અનહદ સુરે ગાનમાં કહાડતાં છે!! ૧૮૫

દેવી! આજે તુજ તનયની પાસ જે ઊભતામાં,
ચોપાસેથી શુભ જયવતી ચાહના કાન મ્હારા;
ઊડી આવે ઈશ શરણમાં ઉરનું ઉર ઢાળી,
યાચે છે જે બધ વદનથી બોલવું આમ ફ્હાડી! ૧૮૬

### શ્લોક.

અહો દેવ! ભારતીના, અમો બાલક તાહરાં;
જન્મભૂમિ જયો વાંચ્છી, શરણ ઊભાં સર્વથા! ૧૮૭

### તોટક છંદ.

પ્રણમી પરમેશ પરેશ પ્રભો, સુખદાયક નાયક વિશ્વ વિભો,
કરીએ ઉર ઢાળી અમો વિનતિ, જયમંગળ દે અમ જન્મભૂમિ. ૧૮૮

ભૂલી જાત વિજાત અમે સઘળાં, બની હિંદી સુહિંદ ઉરે ભજતાં;
કર કહાડી તું પાસ રહ્યાં ઉચરી, જયમંગળ દે અમ જન્મ ભૂમિ. ૧૮૯

ધનતંગ મતિગતિ તંગ અમે, મનભંગ બયાકુલ ભૂખ મરે;–
મરતાં રખવાળી થવા તુજથી, જયમંગળ દે અમ જન્મ ભૂમિ. ૧૯૦

ભયના ભણકાર વચે વસતાં, હત આશ ગુજારી દિનો વસમા;
લઈ તે ઉરમાં અમ રંક ગતિ, જયમંગળ દે અમ જન્મભૂમિ. ૧૯૧

અમળા કમળા સુખ સંપ પ્રભા,–વસવા રસવા અમ ઉર સદા;
નુતિ નાથ! અમો તુજ પાય પડી, જયમંગળ દે અમ જન્મભૂમિ. ૧૯૨

નિજ સંતતિ દુઃખ સુણી સહસા, પિતુ દિલ દ્રવી પડતાં વહતાં;
નવવાર ધટે સ્યમ વાર થતી જયમંગળ દે અમ જન્મભૂમિ. ૧૯૩

નવ ક્રુર કૃતિ કહીં નાથ! ભજી, નવ રાજપ્રતિ કરી દુષ્ટ મતિ;
અમને ઉર તુંજ પ્રતિત નકી, જયમંગળ દે અમ જન્મભૂમિ. ૧૯૪

વિભુતા પ્રભુતા તુજની નિરખી, ઉર ભક્તિ સુસાજ સજી વિહરી;
નિતએક તું એક દયા સમરી, જયમંગળ દે અમ જન્મભૂમિ. ૧૯૫

નિજતાજ સત્તા ગુણગાન કથી, કકડા ઉરના ખડકી ખડકી;
શુધ ન્યાય હકો મળવા તલસી, જયમંગળ દે અમ જન્મભૂમિ. ૧૯૬

અમ લક્ષ્મી નવો કુળ મંત્ર પઢી, નિત દેશ તજી પરદેશ વહી;
દુઃખ દેણુ થતાં તુજને વિનવી, જયમંગળ દે અમ જન્મભૂમિ. ૧૯૭

ધનહીણુ સત્તાહીણુ રંક ઉરે, નિત દૃષ્ટિ દુઃખો નવ નાથ! પુરે;
ધનધાર મહીં ધનુધાર ધરી, જયમંગળ દે અમ જન્મભૂમિ. ૧૯૮

નભમાં ફરતાં શશી સૂર્ય કદી, ગ્રહણે પડતા છૂટતા તુજથી;
સમ નિત્સ અમો ગ્રહણે ન ધરી, જયમંગળ દે અમ જન્મભૂમિ. ૧૯૯

પરરાજ સત્તા શિર છત્ર મેલી, એવુ ગુણુ મહા ગુણ ચિત્ત લહી;
વિનયે વરતી તુજ ભાવ ભણી, જયમંગળ દે અમ જન્મભૂમિ. ૨૦૦

સહુ રાજતણા અધિરાજ ત્હને, પદપાસ ઉભી સહુ નિસ અમે;
વિનવી ચિતવી લળી ઉર લળી, જયમંગળ દે અમ જન્મભૂમિ. ૨૦૧

મુખ શબ્દ ખરા ઉર શબ્દ થવા, અમ રાજ સુતંત્ર વિશે રસદા;
દઈ આંખ્ય નવી ક્રુર આંખ્ય હરી, જયમંગળ દે અમ જન્મભૂમિ. ૨૦૨

શિરછત્ર છતાં શિરછત્ર હીણા, નિરખી અમ હાલ પ્રભુ હમણાં;
નવવાર કરે ઝટ બ્હાર કરી, જયમંગળ દે અમ જન્મભૂમિ. ૨૦૩

**નવરોજજી** પુત્ર સમા ઉરતાં, દઈ રત્ન અનેક અમો કરમાં;
હીનતા ભીનતા હીનતાજ હરી. જયમંગળ દે અમ જન્મભૂમિ. ૨૦૪

**ઘોર બીપિન બાલ સુરેન્દ્ર મસા,** ભૂમિ ભક્ત નરો સવિશેષ થવા;
અમ દંપતી ઉર અભેદ રસી, જયમંગળ દે અમ જન્મભૂમિ. ૨૦૫

જશ જીવિત નામ રૂપે જગમાં, અમ આશ નિરાશ ન નાથ ! થવા;
કરી જાતીય જ્યોત સુઐક્ય ભરી, જયમંગળ દે અમ જન્મભૂમિ. ૨૦૬

ધન ધાન્ય સત્તા વિણુ રંક છતાં, ભજે ઉર સુધર્મ સુન્યાય સદા;
નવ ટેક તજી તુજ ટેક ગ્રહી, જયમંગળ દે અમ જન્મભૂમિ. ૨૦૭

નથી ક્રુર કર્યાં ક્રુર ના કરજે, અમને અમના રસથી રસજે;
મનવાચ કૃતે અમ એજ અહીં, જયમંગળ દે અમ જન્મભૂમિ. ૨૦૮

દુઃખિયાં જગનાથ ! અમો દિલડાં, દમ દાન દયા ગુણથી ભરતાં;
નિજ ધર્મ સુધર્મ સદા પળવી, જયમંગળ દે અમ જન્મભૂમિ. ૨૦૯

સત પ્રેમ દયા રસરંગ ભરી, અમ ઉર વિશે નિત નાથ નવી;
ધરી તર્ક સુતર્ક તણી સરણી, જયમંગળ દે અમ જન્મભૂમિ. ૨૧૦

અમને નવ ભૂલ્ય જડે અમની, બહુએ કદી હોય અમો દિલની;
પણ તેહ તજાવી તું બાંહ્ય ગ્રહી, જયમંગળ દે અમ જન્મભૂમિ. ૨૧૧

વિનતિ વિણુ અન્ય ઉપાય કશો, નવ નાથ ! મલે અમ ચિત્ત નવો;
કરીએ કરી તે કરી આંખ્ય ભરી, જયમંગળ દે અમ જન્મભૂમિ. ૨૧૨

શ્લોક.

ભરી આંખ્યે ઊભાં ત્હારાં, બાલુડાં લઈ બાથમાં;
અભિસીંચ્ય સ્નેહ ત્હારો, અભિવાંચ્છિત આપતાં ! ૨૧૩

( આગળ ચાલુ )

" એક ગુર્જર આર્ય પુત્ર."

# आवागमन याचना.

( ભજેહું. )

ચિર હુતાશન પ્રબલ તાપ બલ શમન કરણુ સુખદાય
કૃષ્ણુ અહીં—પ્રેમ ધરી પાસ પધારો (૨)

અમલ કમલ દળ શોહન મોહન,—વદન મજેશ બનાવો;
પ્રણય સૂર્યકર નયનદ્વાર ધરી, અમ ઉર તિમિર હઠાવો. પ્રેમ૦

ખગ મૃગ તરુ વલ્લી કુંજિત કુંજવન,—વાસિત સમીર વિલાસે;
સુરત સુધારસ અમર પાનધન, આપો અખડ ઉજાસે. પ્રેમ૦

મૃગમદ તિલક લલિત ભાલપટ,—સ્નેહમંત્ર સ્વર ધારી;
ત્રિભુવન વંદિત કાલીદમન નૃસ, અમ ઉર કરો બૃંદાળી. પ્રેમ૦

યદુકુલ મંડન રિપુદલ ખંડન, અમિત તેજ વપુધારી:
કંદર્પ દર્પ હરી હૃદય કમળ અમ, પ્રફુલિત કરો મોરારી. પ્રેમ૦

મધુકર મધુતમ રસિક રસીલી, કમલિની કમલ વિકાસી;
મધુ પી મસ્ત બને લમ આજે, આપ બનો અવિનાશી. પ્રેમ૦

'વ્રજ વિહારી.'

---

## ॥ अध्यात्मविद्या अथवा शांति विद्या ॥

૧.

### ॥ विविध प्रश्नो. ॥

નાસ્તિકતા બુદ્ધિને નિરાશા-વાદમાં દોરી જાય છે; હૃદય પાસે નિરર્થક પ્રશ્ન કરાવે છેઃ-
" જીવન જીવવા યોગ્ય છે ? "

રાજ્યદ્વારી અને સામાજીક સૃષ્ટિયોની અશાંતિ, ધાર્મિક અને માનસિક સૃષ્ટિયોને આભારી છે. જ્યાં સુધી માનવિ, સ્પષ્ટ મનન અને અધ્યાત્મ દર્શનના અચલ ખડક ઉપર પોતાનું લંગર નાંખીને માનસિક અને આધ્યાત્મિકશાંતિ અનુભવતો નથી ત્યાં સુધી તે સર્વ રીતે એક પ્રકારની અશાંતિની દશામાં વસવો જોઇએ. તત્વશાસ્ત્ર, અધ્યાત્મ વિદ્યા, ધર્મ—આ બાબતો અવ્યાવહારિક, અયથાર્થ નથી, પરંતુ દુનિયામાં અત્યંત વ્યાવહારિક અને યથાર્થ બાબતો છે. પ્રજ્ઞાના અતિગંભિરજ્ઞાનના અનુભવ વિના કોઈ પણ પ્રકારની યથાર્થતાનો અનુભવ બની શકતો નથી; માત્ર તેમાંજ સત્યનો, નિત્યનો, સમાવેશ થાય છે; માત્ર નિત્ય વિભુને જાણીને તદનુસાર જીવન ગાળનારાઓ જ શાંતિ અનુભવી શકે છે.

જ્યાં સુધી માનવિ પોતાના પ્રશ્નોના ખુલાસાઓ બાહ્ય સૃષ્ટિમાં શોધ્યા કરે છે ત્યાં સુધી તે અશાંતિની દશામાંજ હોવો જોઇએ, કારણ કે બાહ્યસૃષ્ટિ દરેક ક્ષણે બદલાયાં કરે છે; દરેક નિરાકરણ, નવીન નિરાકરણને સ્થાન આપીને દૂર ખસે છે. પરંતુ આંતર સૃષ્ટિમાંથી બહારમાં શાંતિનો પસાર થતાં તે સમગ્ર પ્રકૃતિમાં પસરીને વ્યાપી રહે છે. શાંતિનું હૃદય, મૌનના હૃદયરૂપ, અંતર પુરૂષના હૃદયરૂપ છે. માત્ર અનાહત નાદના અનુભવમાં બાહ્ય આંદોલનોને શાંત પાડતો " અદ્યાપિશાંતિરસ્તુ " નો પ્રબલ ગૂઢમંત્ર ઉચ્ચારી શકાય છે.

માનવિની આંતર સૃષ્ટિમાં ઉપજી આવતા ખળભળાટ કરતા નિત્યના કેટલાક પ્રશ્નો આવા છેઃ—' શું હું એક અમર માનવિ હોઇશ ? શું હું હમેશાં રહીશ ? આમ ચારે પાસ જોવામાં આવતા જીવનનો, આપણે જોઈએ છીએ તેવા આરંભ અને અંતમાં, આરંભ થતો હશે અને અંત આવતો હશે ! કોઇ પણ સ્થળેથી નિશ્ચિતતા મળી શકશે ? પોતાની સહજ અને નિત્ય અમરતાને લઇને માનવિમાં આત્મા નિવાસ કરતો હશે ? અંતે આપણે સુખશાંતિ ભોગવી શકીશું ? " દરેક માનવિમાં જીવનના મહામૂલ્યનું ભાન જોવામાં આવે છે; આનો એટલો બધો સ્વીકાર થયો છે. કે તેનું " આત્મ-સંરક્ષણ, પ્રકૃતિનો પ્રથમ નિયમ છે," એવા સૂત્રમાં દર્શન થાય છે દરેક પ્રાણી, બીકણમાં બીકણ પણ ભયંકર રીતે પોતાના જીવનનો બચાવ કરે છે, બચવાનો માર્ગ શોધે છેઃ મનના સર્વ પ્રકારના આરંભના પ્રયત્નો જીવનના રક્ષણ અને પોષણ તરફ દોરવાય છે. ધીમે ધીમે આવા પ્રયત્નો " સ્વરક્ષણની પ્રેરણા " નું રૂપ ધારણ કરે છે; માનવિમાં આ ભાવના વિચારપૂર્વક બુદ્ધિભરેલા સ્વસંરક્ષણમાં પરિણામ પામે છે. મરણનો ભય ખડો થાય છે, વિનાશના વિચારથી દૂર નાસવાની વૃત્તિ થાય છે. બુદ્ધિની વર્તમાન દશાએ વિનાશમાં શ્રદ્ધા રાખવાની ઇચ્છા કરનાર એકાદ માનવિ આપણને વારંવાર મળી આવે છે. આવી અપ્રાકૃતિક નિરાશાની લાગણી મનનો માત્ર એક ક્ષણિક દેખાવ છે, ખરી દશાઓના કંટાળા અને ગમગીનીના પરિણામરૂપ છે; દરેક ધર્મમાં અને લગભગ દરેક તત્વશાસ્ત્રમાં દર્શા-

વાર્યલી અમરતા માટેની પ્રબળ ઇચ્છા સાથે સરખાવતાં આવી વૃત્તિ માલ વિનાની લાગે, છે, કોઇક વારજ જોવામાં આવે છે. જીવનની ખરી દશાઓના કંટાળા ઉપર, વિશેષ સંતોષકારક દશાઓની નિરાશા ઉપર, જીવનના પોતાના ઉપરજ નહિ આધાર રાખતી આવી કોઇકજ વાર જોવામાં આવતી વાસના, સામાન્ય રીતે દેખતાં પ્રાણીમાં આંધળાંના દૃષ્ટાંત સમાન છે; સાધારણ નહિ પરંતુ ઉચ્ચ વિકાસવાળાં માનવિઓમાં મળી આવતી સર્વમાન્ય નાસ્તિકતાના એક પ્રકારના રોગરૂપ છે. માનવ જાતનાં ઉત્તમોત્તમ દૃષ્ટાંતોમાં આવી વાસના કદાપિ જોવામાં આવતી નથી. આવાં અપ્રાકૃતિક દૃષ્ટાંતોને દૂર રાખતાં પણ વિનાશના ભયે માનવિમાંએ ઉંડાં મૂલ ઘાલ્યાં છે, જીવનના ભાનને વધારીને દૃઢ બનાવવાની એક પ્રકારની તૃષ્ણા સર્વ પાસ જોવામાં આવે છે, દેવી શક્તિયોને ખીલાવવામાં આનંદ લેવાય છે; વિનાશ શરણ થવાની કામના, જીંદગી પ્રત્યેના કંટાળાના પરિણામરૂપ નથી, પરંતુ જીવનના પ્રયત્નો અફલ નિવડવાના પરિણામરૂપએ; જીવનના વિશાલ અનુભવના નહિ પરંતુ અલ્પ અનુભવના પરિણામરૂપ છે તૃષ્ણાનાં અધમસ્વરૂપોને લક્ષમાં લેતાં, માનવિ અનેક વિષયોપભોગમાં લપટાય છે, તે તેમાં રચ્યા પચ્યા બન ન એક સમયે થતી જીવનની વૃદ્ધિના ભાનને લીધે હોય છે. વિશેષ જીવવાવાળા બનવું એજ માનવિની હમેશની કામના છે.–તેનો અનુભવથવાને જીવન ગાળે છે.

હજુ દુનિયાના પ્રલોભનોમાં બંધાયલા બુદ્ધિશાળી, સદાચારીમાનવિના હૃદયમાં દુઃખનો તીવ્ર આઘાત થતાં, જીવનના कथं અને कस्मात्‌નો પ્રથમ પ્રશ્ન ઉભો થાય છે. માનવ જીવના વિકાસ માટે સુખ અને દુઃખ ઉભયે જરૂરનાં છે; સુખ અને તેના ઉપભોગની આશા ઉંઘતી થવાને લલચાવે છે, જે જે આત્મા નથી તે સર્વની અનિત્યતાનો બોધ પણ આપે છે. મોટે ભાગે દુઃખના ચાબુકપ્રહારો લાગવા માંડતાં માનવિ પોતાના અંતરપ્રદેશનો શોધ ચલાવવા તરફ વળે છે. જીવનને જે જે સુવાસિત બનાવે છે તે અંધકારમાં ગરક થતાં, શોક અને નિરાશા મનને છાઇ લેતાં, ફેરફારના ધક્કાઓની પાછળ કોઇ જીવન, નિરૂપદ્રવશાંતિમાં મહાનનું જીવન શોધવાની પ્રવૃત્તિ આરંભાય છે. માટે જ કહેવાય છે, કે જ્ઞાનનાં મૂલ શોકમાં છે. જ્ઞાનનો આરંભજ વૈરાગ્યથી છે: ક્ષણિક બનાવો નો વારંવાર વિનાશ થતાં વૈરાગ્યનો ઉદય થાય છે. આને લીધે જ માનવિ કંઇક નિત્ય વસ્તુની શોધમાં દોરાય છે; સ્થૂલ કરતાં સૂક્ષ્મ તરફ વધારે આકર્ષાય છે. ફેરફારના આઘાત અને અનિત્યત્વના ભાનને લીધે માનવિ આવા પ્રશ્નો પૂછવા તરફ દોરાય છે:–" હું અને હું ને જે જે પ્રીય છે તે અમર હશે ? બધા જીવોની ઉત્પત્તિ રૂપ ચૈતન્યની પ્રકૃતિ કેવી હશે ? " દિક્‌ અને કાલમાં ફેરફાર થાય છે, તેથી માનવિ દિક અને કાલની પાર નિત્યની શોધ ચલાવે છે. અમરતત્વ કરતાં નિત્યતત્વ કહેવું મને વિશેષ યોગ્ય લાગે છે, કારણ કે કદાપિ અંત ના આવતા કાલરૂપ અમરતા છે, આપણે તો જે કાલની પાર છે, જે હમેશાં હોય છે, તેની શોધ ચલાવીએ છીએ. જે અનંતકાલમય નથી, પરંતુ હમેશાં હોવા,, હોવા અને હોવા રૂપ, નિત્ય, વિવર્ત રહિત, છે, તેજ માનવજીવાત્માના વિરામ સ્થાનરૂપ છે.

આવા સર્વે પ્રશ્નોના વિવિધ ધર્મોએ આપેલા ઉત્તરો, અનેક, વિવિધ પ્રકારના છે. પરંતુ તે સર્વેને બે મૂખ્ય વિભાગમાં વ્હેંચી શકાય એમ છે.

૧—જેમાં ઉત્તરનો આધાર એક પ્રકારના અંતિમ અદ્વૈત ઉપર હોય છે.

૨—જેમાં ઉત્તરનો આધાર એક પ્રકારના અંતિમ દ્વૈત ઉપર હોય છે.

આ વિભાગોમાંના પ્રથમ અથવા અન્યમાં સર્વે ધર્મોનો સમાવેશ થઈ જાય છે; તથાપિ અદ્વૈત અને દ્વૈતની ભાવનાઓ અનેક પ્રકારના ભેદ દર્શાવી આપે છે; આપણા સમયના દ્વૈતવાદના શોધોમાં આવા ભેદ ખાસ કરીને જણાઈ આવે છે.

આપણે એકતાને "ઇશ્વર" રૂપે સ્થાપીએ છીએ: સમગ્ર વિશ્વની ઉત્પત્તિ પણ ઇશ્વરમાંથી જ શોધવામાં આવે છે. અત્રે પ્રથમ, ઇશ્વરને કર્તા અને વિશ્વને કાલ અને દિક્‌માંના કાર્ય રૂપે સ્વીકારનારા ધર્મોનો સમાવેશ થાય છે. હિબ્રુઈઝમના બાહ્યાચારમાં, ક્રિશ્ચિયન અને મહમદીય ધર્મમાં ઇશ્વરને પોતાની સૃષ્ટિથી, કારીગરને તેના કાર્યથી ભિન્ન ગણવામાં આવેછે તેમ બીલકુલ અલગ, ભિન્ન જ ગણવામાં આવે છે. આ ધર્મોમાં અંતરંગ રહસ્યોનો પણ સમાવેશ છે, તેમાં કર્તા અને કાર્યને લોકમાન્ય તટસ્થેશ્વરની ભાવના જેટલી તીક્ષ્ણતાથી ભિન્ન ગણવામાં આવ્યા નથી. વર્તમાનકાલના ઘણાખરા વિચારકો, ખાસ કરીને પશ્ચિમમાં જન્મેલાઓ, કર્તા અને કાર્યની ભાવનામાંથી ઉપજતા પ્રશ્નોમાં જ થોડા સમય માટે શાંતિ શોધી રહ્યા છે; સૃષ્ટિના કર્તાને અર્પવામાં આવતાં જ્ઞાન અને પ્રેમમાં જ મરણ, દુઃખ, શોકના પ્રશ્નોનું નિરાકરણ હોવું જોઇએ, એમ માનીને જ તેઓ સંતોષ ધારી રહ્યા છે. આપણે માટે પણ આ પ્રશ્નો નિરાકરણ ના થઈ શકે એવા હતા, પરંતુ એકાદ દિને તેમનું નિરાકરણ **તેનાથી** જ બની રહેશે.

અનેક પરિણામવાળી, એક દિવ્ય કાર્યરૂપી, સૃષ્ટિસંબંધી આવી ભાવનામાંથી એકદમ નવનવા પ્રશ્ન ઉભા થાય છે, તેમનું નિરાકરણ બની શકતું નથી: "જો ઇશ્વર આરંભ વિનાનો હોય અને સૃષ્ટિ એક ભિન્ન કાર્યરૂપે હોય તો કોઈ પણ કાલે સૃષ્ટિ થવાનીજ શી જરૂર? આવા અનારંભવાળી શાન્તિમાં શામાટે એકાદ બિંદુમાં એકાએક ગતિ થવા માંડી? જો નિત્યતા પરત્વે ઇશ્વર સ્વ-સંપૂર્ણ હોય તો વળી એકાદ સૃષ્ટિ ઉપજાવવાની શી જરૂર, અને તે પણ વળી સર્વ ઉપરાંત સર્વ પ્રકારનાં દુઃખ, શોક, અશુભથી ઉભરાઈ જતી એક સૃષ્ટિની તો જરૂર જ શી? અનારંભવાળા ભૂતકાલમાં સંપૂર્ણ થઈ પડેલા આનંદમાં જ શા માટે તેણે રમણ ના કર્યાં કર્યું?" આવી પ્રશ્ન પરંપરા ઉપરા ઉપરી ચાલ્યાં જ જાય છે, કદાપિ એકાદ ઉત્તર પણ સંભવી શકતો નથી. કવીવર **શૅલિ** આ દશા **ક્વીનમેબ**ના કાવ્યમાં મર્મભેદક વ્યાજસ્તુતિ સહિત પરંતુ નિર્દોષ ન્યાયદૃષ્ટિથી જણાવે છે:—

From an eternity of idleness

I, God, awake; in seven drys' toil made earth

From nothing; rested and created man.
I placed him in a paradise, and there
Planted the tree of evil, so that he
Might eat and perish, and my soul procure
Were with to sate its malice, and to turn,
Even like a heartless conqueror of the earth
All misery to my fame.*

એક કહે છે, "પ્રભુના મહિમા માટે" સૃષ્ટિનું સર્જન થયું. પાપ અને તે માટે થતી નિત્યશિક્ષાના દૃષ્ટિબિંદુથી વિચારતાં શૅલિની મર્મવેધક વ્યાજોક્તિ જરા પણ અસ્થાને નથી. ઇસ્લામ ધર્મ વિશેષ મધુર અવાજથી ઉત્તર વાળે છેઃ—દેવીડે પ્રભુને પૂછ્યું, તમે શા માટે સૃષ્ટિ સરજી? "હું એક ગુપ્ત ભંડાર ન્હતો," ઉત્તર મલ્યો, "મેં સર્જન કરવાની ઇચ્છા કરી."— આ ઉત્તરમાં દિવ્ય હૃદયની પ્રેમ માટેની ભાવના સ્પષ્ટ જણાઈ આવે છે. બીજા કેટલાક કહે છે, "પરમાત્માના આનંદને સૃષ્ટિનું તત્ત્વ બનાવવા માટે." ભલે, પરંતુ દુઃખનું કેમ? આમ-નથી, આવા વિશેષ ગાઢ પ્રશ્નોનું નિરાકરણ થઈ શકતું નથીઃ-"દુઃખ શામાટે?" "અજ્ઞાન શા માટે?" "સર્વ ઉપરાંત પાપ જ શા માટે?" "સંપૂર્ણ ઇશ્વિર સૃષ્ટિ સર્જે, તેની સૃષ્ટિના એક અવયવ રૂપ અશુભ હોય, એ કેમ બને? જો આ બાબતમાં તે સહાય આપી શકતો નથી તો તે સર્વ શક્તિમાન નથી; જો તે કરી શકે એવો હોય અને ના કરતો હોય તો તે સર્વ શુભમય ના હોવો જોઇએ."

**જોન. સ્ટુઅર્ટ. મિલના** મરણ પછી પ્રસિદ્ધ થયલા **નિબંધ સંગ્રહમાં** ખુલ્લે ખુલ્લું કહેવામાં આવ્યું છે, કે કર્તા સાથે સાથે જ એકદમ સર્વ–શક્તિમાન અને સર્વ–કલ્યાણમય સંભવિ શકે નહિ. તે કદાચ સર્વ શુભમય હોય, તેણે જડનો બની શકે તેટલો ઉત્તમોત્તમ ઉપયોગ કર્યો હશે; તે કદાચ સર્વ–શક્તિમાન્ હશે, તો તે માનવિઓ જેને શુભ કહે છે તેવો નથી. પરંતુ આવા ઉત્તરથી મનતો અસંતોષ જ રહે છે; બુદ્ધિ, શક્તિ, પરિસ્થિતિ, વારસો ઇત્યાદિની અનેક પ્રકારની અસમાનતાઓનો આથી ખુલસો મળી શકતો નથી; આવી અન્ય અનેક બાબતો કે જેથી ખુલાસો ના થઈ શકતા પાપથી જેટલી સત્યની બુદ્ધિમાં શંકા થઈ આવે છે તેટલી જ ન્યાયબુદ્ધિમાં શંકા ઉપજી આવે છે, તેનું પણ તેથી સમાધાન થઈ શકતું નથી.

---

* આલસ્યના અનંત કાલમાંથી, હું, પ્રભુ, જાગ્રત થયો; સાત દિનની મહેનતમાં શૂન્યમાંથી સૃષ્ટિને ઉપજાવી; વિશ્રામ લીધો. પછી માનવિ બનાવ્યું. મેં તેને સ્વર્ગમાં મૂક્યું, ત્યાં અશુભનું વૃક્ષ વાવ્યું, જેથી તે તેનાં ફલ ચાખે ને વિનાશ પામે, તેથી મારા આત્માના દ્વેષની શાંતિ થાય; દુનિયાના હૃદય શૂન્ય વિજેતાની પેઠે સર્વ પ્રકારનાં દુઃખને મારી કીર્તિના રૂપમાં પલટાવી નાંખે.

માનવિ સંબંધી "ક્યાં ?" પ્રશ્નનો પણ ખુલાસો થવાની જરૂર છે." માનવિ ક્યાં જાય છે ?" એક વિશ્વનું, કોઈ પ્રકારના ભૂત અથવા ભાવિ સાથે સંબંધ વિનાનું એક એકલું બિન્દુ, એક હેતુ વિનાનું ગૂચવાડાનું સ્થાન જ બની રહે છે. અશ્રુધારાઓની વર્ષામાં વાવેલા, અનેકાનેક શોકપરંપરાએ લણાયલા, અસંખ્ય વંશજોએ પ્રકૃતિના સપ્ત પંજામાંથી પડાવી લીધેલા પાક અને ફલને, જો આ સર્વ નિરર્થક, બીલકુલ નિરૂપયોગી એક અન્ય "આલસ્ય અનંતતામાં" સમાવાનું હોય તો ઉદ્દેશ શો ?

આપણે બે મૂલ અને સદા વિરોધિ દ્રવ્યોની ભાવનારૂપ દ્વૈતની સ્થાપના કરીએ છીએ; આ ઉભયે સમાન રીતે નિત્ય અને અનહદ હોય છે, તેમના પરસ્પર કાર્યમાંથી સૃષ્ટિ ઉત્પન્ન થાય છે. આમાં બે અંતિમ તત્ત્વો હોય છે, તેમના સહકાર્યમાંથી એકાદ સૃષ્ટિનું સર્જન થાય છે, તેમને ભિન્ન ભિન્ન નામથી વ્યવહારવામાં આવે છે: દ્રવ્ય અને શક્તિ, જડ અને ચેતન, નામ રૂપ અને આત્મા, નિર્બલ અને પ્રબલ,–હમેશાં એક દંદરૂપે જ હોય છે, તે પણ વિરોધિઓનું એક દ્વંદ્ધ હોય છે. આ બાબત **સાંખ્ય** દર્શનમાં તત્ત્વશાસ્ત્રની દૃષ્ટિથી વર્ણવવામાં આવી છે; તેમાં પુરુષ અને પ્રકૃતિનું એક દંદ્ધ હોય છે; પુરૂષના સાંનિધ્યવડે પ્રકૃતિ અસંખ્ય રૂપો યોજી કાઢે છે; પુરૂષો અનેક હોય છે, પ્રકૃતિ એક હોય છે. વર્તમાન ઝરથુસ્ત્રના ધર્મમાં –પ્રાચીન ભાવનામાં તો દ્વૈતના અંતરમાં જ અદ્વૈતનો સમાવેશ થાય છે–અન્યોન્ય સામે હમેશાં વિગ્રહ ચલાવતા બે પુરૂષો સૃષ્ટિમાં સ્વીકારવામાં આવે છે; એક શુભમય, વૃદ્ધિ કર્તા હોયછે; અન્ય અશુભમય, હમેશાં વિનાશ કરવાને, બગાડવાને જ તૈયાર હોય છે; આ ઉભય વચ્ચે વારંવાર થતી પસંદગીરૂપ માનવજીવન છે; આવા સિદ્ધાન્તના આધારે એકાદ વ્યાવહારિક ધર્મની સ્થાપના થઈ શકે, પરંતુ તેથી બુદ્ધિ અસંતોષી રહે છે, તેના પ્રશ્નોના કોઈ પ્રકારના અંતિમ ઉત્તરો મળી રહેતા નથી. અંતિમ દ્વૈતની આવા પ્રકારની એક ભાવના, સાંખ્ય દર્શનદ્વારા, પારસી ધર્મ દ્વારા, તથા વર્તમાન કાલની પદાર્થ વિદ્યાદ્વારા–સમાન રીતે એક દંદ્ધ ઉપર આધાર રાખતી–વર્તમાન ઝમાનામાં અસંખ્ય બુદ્ધિશાળી હૃદયો ઉપર સામ્રાજ્ય ભોગવે છે. આથી માનવિ અજ્ઞાન દશામાં જ રહે છે, કારણ કે અનંત પરસ્પર કાર્યની હાજરીમાં મૂલ પ્રશ્નો ઉત્તર વિનાના જ રહે છે. પરપોટાઓ ઉપજાવવામાં આવે છે, ફૂટી જાય છે, વળી નવા થાય છે, આવી અસ્ખલિત પરંપરા ચાલ્યાં જાય છે. જીવન અને ચૈતન્ય, દ્રવ્ય અને શક્તિના પરિણામ રૂપ બને છે, અમુક ગોઠવણોના પરિણામ રૂપ મનાય છે.તેથી "જીવન ક્યાંથી આવે છે ?" "તે ક્યાં જાય છે ?" એવા પ્રશ્નો અર્થ વિનાના થઈ પડે છે. જીવન માત્ર એક પ્રકારની દશા સમાન છે; આવી દશાઓના **કથં ?** અને **કિમનો ?** ખુલાસો, આપણી નજરે જણાતી ગોઠવણો સમજવામાંથી થઈ રહે છે. પદાર્થવિજ્ઞાનના દ્વૈતના દૃષ્ટિબિંદુથી માનવિની અમરતા ટકી શકતી નથી; ધર્મ અને તત્ત્વશાસ્ત્રના દ્વૈતના દૃષ્ટિબિંદુથી આમ સંભવી શકતું નથી; કારણ કે તેમનામાં દંદ્ધમાંના એકરૂપે પુરૂષને સ્થાપવામાં આવ્યો છે તે દેહના જડના જેટલો જ અમર ટકી રહે છે.

દુઃખ અને શોકને જડ અથવા આસુરી પ્રકૃતિનું કારણ ગણીને ગમે તેટલો સંતોષકારક ખુલાસો કરવામાં આવે તો પણ પોતાની પ્રકૃતિની સ્પષ્ટ આવશ્યકતાને લીધે શોધક બુદ્ધિને આખરે દ્વૈતનો ત્યાગ કરવો પડે છે. માનવમન ખાસ કરીને એક પ્રકારની અદ્વૈત

# ॥ संध्यासमये ॥

એક સમર્થ વટવૃક્ષની સમાન શાખાઓ ચારે પાસા વિસ્તરી રહી હતી; તેની વડવાઇઓ પૃથ્વીમાં પ્રવેશીને સ્તંભો જેવી બની રહી હતી. રેતીના સમવિસ્તારમાં અત્રતત્ર સાથે સાથે આવેલી ભિન્ન ભિન્ન રંગનાં પલ્લવોવાળી લતાઓથી ભંગાણુ પડતું હતું. ભારે ઝૂમખાંવાળું, સર્વથી ઊંચું માથું રાખનાર એક તાડવૃક્ષ સંધ્યાના સમુદ્રવાયુના ઝપાટામાં ઝૂકી રહ્યું છે. મસ્તક ઉપર નીલ-શ્યામ આકાશ આવી રહ્યું છે; પત્રોદ્વારા સ્વર્ગીય નયનો નીચે ડોકીયાં કરી રહ્યાં છે; ઘણા દૂરના ઉત્તરદિક્‌પની ધુસર સંધ્યાઓમાં નહિ જોવામાં આવતો એવો એક પ્રકારનો ઝગઝગાટ સર્વ પાસા પસરી રહ્યો છે. મધ્યાકાશમાં એક રૂપેરી તલવારની પેઠે ચમકતો બીજનો ચંદ્ર ચળકી રહ્યો છે. થોડે દૂર શાંત સમુદ્રની ધીરી નાડી વહી રહી છે. નજીકમાં જ ઢોળાવવાળા કીનારા સાથે પાણી અથડાયાં કરે છે. કોઈ કોઈવાર એકાદ સરસનો ટકટકારો, માળા તરફ ઉડતાં પક્ષિયોની પક્ષોનો ભારે સણસણાટ સાંભળવામાં આવે છે. આ સર્વ ઉપરાંત એ સર્વેમાં પૂર્વ દેશની અનુપમેય મોહિનીનું ચારે પાસા સામ્રાજ્ય પ્રવર્તિ રહ્યું છે.

આરંભના સંધ્યા કલાકો સાથે મંડલને અમુક સંબંધો હોય છે. પૂર્વના જેવા જ સૌમ્ય, મંદગતિના, હસતા, ધ્યાનનિમગ્ન **गोप** તેમાં જોવામાં આવે છે. જાણે બધી સૃષ્ટિયોમાં પરિવ્રાજક હોય તેમ મુસાફરી કરીને **परिव्राजक** પણ અત્રે આવ્યા છે. બીજાઓતો સંધ્યા સમયે નવા આવનારાઓ છે; પરંતુ સમય વીતતાં તેમનું પણ ઓળખાણુ પડતું જશે.

**परिव्राजके** પ્રથમ ગોળો ગબડાવ્યો; "સંધ્યાકાલનો પુનઃ ઉદય..............ના, સંધ્યાકાલનો ઉદય થતો નથી, આરંભ થયો છે. (એમ કહીએ), એવું કેટલાક સભ્યોના જોવામાં આવતાં તેમનામાં ખરેખરો ઘુમારો ઉઠશે. "જુઓ!" તેઓ કહેશે; "અમે તમને આવું જ કહેતા હતા! સૂક્ષ્મ પ્રદેશના જ્ઞાનની ક્ષુદ્ર સિદ્ધિયોના સામ્રાજ્યનો આરંભ થયો છે." પોતાની બુદ્ધિના વાહનરૂપે સ્થૂલ મસ્તક અને ઇન્દ્રિયોનો ઉપયોગ કરનાર લોક, એથી થોડા વધારે સૂક્ષ્મ મસ્તક અને ઇન્દ્રિયોનો તેની તેજ બુદ્ધિ માટે ઉપયોગ કરતાં શા માટે આટલો બધો બાધ લે છે, એ જોઇને મને નવાઇ લાગે છે; ભુલોકના અભ્યાસની તેઓ સ્તુતિ ગામ છે, અને ભુવર્લોકના અભ્યાસ માટે બાધ દર્શાવે છે, એથી પણ મને ઓછી નવાઇ લાગતી નથી. થોડાંક વર્ષ પછી જ આપણ સર્વને કોઇ પ્રકારના બાધ વિના ભુવર્લોકમાં જવાનું છે; આપણે આના પ્રથમથી જ ભોમીયા બનવું જોઇએ, એ જરા પણ બુદ્ધિ વિનાનું લાગતું નથી."

"તમારૂં કહેવું બરોબર છે," મનનપૂર્વક **गोप** ઉમેર્યું. "જો કોઇને હિંદ જવાનું હોય તો તે બંધ બેસતાં કપડાંની શોધ કરે છે, દરજીની મૂલાકાત લે છે; એકાદ નકશો ખરીદે છે; કદાચ તે દેશની થોડી ઘણી ભાષા શીખવાનો પ્રયત્ન કરે છે; આનું નામ "બુદ્ધિ

ભરેલી ગોઠવણ કરવી" કહેવાય. "મરણની પેલી પારની ભૂમિ" માત્ર એજ એક એવી શા માટે હોવી જોઇએ કે ત્યાં પહોચતા સુધી તેના વિષે અજ્ઞાન દશામાં રહેવું ઉત્તમોત્તમ ગણાય ?"

"પરંતુ લોક પૂછે છે: આવા જ્ઞાનનો વ્યાવહારિક ઉપયોગ શો ?" कायदाशास्त्रीए કહ્યું. "તેમને એમ ભય છે કે આથી આત્મવિદ્યાની ખરી બાબતોના ઉંડા જ્ઞાનમાંથી આપણું મન દૂર ખસી જાય" "એથી એમ થવું જોઇએ નહિ," परिव्राजके અભિપ્રાય જણાવ્યો, "કારણ કે તે તો ડિંડિમ વગાડીને મહાનિયમ દર્શાવે છે.' એકાદ માનવિ જેવું વાવશે તેવું જ લણશે.' મરણની પારના પ્રદેશની જીવન-દશાઓના અભ્યાસિને હમેશાં પુનઃ પુનઃ સ્મરણ થાય છે, કે મરણ પારની સૃષ્ટિયોમાં આનિયમ હજુ પ્રવર્તે છે, એટલો બધો સબલ વર્તે છે, કે આપણે અત્રે જે વાવીએ છીએ તે ત્યાં લણવામાં આવે છે. આથી કર્મ અને પુનર્જન્મના સિદ્ધાન્તનીશ્રદ્ધા પ્રબલ અને સુદૃઢ થાય છે. સર્વે ધાર્મિક ગુરુઓએ દુનિયામાં ગાળવામાં આવતા જીવન સાથે સ્વર્ગ અને નર્કના સંબધ વિષે આગ્રહ સહિત ઉપદેશ આપ્યો છે; આવી દશાઓ હોવાના તેમના અપરોક્ષ જ્ઞાન ઉપર ખાસ કરીને તેમના આગ્રહનો આધાર છે. આ ઉપરાંત તેમનામાંના ઘણાએએ આ વિષય વિષે ઘણા વિસ્તારથી વીગતોની ચર્ચા ચલાવી છે. આપણા વિરોધિઓ, પોતાના શોધો ઉપર આધાર રાખતાં આ બાબતોના જ્ઞાનનો પોતાના સિદ્ધાન્તોમાં સમાવેશ કરતા પ્રાચીન ઋષિયો પ્રત્યે પૂજ્ય બુદ્ધિ દર્શાવવાની, તથા વર્તમાનકાલે તેમના માર્ગમાં વિનિત હૃદયે ચાલનાર સર્વ પ્રત્યે તિરસ્કાર બુદ્ધિ દર્શાવવાની વિચિત્ર દશામાં આવી પડ્યા છે. અન્ય હસ્તે પ્રાપ્ત થતા પરોક્ષજ્ઞાનથી સંતોષ ના વળતો હોય તો, આપણે ગમે તો તેવા મહાનુભાવ મહાત્માઓના દૃષ્ટાંતોને અનુસરીને શોધ ચલાવવી જોઇએ, અથવા પાછલા જમાનાની બીલકુલ નઇચ્છવા યોગ્ય પ્રેતાવાહન-પ્રયોગ શાળાઓનો આશ્રય શોધવો જોઇએ."

"આવા જ્ઞાનવાળો માનવિ ઉચ્ચ ચારિત્રવાળો હોય એમ એના જ્ઞાનથી બીલકુલ સાબીત થતું નથી," तंत्रशास्त्रीએ ટીકા કરી.

"તેમજ એકાદ માનવિ એક શ્રેષ્ઠ પ્રકારનો રસાયણશાસ્ત્રી હોવાની સત્ય બાબતથી તે એક પરોપકારી માનવિ પણ હોવો જોઇએ, એમ સાબીત થતું નથી," परिव्राजके ઉત્તર વાળ્યો; "છતાં રસાણવિદ્યા માનવજ્ઞાનના કોઇ પણ પ્રકારના ઓછી કીમતના વધારા રૂપ નથી. મરણ પછીની દશાઓની જાતે ચલાવેલી શોધોની, ઐહિક ચારિત્રની શુદ્ધિ ઉપર અનિવાર્ય પ્રતિ-અસરો થાય છે, કારણ કે એ સૃષ્ટિયોમાં અશુભનાં પરિણામને જોનાર કોઇ પણ તેવાં કાર્ય અત્રે જોતજોતામાં કરી શકતો નથી. આવાં પરિણામોનું એક અદ્ભૂત દૃષ્ટાંત મને યાદ આવે છે; જો કે આ એક શોધ ચલાવવાની બાબત નહોતી, પરંતુ પ્રેતવાહન-પ્રયોગ સમયે બની હતી......"

"અહો ! એક વાર્તા, એક વાતો" ઘણા બોલી ઉઠ્યા; જીજ્ઞાસાથી પ્રેરાઇને રહેજસ્હાજ સળવળાટ થયો; संगीतशास्त्री ની દૃષ્ટિ ગંભીર, એકાગ્ર થઇ.

" એતો માત્ર એક કૃત્રિમ તાત્વિક સત્વ હતું, " ગોપે કહ્યું. " તમેં જોયું કે દ્વેષ અને વેર વાળવાના આવા સર્વ વિચારો એક ભયંકર આકારમાં એકઠા થયા હતા. તે એક સાધારણ જીવતું પ્રાણી ન હતું; એમ હોત તો તેને મારવું ગમે તેટલું બાધકારક હોત તો પણ અયોગ્ય ગણાત; પરંતુ આતો વિચારાકારની એક મૂર્તિ હતી, તેને ઉપજાવનાર વિચારો વિના તેનું કોઇ પ્રકારનું જીવન ન હતું; આવા વિચારોને જેમ જલદી વિખેરી શકાય, તેમના ઉત્પાદકો સાથે સંબંધ ધરાવતા વિચારો રૂપે જલદી ભિન્ન ભિન્ન પાડી શકાય તેમ આમાં સંબંધ ધરાવનાર સર્વે વ્યક્તિઓ માટે ઉત્તમ ગણાય. "

" જો આવી આવી બાબતો બનતી હોય તો પ્રેતાવાહન પ્રયોગશાળામાં જોવા જવું એ પણ ભયંકર હોવું જોઈએ ? " એક શંકાશીલ અવાજે પૂછ્યું.

" આવાં અનિશ્ચિત સત્ત્વો સાધારણ હોતાં નથી, " ગોપે દીલાસો દીધો. " પરંતુ તમારૂં કહેવું યથાર્થ છે; લોકના મોટા ભાગ માટે તો આવી પ્રયોગશાલામાં જવું ભયકારક છે. મારા ધારવા પ્રમાણે આવી ભયની બાબતોને તમારે સમજી રાખવી સારી છે. હીંદીઓ કરતાં તમે જેઓ પશ્ચિમ દેશના છો તેમને માટે એ અતિ ઉપયોગી છે; તેઓ તો બુદ્ધિપૂર્વક આવી બાબતોથી તદ્દન અલગ રહ્યા છે, કારણ કે એક નિયમ પ્રમાણે મરણ પછી જીવન લંબાવા સંબંધી:તેમને કોઈ પ્રકારની શંકાઓ નથી. "

" ત્યારે તે તો અમને સંભળાવો ! " બધાએ એક સામટું કહ્યું.

એક લંબાણ વાર્તાલાપ માટે ગોપ સ્વસ્થતાથી ગોઠવાયા. " ભલે, એ આમ હોય છે, " તેમણે ચલાવ્યું. " પરંતુ મારે પ્રથમ કહેવું જોઇએ કે પશ્ચિમમાં જ્યાં જડવાદ સર્વોપરી વર્તે છે ત્યાં લાખ્ખો માનવિઓને અમરતા અથવા મરણ પછી કંઇક રહે છે એ બાબતની અશ્રદ્ધામાંથી બચાવવામાં પ્રેતાવાહન વિદ્યાએ મહાન્ કાર્ય કર્યું છે. આ વિદ્યાની અનેક મહાન્ ભીતિયો છે, પરંતુ મારા પોતાના અભિપ્રાય પ્રમાણે તેનાથી જે શુભ થયું છે તે અશુભ કરતાં ઘણું બલવાન્ છે; માનવિ મરણ પામ્યો કહેવાયા પછી જીવતો હોય છે, એ બાબતની જડવાદીઓ સ્વીકારી શકે એવી સાબીતિઓ માત્ર આ વિદ્યા પૂરી પાડતી. આપણે આપણા દર્શનને ગમે તેટલું ઉત્તમ માનતા હોઇએ તો પણ આટલી સત્ય બાબતને વિસારે પાડવાની નથી. "

" થોડી ઘણી રીતે **મહામંડલ** સાથે સંબંધ રાખનાર **યોગીઓના** એક **મંડલે** જડવાદ સામે એક હથીઆર રૂપે એ વિદ્યાનો આરંભ કર્યો હતો એ યથાર્થ વાતને લક્ષમાં લેતાં, " **પરિવ્રાજકે** કહ્યું, " એટલું સૂચવાય છે કે એથી અશુભ કરતાં શુભ વિશેષ થશે. તમે એ વિષે પણ સૂચવશો. "

" ભલે. પોતાને માર્ગે પ્રવર્તનાર છતાં **ધવલમંડલને** આધીન વર્તનાર **મેક્ષીકોમાં**

" એક નિયમ હોય તેમ એ લોક ઉચ્ચ પ્રતિના હતા, " ગોપે ઉત્તર વાળ્યો. " પરંતુ જેમને અમુક ઔષધિઓવડે સમાધિ અથવા મૂર્છામાં નાખવામાં આવતા હતા તેઓ આવી રીતે આવી શકવાનો સંભવ છે. "

" એ સઘું ખીન કેળવાયલાજ હશે ? " કાયદાશાસ્ત્રીએ પ્રશ્ન કર્યો.

" ના, પરંતુ તેમનામાંના ઘણા ખરા એવાજ હોય છે; જેમને પગાર આપીને રોકવામાં આવ્યા હોય છે તે ખાસ કરીને આવા હોય છે. ઉચ્ચ વર્ગના પોઢીઆઓ સાધારણ રીતે પોતાના કાર્યને સંભાળથી પસંદ કરેલા ખાનગી મંડલોમાં રોકી રાખે છે. અન્ય પૂછવા યોગ્ય પ્રશ્ન એ છે કે મરણની પેલી પારથી પોઢીયાનો ઉપયોગ કરી શકે એવા કોણ હોય છે ? સ્પષ્ટ રીતે જેઓ પૃથ્વીના ઘણા નિકટમાં હોય તેવાઓ, સ્થાન અથવા લોક પરત્વે નહિ, પરંતુ ઘટ્ટતાના પ્રમાણમાં. આવી વ્યક્તિયો મોટે ભાગે ના ઇચ્છવા યોગ્ય છે, તેમણે છોડેલી દુનિયાના સંબંધમાં આવવાના ઉત્સાહમાં તેઓ ઘેલાં બન્યાં હોય છે; તેઓ આવા દરેક લાગનો લાભ લેવાને તૈયાર હોય છે. જો એકાદ માનવિના હાથ પગ બાંધીને એકાદ અધમાધમ વાસસ્થાનમાં નાખવામાં આવ્યો હોય, તો તેની શોધ એકાદ પરોપકારી માનવિ કરતાં એકાદ ચોરજ સારી રીતે કરી શકશે. એકાદ પોઢીયો આવી દશામાં હોય છે; જો અધમ વ્યક્તિયોને દૂર રાખીને તેનું રક્ષણ કરનાર " દિવ્ય-રક્ષક " ના હોય તો અશુભ પરંપરાનો પારજ રહે નહિ. અલબત આવી કમનશિબ વ્યક્તિઓ, ઘાતકો, આત્મ-ઘાતકો, સર્વ પ્રકારના દુરાચારીઓને સહાય થવી જોઇએ, પરંતુ પ્રયોગ-શાલા એ કોઇ પણ પ્રકારે તેમને સહાય કરવાનું સ્થાન નથી. પ્રેક્ષકોને શૂન્યવત નિર્બલ દશામાં રહેવાની વિનતિ કરવામાં આવે છે, તેથીજ તેમના ઉપર સહજમાં અસર થઇ શકે છે. આ ઉપરાંત આવી નિર્બલતાની દશા સ્થૂલ રીતે પણ નુકશાનકારક છે, કારણકે એ સર્વમાંથી પદાર્થ સંગ્રહ કરવામાં આવે છે. અમુક સ્થૂલ દેખાવો જણાવાના સમયમાં મેં એક પોઢીયાને જોખવાના કાંટા ઉપર મુકયો હતો; એક સમયે પોઢીયાએ ૪૪ શેર વજન ગૂમાવેલું જણાયું હતું. એક બાલક જેવો જણાવા જેટલો ઘટિ જતો, આસપાસ લટકતાં ઢીલાં વસ્ત્રવાળો માનવિ એકવાર મારા જોવામાં આવ્યો છે. સાહજીક રીતે આવી દશાઓના અનુભવ પછી આવો ભોગ થઈ પડેલો અભાગી માનવિ ગયેલું બળ મેળવવા માટે ભારે નિશાની ટેલતમાં પડી જાય છે. આનો પણ વળી પ્રત્યાઘાત થાય છે; આથી આવેશમાં, વળગવામાં આનંદ માનતાં અધમ સત્વોને ઉત્તેજન મળે છે. "

" શું આ પ્રમાણે આકર્ષવામાં આવતો જડ પદાર્થ દુષિત થઈને પાછો આવતો હશે ? " જ્ઞાનવાદી એ પૂછ્યું.

" હા, એમજ થાય છે, પોઢીયા અને પ્રેક્ષકો બંનેને આ પ્રમાણે સહન કરવું પડે છે. વળી, પ્રયોગશાલામાં ઉભરાઈ જતાં અધમ વર્ગનાં સત્વો, પ્રેક્ષકોમાં પ્રવેશ પામવા માટે પ્રબળ પ્રયત્ન કરે છે, કોઈ પણ નબળી જણાતી બાબતનો લાભ લઈ લે છે.

" કેવા પ્રકારની નબળી બાબતો ? " युवक ने प्रश्न કર્યો.

" જ્ઞાનતંતુઓની અતિ નબળાઈ, બલવાન્ રાગદ્વેષ, તૂંડ મિજાજ, અથવા વાયુ પ્રકોપ જેવી નિર્બળ બાબતો. ગમે તો પ્રેક્ષક આવેશ ના થઈ શકે એટલો પ્રબળ હોય તો પણ તેવું સત્ત્વ તેની પાછળ તેના ગૃહે જઇને તેના કુટુમ્બના નિર્બળ માનવિને . વળગી પડે છે. સદ્દભાગ્યે હિંદ દેશ આવી પ્રેતાવાહનની પ્રયોગશાલાઓથી લગભગ રહિત જ છે; જો આવં શાલાઓ તમારા માર્ગમાં આવી પડે તો તેમાં તમારે જવાની બીલકુલ જરૂર નથી. ભયંકર બાબતો હદપારની છે. જો તમે જડવાદી નાસ્તિક હો, વ્યહિછ્છવન મગ્નુની બીજી બાજુ. એ પણ ચાલતું હોય છે એવું ના માનતા હો તોજ તમારે આવી ભયપ્રદ બાબતોમાં માથું મારવાની જરૂર છે. કેળવાયલા અભ્યાસીની પેઠે તમારાથી આવી ભીતિયોમાંથી બચી શકાશે નહિ, એ સ્મરણમાં રાખવાનું છે. આ ઉપરાંત તમારા છેતરાઇ જવાનો ઘણો સંભવ હોય છે. ગુપ્ત વિદ્યાનો અભ્યાસ નહિ કર્યો હોય ત્યાં સુધી તમારાથી અમુક સત્ત્વ જે હોવાનો ઢોંગ કરે છે તે, તે છે કે નહિ એ પણ પારખી શકાશે નહિ. તમે જે કંઈ બાબત જાણતા હો છો તે, એ તમારા મસ્તકમાંથી ( મન ) વાચી શકે છે, અથવા તમારા કોઈ મરી ગ-યલા મિત્રના મસ્તકમાંથી વાચી આપે છે. કોઇ કોઇવાર સારા હેતુથી છેતરવાનું કાર્ય ચલા-વવામાં આવે છે; દૃષ્ટાંત તરીકે ભુવર્લોકના એક માનવિએ, એક હૃદય ચીરાઈ જતી માતાને, પોતે તેનો પુત્ર હોવાની છેતરપિંડિ ચલાવી ચલાવીને ગાંડછામાંથી બચાવી હતી; ગાંડાને ગમે તે આપવાનું વચન પૂરૂં પાડવામાં આવે તેમ, આવા વર્તનને યોગ્ય બનાવ્યું હતું. " મરેલાં " ને દુનિયાની બાબતોમાં ભળેલાં રાખવામાં આપણે તેમનું ઘણું નુકશાન કરીએ છીએ, જે વિષે મેં કંઈ પણ કહ્યું નથી; તેમનો તો સારાં કાર્યોમાં ઉપયોગ થવો જોઇએ; પરંતુ પ્રયોગશાલામાં ના જવા માટેનાં પૂરતાં કારણો આપવામાં આવ્યાં છે. આ પ્રમાણે આ-પણી જ્ઞાન મેળવવાની ઇચ્છા હોય તો, પ્રાચીન અથવા અર્વાચિન શોધકોના ગ્રંથો તરફ આપણે પાછું ફરવું પડે છે. "

" મરેલાનું કેવા માર્ગે નુકશાન થઈ શકે છે, તેનું કંઇ દૃષ્ટાંત આપશો ? "

शोधक ने પૂછ્યું.

" હવે તો આપણો માર્ગ નિદ્રા દેવીના આરાધનનો હોવો જોઇએ, " परिव्राजक વચમાં બોલી ,ઉઠયો. આ પછી મંડળ વિખરાયું.

[ ચાલુ ]

X.

---

# प्राण.

( મળેલું. )

## ( પ્રાણનાં બિંદુઓ; નાડીઓ; જીવનનાં તાત્ત્વિક બિંદુઓ; પ્રાણના સામાન્ય વિકારો. )

સૂર્યની આસપાસના આવરણ રૂપ પદાર્થની સ્થિતિ પ્રાણ છે, અને તેની અંદર પૃથ્વી અને બીજા ગ્રહો ભ્રમણ કરે છે. ભૌતિક સ્થિતિનાથી તુરતની જ ઉચ્ચ સ્થિતિ પ્રાણની છે. સૌર પ્રાણથી ભૌતિક ગોલને આકાશ જૂદો પાડે છે. આ આકાશ વાદળી રંગના ભૌતિક વાયુની માતા ( ઉત્પાદક ) છે. આથી જ વાદળ (sky) વાદળી રંગનું દેખાય છે.

ગગન ( heavens ) માં આ બિંદુ આગળ પ્રાણ આકાશ રૂપ ધારણ કરે છે, તેથી ભૌતિક વાયુ ઉત્પન્ન થાય છે, અને બ્હારથી ગોલ ઉપર પડતાં સૂર્યનાં કિરણો તેમની અંદરની મુસાફરીમાં અટકતાં નથી. તેઓ વક્રીભૂત ( refracted ) થાય છે; પરંતુ ભૌતિક ગોલમાં ઊપર તરફ ગતિ કરે છે. આપણા ગોલની આસપાસ ઘેરાનો પ્રાણનો સાગર આ કિરણો દ્વારા તેના ઊપર સંવિધાન ( organizing ) સત્તા વાપરે છે.

આપણા ગ્રહની સઘળી સજીવ ઘટનાઓ (organisms) ના રૂપમાં દેખાતું પાર્થિવ જીવન અથવા ભૌતિક પ્રાણ સમગ્રપણે કઈજ નહિ પણ સૂર્ય પ્રાણનો જ વિકાર (modification) છે.

પોતાની ધરી ઊપરના તથા સૂર્યની આસપાસના–એમ બે પ્રકારના પૃથ્વીના ભ્રમણને લીધે ભૌતિક પ્રાણમાં બે પ્રકારનાં બિન્દુઓ વિકાસ ( development ) પામે છે. દૈનિક ( divinal ) ગતિમાં પ્રત્યેક સ્થલ સૂર્યની સીધી સત્તા નીચે આવવાથી જીવનની ચિત્‌ગતિ પૂર્વમાંથી પશ્ચિમ તરફ જાય છે. રાત્રીમાં એ જ સ્થલમાં અચિત્‌ ગતિ ચાલે છે.

સૂર્યમાલામાં આપણે જાણવા માટે મુખ્ય ગ્રહ પૃથ્વી છે, માટે તેની દ્વિધા ગતિના સંબન્ધમાં હાલની ખગોલ વિદ્યાનુસાર વર્ણન અત્ર આપીશું:—

પૃથ્વી કઈ પણ આધાર વગર રહેલી છે. તેના ઉપર વધારેમાં વધારે અસર કરનાર સૂર્ય છે. સૂર્ય તેને જેટલા બલથી પોતા તરફ આકર્ષે છે તે જોતાં, જો તે પાછી પ્રત્યાકર્ષણ ન કરતી હોત તો સૂર્યમાં ઘસડાઈ જાત. આ બંને બલો સામસામાં એટલાં તો સમતુલ્યતામાં રહેલાં છે કે તેને લીધે પૃથ્વી નિત્ય એક અંડાકાર માર્ગ ( orbit ) માં ભ્રમણ કર્યા કરે છે. વર્ષના અમુક ભાગમાં–એટલે કે શિયાળાના મધ્ય ભાગમાં–બીજા કોઇ પણ સમય કરતાં પૃથ્વી સૂર્યના વિશેષ સમીપ જાય છે; તેથી એ સમયે સૂર્યનું આકર્ષણ વધારે બલવાન હોય છે. તો પણ જેમ જેમ પૃથ્વી સૂર્ય તરફ જતી જાય છે તેમ તેમ તેની

ભ્રમણુ ગતિની ઝડપ વધે છે, અને તેના આ વેગથી પ્રત્યાકર્ષણુ પણુ વધે છે. એથી કરીને અંડાકાર માર્ગ ( ellipse ) ને છેડે જ્યારે પૃથ્વી પહોચે છે. ત્યારે અપક્રમણુ કરે છે ] ( જુવો-આકૃતિ ૧) તેના ભ્રમણુ માર્ગના બીજા અર્દ્ધમાં તે સૂર્યથી અપક્રમ પામે છે તેથી તે પાછળ ખેંચાય છે અને તેથી તેની ઝડપને ઓછી કરે છે. આથી કરીને ગુરુત્વાકર્ષણનું બલ વધે છે અને પૃથ્વી પાછી સૂર્ય તરફ જવા માંડે છે. આ પ્રમાણે બે બલો* એક પછી એક ] પ્રબલતા પામે છે, અને તેમની પરસ્પરની ક્રિયાથી પૃથ્વી નિરન્તર તેના માર્ગમાં જ રહે છે. ત્યારે આ ઉપરથી જણાય છે કે પૃથ્વી ગોલાકાર છે, અને તે તેની ધરી ઉપર ફરે છે, તથા વળી એક વર્ષમાં તે સૂર્યની આસપાસ પણુ ફરી વળે છે.

પૃથ્વીનું તેની ધરી ઉપરનું ભ્રમણુ ૨૩ કલાક ૫૬ મિનિટ અને ૪ સેકંડમાં પૂરૂં થાય છે, આને નાક્ષત્ર દિવસ (sidereal day ) કહે છે, અને સૌર દિવસ ( solar day ) ૨૪ કલાકનો ગણાય છે. તારાઓની ગતિ ઉપરથી નાક્ષત્ર દિવસનું અને સૂર્યની ગતિ ઉપરથી સૌર દિવસનું પ્રમાણુ જાણી શકાય છે. સામાન્ય વ્યવહારમાં સૌર દિવસ ગણાય છે અને વેધશાલાઓ ( observatories) માં નાક્ષત્ર દિવસ વપરાય છે. પૃથ્વી અને સૂર્ય વચ્ચેના અન્તરમાં ફેરફાર થવાથી સૌર દિવસમાં અનિયમિતતા આવે છે, તેટલા માટે આપણાં હોરાયન્ત્રો ( clocks ) કેટલીકવાર સૂર્ય કરતાં ઝડપવાળાં અને કેટલીકવાર ધીમાં ચાલે છે. ફેબ્રુઆરી માસની ૧૦ મી તારીખે ખરા સૌર સમય કરતાં હોરાયન્ત્ર ૧૫ મિનિટ વધારે ઉતાવળું હોય છે, અને ૨૭ મી ઓકટોબરે તે ૧૬ મિનિટ ધીમુ હોય છે.

વાર્ષિક ગતિમાં ચિત્ગતિ ગ્રીષ્મના છ માસ સુધી ઉત્તરથી દક્ષિણુ તરફ ચાલે છે તે દેવોનો દિવસ છે, અને બાકીના છ માસ અચિત્ ગતિ ચાલે છે તે દેવોની રાત્રી છે.

આ પ્રમાણે ઉત્તર અને પૂર્વ એ બે દિશાઓ ચિત્ગતિ માટે છે અને દક્ષિણુ તથા પશ્ચિમ દિશાઓ અચિત્ ગતિ માટે છે ચિત્શક્તિના દેવ સૂર્ય છે અને અચિત્ શક્તિના દેવચન્દ્ર છે, કેમકે અચિત્ સૌર પ્રાણુ પૃથ્વી ઉપર રાત્રીએ ચન્દ્રમાંથી આવે છે.

આ પ્રમાણે ભૌતિક પ્રાણુ ક્રિયાનાં દ્વિધાબીજ યુક્ત હોઇને આકાશરૂપ હોય છે. આ દ્વિધા બીજોમાં પ્રથમ ઉત્તરનું અને બીજું દક્ષિણનું. આ બીજોના અર્દ્ધ અર્દ્ધ ભાગો પૂર્વ અને પશ્ચિમનાં બીજે છે. ગ્રીષ્મના ૭ માસ પર્યન્ત જીવનગતિ ઉત્તરથી દક્ષિણુ તરફ ચાલે છે, અને શિયાળાના છ માસ પર્યન્ત ઉલટો ક્રમ ચાલે છે

પ્રત્યેક માસ, પ્રત્યેક દિવસ, અને પ્રત્યેક નિમેષમાં આ શક્તિ પોતાની ઉપગતિ ( (minor course) પૂરી કરે છે, અને જ્યારે આ શક્તિ પોતાની ગતિમાં ચાલુ હોય છે ત્યારે દૈનિકગતિ તેને પૂર્વ તરફની અથવા પશ્ચિમ તરફની દિશા આપે છે. મનુષ્યના દિવસમાં ઉત્તરની ગતિ પૂર્વથી પશ્ચિમ તરફ અને રાત્રીમાં પશ્ચિમથી પૂર્વ તરફ ચાલે છે. બીજી શક્તિઓની દિશાઓ ક્રમસર ઉલટી હોય છે. એ રીતે ખરી રીતે બેજ દિશા હોય છે-પૂર્વ અને પશ્ચિમ. ઉત્તર

* Perihilion Aphelion.

તથા દક્ષિણની ગતિયો વચ્ચે કશો ફેરફાર ભૌતિક જીવનમાં દેખાતો નથી. આ બે શક્તિયો ભૌતિક પ્રાણમાં આકાશ રચવાના બે સ્પષ્ટ વિકારો ઉત્પન્ન કરે છે. આ બંને આકાશિક વિકારોનાં કિરણો તેમનાં જુદાં જુદાં મધ્યબિન્દુએથી ચાલીને એક બીજામાં ચાલે છે અને એક બીજાને જીવન, બલ, રૂપ, આપે છે, તથા બીજું પહેલાને ગુણો આપે છે. ઉત્તર તરફના મધ્યબિન્દુમાંથી નીકળતાં કિરણોમાં ચિત્ પ્રાણની શક્તિયો ચાલે છે, અને દક્ષિણનાં મધ્યબિન્દુમાંથી નીકળતાં કિરણોમાં અચિત્ પ્રાણની શક્તિયો ચાલે છે. આ શક્તિયોની પૂર્વની શાખા ( ગતિનો માર્ગ ) પિંગલા અને પશ્ચિમની શાખા ઇડા કહેવાય છે. તન્ત્ર શાસ્ત્રમાં કહેલી આ બે પ્રસિદ્ધ નાડીઓ છે. પ્રાણ વિષેની બીજી હકીકતો મનુષ્ય શરીરના વર્ણન સહિત ચર્ચીશું.

પૃથ્વીની ધરીનું વલણ તેના ભ્રમણ માર્ગની સપાટી તરફ ૬૬°૩૩'ના કોણ આગળ હોય છે, અને તેથી જેમ તે ફરે છે તેમ સૂર્યનો પ્રકાશ પ્રત્યેક ધ્રુવ ઉપર યથાક્રમ પડે છે, તેથી દિવસ અને રાત્રી લાંબાં ટૂંકાં થાય છે, અને વળી ઋતુઓમાં પણ તફાવત પડે છે. આકૃતિ ૨ થી આ વાત ઠીક સમજાશે. જ્યારે પૃથ્વી अ સ્થલે હોય છે ત્યારે સૂર્ય એક ધ્રુવ ( pole ) ઉપર પ્રકાશ આપે છે, અને ત્યારે એક ગોલાર્દ્ધમાં પ્રકાશ પડે છે અને બીજામાં અન્ધકાર રહે છે. તે સમયે આખી પૃથ્વી ઉપર દિવસ અને રાત્રી સમાન હોય છે. આને **વસન્તવિષુવ** ( spring equinox ) કહેવાય છે. પછી પૃથ્વી व સ્થલ તરફ ચાલે છે ત્યારે ઉત્તર ધ્રુવ ભણી સૂર્યનો પ્રકાશ વધતો જાય છે, અને સૂર્યનાં કિરણો વધારે સીધાં પડવાથી તે પ્રદેશમાં ઉષ્ણતા વધારે પડે છે, અને એ રીતે ગ્રીષ્મ (summer) બેસે છે, તથા દક્ષિણ ધ્રુવમાં **શિશિરવિષુવ** ( winter equinox ) ચાલે છે. પછી પૃથ્વી क સ્થલ તરફ ચાલે છે તેમ ઉત્તર ધ્રુવ ઉપર સૂર્ય પ્રકાશ ઓછો થઈને **શરદ્વિષુવ** ( autumnal equinox ) પાસે, એટલે બરોબર क સ્થલે પ્હોંચે છે ત્યારે પૃથ્વી ઉપર રાત્રી દિવસ પાછાં સમાન થાય છે. પછી તે પૃથ્વી ड સ્થલ તરફ જાય છે, ત્યારે સૂર્ય દક્ષિણ ધ્રુવ ઉપર પ્રકાશે છે તેથી ઉત્તરધ્રુવનાં કિરણો તિર્ક સપડવાથી દિવસ ટૂંકો થાય છે અને ત્યાં શીતકાલ પ્રવર્ત્તે છે, અને દક્ષિણ ગોળાર્દ્ધમાં ગ્રીષ્મનો તાપ પડે છે.

પ્રાણગતિના માર્ગમાં સૌર અને ચાન્દ્ર રૂપ મુખ્ય મસ્તક અથવા જ્ઞાનતન્તુ વ્યવસ્થા ( brain or nervous system ) અને હૃદય અથવા રુધિરાભિસરણ વ્યવસ્થા ( heart or vascular system ) છે; તેટલા માટે એ સ્થલોનું હાલની શારીરવિધાનુસાર વર્ણન અત્ર આપીશું:—

## Brain or Nervous System—

જ્ઞાનતન્તુ વ્યવસ્થામાં મસ્તિષ્ક કશેરુકાવ્યવસ્થા ( cerebro-spinal system અને શિરાસ્ફોટ ( ganglionic ) અથવા મજ્જાગ્રંથિ ( sympathetic ) વ્યવસ્થા આવે છે. આ બેમાંની પ્રત્યેકમાં મજ્જા બિન્દુઓ ( nerve centres ) અને મજ્જા તન્તુઓ ( nerve cords ) હોય છે. મજ્જા તન્તુઓ મજ્જા બિન્દુઓમાંથી નીકળીને

શરીરના જુદા જુદા ભાગોમાં જાય છે. મજ્જાની રચના બે પ્રકારની છે, એક શ્વેત મજ્જા દ્રવ્ય ( white nervous matter ) અને બીજી પાંડુરમજ્જા દ્રવ્ય (grey nervous matter ) પ્રથમ રચના રેષામય તથા મજ્જાબિન્દુઓની રચનામાં બહુ હોય છે, તથા મજ્જા તન્તુઓની રચનામાં લગભગ તે જ હોય છે. બીજી રચના નરમ અને પાંડુરવર્ણી હોય છે, તે મજ્જા છિદ્રો ( nerve-cells ) ની રચિત છે તથા મહાન્ મજ્જા બિન્દુઓ તથા ગ્રન્થિયોમાં તે જથ્થાબંધ માલમ પડે છે. જ્ઞાનતન્તુઓથી વહન કરતા સંવેગો ( impulses ) ને ઉત્પન્ન કરનાર આ મજ્જા છિદ્રો જ છે. આ પ્રમાણે જ્ઞાનતન્તુઓ રેષાઓના ઝૂડાનાં બનેલાં ગોળ દોરડાં છે, અને તે એક છેડેથી મજ્જા બિન્દુઓમાંથી નીકળીને ભાગો તથા વિભાગો પડી ને આખા શરીરમાં ફરી વળે છે ઉપયોગાનુસાર તે બે જાતિના છે—(૧) ગતિતન્તુ ( motor nerves ). જે મસ્તકમાંથી આજ્ઞાઓ ( mandates ) તથા ઇચ્છાને લેઈ જાય છે, અને એ રીતે શરીરની ગતિયોદ્વારા તેઓ સંદેશ વાહક બને છે. (૨) જ્ઞાનતન્તુ ( sensory nerves ), જે તેમની કોઈ પણ હદમાંથી મળતા ચેતનની અસરો (બાહ્યજ્ઞાન ) ને મજ્જા બિન્દુઓમાં પાછા લેઈ જાય છે; આથી મનને બાહ્ય વિષયોનું સર્વ જ્ઞાન થાય છે. આ જ્ઞાનતન્તુઓમાં વળી સ્પર્શન, શ્રવણ દર્શન, રસન, અને ઘ્રાણ, એમ એક જુદો વિભાગ પણ છે.

*મસ્તિષ્ક કશેરૂકા વ્યવસ્થામાં મસ્તિષ્ક ( brain ), કશેરુકા ( spinal cord અને તેઓમાંથી નીકળતા મજ્જા તન્તુઓ ( nerves ) ( જુવો આકૃતિ ૧ ) કશેરૂકા એક તાત્ત્વિક પદાર્થનો નલિકાકાર ( cylindrical ) સમૂહ છે. પુખ્તવયનાં મનુષ્યમાં તે સાધારણ રીતે ૧૬–૧૭ તસુ લાંબો હોય છે, અને તેની અન્તરત્વચા ( membrane ) તથા તન્તુઓનો ઉચ્છેદ કરી નાંખ્યા પછી તેનું વજન આશરે દોઢ ઔંસ ( ૩॥ તોલા ) થાય છે. તે કશેરુકા નલીનો ઉપરનો બે તૃતીયાંશ ભાગ રોકે છે, અને ઉપરથી તે શિર સ્પષ્ટાસ્થિ ( occipital bone )નું છિદ્ર ( foramen ) કે જેમાં તે મજ્જા

* મસ્તક અથવા જ્ઞાનતન્તુ વ્યવસ્થા વિષે સંસ્કૃત વૈદ્યક ગ્રન્થોમાં બહુ વર્ણન જોવામાં આવતું નથી, પરંતુ શિરાઓ વિષે કહે છે તેમા શિરા શબ્દમાં સર્વ પ્રકારની શિરાને ગણેલી છે. મૂલશિરાઓ નીચે પ્રમાણે ગણાવેલી છે:—

૧૦ વાતાવહા ( તેમાં વાયુનું વહન થાય છે, તેની શાખાઓ ૧૭૫.
૧૦ પિત્તવહા ( તેમાં પિત્તનું વહન થાય છે, તેની શાખાઓ ૧૭૫.
૧૦ શ્લેષ્મવહા ( તેમાં કફનું વહન થાય છે, તેની શાખાઓ ૧૭૫.
૧૦ રક્તવહા ( તેમાં રક્તનું વહન થાય છે, તેની શાખાઓ ૧૭૫.

૪૦ ૭૦૦

આમાંથી વાત વહા માટે કહે છે કે તે જ્ઞાનેદ્રિયો, મન, બુદ્ધિ, ઇત્યાદિને વિષયોનું જ્ઞાન કરાવે છે. આ ઉપરથી તેજ જ્ઞાનતંતુ જણાય છે. બીજી પિત્તવહા પણ ધારણાશક્તિ,

સ્થાન ( medulla oblongata ) દ્વારા મસ્તકમાં ચાલુ હોય છે તેમાંથી નીકળીને નીચે પ્રથમ શ્રોણિસ્થ ( lumbar ) વંશાસ્થિ ( vertibra ) સુધી પ્રસરેલ હોય છે. મસ્તકની પેઠે તેમાં ત્રય અન્તસ્ત્વચા હોય છે. બ્હારની દૃઢ દ્રવ્ય ( dura mater ) કહેવાય છે, તે અંતની મજબૂત રેષામય થઈ રચના કશેરુકા નલીની અંદર હોય છે. એ નલી તથા મસ્તકને નજીકમાં આવરણ કરતી બીજી અન્તસ્ત્વચા ઘણીજ નાજુક રચનાની હોય છે, તે મૃદુ દ્રવ્ય ( pia mater ) કહેવાય છે; તથા આની અને દૃઢ દ્રવ્યની વચ્ચે એક પાતલ્વાચિક કોથળી હોય છે તેમ ઊર્ણનાભ જાલ ( archnoid ) નામનો પ્રવાહી ભરેલ હોય છે. જો કશેરુકાને આડી કાપવામાં આવે તો તે શ્વેત તાન્તિક પદાર્થની બનેલી અને તેમાં કંઇક પાંડુર પદાર્થની બનેલી અને તેમાં કંઇક પાડુર પદાર્થના અર્દ્ધ ચન્દ્રાકાર ( cresentic ) ન્હાના સમૂહ દેખાય છે.

એ કશેરુકાની બાજુએથી તન્તુઓની ૩૧ જોડીઓ નીકળે છે, આ દરેક બાદ મૂળોમાંથી નીકળે છે. જે મૂળો એ નળીના અંદરના ભાગમાંથી આવે છે તેઓ ગતિ તન્તુ મૂલ કહેવાય છે. અને જેઓ બહાર હોય છે તથા જે દરેકની ઉપર શિરાસ્ફોટ (ganglion) હોય છે તેઓ જ્ઞાનતન્તુ મૂલ કહેવાય છે. જેવાં તેઓ કશેરુકા નલીમાંથી નીકળે છે તેવાંજ પછી તેઓ બંને મૂળ મળી જઇને એક તન્તુ બને છે, તેથી કરીને એમ થાય છે કે આખા શરીરમાં ફરી વળતાં પ્રત્યેક કશેરુકાના તન્તુઓ મિશ્ર હોઇને તેમાં જ્ઞાન અને ગતિ એ બંને કર્મો રહેલાં હોય છે. ઊપરના કન્ધરા ( crerical ) તન્તુઓ એકત્ર જોડાઇ જઇને જાલ ( plexus ) બને છે. અને તેમાંથી ગરદન અને માથાની બાજુઓના ભાગોમાં શાખાઓ ફરી વળે છે. એક મ્હોટી શાખા, જે મસ્તિષ્ક ( phrenic ), કહેવાય છે, તેનો સુંદર મધ્યપટ ) diaphragm ) ને પોષવા માટે નીચે છાતીમાં ઊતરે છે. નીચેના કન્ધરા તન્તુઓ અને પ્રથમ પર્શુ ( dorsal ) તન્તુઓની બીજી જાલ બને છે, તે બંને હાથે તથા છાતીના કેટલાક સ્નાયુઓને પોષે છે. બીજા પર્શુ તન્તુઓ છાતી અને ઉદરની દિવાલો અને પીઠના કેટલાક સ્નાયુઓને પોષે છે. શ્રોણિસ્થ ( lumbar ) તન્તુઓની જાલમાંથી નીકળતી શાખાઓ ઉદરના નીચેના ભાગ તથા ઊસ ( thigh ) ના આગલા ભાગને પોષે છે. ગુદાસ્થિ ( sacral ) તન્તુઓની જાલની શાખાઓ પીઠ, ઊસના પાછલા ભાગો, અને પાદ ( leg ) તથા ચરણ ( foot ) ના પાછલા ભાગોને પોષે છે.

Brain—

કશેરુકા નલીના સંબન્ધમાં મજ્જા સ્થાનથી જોડાયલ આખી તન્તુ વ્યવસ્થાનું મધ્ય બિન્દુ—મસ્તક ( brain ) છે. ( જુવો આકૃતિ ૯-૧૦ ) સજીવ પ્રાણીઓની બુદ્ધિનું તે ઊંચામાં ઊંચું સ્થાન છે. તેમાંથી ઇચ્છા ( will ) ની આજ્ઞાઓ આવે છે, અને બાહ્ય વસ્તુ અને અનુભવનું જ્ઞાન તે મેળવે છે. બીજાં પ્રાણીઓ કરતાં મનુષ્યના મસ્તકનું કદ વધારે મ્હોટું હોય છે. વ્હેલ નામે જલચર તથા હાથીના કરતાંજ માત્ર તે ન્હાનું હોય છે. પુખ્ત પુરુષના મસ્તકનું સામાન્ય વજન આશરે ૪૮-૫૦ ઔંસ ( ૧૨૦-૧૨૫ તોલા ) હોય છે, અને પુખ્ત સ્ત્રીના મસ્તકનું સામાન્ય વજન આશરે ૪૬ ઔંસ ( ૧૧૫ તોલા ) હોય છે. સાત વર્ષના વય પછી તે ત્વરાથી વધવા માંડે છે, અને ૩૦ થી ૪૦ વર્ષમાં તે બહુ ધીમે ધીમે વધે છે, અને એ મુદ્દત્તે તે બહુમાં બહુ વધી રહે છે. ત્યાર પછીથી એ

દર દસ દસ વર્ષે આશરે એક ઔંસ ( ૨ા તોલા ) ઘટતું જાય છે. મગજના કદનો સંબન્ધ મનુષ્યની બુદ્ધિ સાથે ઘણે ભાગે હોય છે. કુવિયર નામના એક ફ્રેંચ પ્રકૃતિશાસ્ત્રી ( naturalist ) ના મગજનું વજન ૬૪ ઔંસ ( ૧૬૦ તોલા ) થયું હતું, અને ડા. એબરક્રોમ્બીનું ૬૩ ઔંસ ( ૧૫૭ાા તોલા ) થયું હતું; પરંતુ ઘણા મૂર્ખ લોકોનાં મગજ ૨૩ ઔંસ ( ૫૭ા તોલા ) થી વધારે જણાયાં નથી.

મસ્તકના મુખ્ય બે ભાગો છે—( ૧ ) મુખ્ય મસ્તક ( cerebrum ), અને ( ૨ ) ગૌણમસ્તક ( cerebellum ). મુખ્ય મસ્તકમાં માથાનો આગલો ભાગ અને ગૌણ મસ્તકમાં પાછલો ભાગ આવે છે. ( જુવો આકૃતિ ૧૦ ) આ દરેકના પાછા બબ્બે પાર્શ્વીય ભાગો કેઓલા છે, અને એ દરેક ગોલમાં—મગજના પદાર્થના બૂડવાથી ઉત્પન્ન થતા ભેદ ( fissures ) ને લીધે—પાલિયો ( lobes ) હોય છે. બંને મગજોનું કદ શ્વેત તાન્તિક દ્રવ્યનું બનેલું હોય છે અને તેના ઊપર પાંડુર દ્રવ્યના થરો પ્રસરેલા હોય છે. કશેરુકાની પેઠે આ પાંડુર દ્રવ્ય અંદરને બદલે અત્ર પણ બહાર હોય છે.

મસ્તકની અંદરની સપાટીમાંથી તન્તુઓની નવ જોડી નીકળે છે. તેનાં કામો વિષે વિચાર કરિયેઃ—પ્રથમ જોડી ગન્ધની છે તે નાસા ( olfactory ) કહે છે; બીજી જોડી નેત્ર ( optic ) છે; ત્રીજી, ચોથી, અને છઠ્ઠી જોડીઓ નેત્ર ગોલના સ્નાયુઓના ગતિ તન્તુઓની છે; પાંચમો મિશ્ર તન્તુ છે, તેને કશેરુકાના તન્તુની પેઠે બે મૂળ હોય છે. તે રસનાના તન્તુઓમાંનો એક હોવાથી તે વિશેષ છે; તે મસ્તક તથા ચહેરાનું પોષણ કરનાર જ્ઞાનતન્તુ છે, અને ચર્વણના સ્નાયુઓનો તે ગતિ તન્તુ છે. સાતમો તન્તુ પણ મિશ્ર છે, એ તન્તુનો અર્દ્ધ ભાગ શ્રવણ ( auditory ), અને બીજો અર્દ્ધ ભાગ ચહેરાના સ્નાયુઓનો ગતિ તન્તુ છે. આઠમો તન્તુ ત્રણ તન્તુઓનો બનેલો છે, તેમાં એક રસલાલા ( glossopharyngeal ) છે, તે સ્વાદનો બીજો તન્તુ છે, કંઠના ઉપરના કેટલાક ભાગોનો તે જ્ઞાનતન્તુ છે, એજ ભાગના સ્નાયુઓનો તે ગતિતન્તુ છે. બીજો વાત જઠર ( pneumogastric ) અથવા વાયુ ( vagus ) તન્તુનો નજીકનો સંબન્ધ હોય છે, આ તન્તુ કર્પર ( ખોપરી ) ના સર્વ તન્તુઓથી વધારે વિસ્તૃતવિભક્ત છે. તે વિશેષે કરીને મજ્જા સ્થાનમાંથી નીકળે છે, અને વાણી તથા શ્વાસ ક્રિયાનો તે ગતિ તથા જ્ઞાનતન્તુ છે; તથા લાલાસ્રાવિણી ( pharynx ) અન્ન નલી ( aesophagus ) ઉદર ( stomach ), અને હૃદય ( heart ) નો તે ગતિતન્તુ છે. નવમી જોડી જિવ્હાના ગતિ તન્તુની છે.

મજ્જાગ્રન્થિ વ્યવસ્થા ( sympathetic system ) માં શિરાસ્ફેટો ( ganglia ) અથવા તન્તુસમૂહ શૃંખલા તંતુઓની દોરીઓ સાથે જે ડાબલી હોય છે, તે કશેરુકા નલીની આગળ દોડીને તેમાંથી તંતુઓ કાઢે છે. એ તન્તુઓમાંના કેટલાકની ઊપર દ્વૈતીયિક મજ્જાગ્રન્થિ હોય છે, તેની સાથે તે મસ્તિષ્ક કશેરુકાની શાખાઓવડે છેક જોડાયલી હોય છે. એકનું કામ ક્યાંથી આરંભાય છે અને બીજી ક્યાં અટકે છે એ શોધવું કઠિણ છે, પરંતુ સામાન્ય રીતે એમ મનાયું છે કે સેન્દ્રિય જીવનનાં કર્મો સાથે મજ્જાગ્રન્થિ વ્યવસ્થાને વધારે નજીકનો સંબન્ધ છે. આ વિચારના અનુસન્ધાનમાં એ વાત ખરી છે કે તેની મુખ્ય શાખાઓ છાતી તથા ઉદરની અન્ત્રો ( viscera ) માં, હૃદય ઇત્યાદિમાં, રક્તવાહિનીઓમાં, અને ઇચ્છા વગર આધીન વર્તનારા અન્ય ભાગોમાં પ્રસરેલી હોય છે.

આ ભૌતિક પ્રાણની સત્તા, મનુષ્ય શરીર રચનાર સ્થૂલ પદાર્થમાં કામ કરનારાં બે મધ્યબિન્દુઓનો વિકાર કરે છે. એ પદાર્થનો એક અંશ ઉત્તરના મધ્યબિન્દુમાં અને એક અંશ દક્ષિણના મધ્યબિન્દુની આસપાસ એકત્ર થાય છે. ઉત્તરનું બિન્દુ મસ્તિષ્ક ( brain ) માં વિકસે છે અને દક્ષિણનું બિન્દુ હૃદય ( heart ) માં વિકસે છે. પ્રાણનો સામાન્ય આકાર કંઈક અંડવૃત્ત ( ellipse ) ના જેવો હોય છે. તેમાં ઉત્તરનું કેન્દ્ર ( focus ) મસ્તક છે. અને દક્ષિણનું હૃદય છે. જે માર્ગે સીટીમાં ચિત્ પદાર્થ એકત્ર થાય છે તે સીટી આ બંને કેન્દ્રોની વચ્ચે હોય છે.

તથા બુદ્ધિ અને દૃષ્ટિની શક્તિ વધારે છે, માટે તે પણ જ્ઞાનતન્તુમાં જ છે. એ રીતે આ સર્વ શિરાઓમાં જ્ઞાનતન્તુ વ્યવસ્થા તથા રુધિરાભિસરણ વ્યવસ્થા—એ બંને ભેળા આવી જાય છે. પાશ્ચાત્ય વિદ્યાની પેઠે તેમનું અતિ સૂક્ષ્મવર્ણન તેમાં આપેલું નથી; કેમકે આ વિદ્યાના પ્રાચીન સંસ્કૃત પંડિતોએ બે વિભાગો પાડી નાંખ્યા છે. કેવલ સ્થૂલ શારીર વર્ણન યોગવિદ્યામાં ગણેલું છે.

ધમની શબ્દ પણ શિરાવાચકજ ગણેલો છે અને તે મ્હોટી શિરાઓ છે. તેમાં પણ ચેતન કાર્ય રહેલાં છે. મ્હોટા સ્નાયુઓને કંડરા કહેલ છે. સૂક્ષ્મ શિરાઓને જાલ કહેલ છે. આમજ સેળભેળ છે.

સ્વ. ચમનરાય શિવશંકર વૈષ્ણવ.

---

# ॥ आपणे हिंदने केवी रीते संयुक्त बनावी शकीए.

હિંદના સર્વે ખરા ભક્તોના મનમાં વારંવાર એક ઘણોજ અગત્યનો પ્રશ્ન ઉપજી આવે છે. નજીકના ભાવિમાંજ તેની ઉન્નતિ થશે, અથવા વર્તમાન અધોપાતની દશામાંજ તે હમેશાં પડી રહેશે ? એક સમયે જેવો તે મહાન હતો તેવો આધ્યાત્મિક મહત્તાનો કોઇ કાલે પણ સમય આવશે ?

સત્ય બાબતો વિકટ, અભેદ્ય વસ્તુઓ જેવી હોય છે; મીણની પેઠે તમારી મરજીમાં આવે તેવા તેના આકાર ઘડી શકાતા નથી; તમે તેમને ઘડી કાઢો તેના કરતાં તેજ તમને ઘડી કાઢે છે. તેઓ વાળીએ તેમ વળે એવી હોતી નથી, તમારા સમક્ષ આવી પડે તેવીજ રીતે તમારે તેમનો સ્વીકાર કરવાનો છે. ત્યારે આ દેશની ઉન્નતિનાં શાં શાં સાધન હોવાં જોઇએ ? આવી અગમચેતીના સામે વિરોધ ઉપજાવે એવી સત્ય બાબતો કઇ કઇ છે ?

આપણે આરંભમાં આપણા સમક્ષ કેટલાક વિરોધિ અને નિવર્તક બનાવોનો ચિતાર ચિતરીશું; એવા કેટલાક બનાવો દર્શાવીશું કે જેથી પ્રજાઓ સાથે પ્રગતિમાં તેનાથી અગ્રસ્થાન જાળવી શકાતું નથી; પરંતુ આપણા વિવાદનો મૂખ્ય ઉદ્દેશ તો એટલોજ છે, કે તેની પ્રાચીન આધ્યાત્મિક મહત્તાનો પુનરૂદ્ધાર સંભવિત્, શક્ય અથવા એથી કંઇ અન્ય રૂપે છે. ખાસ કરીને બ્રહ્મવિદ્યાના સિદ્ધાન્તોના આધારવાળા અન્ય સર્વ વિચારો આ પ્રશ્નના સંબંધમાં વિચારવાના નથી.

પ્રથમ તો અનેક ગત શતકો થયાં હિંદનાં બાલકોએ, એક સંબદ્ધ પ્રજાના હેતુ. લાભ અને ભાવનાની એકતાવાળી માનવ વ્યક્તિઓના એક સમૂહની ભાવનામાંથી ઉપજતાં એકતા અને આનંદનો અનુભવ કર્યો નથી. સૌર મંડલના પ્રકાશીત ગૃહોરૂપે સ્થૂલ સ્વરૂપ ધારણ કરતા પહેલાંના એક ધવલ સમૂહ રૂપે વર્તમાન કાલનો હિંદ છે. તે એક અસંગત. અતિ મહાન, મુરબ્બાના જેવા ઢગલા સમાન છે, તેને એક અવિરોધિ એકતામાં જાળવી નખનાર એકતાના કરોડાસ્થિ વિનાની છે. તેના વિશાલ પ્રાંતોમાં સહાનુભૂતિ અને પરસ્પરના પ્રેમનાં નિરોગી આંદોલનો ઉછળી રહેતાં નથી; ઉત્તર પ્રદેશનાં માનવિઓ દક્ષિણ પ્રદેશના પોતાના બંધુઓ શું કરતા હોય છે, તે જાણવાની જાતે જરા પણ મહેનત લેતાં નથી; જેમ એક બીજા સાથે અથડાઇને અગ્નિ ઉપજાવતા પૂર્વે ચકમક અને લોહ હોય છે તેમ પશ્ચિમ પ્રદેશના વાસિયો, પૂર્વ પ્રદેશના વાસિયોનાં કર્તવ્યોથી તેટલાજ અજ્ઞાત હોય છે.

પશ્ચિમનાં ઇટાલિ, જર્મની, ઑસ્ટ્રીયા તથા મહા પ્રજાસત્તાક અમેરીકાનાં રાજ્યોનો વર્તમાન એકત્રદશામાં આવતા પહેલાંની દશાઓનો અભ્યાસ કરનારને આ દેશની વર્તમાન વિજાતિયતાનો પ્રશ્ન કદાચ સંપૂર્ણ રીતે નિરાશાભર્યો લાગશે નહિ. એકતા તરફ વિશેષ લંબ જનાર પરસ્પરનાં લગ્ન અને અન્ય સામાજીક સુધારાઓ વડે હિંદુ જાતિને એક બનાવવામાં ગંભિર વિરોધ પડાવનાર જ્ઞાતિ બંધનોની બાબત મોટું ગોથુ ખવાડનાર છે.

હિંદને હિંદુઓના પંથોની વિવિધતાના એકલા વિકટ પ્રશ્ન સામેજ થવાનું છે એટલું નહિ પરંતુ દુનિયાના પડ ઉપરના સર્વે ધર્મોના અનુયાયીયોમાં એકતા વા, અભેદ પણ ઉપજાવવાનો છે. આવા ગૃહને માત્ર બહારથી પડતા પથ્થરો સામે બચાવ કરીનેજ બેસી રહેવાનું નથી, પરંતુ તે આંતરમાંજ ભેદભાવવાળું થયું છે તેની સંભાળ લેવાની છે. વિરોધિ જાતિયોવાળા, મતપંથ સંપ્રદાય સમાજોની તકરારોવાળા, સ્વતઃ એક ખંડ જેવા આ વિશાલ દેશને, તેમાં વસનાર દરેક નો એક વિચાર, એક લાગણી બનાવવાના ઉદ્દેશથી એક પ્રકારની ઉચ્ચ એકતામાં સ્થાપવાની શી આશા રાખી શકાય.

પરંતુ આથી પણ ખરાબ દશા તો હવે જોવાની છે આપણે આર્ય અને સેમિટિક જાતિયોના રચના સંબંધી ભેદો લક્ષમાં લેવાના છે. એકેશ્વરવાદીઓ અને અનેકેશ્વરવાદીઓનો તેમજ આ ઉભયથી ભિન્નરૂપ સિથિયન અને દ્રાવિડિયન જાતિયોના અવશેષનો પણ આપણે વિચાર ચલાવવા યોગ્ય છે.

માનવિને ઈશ્વર વિષેની ઉચ્ચ અને શ્રેષ્ટ પ્રકારની આધ્યાત્મિક ભાવના દુનિયાને પુરી પાડનાર દેશ, જાતે જ તકરારો, મત ભેદો, અંતર વિરોધોનું સ્થાન થઇ પડે, એ શું ભાવિની વિપત્તિ લક્ષણરૂપ નથી ? માત્ર પરમાત્માજ જાણે કે શા દોષો માટે આવી સજા કરવામાં આવી હશે ! હજુ સુધી તે એક પ્રજારૂપ બન્યો નથી; પરંતુ ખરા જીગરથી તેણે તેવા થવાનો નિશ્ચય કર્યો છે; વર્તમાનમાં તે એક પ્રજારૂપે ઘડાવાની તૈયારીમાં છે એમ કહીએ તો તે સત્યથી વિદૂર ગણાશે નહિ.

એકાદ જમાના ઉપરાંતથી અનેક ગુંચવાડાઓમાંથી પસાર થતી હિંદની બુદ્ધિનો અભ્યાસ કરનારાઓને, ગૃહમાં એકતા સ્થાપવાની કામનાનાં અગમચેતીરૂપ કેટલાંક ચિહ્નોની સ્પષ્ટ રીતે પ્રતિતિ થશે. વૃદ્ધ પુરૂષોનાં મનને એકવાર આધિનમાં રાખનાર દૃઢ અને ગહન શાસ્ત્રાચારો શિથિલ થઇ જવા માટે, વ્યવહાર અને સ્વાતંત્ર્ય પ્રિય પશ્ચિમની કેલવણીનો,

હિંદ કંઇ થોડો ઘણો આબરી નથી. હેલેના ધૂમકેતુ અથવા શુક્રની સંક્રાંતિની પેઠે કોઇ-કવાર જોવામાં આવતું વિધવાનું લગ્ન, લગભગ સૂર્યોદય અથવા સૂર્યાસ્તના જેટલું સાધારણ બનતું જાય છે. સમુદ્રપાર જનારને શોધવાં પડતાં પ્રાયશ્ચિત્તનાં સંકટો બુદ્ધિયુક્ત નિર્ણયના ડબાણમાં દૂર થતાં જાય છે; વર્તમાનકાલે પ્રવર્તતું વિચાર સ્વાતંત્ર્ય દરેક વ્યક્તિને સમાજીક અને ધાર્મિક બાબતોમાં પોત પોતાને માર્ગે વર્તવાની છૂટ આપે છે.

પશ્ચિમનો સંસર્ગ, કોઇને માનવાનું મન થાય તે કરતાં પણ અત્રે વિશેષ શુભ કાર્ય કરી રહ્યો છે, એ લક્ષમાં લેવા જેવું છે. ગત બે શતકો ઉપરાંતથી પૂર્વ અને પશ્ચિમના વિચાર વચ્ચે ચાલતા વિનિમય અને આદાન પ્રદાનનાં પરિણામ આવ્યા વિના રહ્યાં નથી, કોઈ કોઇવાર સારાં આવ્યાં છે, કોઇ કોઇ સમયે શુભ અને અશુભ ઉભયના મિશ્રરૂપ આવ્યાં છે; તેના સામાજીક સિદ્ધાંતોને લક્ષમાં લેતાં હિંદનો લાભ અનિત્ય નહિ પરંતુ વિશેષ નિત્ય પ્રકૃતિવાળો છે.

એશિયામાં માત્ર જાપાન એકલાએજ જાતે બહારથી સંપૂર્ણ પાશ્ચાત્ય સ્વરૂપ ધારણ કર્યું છે, જો કે હૃદયમાં તો તે હજીએ જરાએ જરા એશિયાના ભાવોથીજ ભરપૂર છે; પરંતુ હિંદની સ્થિતિસ્થાપકતાની ભાવના તથા કાલ-પૂજીત, દશકાઓથી સ્થાપિત સંસ્થાઓ માટેના આંતર પ્રેમને લીધે, એક સમયે આટલા બધા બલવાન જણાતા, વેદવ્યાસ અને યાજ્ઞવલ્ક્યની ભૂમિને ડાર્વિન અને હેકલની ભૂમિ બનાવે એવા ઉથલપાથલ કરી નાંખતા હદપારના સુધારાઓ આ દેશમાં ચાલી શક્યા નથી.

સર્વે ખરા હૃદયના સુધારાવાળાઓ અને આવેશવાળા ભાષણકર્તાઓને તેમની ઝુનૂનમાં દેશને પાશ્ચાત્ય કેલવણી અને શિષ્ટાચારના સ્વર્ગરૂપ બનાવે એવા લાગતા દૂર દૂરના સિદ્ધાં-તોને આચારમાં મૂકવાની દોડાદોડી કરતા પહેલાં હિંદી માનવિઓના જાતિ સ્વભાવનો તથા આગળ પડી આવતાં વલણોનો ઉંડો અભ્યાસ ચલાવવાની અમે વિનંતિ કરીએ છીએ. કોઇ પણ ભૂલ પરિણામે ભાગ્યેજ આટલી ભયંકર હશે. કેટલી નકામી વનસ્પતિને અને નુકશાનકારક બાબતોને આપણે દૂર કરવાની છે, પરંતુ વૃક્ષને તો સર્વ પ્રકારે તાજું લીલું જાળવી રાખવાનું છે. પવિત્ર તિર્થોવાળી આ પ્રિયભૂમિમાં, માનવ જ્ઞાનના આ ઉત્પત્તિ સ્થાન-માં, પ્રભુના મંદિરમાં પેસવાના દરવાજાની કૂચિરૂપ આ દેશમાં, સુધારાઓની જરૂર છે, એ સર્વ સમય માટે સાચી વાત છે, પરંતુ વારંવાર બતાવવામાં આવતા ઉપાયો રોગ કરતાં પણ વધારે ખરાબ હોય છે, એટલું આપણે સ્મરી રાખવાની જરૂર છે. તેનું વૈદુ કરનાર શાસ્ત્રવૈદે તેના હાથ અથવા પગ કાપી નાખીને, પૂર્વના આકારનું માત્ર ઠુંઠું જ બનાવવાનું નથી. ના, તેને મોટી વાઢકાપ કરવાની બીલકુલ જરૂર નથી પરંતુ તેનો સામાજીક રોગ સુધારવાને થોડીક શુદ્ધ દવાઓની જરૂર છે. તેના દેહમાં વર્તમાનમાં તેના યુવાન પુત્રોના જીવન-રૂધિરને દાખલ કરવાની જરૂર ઉભી થઇ છે; તેના શિથિલ દેહને પ્રેમ, અર્પણ, આ-ત્મ ત્યાગવડે ઘણો લાભ થઇ શકે એમ છે; આ સર્વ ઉપરાંત જો આપણે પોતાના આત્મ-લાભ વિસારવાનું શિખિએ, તેની વર્તમાન રોગી દશામાં તેના પક્ષે રહીને આપણું કર્તવ્ય કરીએ તો તે ફરીથી વળી નિરોગી અને શુદ્ધાંતઃકરણ બનશે.

જેમને તેની દવા કરવાની મરજી હોય. તેમણે માત્ર પૌર્વાત્ય અથવા પાશ્ચાત્ય દૃષ્ટિબિંદુથી મટાડવાના ઉપચાર ચલાવવા જોઇએ નહિ; તેના વિશેષ નહિં તો સ્થૂલભુવનના રક્ષકે પોતાની કણકમાં પંચોતેર ટકા પૂર્વની આધ્યાત્મિકતાના અને પચીસ ટકા પશ્ચિમની બુદ્ધિ અનુસારી વર્ધમાન પ્રવૃત્તિના કેળવવા જોઇએ. તેનો રોગ એકના ઉપરચોટીયાં શોધનથી તેમજ અન્યના સખ્ત જુલાબોથી જરા પણ ઓછો થવાનો નથી. સ્વદેશમાં જન્મેલો તથા તેમાંજ ઉછરેલો એક હિંદીજ તેને માટે તો ઉત્તમ વૈદ્ય થઇ શકે. આપણે આળસુ વાર્તાઓથી તથા તૂટી પડે એવી યોજનાઓથી જે કરવામાં નિષ્ફલ નિવડીએ છીએ તે ધીમેથી અને ખાત્રીથી કાલ કરી શકે છે. હૃદયે તેના દુઃખની દાઝ ધરનાર હજારો થયા અને ગયા; તેઓ એક જન્મમાં પોતાની આશાઓના ફલને સદ્ભાગ્યે પક્વ બનેલું જોતા પહેલાં મરણ શરણ થાય છે તેઓ, કોણ જાણે છે, કદાચ અન્ય જન્મમાં પોતાના કાર્ય માટે સારા તૈયાર થઇને આવશે.

તે વર્તમાન સુષુપ્તિની દશામાંથી જાગ્રત બનશે એ વિષે તો લેશ પણ સંશય નથી, પરંતુ જ્યાં આટલી બધી કસોટીઓના સામે થવાનું છે, આટલાં બધાં વિઘ્નોમાંથી તરી પાર ઉતરવાનું છે ત્યાં આવા દોડાદોડના દિનોમાં તેને એકાદ બે ઝમાનામાં તે પૂર્વે હતો તેવો બનાવવાની આપણે આગમચેતી આપી શકીએ નહિ. પ્રકૃતિનાં ચક્રો ઘણાં ધીમાં ગતિમાન થાય છે, કોઇ કોઇવાર તો કંટાળો આપે એટલું બધું ધીમું કાર્ય ચાલે છે, આપણે પરિણામ માટે ઘણા સમય સુધી વાટ જોવી પડે છે. હિંદની વર્તમાન ક્ષણુની ખરેખરી જરૂર તેને ખવરાવે, તેનુ પોષણ કરે તથા જરૂર હોય તો તેને માટે મરણ શરણ થાય એવાં ભક્ત બાલકોનો વિશાલ સમૂહ તૈયાર કરવાની છે- પ્રેમની સહાનુભૂતિવાળાં હૃદયોના. જેટલાં બોલ બોલ કરનાર મુળ ઉપયોગનાં નથી. તેના સામાજીક બંધારણમાંના ફેરફારો, સુધારાઓ એકાએકના અને ઉચ્છેદક વૃત્તિના થવાની જરૂર નથી. તે હવે સારી રીતે સમજાયું છે કે ગૂમડું ક્યાં આગળ પાકું બન્યું છે; હજુ કોઇક કોઇકવારજ જોવામાં આવતી સામાન્ય બુદ્ધિના ઉપચારોવડે તે તેને મટાડવાને આતુર છે.

પુરૂષ અને સ્ત્રીઓ માટે પરણવાની વય નક્કી કરવાની બાબત વિવેક વિનાના અંધ જંતુન જેવી છે. ઘોડાની આગળ ગાડી જોડીને અવળે-માર્ગે આરંભવાની શી જરૂર છે? હિંદના પુત્રો અને પુત્રીઓનાં હૃદયોમાં એવી એક ભાવનાનું પોષણ થવા દો, કે ખરૂં શું છે અને ખોટું શું છે તેનો ભેદ સમજી શકે એટલા જ્ઞાનની ભૂમિકાએ પહોચી ના હોય તેવી ઉભય માનવ વ્યક્તિઓનો સંયોગ એ પ્રકૃતિ વિરૂદ્ધ પાપાચરણ આચરવા સમાન છે, પ્રકૃતિના પ્રભુના પવિત્ર નિયમનો ભંગ કરવા સમાન છે. ખાસ કરીને જ્યાં જ્ઞાતિ સંસ્થાના કાર્યવડે પ્રતિષ્ઠાપિત્ત બનેલી હોય, ઉચ્ચ ભાવનાઓવાળાં માતપિતા પોતાનાં બાલકોનાં સંબંધને અમુક શ્રેષ્ઠ હેતુ સિદ્ધ કરવાનો છે એમ વિચારીને ઉભય વ્યક્તિઓના સંબંધને તેમના દેહોથીજ નહિ પરંતુ તેમના જીવાત્માઓથીજ સંલગ્ન કરવાનું વિચારતાં હોય ત્યાં કદાચ બાલ લગ્નોની છૂટ આપવામાં આવી હશે. પરંતુ-હવે તો જ્ઞાતિઓનો એટલો બધો ગૂંચવાડો થઇ ગયો છે, મનુના સામાજીક બંધારણને ઉથલાવી પાડવાને માનવ અને પ્રકૃતિ સહકારિ બન્યાં છે, બનાવો ત્વરાથી બદલાયાં જાય છે, તેવામાંજ વર્તમાનમાં પ્રવર્તતી દશાઓને

યોગ્ય થઇ પડે એવો કાયદો વિધાનમાં ફેરફાર કરવાનો ઉત્તમ સમય છે. જરેજર સ્થિતિપાલક, દરેક જ્ઞાનતંતુ ઉપર "મૃદુ પ્રકૃતિ" શબ્દ આ લેખાયલો હિન્દુ બલાત્કાર કરતાં બુદ્ધિને વિશેષ આધિન થાય એવો છે.

કારણ જુઓ ! કોઇ કાલે પણ હિંદ, પોતાના જીવન સમયમાં એકાદ મહાન્ ધાર્મિક ઉપદેશક અથવા સુધારક વિનાનો રહ્યોછે ? પોતાના લાભનેજ સર્વોપરી ગણીને, તેણે કોઇ ઇશ્વર વિષેની ભાવનાને ગૌણ ગણી છે ? પ્રભુજ સર્વથી પ્રથમ, અગ્રસ્થાન ધરાવવા યોગ્ય છે. એજ તેના જીવનની ખરી રૂચિ છે. તેના વિવિધ મત પંથ સંપ્રદાય સમાજોને તપાસો, વિદેશીને તે ઘણાજ અર્થ શૂન્ય તથા હેતુ વિનાના લાગે છે; ઉંડા અવલોકનકારને તો સર્વ વિવિધ સ્વરૂપોમાં પ્રભુની શોધ રૂપ એકજ ઉદ્દેશ પાર પાડવાનો હોય છે. તેનાથી ગામડીઆને અને ઋષિને તેમના અનેકવિધ વિકાસના પ્રમાણમાં દરેકને મળવા યોગ્ય હોય તેવી પ્રભુ પ્રત્યેની સમાન ભાવના મળી રહે છે. બાલકોને દુધ અને મોટાઓ માટે ખોરાક પૂરો પાડવામાં આવ્યાં છે. એક કાયદો, એક સંસ્થા, એક શાસ્ત્ર. એ સનાતન ધર્મના અનુયાયીઓનું ખાસ લક્ષણ નથી જેટલાં જેટલાં મન, તેટલા તેટલા ભક્તિના પ્રકાર છે. દરેક રોગ માટે ખાસ ઐાષધોપચાર હોય છે, તેથી એકજ રોગ મટે છે, સર્વને એકાદ મટાડી શકાતા નથી. અદ્વૈતના સૂક્ષ્મ અને શ્રેષ્ટ તત્ત્વ શાસ્ત્રમાં એકાદ ખેડૂતને ભાગ્યેજ આત્મિક શાંતિ મળી રહે છે, તેને તો તેના ઇન્દ્ર અને મરૂતો, પાકની સારી પેદાશ, એજ આકર્ષણના વિષયો છે. પરંતુ પકવ અનુભવોવાળા એકાદ પતંજલિ અથવા કપિલ જેવા, અનેક જન્મોમાં માનવજીવનના વિકટ પ્રશ્નો પાછળ માથાફોડ કરેલી હોવાથી યથાર્થને ભાવનામય બનાવવાને તથા ભાવનામયનો અનુભવ કરવાને યોગ્ય બનેલા હોય છે. અત્રેજ આર્યાવર્તના આવા અનુપમ ધર્મના મૂખ્યગુણનો સમાવેશ થાય છે. તેનાં વિવિધ સ્વરૂપોથી તેને તેનું પોતાનું ખાસ દીર્ઘજીવન પ્રાપ્ત થયું છે; આવા ધર્મના બહારનાઓના જેવામાં આવું દીર્ઘજીવન આવ્યું નથી; પરંતુ એ વિવિધ સ્વરૂપોજ અનેક અકસ્માતોમાં દેવું વાળવાને સંગ્રહેલી મૂડી સમાન છે.

પોતાના જેતાઓ આગળ સાષ્ટાંગ દંડવત કરીને પડવાના સમયમાં હિંદના સર્વે વિભાગોમાં કદાચ ઘણુંજ વિષાદ અને સુસ્તિ વ્યાપિ રહ્યાં હશે, પરંતુ તેને સ્વર્ગ સમીપ દોરી જનાર, સમર્થ ઇશ્વર તેને વિસરી ગયા નથી એ વાતની સ્મૃતિ આપનાર એકાદ મહાન્ આત્માના આગમન વિના આ ભૂમિમાં એકાદ દાયકો પણ ભાગ્યેજ પસાર થાય છે. આ એક વિશાલ ખંડ રૂપે હોવા છતાં એકાદ સંત અથવા મહાત્માને પૂજવાની બાબતમાં નવાઇ પમાડે એવા એકતાના ભાવથી તેના સર્વે વાસિયો નિકટના સંસર્ગમાં આવીને દરિશાઈ ચલાવી રહે છે. તેમને મન તેની જાતિનો જરા પણ હિસાબ નથી; ભલે તે ચાંડાલ, કુંભકાર અથવા એકાદ અસ્પર્શ્ય જાતિમાંનો હોય પરંતુ જ્ઞાન અને યોગના એક પુત્ર રૂપે સમાન ભાવથી તે પૂજ્ય છે. અત્રેજ હિંદની ભાવિ એકતાનો સમાવેશ થાય છે. તેના ધર્મ મારફતે કાર્ય પરાયણ થઓ તેની શ્રદ્ધાદ્વારા તેના ઉપર વાઢ કાપ ચલાવો, તે તેના વિશાલ દેહના દરેક અવયવમાં અભેદ રીતે એક સ્વરૂપ ધારણ કરશે. વૃન્દાવનના પ્રભુના જન્મ દિને, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અથવા અસ્પર્શ્ય જાતિનો દરેક હિંદુ, કિંચિત ગંગાથી તે કન્યા

શુદ્ધિ, સદાચારથી એકાદ વ્યક્તિ દિવ્ય બને છે; તેવીજ રીતે એક કુટુમ્બ, એક જાતિ, એક પ્રજા શુદ્ધ થઇ શકે છે; આવા વિચારને વિસ્તારતાં આપણે એટલું કહી શકીએ કે સદાચારના વધવા અને ઓછા થવાના પ્રમાણમાં માનવ જાત વૃદ્ધિ પામે છે અથવા વિનાશ શરણ થાય છે; ત્રાજવામાં પ્રજા ઉપર પ્રજાની કસોટી કાઢવામાં આવે છે, જે જે ખામીવાળી જણાય છે તેને અન્યને સ્થાન આપવું પડે છે, ઐહિક બાબતોની ભક્તિને તે આધિન બનશે કે નહિ તેની પરિક્ષારૂપ તેની પાસે ઉમેદવારી કરવવામાં આવે છે. કોઇ પણ પ્રજા અકસ્માતથી ઉન્નતિમાં આવી નથી; આંતરજીવનવડે તેનું ભાવિ નિર્માણ થયલું હોયછે.

આપણામાં હિંદુ ધર્મ જીવતો જાગતો છે, કારણ કે હજુ તેમાં સત્યતાના અંશો ટકી રહ્યા છે. જ્યારે સમગ્ર હિંદુ જાતને જ ધર્મ એક સામાન્ય ઉદ્દેશ રૂપ બનાવશે ત્યારે હિંદી પ્રજાભાવનાને દૂર શોધવા જવી પડશે નહિ. હિંદુઓના હિંદુસ્થાનમાં જ્યાં જ્યાં મતપંથ સંપ્રદાય સમાજો વચ્ચે વિમત અને તિરસ્કારના સાંધા હોય તે સનાતન ધર્મના સીમેન્ટ વડે પૂરી લેવાની જરૂર છે; પછીથી બીજા ધર્મના અનુયાયીઓ—અનેક સૈકાંના વાસ અને સમાન લાભોને લીધે—પોતાની જાતે મુસલમાન પારસી, બુદ્ધ, જૈન ઇત્યાદિ કહેવા કરતાં એક હિંદી કહેવાની જરા આનાકાની કરશે નહિ.

સારસંગ્રહ—(૧) હિંદ મરણ દશામાં હોવા કરતાં સુષુપ્તિ દશામાં વિશેષ છે, હજુએ તે એક સમયે હતો તેવો થઈ શકે એમ છે.

(૨) તેનાં બાલકોમાં ધર્મનો ખરો જુસ્સો જાગ્રત કરવા વડે તેની ભૂતકાલની આધ્યાત્મિક કીર્તિને પાછી લાવી શકાય એમ છે; તેને વેદો, ઉપનિષદો અને ગીતા પૂરી પાડનાર સંતપુરૂષોના જીવનની કૂંચી રૂપ જુસ્સાની જરૂર છે.

(૩) હિંદુ ધર્મનું, પાછળના દિનોના અધોપાતના ભાવથી નહિ પરંતુ ખરા યથાર્થભાવથી અવલોકન કરવાનું છે.

(૪) હૃદયે અધ્યાત્મિક બનેલો હિંદ, ગૃહમાં એક પ્રજા ભાવના ધારણ કરેલા હિંદ સમાન છે.

(૫) હિંદને આધ્યાત્મિક બનાવવાની બાબત, બધી દુનિયાને આધ્યાત્મિક બનાવવા સમાન છે.

शोधक.

વી. પી કમીશન તથ ટપાલ ખર્ચ મંગાવનારને શીરે છે.

મ. ન. દ્વિવેદીકૃત પુસ્તકો

## બાલ વિલાસ.

(આવૃતિ ત્રીજી)

આ પુસ્તક પણ મે ડાયરેક્ટર સાહેબે શાળામા ઈનામ તથા લાયબ્રેરીમાં મંજુર કર્યું છે.

કિ. રૂ ૧-૦-૦

## શ્રી વૃત્તિ પ્રભાકર.

બંધાઈને તૈયાર છે

કીંમત રૂ. ૩ ) ત્રણ

માહાત્મા શ્રી નિશ્ચલદાસજી પ્રણિત મુલ હિંદુસ્થાનિનું ગુજરાતી ભાષાતર કર્તા રા રા. મણિલાલ નભુભાઇ દ્વિવેદી,

સુદર્શન ઓફીસ--નડીઆદ.

## કૌન્તા.

(નાટક)

આવૃતિ બીજી.

તૈયાર છે. કિ. ૦-૮-૦

## ઉત્તર રામચરિત્ર.

આવૃતિ બીજી

કિમત રૂ. ૧—૮—૦

## ચારિત્ર

(આવૃત્તિ ત્રીજી)

કિંમત રૂ. ૧—૦—૦

મે. ડાયરેકટર સાહેબે આ પુસ્તક શાળાઓમાં ઈનામ તથા લાયબ્રેરી માટે પસંદ કરેલું છે.

આ શિવાયના તેમનાં અન્ય તમામ પુસ્તકો, સુદર્શન ઓફીસ—નડીયાદ અથવા એન. એમ ત્રીપાઠી એન્ડ કંપની કાલકાદેવી રોડ, અથવા પંડિત જેઠારામ મુકુન્દજી બુકસેલર (ન. ૩૫૩ જવેરબાગ મુંબઈથી મળી શકશે.

એક આનાની ટીકીટ મોકલનારને તમામ પુસ્તકોનું લીસ્ટ સુદર્શનઓફીસ નડીયાદથી મોકલવામા આવશે

## તંત્રી યોજીત પુસ્તકો.

# યાજ્ઞવલ્કય સંહિતા.

હઠ અને રાજયોગને સારી રીતે સમજાવી ખરા સરલયે દર્શાવતો ગ્રંથ. મુલ સહ ગુજરાતી કીંમત ૦-૧૨-૦

## આપણાં પુરાણો.

પુરાણો ગપ્પાં કહેનારને સમલ ઉત્તર કીંમત ૦-૨-૦

સુદર્શના ગ્રાહકોને આ બંને ૦-૧૦-૦ માં મળશે. ટપાલ જુદું.

R. No B 476

આદ્યદ્રષ્ટા.
શ્રીક અભેદમાર્ગ પ્રવાસી
મહાનિષ્ઠ મણિલાલ નભુભાઈ
દ્વિવેદી.

# સુદર્શન.

તન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

પુસ્તક ૨૫, અંક ૩. ] (માસિક) [ ડીસેમ્બર. ૧૯૦૯. ]

## અનુક્રમણિકા.



અમદાવાદ—યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડ.

## લવાજમ.

લવાજમ અગાઉથી લેવાનો રીવાજ છે. તેનું અમારા સુજ્ઞ ગ્રાહકોને સ્મરણ હશેજ.

વ્યવસ્થાપક.

---

આદ્યતંત્રી.
શ્રી અભેદમાર્ગ પ્રવાસી
સાક્ષર મણિલાલ નભુભાઈ
દ્વિવેદી.

# સુદર્શન.

મંત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि"—भागवतम्.

તન્ત્રા—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

પુસ્તક ૨૫, અંક ૩. ] (માસિક) [ ડીસેમ્બર. ૧૯૦૯. ]

## । बे कदर दूनिया. ।

( મળેલું. )

( ૧ )

અહીં બે કદર દૂનિયા તણી દરકાર નહીં હમ મસ્તને
ફરીયે ચહે દીલ ત્યાં અને દીલ ચ્હાય તે કરીએ અમે
ગમી બે કદર અમીરી તને જો ઈશ્કી આ આલમ તણી
હમને ગમી તો ફકીરીઆ પ્યારી ખલક ખાવીન્દની
અમીરી મુબારક રહો તને હમને ફકીરી હમારી એ
તુજને ગુમાન અમીરીનું મસ્તી ફકીરીની ઓર એ,
મ્હેલો ઉંચા વસવા તને આલમ બધી માલેકની
હાજર સદા વસવા અને ફરવા હવે આ ફકીરને
માશૂક તારી બે કદર ભરી ઈશ્કની ખારાઇથી
આ સનમની દીલદારીમાં હમ જાન આ કુરબાન હય.
થાયે ખુશી તું જે જોઇને તેને હમે હસીએ ફકીર,

હશું જો હમારી ફકીરી તું ઓ અમીર અહીં આ વખતના
મોતી હીરા ગમતા તને ઉમદા નવા પોષાકને
લઈ ખાક ખુદાના નામનો દીલ ચોળી જે પાગલ હમે
સારંગીઓના સૂરથી ગુલતાન જે ઈશ્ક ગાનમાં
ફેરી હમારી આલેફત્તીમાં મસ્ત તો હમ ગેંવારને
પી પી તું પ્યાલાં શરાબનાં આશૂકને હાથે અમીર
પલ ભર કદી સુખ ભોગવે એ કેફની ઘેલાઈયે
તો જો પીએ ઉસ્તાદના આ હાથનો પ્યાલો મીઠો;
લ્હેજત હવે લઈશું અમે ઉમદા અમર એ કેફમાં
બે દીલ તું દોસ્તોની યારીમાં મગરૂર જો રહે બે કદર
સાહેબ હમારા દોસ્તને મગરૂર હમ એ યારીમે.

---

( ૨ )

સુંદરતાનો તું છે સાગર હું કવીતાનો નાગર છું,
તું અખંડ રસરૂપ હું ધારક તે રસનો રત્નાગર છું;
છળ બળ મોહ પ્રપંચ જાળની તું ઉસ્તાદ બરાબર છું,
દુનીયાને દમડીવત દેખું હું પણ જો કીમીઆગર છું,

" કુવિજન નાગર બાળ "

---

ભવાબ્ધિ તરણ.

( મળેલું. )

ખાડી તરી તો ઝટ એ ગયો છે,
સિન્ધુ તરન્તાં નહિ વાર લાગશે !
ડૂબી રહો, ' અન્ય રસાબ્ધિ 'માં તું,
ડૂબીશ તેથી ભવ અબ્ધિમાં તું !

અસ્તુ! તથાસ્તુ! રહું એજ વાઞ્છું,
હું તો ભલે ડૂબું જ આ ભવાબ્ધિ !
રે! રે! અપેક્ષા તરવાની હાવાં
ના ના રહી છે કંઈ એ ઉરે આ !

ડૂબ્યા પછી શું તરવાનું બાકી ?
ડૂબ્યો, તર્યો એ નવ જાણું કાંઈ !
શું ડૂબવું ? શું તરવું હવે ? હા !
જાણે પ્રભુ જે ઉરમાં રહ્યું આ !

*

તર્યો ન છે તું ભવ અબ્ધિ જો આ
ડૂબ્યો ય શાને વિણ નાવ હાંકયે ?
ને તું ડૂબ્યો તો પણ ડૂબી જાજે,
લેજે ફરી ના તરવાનું નામે !

યત્નો હવે ના કરવા ઘટે કૈં,
"ડૂબ્યો," "તર્યો," એય હવે નહિ કૈં !
સ્મૃતિ વિષે સૌ ઉરઘોષ રાખી
સાધી જ લે શાન્ત હવે સમાધિ !

ઘણે સ્વરો જે હૃદય પ્રશાન્ત,
તે સર્વ ઘોષો નકી સર્વ સત્ય !
ડૂબ્યો નથી ને ન તરી ય ચાલ્યો,
ડૂબ્યો કહે તું જંગ આ ત્હને છો !

હાવાં ત્હને એ કંઈ એ ન બાધે,
ઉરે રખે કૈં અવસાદ ધારે !
એકાગ્ર ચિત્તે સરજે વિભુમાં,
ભવાબ્ધિ સાચું તરવાનું એમાં !

कुसुम.

# માયાવાદ.

( મળેલું. )

**ઉદ્દેશ.** હિંદુ ધર્મની શ્રેષ્ઠતાનું કારણ ઉપનિષદો છે. વેદની સંહિતા અને બ્રાહ્મણ ભાગમાં જે કર્મપ્રણાલી ગુંથવામાં આવી છે, તે કર્મપ્રણાલીનો મર્મ અન્ય દેશીય વિદ્વાનોના અંતઃકરણમાં પ્રવેશ કરી શક્યો નથી. પરંતુ ઉપનિષદોના તત્ત્વજ્ઞાને પાશ્ચાત્ય વિદ્વાનોને પણ મુગ્ધ કરી નાંખ્યા છે. છતાં ભારત વર્ષની દેશીય ભાષાઓમાં ઉપનિષદોના આ તત્ત્વજ્ઞાનનો સ્પષ્ટપ્રકાશ કરવાનો પ્રયાસ ગંભીર પણે કરવામાં આવ્યો નથી, એમ કહીએ તો લેશ પણ અસત્ય નથી. ઉપનિષદોનો સાર સાર ગ્રહણ કરી મહાત્મા વ્યાસજીએ સૂત્રો રચ્યાં છે. સૂત્રોની ભાષા એવી છે કે—ઘણા જ અલ્પ શબ્દોમાં ઘણા વિશાળ જ્ઞાનનો તેમાં સમાવેશ થઈ જાય છે. તે કારણથી સંસ્કૃત ભાષામાં પણ અનેક મહાત્માઓએ તે સૂત્રોના પરસ્પર વિરૂદ્ધ અર્થો કરી, પરસ્પર કેવળ વિરૂદ્ધ સિદ્ધાન્તો પ્રકટ કર્યા છે. તો પણ શંકરાવતાર શંકરાચાર્યના સમય પેહેલાં ઉપનિષદોનું અથવા વ્યાસસૂત્રનું યથાર્થ સ્પષ્ટીકરણ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હોય, તેવું જોવામાં આવતું નથી. ભગવાન્ શંકરાચાર્યે બૌદ્ધધર્મના ઉગ્ર પ્રહારથી હિંદુ ધર્મનો પુનરૂદ્ધાર કરવા માટે ઉપનિષદો અને વ્યાસસૂત્રોનું જ શરણ ઈષ્ટ માનેલું છે. પશ્ચાદ્‌ભૂત આચાર્યોના વિરૂદ્ધાચરણથી શંકરાચાર્યના વિવરણ માટે અત્ર તત્ર મતભેદ જોવામાં આવે છે, તોપણ આધુનિક વૈજ્ઞાનિક શોધોની સાહાય્ય વિના પણ કેવળ તર્કથી અથવા વસ્તુતઃ યોગદૃષ્ટિથી તેઓએ સૃષ્ટિ પ્રક્રિયા અને ચૈતન્ય સ્વરૂપના જે સિદ્ધાન્તો પ્રદર્શિત કર્યા છે, તે સિદ્ધાન્તોને જ્યારે વિજ્ઞાનશાસ્ત્રથી પણ સમ્મતિ મળતી જાય છે, ત્યારે તેની સર્વ વ્યાપ્યતાને વિશે કંઈ પ્રશ્ન ટકી શકતો નથી. હજુ પાશ્ચાત્ય વિદ્વાનો, જેઓના અગાધ પરિશ્રમથી આપણે આપણા રત્નભંડારનાં રત્નો નિરખવા શક્તિમાન્ થયા છીએ, તેઓને પણ તે સિદ્ધાન્તોનો કેટલોક ભાગ દુર્ગમ્ય લાગે છે. એક તરફથી વિજ્ઞાનશાસ્ત્ર અને બીજી તરફથી થીયોસોફી સૃષ્ટિતત્ત્વના ભેદની ગંભીરતાનું માપ લેવા, પ્રયત્ન કરી રહ્યાં છે. તેથી આપણને આશા છે કે—એક સમય એવો આવશે કે, જ્યારે શંકરાચાર્યે પ્રકટ કરેલા સિદ્ધાન્તો જ આખી પૃથ્વીના આચાર વિચારનું કેન્દ્ર થઈ પડશે. પરંતુ તે વિષયને જગત્‌સમીપ સુસ્પષ્ટપણે મુકવાની ફરજ આપણા ભારતવાસી વિદ્વાનો, જેઓની નસે નસે પરંપરાંથી તે વિષયનો સંચાર થયેલો છે, તેઓને શિર જ છે. હજુ આપણા દેશની સંક્રાન્તિનો કાળ પ્રવર્ત્તે છે. ઈશ્વરેચ્છા હશે તો અને આપણું ભવિષ્ય ઉજ્વલ હશે તો એવા મહાત્માઓ આપણા દેશમાં જન્મ ધારણ કરી આપણો પુનરૂદ્ધાર કરવાને અનુગ્રહ કરશે, એમાં કંઈ શક નથી. છતાં પણ જેઓથી તે વિષયમાં જે કંઈ પ્રયત્ન થઈ શકે, તે કરવો અત્યંત આવશ્યક છે, એવો ઉદ્દેશ રાખી બંગાળાના સુપ્રસિદ્ધ સ્વર્ગગત પંડિત શ્રીશ્વર વિદ્યાલંકારના પુત્ર કોકિલેશ્વર ભટ્ટાચાર્યે, જેઓએ કલકત્તાની યુનિવર્સિટિનું એમ. એ. નું પદ મેળવ્યું છે, અને તે સાથે જ સંસ્કૃતવિદ્યામાં પણ પરમ પ્રવીણતા દર્શાવવાથી વિદ્વાનો તરફથી વિદ્યારત્નના પદથી જેઓ વિભૂષિત થયા છે, તેઓએ આ વિષ-

યમાં ભગીરથ પ્રયત્ન કરવા માંડયો છે. તેઓએ સરલ અને હૃદયંગમ ભાષામાં ઉપનિષદોનાં ગૂઢ તત્ત્વો શંકરસ્વામીના વિદ્વત્તાપૂર્ણ વિવરણ સાથે સમજાવવાનો એવો તો યત્ન કરવા માંડયો છે કે–કલકત્તાની યુનિવર્સિટિમાં તેઓનાં રચેલાં 'ઉપનિષદોનો ઉપદેશ' નામનાં પુસ્તકો એમ. એ. ની પરીક્ષા માટે અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓને માટે દાખલ કરવા સઘળા દેશી તથા એંગ્લો ઈન્ડિયન પત્રકારોએ તેમ જ સઘળા ધુરંધર વિદ્વાનોએ એક સ્વરે અભિપ્રાય આપ્યો છે. હાલ સુધીમાં તેઓએ તે પુસ્તકોના બે ભાગો પ્રસિદ્ધ કર્યા છે. પ્રથમ ભાગમાં છાંદોગ્ય અને બૃહદારણ્યક ઉપનિષદોનો અને બીજા ભાગમાં કઠ અને મુંડકોપનિષદોનો સમાવેશ કર્યો છે. પરંતુ તે ગ્રંથોના જે ભાગે વિદ્વાનોનાં અંતઃકરણો હરી લીધાં છે, તે તેઓની અવતરણિકાઓ (Introductions) છે. ઉભયગ્રંથોની અવતરણિકાઓમાં તેઓએ નિખિલ વેદાન્તશાસ્ત્રનો ઘણી યુક્તિથી સમાવેશ કર્યો છે; એટલું જ નહિ પણ પાશ્ચાત્ય દર્શનશાસ્ત્રના અભિપ્રાય સાથે તેમજ સાંખ્ય, બૌદ્ધાદિશાસ્ત્રો સાથે વેદાન્તના સિદ્ધાન્તોનો પરિહાર એવી કુશળતાથી કર્યો છે કે, સામાન્ય બુદ્ધિના પાઠકોને પણ તે સિદ્ધાન્તો હૃદયસ્પર્શી થયા વિના રેહેતા નથી. બીજા ભાગની અવતરણિકામાં તેઓએ માયાવાદ એટલે બ્રહ્મ શું છે, જગત્ શું છે, માયા શું છે, અને તે સર્વેનો અન્યોન્ય સંબંધ શું છે, તે બહુ સૂક્ષ્મયુક્તિથી સમજાવેલું છે. માયાશબ્દનો પ્રયોગ સંસ્કૃત વિદ્વાનોએ જુદે જુદે સ્થળે જુદા જુદા અર્થોમાં કર્યો છે. છેવટનો અર્થ ઈન્દ્રજાળ, કપટ, ભ્રમણા, એવો કરવામાં આવ્યો છે. તેથી તે છેવટના અર્થની અસર જ આધુનિક પ્રજા ઉપર થઈ ગઈ છે. એમ હોવાથી શંકરાચાર્યે માયાશબ્દનો કેવા અર્થમાં પ્રયોગ કર્યો છે, તે નહિ સમજાયાથી જ રામાનુજ જેવા મહા સમર્થ આચાર્યને પણ શંકરાચાર્યનો પ્રતિ પક્ષ કરવાનો પ્રસંગ આવ્યો છે. યુરપના વિદ્વાનો પણ માયાશબ્દનો ગૂઢાર્થ બિલકુલ સમજી શક્યા નથી. યદ્યપિ મેક્ષમ્યુલર જેવા પંડિતે માયાશબ્દને શુદ્ધસ્વરૂપમાં જોવાનો અને દર્શાવવાનો પ્રયત્ન કર્યો છે, છતાં માયા એટલે ભ્રાન્તિ, અસત્યજ્ઞાન, અથવા ખરૂં કહીએ તો શૂન્યતા જેવો જ અર્થ સઘળા વિદ્વાનોના સમજવામાં આવ્યો છે. વસ્તુતઃ માયાનો તેવો અર્થ થતો નથી. શંકરસ્વામીના અભિપ્રાય પ્રમાણે માયાશબ્દનો ખરો અર્થ શું છે, બ્રહ્મ સાથે તથા જગત્ સાથે તેનો કેવો સંબંધ છે, તેનું યથાર્થ વિવેચન કરવામાં કોકિલેશ્વર ભટ્ટાચાર્યજીએ વિજય મેળવ્યો છે, એમ કહેવું, તે બિલકુલ અતિશયોક્તિ ભરેલું નથી. તેટલા જ માટે તેઓએ રચેલ 'ઉપનિષદનો ઉપદેશ' નામની ગ્રંથમાળાના બીજા ભાગની અવતરણિકાનું સુગમ્ય ભાષાંતર આ સ્થળે આપવાનું ઉચિત ધાર્યું છે. આરંભમાં તેઓ શ્રી સ્વપ્રયાસનો ઉદ્દેશ સમજાવતાં કહે છે કે–

## ગ્રંથ પ્રકાશ કરવાનો ઉદ્દેશ.

૧ ભારત વર્ષનો ઉપનિષદોનો જે સમૂહ છે, તે ખરેખર રત્નોની ખાણ જ છે. બ્રહ્મ વિદ્યા સંબંધે જે કંઈ અવશ્ય જાણવા યોગ્ય છે, તે સઘળાનું ઉપનિષદોમાં ઘણીઃ જ નિપુણતાથી આલોચન કરવામાં આવ્યું છે, તેમ જ ઉપદેશ કરવામાં આવેલ છે. ધર્મનું જે કંઈ તત્ત્વ છે, તેમ જ બ્રહ્મ અને જગતસંબંધી જે કંઈ જ્ઞાનનું પ્રયોજન છે, તે સર્વ તે ગ્રંથોમાં અતિશય મધુર પ્રણાલીથી ગુંથવામાં આવ્યું છે. પરંતુ તે સુમધુર ધર્મ વિવેચનના ગ્રંથો

સિદ્ધ અને પ્રામાણિક ટીકાકારોની ઉક્તિનો ઉલ્લેખ કરીશું. એમ કરવાનું છે કે—કોઈ કોઈ પાઠકોના મનમાં એવી શંકા થવાનો સંભવ છે કે, શંકર તથા તેનું તાત્પર્ય અમે જે રૂપે જણાવીએ છીએ, તે રૂપે તે ભાષ્યનો પ્રકૃત તાત્પર્ય નથી. એવી આશંકાથી અમે ટીકાકારોની સાહાય્ય લેવાનું ઉચિત કારોમાંથી પણ જેઓ શંકરના સમસામયિક થઈ ગયા છે, અને તેઓના જ કરનાર શિષ્યોરૂપે પ્રસિદ્ધ થયા છે; તેવા ટીકાકારો શંકરનો ભાવ શી રીતે સમતે દર્શાવવાથી ભાષ્યનો જે અર્થ અમે સમજ્યા છીએ, તે અમારો પોતાનો મનઃ છે, એમ કહેવાનું સાહસ કરવાને કોઇને કારણ રહેશે નહિ.[1] તે ટીકાકારોમાંથી જેઓ સારી પેઠે પ્રસિદ્ધિ પામ્યા છે, અને જેઓની ટીકા નિતાન્ત પ્રામાણિક મનાય તેઓ સિવાય અમે કોઇની સાહાય્ય લઈશું નહિ. આ પ્રસંગે એક પ્રકારના પાઠકવર્ગ અમારી એવી પ્રાર્થના છે કે, અમારા સિદ્ધાન્તોનું અવલોકન કરતાં પૂર્વે, તેઓના કરણમાં શંકર સંબંધે જે કંઈ પૂર્વ સંચિત સંસ્કારો પડી ગયા હોય, તે સંસ્કારોને રી, કેવળ નિષ્પક્ષપાતપણે આ અવતરણિકાનું અવલોકન કરવા તેઓએ કૃપા કરવી.

છેવટે મૂળ ગ્રંથ સંબંધી કંઈ કહેવાનું પ્રાપ્ત થાય છે. આવા ગ્રંથો પ્રકટ કરવામાં શંકર ભાષ્યનો યથાર્થ ભાવ સરલતાથી સમજાવવાનો અમારો મુખ્ય ઉદ્દેશ છે. જે સ્થળે ભાષ્યનો કોઈ ભાગ અસ્ફુટ છે, તે સ્થળે વિસ્તૃત વ્યાખ્યા કરવાનો અમે પ્રયાસ કર્યો છે, ભાષ્યમાં કોઈ કોઈ સ્થળે શંકરાચાર્યે પોતાનો ભાવ નિગૂઢ રાખેલો હોય છે; તો અન્ય સ્થળે તેઓએ જ તે સંબંધી વિસ્તારથી વિવેચન આપેલું છે. આ ઉપનિષદોનું વિવરણ કરતાં જે જે સ્થળે અમને તેવી અપેક્ષા જણાઈ છે, તે તે સ્થળે શંકરાચાર્યના ભાષ્યનાં બીજાં સ્થળો લઇને ગ્રંથી દીધાં છે. અવશેષે, અમે એક વાત કહેવાનું આવશ્યક ધારીએ છીએ. આ દેશમાં આવો અનુવાદ અને આવી વ્યાખ્યા કરવાની પ્રણાલીનું કાર્ય સંપૂર્ણ નૂતન અને બહુ કઠિન છે. તેથી આ કાર્યમાં અમારાથી જે કંઈ ભ્રમ અથવા પ્રમાદ થઈ ગયો હોય તો તેમાં આશ્ચર્ય જેવું નથી. જેઓ ભારતવર્ષનાં દટાઈ ગયેલાં રત્નોનો ઉદ્ધાર કરવાને અંતઃકરણપૂર્વક યત્ન કરતા હોય, તેઓની સહાનુભૂતિ અને સાહાય્ય માટે વિનમ્રભાવે પ્રાર્થના કરીએ છીએ.

## નિર્ગુણ બ્રહ્મના સ્વરૂપનો નિર્ણય.

૨ આ સ્થળે અમે શંકરાચાર્યના અદ્વૈતવાદનું આલોચન કરવાને પ્રવૃત્ત થઇએ છીએ. આપણે શંકરભાષ્યમાં નિર્ગુણ અને સગુણ બ્રહ્મનો ઉલ્લેખ જોઇએ છીએ. શંકરોક્ત તે નિર્ગુણ બ્રહ્મનું સ્વરૂપ કેવું છે ?

---

[1] સઘળા ટીકાકારો જીવનપર્યંત સંસ્કૃત વ્યવસાયી અને સાધકો હતા. અમારા જ્ઞાન કરતાં તેઓનું જ્ઞાન અતીવ સૂક્ષ્મ હતું, અમે અનેક વ્યવસાયોમાં ગુંથાયેલા હોવાથી, સંસ્કૃત ગ્રંથોનું જ અવલોકન કરવાનું એકજ લક્ષ્ય અમારાથી રહી શકતું નથી. તેટલા માટે અમે શંકરભાષ્ય અને શ્રુતિનું તાત્પર્ય જે રીતે જાણીએ, તે કરતાં ટીકાકારો ઘણું ઉત્કૃષ્ઠ રીતે જાણતા હતા, એવો અમારો દૃઢ નિશ્ચય છે. તે કારણને લીધેજ ભાષ્યાર્થ સમજવાને અમે ટીકાકારોની સાહાય્ય લેવાનું આવશ્યક ધાર્યું છે.

## નિર્ગુણ બ્રહ્મ પૂર્ણ અને અનન્ત સ્વરૂપવાન્ છે.

અનેક વિદ્વાનોએ તે નિર્ગુણ બ્રહ્મની વ્યાખ્યા કરતાં, તેને 'શૂન્ય' સુધીમાં ઘટાવી દીધેલ છે; પરંતુ શંકરોક્તનિર્ગુણ બ્રહ્મ શૂન્ય પણ નથી, તેમજ જ્ઞાનરહિત પણ નથી, શંકરાચાર્યે વેદાન્તદર્શનના ભાષ્ય ( ૨–૨–૨૦ )માં ' સર્વ શૂન્યવાદ ' ની વિરૂદ્ધ તુમુલ સંગ્રામ ઉપસ્થિત કરીને, ' શૂન્યવાદ ' નું ખંડન કર્યું છે; તે સાથે " સ્થિર, નિત્ય આત્મા " ની સત્તા સ્થાપન કરી છે. શંકરાચાર્યપ્રણીત ' ઉપદેશ સાહસ્રી ' નામના ગ્રંથમાં[1] પણ એ શૂન્યવાદનું વિસ્તારથી ખંડન કર્યું છે. તે સ્થળે શૂન્યવાદનું ખંડન કરીને આત્મ ચૈતન્યનું ' સત્તા જ્ઞાન અને આનન્દ ' નું સ્વરૂપ છે, એમ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. તેથી સિદ્ધ થાય છે કે-નિર્ગુણ બ્રહ્મનું શૂન્યસ્વરૂપ નથી જ. ત્યારે શંકરમત પ્રમાણે નિર્ગુણબ્રહ્મનું સ્વરૂપ કેવું છે ? બૃહદારણ્યકોપનિષદના ભાષ્યમાં તેઓએ નિરૂપાધિક નિર્ગુણ બ્રહ્મને ' પૂર્ણસ્વરૂપ ' કહીને નિર્દિષ્ટ કરેલ છે.[2] શંકરરચિત વિવેકચૂડામણિ નામના પ્રામાણિક ગ્રંથમાં અનેક સ્થળે નિર્ગુણબ્રહ્મને ' પૂર્ણ અને અનન્ત ' કહેલ છે.[3] વેદાન્તદર્શન ઉપર શાંકરભાષ્યની રત્નપ્રભા નામની ટીકા કરનારે ૧–૧–૨૪ સૂત્રના ભાષ્યનું વ્યાખ્યાન કરતાં કહ્યું છે કે-' પુરૂષ - આ જગત્પ્રપંચથી અતીત છે, તે પૂર્ણ બ્રહ્મસ્વરૂપ છે.'[4] તેઓએ વિશેષે કહ્યું છે કે-' જગતથી અતીત બ્રહ્મનું સ્વરૂપ રહ્યું છે.[5] તે સઘળાં વચનોથી નિર્ગુણબ્રહ્મ ' પૂર્ણ ' અને અનન્ત સ્વરૂપવાન્ છે, એમ ફલિત થાય છે. સ્પષ્ટ થાય છે કે-શંકરના મતે નિર્ગુણ બ્રહ્મશૂન્ય પદાર્થ નથી; પરંતુ શંકરોક્ત નિર્ગુણબ્રહ્મ પૂર્ણ અને અનંતસ્વરૂપ છે. ( ચાલુ. )

માનશંકર વિ. પિતાંબરદાસ મેહેતા.

---

૧. જુઓ પ્રકરણ ૧૬ શ્લોક ૧૫ તથા ૧૬ તેમજ શ્લોક ૩૭ તથા ૪૦.

૨. न वयमुपहितेन रुपेण पूर्णतां वदामः किंतु केवलेन स्वरूपेण–અમે ઉપાધિથી પૂર્ણતા કહેતા નથી, પણ માત્ર સ્વરૂપે જ પૂર્ણ કહીએ છીએ.

૩. परिपूर्ण मनाद्यन्तमप्रमेयमविक्रियम्—પરિપૂર્ણ, અનાદિ, અનન્ત, પાપ રહિત અને વિકારરહિત, શ્લોક ૪૫૫ તથા प्रत्यगेकरसंपूर्णमनन्तं सर्वतोमुखम्–પ્રત્યક્, પૂર્ણ, અનન્ત અને સર્વતોમુખ. શ્લોક ૪૬૮.

૪. पुरुषस्तु पूर्णब्रह्मस्वरूपोऽतः प्रपञ्चाज्ज्यायान्—પુરૂષ પૂર્ણ બ્રહ્મસ્વરૂપ છે, તેથી તે પ્રપંચથી વધારે વીસ્તીર્ણ છે.

૫. कल्पिताज्जगतो ब्रह्मस्वरूपमनन्तमस्ति—કલ્પિત જગતથી બ્રહ્મસ્વરૂપ અનન્ત છે ( જગત્‌ને કેવી રીતે કલ્પિત કહેલ છે, તે હવે પછી જણાવીશું. )

# वेदकाल विचार.

( અનુસન્ધાનઃ—વર્તમાન વર્ષના પૃષ્ટ ૨૩ થી. )

આ પ્રમાણે તૈત્તિરીય સંહિતામાં કહેલા પ્રાચીન વર્ષારંભ પૈકી એકની પરંપરા ઋગ્વેદ સુધી પહોંચેલી છે. અને તત્સમ્બન્ધમાં વૈદિક કથા, પારસી, અને ગ્રીકના જૂના ગ્રંથો તથા દંત કથા ઉપરથી પૂર્ણ પૂરાવો મળી શકે તેમ છે. આ તમામ વ્યક્તિમાં કથા પ્રસંગ કદાચ ભિન્નતા વાળો હોવાથી નિર્ણય કરવા યોગ્ય ન કહેવાય. પરંતુ તેની પરસ્પર તૂલના કરવાથી કથાનું સામ્ય વિદ્વાન લોકો એ કબુલ રાખેલું છે ? એ સમજવામાં આવશે. પરંતુ એમણે પ્રજા કયે સમયે એકજ સ્થાનમા રહેતી હશે ? તેની કાંઈ ખબર ન હોવાથી એઓથી પુરાણિક કથાનું એકીકરણ કરવાને બની શકે તેમ નથી. પરંતુ ઓરયન વિષેની બીના અને વિશેષે કરીને તેની વસંત સંપાતની સ્થિતિ ઉપરથી આપણને કાંઈક આધાર મળી શકે છે.

ફાલ્ગુની પૂર્ણ માસે એક વખત વર્ષારંભ થતો એમ કહેનારાં તૈત્તિરીય સંહિતા અને બ્રાહ્મણનાં વચન ઉપરથી જોતાં આપણને મૃગશીર્ષનું નામ જોવામાં આવે છે. તેનો વાસ્તવિક અર્થ પ્રાચીન કાલે એક સમય વસંત સંપાત તે નક્ષત્રમાં થતો એવો થાય છે. આથી તૈત્તિરીય સંહિતાના વચનની સત્યતા માટે સાક્ષી મળે છે. કારણ ફાલ્ગુની પૂર્ણિમાએ જ્યારે સૂર્ય દક્ષિણાયનમાં આવે ત્યારે પૂર્ણ ચન્દ્ર સૂર્યની સામે અર્થાત્ ઉત્તર ફાલ્ગુની નક્ષત્રમાં આવવો જોઇએ. એટલે ઉત્તરા ફાલ્ગુની નક્ષત્ર ઉત્તરાયન બિંદુમાં આવે, અને વસંત સંપાત મૃગશીર્ષમાં આવે. આ પ્રકારે જોતાં દક્ષિણાયન જ્યારે માઘ પૌર્ણિમાએ થાય ત્યારે વસંત સંપાતકૃતિકામાં આવે. અને પૌષમાં થાય તો સંપાત અશ્વિનીમાં આવે એટલે અશ્વિની અને પૌષ, કૃતિકા અને માઘ, તથા મૃગશીર્ષ અને ફાલ્ગુન, એ અયન ચલનને સબબે અનુક્રમે બદલનારા વર્ષારંભનો પરસ્પર સંબંધ જોડનાર છે. એ તમામ વર્ષારંભ આર્ય સુધારાના નિરનિરાળા કાળે અસ્તિત્વમાં હતા, એ બતાવનારાં વચનો અને પુરાણ કથા પુષ્કળ છે. એ પ્રથમના વિવેચનથી આપણે જોયું છે.

આ પ્રમાણે તૈત્તિરીય સંહિતામાં કહેલા પ્રાચીન વર્ષારંભ પૈકી એકનો વિચાર કર્યો પરંતુ તેનીજ બરોબર અને ઘણેભાગે તેજ શબ્દ પ્રયોગવડે કહેવામાં આવેલા બીજા વચનનો અર્થ કેવી રીતે કરવો ? તેનું ઉત્તર, જેવો એકનો અર્થ કરવામાં આવ્યો તેવોજ બીજાનો કરવો, એજ છે. ફાલ્ગુની પૌર્ણિમાએ દક્ષિણાયન થવાથી વસંત સંપાત મૃગશીર્ષમાં આવે. તદ્વત્ ચૈત્રી પૌર્ણિમાએ જ્યારે તે થાય ત્યારે વસંત સંપાત પુનર્વસુમાં આવે. આ સમય ઘણો પ્રાચીન છે.

પુનર્વસુમાં વસંત સંપાત થાય અથવા તે નક્ષત્ર નક્ષત્ર ચક્રમાં કદી પ્રથમ માનવામાં આવે, એવાં સ્પષ્ટ વચન જોવામાં આવતાં નથી. અથવા તદ્દાચક બીજું એકાદ નામ પણ નથી, કે જે ઉપરથી આગ્રહાયણમાં પ્રાપ્ત થયેલ બીના સરખી બીનાનો કાંઇ પત્તો લાગે.

મરણ વિષયે ઇંદ્ર અને નમુચી વચ્ચે થયેલી શરત એ પણ એવાજ તર્કનું એક ઉદાહરણ છે. આ કાળ સમયે સંહિતાનું વ્યવસ્થિત સ્વરૂપ બંધાયું, અને અતિ પ્રાચીન સૂક્તો તથા યદ્ય વાક્યોના અર્થ નિશ્ચય કરવાનો પ્રયત્ન થયો. આજ સમયે ચીના લોકોએ ભારતીય આર્ય પાસેથી નક્ષત્ર પદ્ધતિ લીધેલી. પ્રાચીન સંસ્કૃત ભાષાનો ચોથો કાળ ઇ. સ. પૂર્વે ૧૪૦૦ થી ૫૦૦ વર્ષ પર્યન્તનો હોવો જોઇએ. આને બુદ્ધનો પૂર્વકાળ કહેવામાં આવે છે. સૂત્ર અને ષડ્દર્શન આ સમયે નિર્માણ થયાં.

જે કાળ આપવામાં આવ્યો છે તે કાંઇ નક્કીજ છે એમ સમઝાતું નથી. તો પણ સ્થુલમાન પ્રમાણે તે બરાબર છે. આ સર્વમાં જૂનો જે અદિતિ કાળ તે સમયે પંચાંગની આવશ્યક્તા ઉત્પન્ન થઇ હતી. અને આ ઉપરથી આજકાલ, આર્ય સુધારાનો આરંભકાળ ન હોવાથી તે પહેલાં કેટલેક કાળે શરૂ થયેલ હશે એમ માનવું જોઇએ. બીજો જે મૃગશીર્ષ કાળ તે ઇ. સ. પૂર્વે ૪૦૦૦ થી ૨૫૦૦ વર્ષનો હતો. આ સમયે પારસી, ગ્રીક અને ભારતીય આર્ય એકત્ર રહેતા હતા. અને એ ત્રણે લોક જૂદા પડયા પહેલાં વેદનો ભાગ તયાર થયો હશે એમ અનુમાન બાંધી શકાય છે. આ અનુમાનને તૂલનાત્મક વ્યુત્પત્તિ શાસ્ત્ર ઉપરથી સારો આધાર મળે છે. પુરાણ કથાના સમારે સાઠ નામો ગ્રીક અને સંસ્કૃત ભાષામાં એક સરખાં જોવામાં આવે છે, એમ મેકસમ્યૂલરે બતાવ્યું છે. એટલાં નામો જ્યારે બન્નેનાં એક સરખાં છે, ત્યારે તે નામનાં દેવોનાં કૃત્યોનું વર્ણન કરનાર સૂક્તો તે કાલે નહોતાં એમ કહેવું સંભવિત્ નથી આ ત્રણ લોકો વિભક્ત થયા પહેલાં કવિતા ઉત્પન્ન થઈ હતી, એ શ્લોક ચરણવાચક સંસ્કૃત પદ, અવસ્તાના પદ્ય અને ગ્રીકના પોસ્ શબ્દથી સ્પષ્ટ સમઝાય છે.

અયનચલનથી વર્ષારંભ બે પ્રકારે બદલાઇ ગયો ત્યારે વર્ષારંભની વચ્ચેની સ્થિતિ વિષયે, તેમજ ઋતુકાળમાં થયેલા ફેરફાર વિષયે કોઈ ઠેકાણે કાંઇ પણ કહેવામાં આવ્યું કેમ નહિ હોય ? અને વૈદિક લોકોને તે સમયે અયનગતિ કેમ સમઝવામાં નહિ આવી હોય ? એવો પ્રશ્ન કોઈ કરે તો તેનું સમાધાન કરવું કઠિન નથી. સંપાતગતિ સમઝવાને ગણિતાદિ શાસ્ત્રની થોડી પ્રતિતિ થવી જોઇએ, અને સેંકડો વર્ષ વેધ યંત્રનો ઉપયોગ સમઝવો જોઇએ. આ હરકત લક્ષમાં લાવવાથી ભારતીય આર્યો અયનગતિ અન્ય પ્રજાની પહેલાં ઘણી સૂક્ષ્મ રીત્યે સમઝયા હતા એમ માનવું જોઇએ. ગ્રીક જ્યોતિષી હિપાર્કસ દર વર્ષે ૩૬ વિકલા અયનગતિ ઓછી ગણતો. પણ વાજબી રીતે તે ૫૦½ વિકલા ઓછી છે. ભારતીય જ્યોતિષના વિચાર મુજબ તે ૫૪ વિકલા છે. અર્થાત્ ગ્રીક લોક પાસેથી ગ્રહણ કરેલી નથી એ સ્પષ્ટ છે.

મૃગથી કૃતિકા સુધી અને ત્યાંથી પુનઃ અશ્વિની પર્યન્ત્ વસંત સંપાત આવ ત્યાં સુધીની મધ્ય સ્થિતિનો કાંઇ પત્તો લાગે છે કે કેમ ? એ હવે જોવું જોઇએ. સંવત્સર દેવતા પ્રજાપતિનું સ્થાન મૃગ પુંજમાં છે. પણ તે પોતાની કન્યા રોહિણીનો અભિલાષ કરી આગળ આવવા લાગ્યો. એ તેનું કૃત્ય ઉચિત્ ન હોવાથી રૂદ્રે તેને મારી નાંખ્યો. આ ઉપરથી વસંત સંપાતના સમયે સર્વ મૃગમાં નહિ હોવાથી ધીમે ધીમે રોહિણીના પાસે આવવા લાગ્યો એ સ્પષ્ટ છે. આની પહેલાની સ્થિતિ વસંત સંપાત કૃતિકામાં આવે તે. આ સમયે

ઋતુ એક મહિનો આગળ આવવાને સબબે તે લોકોએ વર્ષારંભ ફાલ્ગુન માઘ સુધી ગણવા માંડયો. અને નક્ષત્રનો ક્રમ મૃગથી નહિ પણ કૃતિકાથી શરૂ કર્યો.

આ બીનાની સ્થિતિ વેદાંગજ્યોતિષમાં વર્ણવેલી છે. તે સમયે ઋતુ પાછળ હઠેલી હતી. અને વસંત સંપાત ભરણીથી થઇ ઉત્તરાયન ધનિષ્ઠાના આરંભે આવતું હતું. આની પહેલાંની સ્થિતિ સમયે અશ્વિનીમાં વસંત સંપાત આવતો. આ સમયે ઋતુ વેદાંગ જ્યોતિષ કરતાં પાછળ આવેલી હતી.

આ પ્રકારનો યોગ્ય ફેરફાર પંચાંગ સમ્બન્ધે વિશ્વામિત્રે કર્યો. મહાભારતના આદિપર્વમાં ( ૭૧-૩૪ ) **चकारऽयं वै लोकं क्रुद्धो नक्षत्र संपदा । प्रति श्रवण पूर्वाणि नक्षत्राणि चकारसः** વિશ્વામિત્રે પ્રતિસૃષ્ટિ નિર્માણ કરવાનો અને નક્ષત્ર માલા ધનિષ્ઠાનથી નહિ પણ શ્રવણથી શરૂ કરવાનો પ્રયત્ન કરવાનું વર્ણન છે. અન્ય પુરાણમાં પણ આ બીના આપવામાં આવી છે. અને ત્યાં વિશ્વામિત્રે એક નવિન આકાશ ઉત્પન્ન કરવાનું વર્ણન કરવામાં આવ્યું છે. જેનો અર્થ એટલોજ થાય છે, કે વિશ્વામિત્રે પંચાંગની નવિન પરિસ્થિતિ પ્રમાણે સુધારવાનો પ્રયત્ન કર્યો. પણ તે સિદ્ધ ન થતાં પૂર્વની અર્થાત્ કૃતિકા નક્ષત્રથી આરંભ કરવાની પદ્ધતિ કાયમ રહી. પણ છેવટે કેટલેક કાળે ફેરફાર થઈ નક્ષત્ર અશ્વિનીથી આરંભ કરવાની પદ્ધતિ શરૂ થઇ.

જે સમયે ફાલ્ગુની પૂર્ણ માસે વર્ષારંભ થતો, તે કાળની સ્મૃતિ ભાદ્રપદના પિતૃ પક્ષ ઉપરથી આપણને થાય છે. આ વિષે આગળ વિવેચન કરવામાં આવ્યું છે. પ્રથમ શ્રાવણીનો વિધિ ભાદ્રપદમાં થતો એમ મનુસ્મૃતિ * ( અધ્યાય ૪ શ્લોક ૯૫-૯૬ ) ઉપરથી જોવામાં આવે છે. અને ચોમાસું પણ આજ મહિનાથી શરૂ થતું. કારણ શ્રાવણીનો વિધિ વર્ષાકાલને આરંભે થવો જોઇએ એમ આશ્વાલાયન ગૃહ્ય સૂત્ર ( ૩-૫-૨ ) ઉપરથી જોવામાં આવે છે. પણ પછીથી શ્રાવણ માસમાં થવા લાગ્યો. કારણ સંપાત ના ચલાયમાન થવાથી ચોમાસું પણ એક મહિનો વહેલું આવે. તે પ્રમાણે ચોમાસું વહેલું આવતાં આવતાં હાલ તે જ્યેષ્ટ માસ પર્યન્તમાં આવી પહોંચેલ છે. આ બીના ઉપરથી જોતાં ઋતુકાલનો થયેલો ફેરફાર કેટલાક અંશમાં સ્પષ્ટ થાય છે. તો પણ આ પુરાવાને, વર્ષારંભનો થયેલો ફેરફાર એટલો બધો મહત્વનો નથી. કારણ સ્થાન પરત્વે ઋતુ ભિન્ન ભિન્નકાળે હોય છે.

હવે એટલું જોવું જોઇએ, કે આટલા પ્રમાણો ઉપરથી સ્થાપિત્ કરેલ વેદકાલ પ્રાચીન અને અર્વાચીન વિદ્વાનોના મતે અવિરૂદ્ધ છે કે કેમ ? જર્મન પંડિત વેબરે ભૂગોળ

---

* શ્રાવણી વિધિના બે ભાગ—ઉપાકર્મ અને ઉત્સર્જનના બે કાળ વિકલ્પે મનુ મહારાજે આ પ્રમાણે કરેલા છેઃ—**श्रावण्यां प्रौष्ठ पद्यां वाप्यु पाकृत्य यथाविधि। युक्त श्छन्दांस्यधीयीत मासान्विप्रोऽर्ध पञ्चमान् ॥ पुष्यते छन्दसां कुर्याद् बहिरुत्सर्जनं द्विजः । माघ शुक्लस्य वा प्राप्ते पूर्वाह्ने प्रथमेऽहनि ॥** પ્રૌષ્ઠપદી એટલે ભાદ્રપદ પોર્ણિમા. આ કાળનો વિકલ્પ શાખાનુરોધવડે થયેલ છે, એમ ટીકાકાર કહે છે.

અને ઐતિહાસિક પૂરાવા ઉપરથી એવું અનુમાન કહાડ્યું છે, કે વદનો આરંભ, પારસી અને આર્ય લોક જે કાળે એકત્ર હતા ત્યારથી થયેલ છે. પારસીના ઝન્દ અવસ્તામાં એવો કાંઇ ભાગ છે કે જેને વૈદિક સૂક્તોનું રૂપાંતર આપી શકાય અને માની શકાય. આ ઉપરથી વેબરનું કહેવું સત્ય ઠરાવવાને વેદકાલ ઇ. સ. પૂર્વે ૨૪૦૦ વર્ષનો માનવો જોઇએ. પણ પારસી અને બ્રાહ્મણો જ્યાં એકત્ર રહેતા હતા તે કાળે વસંત સંપાત મૃગશીર્ષમાં થતો એમ કહેવામાં આવ્યું છે, તે બીના ઉપરથી વેદકાલ ઇ. સ. પૂર્વે ૪૦૦૦ વર્ષ જેટલો અગાડી માનવાને કોઈ પણ પ્રકારની સયુક્તિક હરકત નથી. પારસી ધર્મ સંસ્થાપક ઝોરો આસ્ટર, યુરપના ટ્રોજનયુદ્ધ-ઇ. સ. પૂર્વે ૧૯૧૦ વર્ષ-પહેલાં સુમારે ૬૦૦ વર્ષે થઇ ગયા વિષયે લિડિયા દેશના ઝેથસ નામના ગ્રંથકારનો મત છે. આ ગ્રંથકારનો મત છે. આ ગ્રંથકાર ઇ. સ. પૂર્વે ૪૭૦ વર્ષના સુમારે થઈ ગયો છે. આ પ્રકારે જોતાં પારસી અને આર્ય લોક મૃગશીર્ષ કાલના દ્વિતીયાર્ધમાં ( ઇ. સ. પૂર્વે ૩૦૦૦ થી ૨૫૦૦ સુધી. એક બીજાથી દૂર થયા. ગ્રીક તત્વવેત્તા એરિસ્ટોટલ ( ઇ. સ. પૂર્વે ૩૨૦ ) કહે છે. કે ઝોરો આસ્ટર પ્લેટોની પહેલાં ૫૦૦૦ કિંવા ૬૦૦૦ વર્ષે થયા. પણ આ વર્ષ નકી માનવામાં આવતું નથી. ત્યારે તે ઉપરથી એરિસ્ટોટલના સમયે ઝોરો આસ્ટર ઘણા પ્રાચીન કાળે થઇ ગયાનું માનવામાં આવતું. જ્યારે ઝોરો આસ્ટર અતિ પ્રાચીન છે ત્યારે સ્પષ્ટ થાય છે કે વેદ તેનાથી પણ પ્રાચીનકાળે હોવા જોઇએ. બીજી એક વિચાર કરવા સરખી એ બાબત છે, કે ગ્રીસના હોમર કવિ એ ઇલિયડ કાવ્ય ઇ. સ. પૂર્વે ૧૦૦૦ વર્ષના સુમારે રચેલું કહેવાય છે. વૈદિક ગ્રંથ અને ઇલિયડની ભાષા મધ્યે એટલું બધું બિન્નત્વ છે, કે ગ્રીક અને હિંદુ લોકોનાં વિભક્ત થવાથી બન્નેની ભાષામાં એટલું જૂદાપણું આવવાને હજારો વર્ષ વ્યતિત થઇ જાય. અર્થાત્ ઓરાયન અથવા મૃગશીર્ષની બીનાની કલ્પના કર્યા પશ્ચાત્ વસંત સંપાત કૃતિકામાં આવવા પૂર્વેહાં; એટલે ઇ. સ. પૂર્વે ૩૫૦૦ થી ૩૦૦૦ વર્ષના સુમારે, ગ્રીક અને હિંદુ વિભક્ત થયા કહેવું રાસ્ત-વાજબી-છે.

કુશાગ્ર બુદ્ધિવાળા મહાન્ વિદ્વાન્ બ્રહ્મવિદ પંડિતના વિચારે વેદ અનાદિ ઇશ્વરકૃત છે. શ્રુતિ સરખા પ્રકટ થયેલ ગ્રંથ અનાદિ હોવા જોઇએ એવો કાંઇ નિયમ નથી. તે કોઇ પણ વખતે પ્રકટ થયેલ હશે એમ માનનાર મનુષ્યો છે. અને તેઓનું એમ માનવું બાયબલે અને કુરાનના ઇતિહાસ ઉપરથી સ્પષ્ટ થાય છે, બાયબલ-નવા કરાર-ખ્રિસ્તના સમયે અર્થાત્ ૧૯૧૦ વર્ષ પહેલાં; અને કુરાન મહમદ પયગમ્બરના સમયે અર્થાત્ સુમારે ૧૩૨૫ વર્ષ પહેલાં થયાનું સર્વને જાણવામાં છે, એ બન્ને ગ્રંથ પ્રકટ થયેલા છે, એમ તે ધર્મના લોકો માને છે. અને તે ઉપર નિર્દિષ્ટ કરેલ સમયે પ્રકટ થયાનું પણ તે માને છે. એટલે પ્રકટ ગ્રંથ અનાદિજ હોવા જોઇએ એમ કાંઈ છેજ નહિ. જ્યારે આમ છે ત્યારે શ્રુતિ ગ્રંથ પ્રકટ થયેલ છે, તો તેટલા ઉપરથી તે અનાદિ છે એમ કહેવું બરોબર નથી. પણ બ્રહ્મવાદી લોકોનો તેવો વિચાર હોવાનાં કાંઇ કારણ હોવાં જોઇએ. આ બ્રહ્મવાદી પૈકી કેટલાક ઇ. સ. ના પહેલાં કેટલાક શતક પૂર્વે થઇ ગયેલા હતા ત્યારે પણ વેદ અનાદિ છે એમ પૂર્વ પરંપરાગત કલ્પના ઉપરથી પોતાનો મત બાંધ્યો હતો. ખ્રિસ્તી ધર્મશાસ્ત્ર પ્રમાણે જોતાં જગતની ઉત્પત્તિ ઇ. સ. ના પૂર્વે ૪૦૦૦ વર્ષના સુમારે થયેલી છે. એટલે ખ્રિસ્તી ગ્રંથકારની

પ્રાચીનત્વ સમ્બન્ધે કલ્પના વિશેષે કરીને આગળ વધી શકતી નથી. અને ૪૦૦૦ વર્ષ પહેલાનો કાળ કાંઇ પણ કલ્પના થઇ શકવાથી જગતની ઉત્પત્તિ ત્યારેજ અર્થાત્ ૪૦૦૦ વર્ષ પહેલાં થઈ એમ તેઓએ નક્કી કર્યું છે. આપણા બ્રહ્મવાદીઓએ પણ ખ્રિસ્તની પેઠે વેદકાળનો વિશેષ સળવળાટ ઉપજાવનારો ભાગ ઇ. સ. પૂર્વે ૪૦૦૦ વર્ષના સુમારેનો માન્યો હતો. અને કદાચ તેની પહેલાંનો પણ હોય એમ કહેવાને થોડો ઘણો આધાર છે. કાળાન્તરે વેદનું સ્વરૂપ અક્ષરશઃ જેવું હતું તેવું ન રહેતાં તેમાં કાંઇ ફેરફાર થયો હોવો જોઇએ. તો પણ તેની અંદરની મતલબ કાંઇ પલટાઇ-બદલાઇ-ગઈ નથી. આટલા પ્રાચીનકાળથી આવવાને સબબે જૈમિનિ, પાણિની અને પ્રાચીન બ્રહ્મવાદીઓએ જગતના આરંભથી અર્થાત્ તમામ જાણીતી બાબતોના આરંભથી અસ્તિત્વમાં છે, કિંબહુના વેદ અનાદિ છે એમ ઠરાવેલ છે.

( આગળ ચાલુ )

હલવદ-કાઠિયાવાડ. } પ્રભાશંકર રતનજી ઉપાધ્યાય.

---

# ॥ संध्या समये ॥

( અનુસંધાન પૃ. ૫૦ થી. )

( ૨ )

परिव्राजकે ચલાવ્યું, " તમને સર્વને આનંદ પડે એવા संगीतशास्त्रीને કેટલાક રમુજી અનુભવો થયા છે. એકાદ સારા કલાવિદનું જ્ઞાનતંતુઓનું નાજુક બંધારણ એવું હોય છે કે તેના ઉપર ઉચ્ચ ભુવનોના આંદોલનોની સહજમાં અસર થાય છે; આ સમયે આપણા સંગીત શાસ્ત્રીના બંધારણમાં આપણને એક ઉત્તમ પ્રકારની સારંગી પ્રાપ્ત થઇ છે. પરંતુ તેમને જાતેજ બોલવા દો. "

संगीतशास्त्री એ વાંચવાનો આરંભ કર્યો:—

" હું બાલક હતી ત્યારે જાણે હું અવકાશમાં ઉડતી હોઉં એવું એકવાર સ્વપ્ન આવ્યું; મારી જાતને ચારે પાસ ભયંકર શ્યામ અવકાશમાં આવી રહેલી જોઇ. થાંભલાના મથાળા જેવા કંઇક ઉપર હું ઉભી હોઉં એમ લાગ્યું, પરંતુ મારાથી કોઇ પણ બાજુ કંઇ પણ જોઇ શકાતું નહિ, કાજળની વર્ષાની પેઠે ચારે પાસ અંધકાર છવાઇ રહ્યું હતું. ચારે પાસ જોવામાટે હું માથાફોડ કરતાં અવકાશમાં ઉચ્ચ દિશામાં મારી ગતિ થઈ. ઉપર કે નીચે ગતિ થઇ એ મારાથી કહી શકાતું નથી કારણ કે અંધકાર સઘળે સમાન વ્યાપી રહ્યું હતું. આ સમયેજ મારાથી ઘણે ઉંચે સહજ ઝાંખી ભુરાશ જણાવા લાગી, આસપાસની શ્યામતામાં તે સ્પષ્ટ જણાઇ આવતી હતી. મારી દૃષ્ટિ તે ઉપર સ્થિર થતાં અંતરના

સ્પષ્ટ ધુમ્મસને દર્શાવતાં કેટલાંક વાદળાં જાણે કે વિખરાઇ ગયાં. આવા પ્રકાશમાં અમાનુષિ સૌંદર્ય અને પ્રભાવાળા શ્વેત પ્રકાશવાળા આકારો આમ તેમ જતા આવતા હતા. તેમના તરફ જવાની મારી ઇચ્છા થતાં, ભુરા ધુમ્મસની પેઠે, તેઓ પણ અદૃશ્ય થઇ ગયા, ઉંડા ભુરા રંગના અવકાશે, ભયંકર અવકાશની શ્યામતાનો ભંગ કર્યો. આમાંથી આગળ પડી આવતી, મારા તરફ નમેલી એક દિવ્ય આકૃતિ જણાઇ. આ પુરૂષ જીવંત પ્રકાશ અને વર્ણની મૂર્તિરૂપ હતા, પરંતુ મારાથી તેમનું વર્ણન થઇ શકે એમ નથી. શબ્દો ઘણી નિરાશા ભરી રીતે નિરર્થક નિવડે છે. તેમાં જોઇએ તેવું વર્ણન આપી શકાતું નથી. મારી બધી જાતને પીગળાવી નાખે એટલા બધા દયાભાવથી મારા તરફ દૃષ્ટિ સ્થિર કરીને તેમણે મને શાંતિથી ત્રણવાર બોલાવી. પછીથી આવી નવાઇ પણ આમતેમ ફરતી દિવ્ય આકૃતિઓમાં છુપાઇ ગઇ, તે સર્વે પણ વળી વાદળોમાં ઢંકાઇ ગઇ; સઘળે ફરીથી વળી અંધકાર છવાઇ ગયું; આ સમયે ભયને બદલે શાંતિ વર્તતી હતી. પછીથી હું જાગી ઉઠી. આ અવતારમાં—થીઓસોફી મંડળમાં મારા દાખલ થવાના ઘણા સમય પહેલાં આમ બન્યું હતું."

"તમને કદીએ ફરીથી આવું સ્વપ્ન આવ્યું હતું?" એક જણે પૂછ્યું.

"ખરેખર તેનાજ જેવું તો નહિ. તે કોણ છે તે મને ખબર નથી પરંતુ કોઇક એક, મહાન પવિત્રતા અને સામર્થ્યવાળા કોઇક એક અમુક અમુક સમયે મારી પાસે હોય એમ લાગે છે; આમ શી રીતે થાય છે તે મારાથી ખરેખર વર્ણવી શકાતું નથી. હું તેમને "પ્રબોધક" નાનામથી વ્યવહરૂં છું. કલ્પી શકાય તેવી દરેક દશામાં મેં તેમને જોયા છે: મધ્યાકાશમાં અદ્ધર રહેલા, દિવાલો, છત અને ભોંયમાંથી નીકળી આવતા, રાત્રિએ, ખરા મધ્યાહ્ને, મંદવાડમાં, આરોગ્યમાં."

"પરંતુ આવું વિચિત્ર નામ શા માટે પાડવામાં આવ્યું."

"અરે! જ્યારે જ્યારે હું અમુક પ્રકારના ભયમાં હોઉં ત્યારે તે હમેશાં જણાય છે, એ મુખનાં દર્શનથી હમેશાં મારા અંતરાત્માનું બલ પ્રાપ્ત થાય છે તેથીજ એવું નામ રાખ્યું છે. કોઇ કોઇવાર આખી આકૃતિ મારા જોવામાં આવે છે; કોઇ કોઇવાર માથા અને ખભા જેટલો ભાગ જણાય છે; કોકોવાર તો મુખનો માત્ર ચક્ષુઓ આગળનો ભાગજ જોવામાં આવે છે. ઉંડાં, પ્રકાશિત, ઘેરા નીલવર્ણવાળાં કેવાં નયનો! ઘણા વૃદ્ધ જેવા જણાતા એકાદે યુવાનના જેવો તેમનો દેખાવ છે. અમેરિકામાં અને અન્ય સ્થળે વિદ્યાલયમાં અને નાટકશાળામાં મેં તેમને વારંવાર મધ્યાકાશમાં જોયા છે; આવા સમયે હમેશાં તેમની પાસેથી મળતી શક્તિદ્વારા મારાં શ્રોતાઓ ઉપર હું ઘણી સહેલાઇથી અસર કરી શકતી હતી."

"આ સ્વપ્નથી સૂચવાયલી એક વિચાર-મૂર્તિજ હોવી જોઇએ." પંડિતે મત આપ્યો.

"કદાચ તેમ પણ હોય, મારૂં પણ ઘણાં વર્ષ સુધી એવુંજ ધારવું હતું. પરં

હમણાં હમણાંજ મને બીજી રીતે માનવાનું કારણ મળ્યું છે. બે વર્ષ પહેલાં મારો ભાઇ બેલિયલ છોડીને હિંદુસ્તાન આવ્યો. આ સમયે " પ્રબોધક " મારા દરરોજના સાથી બન્યા હતા; આવા વિચિત્ર માયાવી મિત્રને આવું નામ આપવું મને ઉચિત લાગે છે. હવે મને તેમનો ચ્હેરો વિશેષ સ્પષ્ટ જણાવા લાગ્યો, પૂર્વે તો ઝગઝગતા પ્રકાશના ચમકારામાં કાળી છાયાને મળતું કંઇક મારા જોવામાં આવતું, પરંતુ હવે તો વર્ણ પણ સ્પષ્ટ જણાવા લાગ્યો; ઇટાલિયનના જેવો સુંદર વર્ણ જોઇને મને થોડી નવાઇ લાગી નહિ. સુવર્ણ રંગની છાંટવાળા કેશ; ( અથવા તદન સુવર્ણ રંગવાળા, તે કહી શકાતું નથી ) જણાયા ત્યારે લાંબાં લાંબાં ગુંછળાંમાં આવી રહ્યા હતા. સમાન રીતે ઘડાયલી ઉંચી નાજુક આકૃતિ, ખભા ભારે નહિ પરંતુ હષ્ટ પુષ્ટ અને બલવાન હતા; લાંબા નાજુક હાથોએ મારૂં ખાસ લક્ષ ખેંચ્યું. આ આકૃતિ ઉડતા ધવલ ઝભ્ભામાં વિંટાયલી હતી; તે ખભા આગળ ટાંકા વિનાનો, લાંબી પ્હોળી બ્હોંયો વાળો, લગભગ પગ સુધી પહોચતો હતો. તેની નીચેથી ધોળું વસ્ત્ર જણાઈ આવતું હતું. કોઇ કોઇવાર મસ્તક ઢાંકેલું હોય છે—કોકજ વાર ઉઘાડુ હોય છે. નીચે ભવાં ઉપર સાંકડી પટીમાં વીંટાતું, ખભા ઉપર છુટુ લટકતું ધુસર વસ્ત્ર વાપરવામાં આવ્યું હોય છે, આથી લાંબુ અણીદાર નાક, નાજુક નસકોરાં, બલવાન, નમ્ર, બીડાયલું મુખ, નીચેની હડપચીની શક્તિને ભાગ્યેજ છૂપાવી શકે એવી દાઢી સ્પષ્ટ રીતે આગળ તરી આવે છે. પ્રથમ તો મને ગૂંચવારો થયો; હિંદુસ્થાનની કદાપિ મુલાકાત ના લીધેલી હોવાથી, અજ્ઞાનમાં મારૂં એમ માનવું હતું કે, સુંદર ચામડીવાળી ભુખરી આંખ્યો- વાળા, સુવર્ણ રંગી કેશવાળા કોઇ હિંદીઓ હોવા જોઇએ નહિ. ખરેખરી રીતે દરરોજ ઘણાં વર્ષ સુધી ઇરાદાપૂર્વક હું મારા " પ્રબોધકને " કાળી ચામડીવાળા, કાળી આંખોવાળા, કાળા કેશવાળા ધારતી હતી. આથી ખુલ્લું થાય છે કે વિચાર–મૂર્તિનો ખુલાસો બંધ બે- સતો થઇ શકતો નથી; કારણ કે વિશેષ સ્પષ્ટતાથી જણાવાનો આરંભ થતાં, ઘણા ભાવથી, ઘણા સમયથી ઘડી કાઢેલી મારી મૂર્તિ બીલકુલ વિરૂદ્ધ દેખાવની જણાઇ આવી, માથા ઉપરના ફેંટાના આંટામાં પણ ફેર જણાઇ આવ્યો. મેં મારા ભાઇને પત્ર લખ્યો; મારા બતાવેલા વર્ણનને મળતાં આવે એવાં કોઇક કોઇક માનવિઓ હિંદમાં મળી આવે છે કે નહિ તે જણાવવાનું લખ્યું. તેનો ઉત્તર મળ્યો, " હા, હમણાંજ અમારી સાથે રહેતા યુવરાજ– મને જણાવે છે કે તારૂં વર્ણન એક કાશ્મિરી બ્રાહ્મણ સાથે બરોબર મળતું આવે છે."

" પરંતુ આવર્ણન ગુરૂદેવોમાંના એકના. એક કાશ્મિરી બ્રાહ્મણ સાથે મળતું આવતું નથી, " **परिव्राजके** ટીકા કરી. " મને લાગે છે કે, " તેમણે **गोप**ના તરફ ફરીને કહ્યું, " એ વર્ણન **आस्तर** એસને બરોબર મળતુ આવે છે. તેમના કેશ શુદ્ધ સુવર્ણ રંગના છે; તેમનોજ વિચિત્ર રીતે બરોબર ઘડાયલો યોગીના જેવો ચ્હેરો છે. સ્થાપક–પ્રમુખની માંદગીના છેલ્લા દિવસોમાં તે એકલાજ વારંવાર આવતા હતા. "

" હા, " **गोपे** ટેકો આપ્યો " બરોબર રીતે તે તેજ હોવા જોઇએ. તેમનું શિરોવેષ્ટન હિંદી પાઘડીના કરતાં એરબના ફેંટાને વિશેષ મળતું આવે છે."

" આ પ્રમાણે ! " પોતાના માથા આસપાસ એક લૂગડું વીંટાળતાં **मराथाप** કહ્યું.

"બરાબર એજ પ્રમાણે," સંગીતશાસ્ત્રીએ ઉત્તર વાળ્યો. "આવો એક પણ નમુનો હિંદમાં મારા જોવામાં આવ્યો નથી. મારા અત્રે આવતા સુધી અવારનવાર મુલાકાત થતી. હવે કોઇ કોઇવાર ખાસ કરીને સૂર્યાસ્ત સમયે તાલવૃક્ષની ઘટાઓમાં તેઓ મારા જોવામાં આવે છે; પરંતુ પ્હેલાંની પેઠે નહિ. બીજી રીતે પણ 'પ્રબોધક,' મારા જોવામાં આવ્યા છે. મારી પાસે ઘણા વર્ષ પૂર્વે આવેલું અન્ય મહાત્માનું એક જુનું ઝાંખુ ચિત્ર છે. આ ચિત્ર મને ઘણું ગમે છે, જે એકનાં મને દર્શન થાય છે તેની સાથે એ કોઇ રીતે મળતું આવતું નથી, ફક્ત સામાન્ય દેખાવ જાણે કે રહેજ સાજ મળતો હોય એમ લાગે છે. એક ચિત્ર અને અર્ધમીચેલી આંખ્યો સહિત કોઇ પણ અભ્યાસી લગભગ ગમે તેવી કલ્પના ચલાવી શકે; તેથી કોઈ કોઇવાર આ ચિત્રદ્વારા મારા " પ્રબોધક " ને મારા સામે જોતા જોઇને મને હવે વધારેવાર નવાઇ લાગતી નહિ. આશરે બેએક વર્ષ પૂર્વે એક રાત્રે મને સમજાયું કે મારા માનવા પ્રમાણે આ સર્વ કલ્પનાનું કાર્ય ના હોવું જોઇએ. મેં કંઇક લખવાનો આરંભ કર્યો-કેટલાક લોકોએ એક મિત્ર વિષે કરેલી ઘણી કડવી ફરીયાદનો બચાવ લખવા માંડ્યો. તકરારના ધાંધલની પાર વ્યક્તિ રહિત ભાવથી લખવાનો પ્રયત્ન કરતાં, મારી પોતાની ગરમાગરમ લાગણીઓ આ કાર્ય અને મારી વચ્ચે આવીને વિક્ષેપ પડાવતી.

આખરે ઘણા દિવસ મહેનત કરવા છતાં આગળના વધવાથી, એક દિને રાત્રે સુતા પ્હેલાં હું મારી ઓરડીમાં બેઠી, જુનું ચિત્ર કાઢ્યું, ઉચ્ચ દષ્ટિ બિંદુથી બાબતોને સમજવાની અર્ધ નિરાશા ભરેલી દઢ ઇચ્છા પૂર્વક તેના તરફ એકાગ્ર દષ્ટિ સ્થાપી. આ સમયે ચિત્રમાં " પ્રબોધક " ને જોવાનો મારો પ્રયત્ન નહોતો. બીલકુલ ખુલ્લાં ચક્ષુઓથી દીવાના પૂર પ્રકાશમાં હું તે સામે જોઇ રહી હતી; દુઃખી, જીવંત વિચારોમાં હું એટલીબધી ગુંચવાઇ ગઇ હતી કે મારાથી સ્વપ્ન અને કલ્પના સૃષ્ટિમાં બીલકુલ વિહરી શકાય એમ હતું નહિ. એકાએક ચિત્ર બદલાઇ ગયું; ભરાવાદાર ગાલ સહજ શુષ્ક બન્યા, કપાલ પણ જણીતા મુખના ઉપરના ભાગના વિકાસના સૌંદર્યને દર્શાવવા લાગ્યું, દાઢી આછી બની ગઇ, મુખ પણ આ ફેરફારમાંથી બચી ગયું નહિ-અને ચક્ષુઓએ તો પ્રકાશિત બનીને જવાલા જેવાંજ જણાવા લાગ્યાં, આખરે મારાં નયન તેમના તરફ દોરાતાં તેમનાથી હવે વધારેવાર તે તેજ સહન થઇ શક્યું નહિ. તેમણે તો જાણે કે નાના નાના સૂર્યોનું સ્વરૂપ ધાર્યું; મારાં નયન તેમના ઉપર સ્થિર કરવા કરતાં સૂર્યના પોતાના પ્રત્યે તાકીને જોવાનું કાર્ય મને રહેલું લાગ્યું; અંતરાત્મામાં ગભરાટ સહિત મેં આડું જોયું. હમેશની માફક તેમણે મને મારા દિવ્યાત્મામાં સ્થાપી હતી; આ સમયે આમ સહજ કઠોરતાથી થયું હતું. એ મુખાકૃતિનો હું વિચાર કરતી બેઠી,-મારા મન ઉપર પડેલા તેના સંસ્કારનું અવલોકન કરવા માંડ્યું. તેની સત્તા ભયંકર લાગતી હતી. એ ચક્ષુઓમાં, સમુદ્રો અને સૃષ્ટિઓ, પકવ, અપરોક્ષ અને શાશ્વ જ્ઞાનની અનહદ પરંપરાઓ વ્યંજીત થતી હતી. મેં ફરીથી ચિત્ર સામે જોયું-પ્રબોધક ચાલ્યા ગયા હતા!"

"ઘણોજ વિચિત્ર અનુભવ, "શોધકે" ઉમેર્યું

"પરંતુ વ્યવહારિક અનુભવ, મેં એ લેખ લખ્યો," સંગીતશાસ્ત્રીએ કહ્યું.

"તમે આની બીજી આકૃતિઓ જોઇ છે!" કાયદાશાસ્ત્રીએ ટેવ પૂર્વક પૂછ્યું.

"હા, આવા અન્ય અનુભવો પણ છે. એક સમયે લંડનમાં **સીટીટેમ્પલમાં** રેવરંડ આર. જે. કેમ્પબેલના ભાષણ વખતે હોલના અવકાશમાં મહાન સમવાટ કરતી પવનના જેવી ગતિ જણાઇ, પછીથી તેમની પાછળ ડાબી બાજુએ ઉભેલી એક ઝાંખી આકૃતિ મારા જોવામાં આવી તેમના ભાષણના આરંભમાં આમ થયું. તેમનું ભાષણ પણ અસરકારક ચાલ્યુ. એક સમયે આપણાં હાલનાં પ્રમુખ બેસંટ લંડનમાં ભાષણ કરતાં હતાં ત્યારે ઘણાં થાકી ગયાં હતાં. મેં તેમને કોઇ કાલે આવી ખરાબ રીતે બોલતાં સાંભળ્યાં નથી. તેમણે દશેક મિનિટ આ પ્રમાણે તરફડીયાં મારતાં ચાલુ રાખ્યાં, તેવામાં તદન એકાએક, વાતાવરણમાં આવા બનાવોની સાથે થતી "પવનના સુસવાટા" જેવી ગતિ થઇને, તેમની ડાબી બાજુએ જમીનથી થોડેક ઉંચે પાછળના ભાગમાં શ્વેત પ્રકાશનો એક વિશાલ ખંડ જણાયો, તેના મધ્યમાં એક પ્રેમાળ અને આકર્ષક આકૃતિ જણાઇ; મારાથી આથી વિશેષ વર્ણન કરી શકાતું નથી કારણ કે પ્રકાશના ઝગઝગાટને લીધે એ આકૃતિ એક ઝાંખી છાયા જેવી જણાતી હતી. ભાષણ કર્તા એકદમ અટક્યાં, થોડીક આનાકાની કરી, થોડાંક પાછળ નમ્યાં, જાણે કે કંઇક સાંભળતાં હોય તેમ—"

"આપણાં બાઇ માટે ઘણોજ અસાધારણ બનાવ છે," **ગોવે** હાસ્ય કર્યું.

"હા, આ બનાવજ ઘણો નવાઈ ભરેલો છે; પછીથી તેમનો અવાજ બીલકુલ બદલાઈ ગયો; પછીથી તેમણે વિષયનું અનુસંધાન, પ્રથમથી જેમ થાકેલું, બોજે બોજે ચાલતું અને આવેશના ના અર્પતું ચાલતું હતું તેમ નહિ પરંતુ નિશ્ચિત, શાંત અને ઉચ્ચભાવના પૂર્વક ચલાવ્યું.—ઠીક, તમે તે ભાષણ વખતે હતા?"

"ના."

"જાણે કે તેમના દ્વારા **જીસસ જાતેજ** બોલતા હતા, એમ ઘણાનો અભિપ્રાય હતો. શ્રોતાઓનાં હૃદયને હચમચાવી મૂકવા ઉપરાંત પણ કંઇક વિશેષ પરિણામ આવ્યું હતું. તેમને **માસ્ટર ક્રાઇસ્ટની** હાજરી હાજરાહજુર લાગી હતી; તેમના ભાષણ મધ્યમાંથી ચાલી જવાના સમય પછીનાં અનેક ગપ્પાં વિસરી જવામાં આવ્યાં હતાં. આમાંનાં ઘણાંએ દુનિયાદારીનાં થાકેલાં, કંટાળેલાં, સ્ત્રીપુરુષો હતાં, પરંતુ એ રાત્રીએ સર્વેનાં હૃદયમાં થયેલો સામર્થ્યનો અનુભવ કદાપિ ભુલી શકાય એમ નથી. પરંતુ શું તેઓ ત્યાં નહોતા?"

"એમ હોવાનો સંભવ છે." **પરિવ્રાજક** મૈન રહેવાથી ગોવે ચલાવ્યું. "મને એક ભાષણનું સ્મરણ છે—**એસોટેરીક ક્રિશ્ચિયાનીટી વિષેનું**, જે સમયે **માસ્ટર જીસસ** આવીને ભાષણ કર્તાની પાછળ ઉભા રહ્યા હતા, તેમને પોતાના તેજસખંડમાં છાઈ લીધાં હતાં. આ સંબંધી એક વિચિત્ર બનાવ છે; એક મિત્ર તેમની પાસે બેઠા હતા તેમને **હાજરીનું** ભાન હતું પરંતુ આકૃતિ સ્પષ્ટ જણાતી નહોતી, છતાં **તેમના** વસ્ત્રની એક કોર ઉપર ભરેલા ગ્રીક નમુનાને તે જોઇ શક્યા હતા તથા જરેજર બરોબર વર્ણન આપતા;—એક સહજ દષ્ટિ વિસ્તાર, એ મને વિચિત્ર અને અસાધારણ લાગ્યો; આટલું તે સ્પષ્ટ જોઈ શક્યા, તો શા માટે બધુંએ ના જોઈ શક્યા?"

સ્વાભાવિક રીતે કોઇએ આ પ્રશ્નનો ઉત્તર ના આપવાથી **સંગીતશાસ્ત્રી** એ આગળ ચલાવ્યું:—

"લંડનમાં લ્હાર્જ ક્વીન્સ હૉલમાં આપેલા એક બીજા ભાષણ વખતે પણ આવી અનેક દિવ્ય આકૃતિઓ હાજર હતી. તેઓ જ્યારે જ્યારે આવે છે ત્યારે હમેશાં તમારાથી જાણી શકાય છે. વાયુમાંજ અમુક પ્રકારની શક્તિ પ્રવર્તિ રહે છે, ચારે પાસા આવેશ ઉછળી રહે છે. આવાં દર્શનોમાં એકાદ માનવિ શું જુએ છે, એટલા ઉપરથીજ તેમની કંઇ સાધારણ જીવન કરતાં વિશેષ યથાર્થતા બનતી નથી. આથી જીવાત્મામાં જે શાંતિ, પ્રેમ, આનંદ વ્યાપી રહે છે, તેનાવડે તેની કીમત અંકાય છે. 'હૃદયમાં રહેલા ગ્રંથિરૂપ કઠણ ભાગને' તે પીગળાવે છે."

"આવા પ્રસંગોએ તમને કેવું લાગે છે તે અમને કહો," એક **યુવકે** આગ્રહ કર્યો. **પરિવ્રાજક** તેના સામે જોઇને હસ્યા; "એ કહેવું એટલું બધું સહેલું નથી, તેમજ તે હમેશાં તેવું તે હોતું નથી. કોઇ કોઇવાર મને છાઇ લેતી હાજરીનું માત્ર ભાન હોય છે; તે મારા પોતાના ગુરૂ દેવની હોય છે–તેમને ધન્યવાદ હો–જેથી મારૂં સાધારણ ચૈતન્ય અસાધારણ ભૂમિકામાં રોપાય છે તેથી જો કે બધુંએ "હું" જ બોલતું હોય છે, છતાં મારા દરરોજના અલ્પ "હું" કરતાં તે વિશાલ હોય છે. કોઇ અન્ય પ્રસંગે જાણે તેમના તરફથી આવતા હોય તેમ મારા મગજમાં વિચારો રેડાય છે, તે મારા નથી એમ જાણીને હું તેમનો ભાનપૂર્વક ઉપયોગ કરૂં છું. કોઇ કોઇવાર જ્યારે **માસ્ટર. કે. એચ.** મારો ઉપયોગ કરે છે ત્યારે મને સુંદર કલ્પનાઓ, ઉપમાઓ, વિચિત્ર રીતે સંગીતમય એકતાલ વાક્યો મળી આવે છે, મારૂં મગજ આથી ઉભરાઇ જાય છે; મારા પોતાના **ગુરૂદેવની** અસરથી ઘનજદાર, સંક્ષિપ્ત, અને અસરકારક વાક્યો જડી આવે છે. કોઇ કોઇ પ્રસંગે પરંતુ ક્વચિતજ હું બહાર નીકળી જાઉં છું, **તેઓ** અંદર પ્રવેશે છે, માત્ર થોડાંક વાક્યો માટેજ, પરંતુ આવા પ્રસંગે અવાજ બદલાઇ જાય છે તેથી બોલનારનો ફેરફાર સમજાય છે. આવા પ્રસંગોએ હું બહાર રહીને આનંદ અનુભવું છું! માસ્ટર જીસસની હાજરી વિષે ઉપર કહેવાસલા પ્રસંગે મને યાદ છે, કે તેમની અસર મને નવીનજ હોવાથી પ્રથમ મારા મનની શાંતિ સ્થિર નહતી, તેમની સૂચનાઓ ગ્રહણ કરવાને મારે કેટલાંક ફાંફાં મારવાં પડયાં હતાં. પરંતુ અત્રેજ ખુબી છે," **પરિવ્રાજકે** હસતાં હસતાં સંપૂર્ણ કર્યું, "શ્રોતૃમંડળોને ભાગ્યેજ ખબર હોય છે, કે તેમનાં ચક્ષુઓ સમીપજ રંગભૂમિ ઉપર કેવી કેવી વિચિત્ર બાબતો બનતી હોય છે."

"આ આમજ હોવાથી, મારા જોવામાં આવેલી આવીજ જાતની અન્ય બાબત હું પણ ચલાવું," **તંત્રશાસ્ત્રીએ** કહ્યું. "એના એજ ભાષણકાર જ્યારે **પેડીગ્રી ઓફ મેન** (માનવવંશાવતાર) વિષે ભાષણ આપતાં હતાં ત્યારે આ બાબત બની હતી. કોઇક મહાન વ્યક્તિ હાજર હતી એ વિષે કંઇ શંકા નથી; પરંતુ વિચિત્રતાનો અત્રેજ સમાવેશ થાય છે, વારંવાર મારા અનુભવમાં આવતી શાંતિ અને આનંદની લાગણી એટલી બધી ઉભરાતી નહતી પરંતુ બુદ્ધિ વિષે એટલો બધો પ્રકાશ અનુભવાતો હતો કે તેનું વર્ણન પણ અશક્ય છે. થીઓસોફી વિષે વાચેલું મારૂં એક પુસ્તક "સીક્રેટ ડૉકટ્રીન" છે, તેને મેં વારંવાર રસથી વાચ્યું છે, પરંતુ ભાષણના સમયમાં તે ઘણું પ્રકાશ પાડનાર નિવડયું, ઘણીક બાબતો સ્પષ્ટ થઇ, ઘણીજ સાદી બની; માત્ર એક અઠવાડીયા પછીજ હતું તેમનું તેમ

રહ્યું, આપણી પૃથ્વીના D અંડની સૃષ્ટિના બંધારણનાં કેટલાંક વર્ણનો હતાં–આવું બીજું ઘણું હતું–તે સર્વ વર્ણનમાં આબેહુબ હતાં. આવાં વર્ણનોના સમયમાં મેં જોયું કે ભાષણકાર ખાલી અવકાશમાં ખાસ અમુક પ્રકારે જોતાં હતાં પરંતુ મારી ખાત્રી છે કે તેઓ દંશાકનું અવલોકન કરતાં હતાં. થોડા સમય પૂર્વે મેં તેમને કહેતાં સાંભળ્યા છે કે આ ભાષણોના સમયમાં ગુરૂદેવ તેમના સમક્ષ ભુવર્લોકનાં ચિત્રો ખડાં કરતા હતા, જે જોઇને તેઓ ભાષણ ચલાવતાં હતાં. આવાં ચિત્રો વિના આ ભાષણમાલાને જે વિજય મળ્યો છે તે મળવો સંશનીય હતો."

( ચાલુ. )

X.

---

# ॥ आत्मसंयम अथवा पतंजलिनो योग ॥

( અનુસંધાનગત વર્ષ–પૃષ્ઠ–૨૫૨ થી. )

આંતર્ સૃષ્ટિની આવી તાત્વિકમૂર્તિઓ એટલા બધા દેવો સમાન છે. વિકાસના સ્પષ્ટ ઉદ્દેશથી તેઓ પોતાની જાતે માનવ દેહરૂપે બંધાય છે; આ પ્રમાણે તેમના કાર્યવડે સ્વાભાવિક રીતે આ દેહને અધમમાંથી ઉચ્ચ સ્વરૂપોમાં લઇ જવાનું વલન ઘડાય છે,

કામનો વિકાર, ઉચ્ચ પ્રેમની ઉર્મિમાં કેવી રીતે વિકસે છે, તથા આવા વિકાસમાં દેવો કેવા પ્રકારે સહાય થાય છે, એ વિષે ઉપર ચલાવેલી ચર્ચામાં, માનવની મિશ્ર પ્રકૃતિમાં વિકાસની અનેક દિશાઓના સાથે ચાલતા કાર્યના પરિણાને બહુ ગૂંચવાડો ના થવા માટે દર્શાવામાં આવ્યું નથી. ઉપર જે કહેવાયું તેથી વાચકના સમજવામાં એટલું તો આવશે, કે કામ, ક્રોધ, દ્વેષ, અને એવા માનવ પ્રકૃતિના અન્ય અધમ વિકારો, માત્ર તેના દેવોનેજ અર્પી શકાય એમ નથી; દેવો તો વિકાસક્રમના મહામાર્ગના, કામના રહિત કાર્ય વાહકો જેવા છે; વિશ્વનાં કામ અને ક્રોધનાં તત્વો માનવ પ્રકૃતિમાં આવિર્ભાવ પામવાની ઉચ્ચ ઉર્મિઓનો વિકાસ સાધવા માટે જરૂર છે; જો આ દેવોના કાર્યને યથાર્થ રીતે સમજવામાં આવે તો કોઈ પણ પ્રકારના ખરાબ નામથી વ્યવહરવાની જરૂર નથી. તેથી દેવોને કામી ક્રોધી, દ્વેષી ઇત્યાદિ રૂપે વર્ણવતી વાર્તાઓ માનવ ઉન્નતિના આ સમય અને પક્ષની છે, તેમનો ઉદ્દેષ સ્પષ્ટ રીતે માન વિના હૃદયને કેળવવાનો તથા ઉચ્ચભાવનાઓના વિકાસમાં સહાય કરવાનો છે.

હવે આપણે રૂપકવાદ વિષે વિચાર ચલાવીએ. વારંવાર કહેવાયું છે તેમ દેવો, વિશ્વમાં વિવિધભુવનોની પ્રાકૃતિક શક્તિયો રૂપ છે. દેવો સંબંધી વાર્તાઓ, પ્રાકૃતિક શક્તિયોના કાર્યના માનવ સાથેના સંબંધનાં માત્ર લોકમાન્ય વર્ણનોરૂપ છે. આવી વાર્તાઓનું કેન્દ્ર હમેશાં એકાદ

દશાના મગજની ભાનપૂર્વક ઉત્પત્તિમાં હોય છે; પરંતુ આવી વાર્તાઓ માનવ કલ્પનાના ઘણા મિશ્રણ સાથે કહેવામાં આવે છે, સમયે સમય માનવની વૃદ્ધિ પામતી બુદ્ધિને યોગ્ય થવા માટે ફરીથી ગૂંથવામાં આવે છે, તેના તેજ ઉદ્દેશથી માનવિઓની વિવિધ જાતિઓને વારંવાર સહેજસાજ ભિન્ન ભિન્ન પ્રકારે કહેવામાં આવે છે. હિંદુઓના પુરાણવાદમાં એક દેવને ઉપદેશવા ધારેલાં લક્ષણોવાળો વર્ણવતાં જુદાં જુદાં નામ આપવામાં આવેલાં જોવામાં આવે છે. તેટલા માટે કલ્પનાની અતિવૃદ્ધિમાંથી સત્વને જુદૂ પાડવાની બ.મત સરખામણીમાં સહેલી થાય છે. આટલે સુધી જે કહેવામાં આવ્યું તેના આધારે પુરાણ વાર્તાઓને ભાન વિનાની વૃદ્ધિરૂપ ગણવાનો વાદ તલભાર પણ ટકી શકતો નથી.

અમુક હદ સુધી ભાષાની વૃદ્ધિનો વૃત્તાંત નિઃસંશય સત્ય છે. સંસ્કૃતભાષાના ધાતુઓ બધાએ સ્થૂલ પ્રકૃતિના અવ્યક્ત સ્વરોનાં અનુકરણરૂપ છે; આવા નાના નાના આરંભોમાંથી એ ભાષાનો વિશાલકોષ અસ્તિત્વમાં આવ્યો છે; છતાં પ્રથમ દૃષ્ટિપાતે વિચારના કોઇ પણ પદાર્થનું નામ અવ્યક્ત પ્રકૃતિના મૂલસ્વર સાથે જોડવાનું કાર્ય ઘણું વિકટ જણાય છે. નિઃસંશય, હિંદુઓ તો માનેજ છે કે દેવોની સહાયવડે ભાષાનો વિકાસ સધાયો હતો; દેવોનું અસ્તિત્વ હોય છે તથા તેઓ માનવ વિકાસ ક્રમને પ્રવર્તાવે છે, એટલું એકવાર લક્ષમાં આવતાં ભાષાના વિકાસની દરેક ભુમિનો ખુલાસો સહજ સમજી શકાય એવો થાય છે. માત્ર પ્રશ્ન એટલો છે, કે ભાષા અને વિચારની વૃદ્ધિ સ્વતંત્ર રીતે થઈ હશે અથવા દેવોની સહાયથી ?

માનવના વિકાસમાં તથા ભાષાના વિકાસમાં આરંભથીજ દેવોની સહાય હોવી જોઇએ, એવા સાર ઉપર આવવામાં જીવનની સસ બાબતો આપણને મદદગાર થાય છે કે નહિ તે આપણે તપાસીએ.

આપણે એવા સમયથી આરંભીએ કે જ્યારે ગ્રહ અને સૂર્ય ઉભયે અસ્તિત્વમાં હોય છે પરંતુ ગ્રહ ઉપર કોઇ પ્રકારનું જીવન હોતું નથી. વર્તમાન માટે ગ્રહનાં પોતાનાં વૃદ્ધિ વિકાસનો પ્રશ્ન દૂર રાખીને, હજુ સુધીમાં અમુક પ્રકારે ખનિજ સૃષ્ટિનાં સાધનો અસ્તિત્વમાં આવ્યાં છે એમ ધારીએ, આપણને માલૂમ પડે છે કે સૌર કીર્ણો વાતાવરણમાંના કારબનગેસને છૂટો પાડે છે, તે પાણી સાથે મળી જાય છે, તે પણ મોટે ભાગે સૂર્યની સહાયથી મળે છે, તથા આ પ્રમાણે વનસ્પતિતંતુમાં બંધાય છે. આ પ્રમાણે સૂર્યનાં કીર્ણો અત્રે વાતાવરણનો કારબનીક એસીડ છૂટો પાડવાનું, વિખરાવાના સમયે તેને પાણી પુરૂં પાડવાવાળું કાર્ય કરે છે, તેથી તે તેની સાથે એક રૂપ થઇ શકે છે. વળી આપણા જોવામાં આવે છે, કે પૃથ્વી પોતાની ધરી ઉપર ફરતી હોવાને લીધેજ સૂર્યનું પૃથ્વી ઉપરનું કાર્ય સંભવી શકે છે. આ પ્રમાણે પૃથ્વીનાં જુદાં જુદાં પાસાં સૂર્ય સામે આવી શકે છે, આથી વારાફરતી રાત્રી અને દિવસ પ્રાપ્ત થાય છે, ઉષ્ણ પરિમાણમાં ફેરફાર થાય છે, જેથી ઓછા ઉષ્ણ પરિમાણવાળાં સ્થાનો વિશેષ ઉષ્ણપરિમાણની અસરમાં આવીને સહેજ પણ ફેરફાર કરી શકે. પૃથ્વીની વાર્ષિક ગતિને લીધે સૂર્યની બદલાતી અસરોને વધાવણી આભારી છે. આ પ્રમાણે ખનિજમાંથી વનસ્પતિ તંતુનો વિકાસ થવા માટે, પૃથ્વીને પોતાની ધરી ઉપર ફરવાની, સૂર્યની આસપાસ જવાની જરૂર છે; સૂર્ય પણ તેના વિસ્તાર ઉપર

પુરતા જથ્થામાં પાણી મોકલીને વાતાવરણમાંથી કાર્બોનીક એસીડ છુટો પાડવાની, નવાં વિકાસ પામતાં રૂપોમાં પોતાનાં કેટલાંક કીર્ણો એક થવા મોકલવાની જરૂર છે. વૃક્ષ થઈ, મોટું થઈ, મરી જાય ત્યાંસુધી તેને આમ કરવાનું છે; વૃક્ષને ઉગાડીને સજીવન બનાવતી સૌર શક્તિયોનું અમુક ભેદ ભરેલા પ્રકારે દૂર થવું એજ તેનું મરણ.

આ વનસ્પતિ તંતુ સ્વતઃ વિવિધ સ્વરૂપોમાં ગોઠવાતો આપણા જોવામાં આવે છે. પૃથ્વીના ભિન્ન ભિન્ન કટિબંધોમાં વનસ્પતિના ભિન્ન ભિન્ન વર્ગો જોવામાં આવે છે.

સૂર્યનાં આવેશક અને પોષક કીર્ણોના વ્યાપરમાં, ગૃહની વિવિધ ગતિમાં, તેમજ યોગ્ય સમય અને સ્થાનમાં નમુનાઓના અસ્તિત્વમાં અમુક હેતુ, ઉદ્દેશ આપણા જોવામાં આવે છે

યથાર્થ રીતે સૌરકીર્ણો એક પ્રકારના પદાર્થનાં ભિન્ન ભિન્ન પ્રકારનાં આંદોલનો કરત કંઈ પણ વિશેષ નથી; અમુક પદાર્થના અમુક આકારમાં મુકાયલા વ્યાપાર કરતાં નમુનો કંઇ પણ વિશેષ નથી; આથી સ્પષ્ટ થાય છે કે નમુનાઓ નમુના રૂપે સૌર જડમાં અસ્તિત્વમાં હોતા નથી; ભિન્ન રીતે પ્રવર્તતી શક્તિને લીધે વિવિધ પ્રકારનાં કીર્ણોનાં ભિન્ન ભિન્ન પ્રકારનાં આંદોલનો સંભવે છે.

અથવા આપણે એમ ધારીએ, કે આવી સર્વ પ્રકારની શક્તિયો સૂર્યમાં અસ્તિત્વમાં હોય છે તો આપણે એટલું કબુલ કરવું પડશે કે સમયવીતતાં સૂર્ય નવનવા, વધારે વધારે સુધરેલા નમુનાઓ પૂરા પાડી શકે. સ્થૂલ જીવનમાં પોષકકીર્ણોવડે પોષાતા પૂર્વે તથા પ્રવૃત્તિ પ્રવર્તક કીર્ણોથી પ્રેરાતા પૂર્વે આકાર નિશ્ચિત થવો જોઇએ; સાથે સાથે આપણે એટલું પણ માનવું પડશે કે સૂર્યમાં કેટલાંક ભુવનોનો સમાવેશ થાય છેઃ-સ્થૂલ, પ્રવૃત્તિ પ્રેરક (કર્મેન્દ્રિય). તન્માત્ર પ્રદેશ, ભાવનાભુવન, એક એકની ઉપર અથવા પાછળ. એટલું પણ આપણે માનવું પડશે કે આ સર્વ ભુવનોના કાર્યને એકાદ હેતુ તરફ દોરી જનાર, આ સર્વની પાછળ અથવા ઉપર એક અન્યભુવન છે, કારણ આપણે જોતા આવ્યા તેમ પૃથ્વીની ગતિયોનો એક પ્રકારનો સ્પષ્ટ ઉદ્દેશ સમજાય છે. જેમ સર્વે અધોભુવનો ઉચ્ચભુવનોમાં પ્રતિબિંબિત થાય છે તેમ સર્વ ઉચ્ચભુવનો, અધોભુવનોમાં પ્રતિબિંબિત થવાં જોઇએ. યથાર્થ રીતે આ આમ છે પણ ખરૂં ખરી અગત્યની બાબત એટલી લક્ષમાં રાખવાની છે, કે જડનાં ભુવનો અસ્તિત્વમાં હોય છે. આવાં સૂક્ષ્મ ભુવનોનો સ્વીકાર કરવામાં આવે તો દેવોના અસ્તિત્વની બાબત સિદ્ધરૂપજ થઇ જાય છે. આ સર્વે સૂક્ષ્મભુવનોની ભિન્ન ભિન્ન સત્તાઓ અથવા શક્તિયો કરતાં દેવો અન્ય કંઇ પણ વિશેષ નથી. પ્રાણી વર્ગના અભ્યાસમાંથી પણ આવોને આવો સિદ્ધાન્ત મળી આવે છે. પ્રાણીઓમાં એક બીજા ભુવનનું, જ્ઞાનેન્દ્રિયની શક્તિયોના ભુવનનું અસ્તિત્વ જણાઇ આવે છે. આ ઉપરાંત માનસિકભુવન અધમ પ્રાણીઓમાં વિશેષ વૃદ્ધિ પામ્યું હોય છે, કારણ કે અવલોકનાદિની કેટલીક શક્તિયો કેટલાંક ઉચ્ચ પ્રાણીઓમાં જોવામાં આવે છે. અત્રે પણ આવી સર્વ શક્તિયોના મૂલ રૂપે સૂર્યને ગણી શકાય, પરંતુ તેને અન્યભુવનોમાં પણ કાર્ય કરવાનું છે, એ લક્ષમાં રાખવું જોઇએ.

આવિર્ભાવ પામેલાં પ્રથમ ત્રણ ભુવનોની અમુક શક્તિયો સહિત, તથા હજુ માનસિકભુવન સૂક્ષ્મ દશામાં હોય છે એવો માનવિ પછીથી પૃથ્વી ઉપર આવે છે.

અત્રેથી આપણે ભાષાની શાખા સંબંધી માનવ વિકાસના અભ્યાસનો આરંભ કરી શકીએ. પરંતુ આવા દૃષ્ટિબિંદુથી ભાષાની ઉત્પત્તિ અને વૃદ્ધિનો અભ્યાસ કરતા પહેલાં દેવોની પ્રકૃતિ વિષેના એકાદ બે પ્રશ્નોનું નિરાકરણ કરી લેવું વિશેષ સુગમ થઇ પડશે.

(૧) દેવો ભાનવાળા હશે કે નહિ?

(૨) હિંદુઓ માને છે તેમ દેવાધિદેવ, અક્ષર, સર્વેશ્વર, પરમોત્તમ એવા માત્ર એકજ પ્રભુના અસ્તિત્વને માનવાથી ભુવનના બનાવોનો ખુલાસો થઇ શકશે? આ વિષે વિચાર ચલાવતાં આપણે ઉપર જણાવી આવેલા હેતુભુવન વિષે સાંખ્ય યોગવેત્તાઓ શું સૂચવવા માગે છે તે વિગતે જણાવવાનો પ્રસંગ પણ સાધીશ.

પ્રથમ પ્રશ્નના સંબંધમાં સાંખ્ય યોગ દર્શનવાળા ઉપદેશે છે, કે દરેક દેવ ભાનવાળો હોય છે, જો કે તેમનામાંના સર્વે આત્મ-ભાનવાળા હોતા નથી. સાંખ્ય દર્શનમાં ચેતન તત્વ પુરૂષ છે, વિશ્વનાં દરેક ભુવન ઉપર વર્તમાન છે. માટે દરેક ભુવન ઉપરની વ્યક્તિઓ ભાનવાળી હોવી જોઇએ. દરેક ભુવન ઉપર આવિર્ભાવ પામવાની દશાઓના પ્રમાણમાં ચેતના સંકુચિત હોવી જોઇએ. આ પ્રમાણે મહા ભૌતિકભુવન ઉપર ચેતના ઘણીજ સંકુચિત હોવી જોઇએ, કારણ એ વિશ્વનું અતિબાહ્યભુવન છે. જેમ જેમ આપણે ઉચ્ચભુવનમાં જઇએ છીએ તેમ તેમ ચેતનાનો વિસ્તાર થવો જોઇએ કારણ કે ક્રમવાર ઉચ્ચ ઉચ્ચ ભુવનો વિશેષ વિશેષ સત્તાનાંભુવનો છે. પરંતુ તે સર્વને જે હેતુ સાધવાનો હોય છે તદનુસાર તે દરેક સંકુચિત બને છે. દરેક ભુવનની શક્તિઓ સઘળે પોતાનું ખાસ કાર્ય બુદ્ધિ પૂર્વક ઉપાડી લેતી જોવામાં આવે છે. માનસિકભુવન ઉપર અમુક હદ સુધી તે આત્મ-ભાવનું સ્વરૂપ ધારણ કરે છે. માત્ર અહંકારના ભુવન ઉપર આત્મ-ભાન સંપૂર્ણ વિકસે છે. તેથી માત્ર માનસિકભુવનના દેવોજ આત્મ-ભાનવાળા હોય છે. અધમભુવનોના દેવોના સંબંધમાં આમ નથી.

તન્માત્રાનાભુવનમાં અહંતાના તત્વનો માત્ર તાન્માત્રિક પક્ષજ આવિર્ભાવ પામે છે. ઇન્દ્રિયોનાભુવનમાં માત્ર રાજસિક પક્ષજ આવિર્ભાવ પામે છે. તેથી માત્ર મનસજ આત્મ-ભાનવાળું હોય છે. મનનો, ઇન્દ્રિયો અને તન્માત્રાઓ સાથે શો સંબંધ છે તે આપણે આગળુંએ જોઇ ચૂક્યા. તાન્માત્રિક આવિર્ભાવો જ્ઞાનેન્દ્રિયોવડે મનમાં જાય છે, ત્યાં તેમના ઉપર ભાવનાશક્તિનું કાર્ય થાય છે. પછીથી મન પોતાના વિચારોનો કર્મેન્દ્રિયોદ્વારા તન્માત્રાઓ ઉપર સંસ્કાર પાડે છે. મનમાં ઉદય પામતા અને રહેતા, વિવિધ સ્વરૂપો અને શક્તિઓની સરખામણીમાંથી, अहं, त्वं અને इदंના વિચારનો સંભવ છે, તેથીજ સામાન્ય રીતે આ ભુવનને આત્મ-ભાનવાળું કહેવાય છે. ચેતનાનો આવો આવિર્ભાવ, તન્માત્રા અને ઇન્દ્રિયોના ભુવન ઉપર પણ હોવો જોઇએ, એમ કંઇ જરૂરનું નથી.

તાત્વિક દેવોના નામથી વ્યવહરી શકીએ એવા આવા દેવો ઉપરાંત, સ્વર્ગ લોકમાં સ્વયંના દેવો હોવા જોઇએ, એ લક્ષમાં આવી શકે એવું છે; તેઓ પ્રથમના મન્વંતરોનાં

ફૂલ રૂપ હોવા જોઇએ; આ ભુવનનું જીવન જે તરફ દોરાય છે તેની ભાવનાઓ રૂપ તેઓ છે. આ પ્રમાણે તન્માત્ર સૃષ્ટિમાં તાન્માત્રિક શક્તિયો આગળ પડી આવતા દેવો હોવા છતાં એ લોકમાં જેટલો ઉચ્ચ પ્રકાર સંભવે તે રીતે પ્રાજાપત્ય અને માનસિક સૃષ્ટિની શક્તિયો પણ તેમનામાં જણાઈ આવે છે. પ્રાજાપત્ય સૃષ્ટિયોમાં પણ આમજ થાય છે. આ ભુવનમાં પણ પ્રજાપતિ સૃષ્ટિની શક્તિયો આગળ પડી આવતા દેવો છે છતાં તેમનામાં માનસિક અને તન્માત્રિક શક્તિયો પણ જણાઇ આવે છે. માનસિક સૃષ્ટિના સંબંધમાં પણ આમજ કહી શકાય. માનવજાતને અનેકતામાંથી આધ્યાત્મિક એકતામાં લઇ જવાના ઉદ્દેશથી અહંકાર તત્વના ત્રણે આવિર્ભાવને ખરેખરી રીતે પોતામાંજ એકઠા કરનાર આ દેવો છે. વિકાસ ક્રમની ભાવનાઓ અને પરિણામો રૂપે આ દેવો ઈશ્વર અને માનવિ વચ્ચે જરૂરની સાંકળો રૂપ છે એ હવે જોવામાં આવશે.

(ચાલુ)

રામપ્રસાદ.

---

# वेदान्त.

(મળેલું.)

સાંપ્રત કાળે વેદાન્તનું સર્વત્ર વક્તવ્ય અને શ્રોતવ્ય દૃષ્ટિ પથમાં આવે છે. તથાપિ એનો હેતુ સાધ્ય થતો હોય એવું દર્શાતું નથી. વેદાન્ત જ્ઞાનથી જે ઊત્તમ પ્રતિનું ચારિત્ર્ય બંધાવું જોઇએ તેવું કંઈ પણ જોવામાં આવતું નથી કિંતુ ઊલટું યોગીરાજ ભર્તૃહરિ કહે છે તેમ बोद्धारोमत्सरग्रस्ताः વત્ અધમતા જોવામાં આવે છે. આનું કારણ શું? કારણ એજ કે અનધિકાર, કોઇ પણ વસ્તુની પ્રાપ્તિ માટે યોગ્ય અધિકારી થયા વીણુ પ્રયત્ન કરી, એ વસ્તુ મેળવીએ તો તેનો કદી પણ આપણે સદુપયોગ કરી શકીએ નહિ, પ્રાચીન સમયમાં અધિકારી જનોનેજ આ જ્ઞાનનો બોધ અપાતો હતો; અન્યોને નહિ. અને તેથીજ એ જ્ઞાનની કિંમત હતી. અધિકારી જનોજ તેને મેળવવા અભિલાષ રાખતા અન્યોને તેનો લાભ જ હતો નહિં. અને કદાચ જો લોભ થાય તો તે સીદ્ધ થતો નહિ એવી, પ્રનાલીકા હતી. હાલ એ પ્રનાલીકા પ્રસસ્ય ગણાતી નથી કિંતુ એમાં કેટલું અજ્ઞાન છે તે વેદાન્તી જનોને નિહાળતાં જણાઈ આવે છે. पात्रेदानम् એ શાસ્ત્ર કથન સર્વાંશે સસ છે. આજે વિદ્યા–વેદાન્ત તત્વજ્ઞાન–નું અપાત્રેદાન અપાય છે અને તેથી આવા શોચનીય દર્શન થાય છે પણ જો પ્રાચીન પ્રનાલીકા સચવાતી હોય તો આવાં દર્શન વિરલજ થાય.

વેદ એટલે જ્ઞાન તેનો અંત એટલે છેડો, એ જ્ઞાનનો જ્યાં છેડો આવે અર્થાત્ પર્યવસાન પામે તે તેનો અંત, એટલે કે વેદાન્ત, જ્ઞાનનું પર્યવસાન બ્રહ્મ કે જે અદ્વૈત તત્વ

છે તેમાં તેનું જે પ્રબોધક શાસ્ત્ર એટલે ઉપનિષદ્ તે વેદાન્ત, આવું જે ઉત્તમ જ્ઞાન કે જે પામ્યા પછી કંઇ પામવાનું રહેતું નથી તો તેના માટે તેવો ઉત્તમ અધિકાર પણ જોઇએ. અને વાસ્તવે એ અધિકાર છે પણ તેવો. એ ઉત્તમપ્રતીના કલ્યાણકર અધિકારને ચતુર્થ ભાગમાં વિભક્ત કરેલ છે. વિવેક, વૈરાગ્ય ષટ્ સંપત્તિ અને મુમુક્ષુતા.

નિષ્કપટ મન વડે વિશુદ્ધ પ્રેમથી પ્રભુ ભક્તિ કર્યાથી આ જન્મમાં કે અન્ય જન્મમાં એ અધિકારની પ્રાપ્તિ થાય છે. અર્થાત્ એ ભક્તિથી અંતઃકરણમાં વૈરાગ્યાદિક ચાર ગુણોનો આવિર્ભાવ થાય છે. તેમાં પ્રથમે વિવેક, વિવેક એટલે સદસદજ્ઞાન–હિતાહિત જ્ઞાન–વસ્તુનું તેનાં યથાર્થ રૂપે જ્ઞાન તે સદ્જ્ઞાન, તેનું અન્ય રૂપે જ્ઞાન તે અસદ્જ્ઞાન, અમુક કાર્ય હિતકર છે, અમુક અહિતકર છે તદ્ સંબંધી જે જ્ઞાન તે હિતાહિત જ્ઞાન આવા ઉભય જ્ઞાનને વિવેક કહે છે આવા પ્રકારના જ્ઞાનથી સંસારના ભોગ પ્રતિની અનુરાગતા મટે છે. કારણ ભોગ વસ્તુ અને તેનું પરિણામ એ ઉભયની અજ્ઞાનતાના કારણથીજ તેમાં આસક્તિ રહે છે. જ્યારે એ ઉભય વસ્તુઓનું યથાર્થ જ્ઞાન થાય છે ત્યારે તેમાંથી આસક્તિ ઉઠી જાય છે, આમ દ્વિતિય ગુણ જે વૈરાગ્ય તે સાધ્ય થાય છે. વૈરાગ્ય એટલે ઐહિક–આલોક સંબંધી, આમુષ્મિક–પરલોક સંબંધી–જે ભોગો તેમાં યત્કિંચિત્ રતી નહિ. કાગ વિષ્ટા તુલ્ય અભાવ, કાગડો જે વિષ્ટા ખાનાર તેની પણ વિષ્ટા, અર્થાત્ વિષ્ટા તેની ઉપરે કોની આસક્તી હોય ? કોઇની પણ કોઇ પ્રકારે નહોય, આ પ્રમાણે ભોગો પ્રતિની જે અનાસક્તી તે વૈરાગ્ય. ઊક્ત રીતીએ વૈરાગ્ય સાધ્ય થતાં ષટ્ સંપત્તિઓનો ભાવ હૃદયે ઉદય પામે છે શમ, દમ, ઉપરતી, તિતિક્ષા સમાધાન અને શ્રદ્ધા. હૃદયમાંના આષટ ગુણોને ષટ્ સંપત્તિ રૂપે શાસ્ત્ર પુરૂષોએ કહેવામાં આવે છે.

શમ એટલે હૃદયની શાન્તિ કોઈ પ્રકારના ભોગની ઇચ્છા ન કરતાં હૃદયને શાન્ત રાખવું તે, દમ એટલે ભોગોના પ્રત્યક્ષ દર્શનથી કિંવા શ્રવણથી ઇંદ્રિય ગ્રામ પ્રતિ આકર્ષાતા મનને અટકાવવું તે, તિતીક્ષા એટલે શીત ઉષ્ણાદિક જે જે દુઃખો તેની કંઈ પણ ખેદ રહીત સહનતા તે. ઇંદ્રિયના પ્રતિકુલ વિષયોના અભિયોગથી મનને જે જે દુઃખ થાય તે કોઇ પણ રીતે સોચ કર્યાવીણ સહન કરવું તે તિતીક્ષા કહેવાય છે ઉપરતી એટલે મનની શાન્તિ એવી કે ભોગો સમિપ છતાં અને તેઓને ભોગવ્યામાં કોઈ પ્રકારનો પ્રતિબંધનછતાં તેમાં રજ આસક્તી ન રાખતાં મનને અક્ષુબ્ધ રાખી ભોગો ન ભોગવવા તેને ઉપરતી કહે છે. સમાધાન એટલે સંસારાભિમુખી વૃતિ ત્યજી બ્રહ્માભિમુખી વૃતિને રાખવી તે. સંસારના જે નાના પ્રકારના અનેક પદાર્થો છે તેમય આપણી વૃત્તિ હોય છે. પદાર્થો અનેક હોવાના કારણે વૃત્તિ એક ધારા વિચ્છિન્ન રહી શકતી નથી. ક્ષણે ક્ષણે તે બદલાતી જાય છે. આવા પ્રકારની જે મનની અસમાધાનતા વાળી સ્થિતિ તે સંસારાભિમુખી વૃત્તિ કહેવાય, તેનાથી જે વિરૂદ્ધ અર્થાત બ્રહ્મ કે જે એકજ અદ્વિતિય વસ્તુ છે, તેમય વૃત્તિ એક ધારા વિચ્છિન્ન તે બ્રહ્માભિમુખી વૃત્તિ કહેવાય છે એમાં જે નિરતતા તે સમાધાન, વેદાન્ત શાસ્ત્ર તેને સજાતિય અને વિજાતિય વૃત્તિ પ્રવાહ કહે છે બ્રહ્માકાર તે સજાતિય અને જગદાકાર તે વિજાતિય વૃત્તિ; તેમાં સજાતિય વૃત્તિ તે સમાધાન કહેવાય છે. શ્રદ્ધા, ગુરૂ અને શાસ્ત્ર જે ઉપદેશ આપે છે તે

સત્ય છે એવો જે મનનો વિશ્વાસ યુક્ત ભાવ તે શ્રદ્ધા કહેવાય છે. શ્રધા એ મનનો સાત્વિક ભાવ છે અને એની જીવન ક્રમમાં ઘણી અગત્યતા છે. એ વગરનું જીવન દુઃખે દધીમાં ડુબે છે. જીવનની મધુર્યતા જતી રહે છે. કૃષ્ણ મહારાજે પણ કહ્યું છે કે संशयात्मा विनश्यंति સંશયવાળો પુરૂષ નાશજ પામે છે. સત્ય જ્ઞાનને પામી શકતો નથી. જીવનના હેતુને સાધ્ય કરી શકતો નથી. કારણ સાધવા સાધનો પ્રતિ વિશ્વાસ આવતો નથી અને તેથી તે ગ્રહણ કરી શકતો નથી. આમતે અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થાય છે. માંટે શ્રદ્ધાની ઘણી આવશ્યકતા છે. અને તે શ્રી ઈશ્વર શાસ્ત્ર અને ગુરૂ પ્રતિ રાખવી જોઇએ.

ષષ્ઠ સંપત્તિ પછી અધિકારીના હૃદયમાં જે ચોથો ભાવ ઊદય પામે છે ને મુમુક્ષુતા છે મુમુક્ષુતા એટલે મોક્ષની ઇચ્છા મોક્ષ અર્થાત્ અખંડ અનંત કાળ સુધી સુખ થાય, કોઈ કાળે પણ દુઃખ આવી પડે નહિ. આ પ્રમાણે જે થાય તે મોક્ષ કહેવાય છે. વેદાન્ત શાસ્ત્રનો જે પારિભાષિક શબ્દ છે તે આ છે " દુઃખની આત્યંતિક નિવૃત્તિ અને પરમાનન્દની પ્રાપ્તિ. " તે મોક્ષ. તેની ઇચ્છા રાખનાર તે મુમુક્ષુ. કેવળ મુમુક્ષુતાથી મોક્ષસાધ્ય થઈ શકે નહિ; અન્ય સાધનોની પણ આવશ્યકતા છે. અને તે સાધનો તે વિવેકાદિક છે. તે સર્વ યુક્ત જે પુરૂષ તે વેદાન્ત શાસ્ત્રના શ્રવણ માટેનો અધિકારી છે. એમ પ્રથમે વેદાન્ત જ્ઞાનની પ્રાપ્તિ માટે અધિકાર પ્રાપ્ત કરાય છે. એ ઊત્તમ પ્રતિનો અધિકાર પ્રાપ્ત કર્યા શિવાય વેદાન્ત શાસ્ત્રનું જે શ્રવણ કરે છે તે વ્યર્થ પરિશ્રમ લે છે. કારણ અધિકાર વીણ શ્રવણ નિષ્ફલ નીવડે છે. માટે કલ્યાણ માર્ગ એ છે કે શ્રવણ પૂર્વે અધિકાર પ્રાપ્ત કરવો અને અધિકારી થયા પશ્ચાત શ્રવણ કરવું. આ પ્રમાણે થાય તો આજનું શુષ્ક વેદાન્ત પલટી અલૌકિક રુપે શોભી રહે.

વિવેકાદિક મોક્ષનાં જે સાધનો છે તે બહિરંગ છે. અને શ્રવણાદિક અંત રંગ છે. બહિરંગોને પ્રાપ્ત કર્યા વીણ આંતરંગ પ્રાપ્ત કરવા જાય છે, તે કેવળ ધુમાડાના બાચકાજ ભરે છે. પાંખવીણ ગગન મંડળમાં ઊડવાની ઇચ્છા કરે છે. પણ આમાં જેટલી મૂર્ખતા છે તેટલીજ તેમાં છે. પાંખો પ્રાપ્ત કર્યા પછી ઊડીએ તો ઊડાય તેમ વેદાન્ત શાસ્ત્ર રૂપ ગગન મંડળમાં વિવેકાદિક રૂપ પાંખો પ્રાપ્ત કર્યા પછી ઊડીએ તો સારી રીતે ઊડાય. એવીના ઊડવા જઇએ તો પડી ભાંગીએ અને નાશનેજ પામીએ. સાંપ્રતકાળે પાંખો વીણ ઊડાય છે અને તેથી લોકો પડી ભાગે છે અને તેથી એ ગગન મંડળની શોભા જતી રહી છે. લોકોને પડી ભાગવા બીક રહે છે. અને તે આ રીતે સત્ય છે. પાંખ યુક્ત થઇ લોકો ઊડવા ચાહે તો ઊડી શકે અને આમ ઊડે તો ગગનમંડળ અને તેઓ પોતે ત્યાં વિશેષ રુપે દીપી રહે અને નીચેના લોકો તેને આનન્દભેર જોય. ઊંચે ગયેલાઓને પૂજ્ય તરિકે નીહાળે. વેદાન્તથી જે ઊત્તમ ચારિત્ર્ય બંધાય તે તેના અધિકારથીજ શરૂ થાય છે પણ જ્યારથી અધિકાર વગર શ્રવણ કરવામાં અને કરાવવામાં આવ્યું ત્યારથીજ એમાં વિલક્ષણતા જણાતી ચાલી. સમયની બલીહારી છે અને તેના યોગે આ વિચિત્ર દર્શન થાય છે.

વિવેકાદિક બાહ્ય અંગો જે વેદાન્તના છે તે વિલોકયાં હવે જે આંતર અંગો છે તેને ક્રમે કરી વિલોકીએ અને તત્પશ્ચાત્ તેઓનું ફ્લ વિલોકીશું.

શરીર નથી પણ એનાથી ભિન્ન ચેતન વાળા છીએ. સુષુપ્તિ કાળે જીવાત્મા આ સ્થૂલ શરીરનું અભિમાન ત્યજી દે છે. તે વખતે આ સ્થૂલ શરીર જડવત્ પડી રહે છે. આથી સિદ્ધ થાય છે કે, સ્થૂલ શરીર કેવળ જીવાત્માની ભોગ ભોગવવા માટે સાધન રૂપાવસ્તુ છે. કિન્તુ પોતે કંઇ તે રૂપે નથી.

કોઈ પ્રશ્ન કરશે કે ચેતનમાં જ્ઞાન ધર્મ હોવો જોઇએ. અને તેવું તેનામાં કંઈ દર્શાતુ નથી એટલે કે સુષુપ્તિકાળે કંઇ જ્ઞાન હોતુ નથી અને ઇંદ્રિયો સહજે સ્થૂલ શરીર છે તે વડેજ કેવળ જ્ઞાન પમાય છે. તો આ પ્રત્યક્ષ દર્શાતા જ્ઞાન ધર્મનો નિષેધ કરવો ઊચિત નથી. ઇંદ્રિયગોચર શરીરજ ચેતન છે અને તે આપણે છીએ આપણું સ્વરુપ તે આ ઇંદ્રિયો સહ આપણું સ્થૂલ શરીરજ છે. આનો ઊત્તર એ છે કે એ કેવળ બાલિશતા ભરેલો વિચાર છે. કારણ કેવળ સ્થૂલ શરીર કે કેવળ ઇંદ્રિયોથી જ્ઞાનોત્પત્તિ નથી. પણ ઇંદ્રિયોની સાથે મનનો સંયોગ થાય છે ત્યારે જ્ઞાનોત્પત્તિ થાય છે. મનને ઇંદ્રિયોના સંયોગથી જ્ઞાન થાય છે તેથી એમ ન સમજવું કે મન એકલાને ઇંદ્રિય વગર જ્ઞાન ન થઈ શકે. મનને ઇંદ્રિય વગર જ્ઞાન થઇ શકે છે. જેમકે સ્વપ્નાવસ્થામાં આપણી ઇંદ્રિયો નહિ છતાં સ્વપ્ન જ્ઞાન થઇ શકે છે. પણ એથી ઊલટું ઇંદ્રિયો મન વગર કોઇ કાળે પણ જ્ઞાન પામી શકે નહિ. તેથી ઇંદ્રિયોમાં જ્ઞાનાવધારક શક્તિ નથી એ સિદ્ધ થાય છે. તેથી તેઓ જડ છે ઇંદ્રિયો ચેતન નથી. અને તેથી આપણું સ્વરૂપ પણ નથી, આપણે ચેતન રૂપે ઇંદ્રિયોથી અતીત છીએ. ઇંદ્રિયો જ્ઞાન માટે સાધન છે. જીવાત્મા એ દ્વારા જ્ઞાન પામી શકે છે. બાહ્ય વસ્તુના જ્ઞાન માટે આ ઇંદ્રિયોની અપેક્ષા છે. જો કે જીવાત્મા એના વગર જ્ઞાન પામી શકે છે પણ તે વિષય અત્રે અપ્રાસંગિક હોવાથી અન્ય ચર્ચીશું.

જ્યારે ઇંદ્રિયો જડ છે, તેઓમાં જ્ઞાન પામવાની શક્તિ નથી અને મનના સંયોગથી તેઓ જ્ઞાન પામી શકે છે, ત્યારે શું મન છે તે ચેતન રૂપ છે અને તે આપણું સ્વરૂપ છે? તે પણ નથી મન એ પણ એક જડ સ્વરૂપ છે, પ્રકૃતિના અહંકાર તત્વમાંથી તેની ઊત્પત્તિ છે. ઇંદ્રિયો જેમ જ્ઞાન માટે બાહ્ય કરણો–સાધનો છે, તેમ મન એ આંતર સાધન છે. સુખ દુઃખ અને સ્વપ્નાદિક જે જ્ઞાન થાય છે તે મન રુપી કરણવડે થાય છે. સુષુપ્તિકાળે એ મનલયાવસ્થાને પામે છે. કિંબહુના જીવાત્મા મન રૂપ સાધન ત્યજી દે છે, એટલે મન જડરૂપ થઇ જાય છે.

જ્યારે મન જડ છે ત્યારે પ્રશ્ન એ ઊપસ્થિત્ થાય છે કે ચેતન તે કોણ? તેનું સ્વરૂપ શું? ધર્મ શો? ચેતનનો જે જ્ઞાનધર્મ તે મનથી છે. સુષુપ્તિમાં મન નથી અને જ્ઞાન પણ નથી ત્યારે ચેતન તે કયું? આ પ્રશ્નનો ઊત્તર એ છે કે સુષુપ્તિકાળે આપણા શરિરમાં જે ચેતન વ્યાપ્ત છે, તેનામાં જ્ઞાન ધર્મ નથી એ વિચાર ભૂલ ભરેલો છે. તેનામાં જ્ઞાન ધર્મ છે અને તેજ ચેતન સ્વરૂપ છે. સુષુપ્તિમાંથી જાગ્રત અવસ્થામાં આવતાં આપણે સુખે સૂતા હતા આપણને કોઇ પ્રકારની ખબર હતી નહિ, આ સ્મૃતિરૂપ જ્ઞાન ક્યાંથી અને

કોને પ્રાપ્ત થયું ! અનુભૂત વિષયની સ્મૃતિ થાય એવો શાસ્ત્રિય નિયમ છે. અનનુભૂતની થાય નહિ. ખબર નથી એવી અજ્ઞાનં જન્યતા અને સુખરૂપ આનન્દતા એ અનુભૂત વિષયની સ્મૃતિ છે. એ સ્મૃતિરૂપ જ્ઞાન સુષુપ્તિકાળે ચેતન છે તેજ ખરૂં ચેતન જીવ સ્વરૂપે છે. આપણને જે સંસારના પદાર્થોનું જ્ઞાન થાય છે તે જાગૃદાવસ્થામાં થાય છે. તે મનવડે છે. પણ તે એકલા મનવડે નથી. મનનો અન્ય પર્યાય શબ્દ અંતઃકરણ છે, એ અંતઃકરણ દ્રવ રૂપ છે. તે દ્રવ્યા કરે છે. આપણી ઇંદ્રિયરૂપ દ્વારમાંથી તે બાહેર નીકળે છે, અને સમિપસ્થ પદાર્થાકારને પામે છે. અંતઃકરણનું પદાર્થાકાર પામવું તેને વૃત્તિ કહે છે એ વૃત્તિ સત્વગુણી હોવાથી સ્વચ્છ હોય છે. અને તેમાં ચેતનનું પ્રતિબિમ્બ પડે છે, અને તેથી પદાર્થ જ્ઞાન પમાય છે. આનું નામ તે વૃત્તિજ્ઞાન એ જ્ઞાન અંતઃકરણ અને ચેતનના સંયોગથી પમાય છે. કેવળ અંતઃકરણથી કે કેવળ ચેતનથી પમાતું નથી. સુષુપ્તિકાળે અંતઃકરણમાં તમોગુણનો આવિર્ભાવ થતાં સત્વગુણ તીરોધાન દશાને પામી જાય છે. તેથી તે પદાર્થાકાર ન પામતાં શૂન્ય રૂપે થઇ જાય છે. કિંબહુના સર્વ પદાર્થની વિસ્મૃતિ થઇ જાય છે. પુનઃ પદાર્થ સમિપસ્થ ન છતાં તેને પદાર્થની સ્મૃતિ થતાં, સુષુપ્તિ અવસ્થાનો ભંગ થઇ સ્વપ્નાવસ્થા પ્રાપ્ત થાય છે. એ સ્વપ્નાવસ્થામાં અંતઃકરણ હૃદય દેશમાં પદાર્થાકાર પામે છે. અને ચેતનથી તેનું જ્ઞાન પમાય છે. આ પ્રમાણે જાગૃત સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થામાં વિવિધ પ્રકારનું જ્ઞાન પમાય છે. જ્ઞાન તો વિવિધ છે. પણ એ વિવિધતામાં જ્ઞાન શબ્દ અનુસ્યુત છે, જાગૃતમાં એક પ્રકારનું જ્ઞાન, સ્વપ્નમાં બીજા પ્રકારનું જ્ઞાન અને સુષુપ્તિમાં ત્રીજા પ્રકારનું જ્ઞાન એમ જ્ઞાનરૂપે તો એકતાજ છે. આમાં સ્મૃતિ, વિસ્મૃતિ અને વૃત્તિ જ્ઞાન એમ ત્રીવિધ જ્ઞાન છે તે અંતઃકરણવડે છે. પણ જે ચેતન છે તે એકજ જ્ઞાન રૂપ છે. એ જ્ઞાનને વેદાન્ત શાસ્ત્રમાં સાક્ષીરૂપ જ્ઞાન એ શબ્દથી વ્યવહરે છે, અર્થાત્ સુષુપ્તિ અવસ્થામાં અંતઃકરણનો શૂન્યરૂપ પરિણામ, સ્વપ્નાવસ્થામાં સ્મૃતિરૂપ અને જાગૃદાવસ્થાનમાં વૃત્તિરૂપ પરિણામનો જ્ઞાતા છે. એના જ્ઞાનનો કદી નાશ નથી, અને તેથી તે ચેતન નિત્ય જ્ઞાન સ્વરૂપ કહેવાય છે. શુદ્ધ ચેતન જે છે તે જ્ઞાન એટલે કે પદાર્થ જ્ઞાન અને અજ્ઞાન અર્થાત્ પદાર્થની વિસ્મૃતિ એ ઊભયવિધ જ્ઞાતા જ્ઞાનનો પ્રકાશક સાક્ષીભૂત તત્ત્વ છે. કિંતુ અંતઃકરણ જે છે તે તેવું નથી જડવત્ છે પણ જેમ ઊષ્ણોદકમાં જે ઊષ્ણતા છે તે ઊદકની નથી, પણ અગ્નિની છે, તેમ આમાં પણ જ્ઞાતતા અંતઃકરણની નથી પણ ચેતનની છે. પણ આપણને તેનો વિવેક થઇ શકતો નથી. અને તેથીજ આપણે ચેતનતા જડ વસ્તુઓમાં અર્પીએ છીએ અને તેમ કરી દુઃખી થઇએ, પણ વિવેકવડે આવું જ્ઞાન પ્રાપ્ત કરી અંતઃકરણથી તે દેહ પર્યન્ત ચેતનતાનો અધ્યાસ છે તેને દૂર કરી પોતાના શુદ્ધ સ્વરૂપને ઓળખી મનુષ્યકૃતકૃત્ય થાય છે. જ્ઞાનને વેદાન્તવડે પમાય છે. અને તેથી સર્વ જ્ઞાનોમાં આ જ્ઞાન ઊત્તમોત્તમ છે અને તે શુદ્ધ ચારિત્ર્યવાળા મનુષ્યો પામી શકે જેમણે ઇશ્વર ભક્તિ અને શાસ્ત્રકથીત્ તપ વડે અંતઃકરણની શુદ્ધિ કરેલ હોય છે.

આમાં કોઈ પૂર્વ પક્ષ કરી કહેશે કે જ્યારે જીવ ચેતન સ્વરૂપ છે, ત્યારે તેને સંસાર પદાર્થ જ્ઞાન કેમ થતું નથી ! આનો ઊત્તર એ છે કે સંસારના પદાર્થો અને અંતઃકરણ એ

વસ્તુતઃ છે નહિ પણ અજ્ઞાનનાએ કરી ભાસે છે, અંતઃકરણ પોતે અજ્ઞાન સ્વરૂપ છે અને તેનેજ સંસારના પદાર્થોનું જ્ઞાન થાય છે. અંતઃકરણ અને સંસારના પદાર્થો કાલ્પનિક છે. તેથીજ શુદ્ધ ચેતન જીવને તેવું જ્ઞાન થતું નથી અર્થાત્ પદાર્થો જે વાસ્તવે નથી તે નથી ભાસતા, જે વસ્તુ નથી છતાં ભાસે તે કેવળ અજ્ઞાનતાના કારણે હોય, અંતઃકરણ તદ્‌સ્વરૂપે છે અને તેથી આ પ્રપંચ ભાસે છે. પરંતુ જીવને તે નથી ભાસતો કારણ કે તે શુદ્ધ જ્ઞાન સ્વરૂપ છે.

પુરૂષોતમ દ્વારિકાદાસ.

(અપૂર્ણ.

---

# जींदगीनो चौद भूलो.

સીટી ઑફ લંડન કોર્ટના જજ રેન્ટોલે "જીંદગીની ચૌદ ભુલો" વિષે હમણાં આપેલા ભાષણમાં તેનું એક લિસ્ટ આપે છે. તેમણે કહ્યું, "આ વિષય વિષે બોલવાની મારીજ વધારેમાં વધારે યોગ્યતા છે, કારણ કે એમાંની દરેકનું મારાથી આચરણ થયું છે?" આપણે હિંમત પૂર્વક કહી શકીશું કે જો ભલા જડ્‌જ સાહેબે કેટલીક બ્રહ્મવિદ્યાની ભાવનાઓનો સ્વીકાર કર્યો હોત તો આવી ભુલોનું આચરણ કદાપિ થાત નહિ.

૧ ખરા અને ખોટાનું આપણું પોતાનું માપ ઠરાવવાનો પ્રયત્ન કરવો, તથા દરેક જણ તેને કબુલ કરે એવી આશા રાખવી.

૨ બીજાના સુખોપભોગને આપણા પોતાના માપ વડે માપવાનો પ્રયત્ન કરવો.

૩ આ દુનિયામાં મતની એકતાની આશા રાખવી.

૪ યુવક વર્ગમાં નિરાકરણ અને અનુભવ બુદ્ધિની આશા બાંધવી.

૫ બધા સ્વભાવોને સરખી રીતે ઘડવાનો પ્રયત્ન કરવો.

૬ નિરૂપયોગી નજીવી બાબતોને તાબે ના થવું.

૭ આપણાં પોતાનાં કાર્યોમાંજ સંપૂર્ણતાની આશા બાંધવી.

૮ નિરૂપાય બાબતો માટે અન્યને અને આપણી જાતને કંટાળો આપ્યાં કરવો.

૯ જેનું જેનું નિયમન થઇ શકે એવું હોય તેનું નિયમન ના કરવું.

૧૦ અન્યની ભૂલોને જતી ના કરવી.

૧૧ જે કંઇ આપણાથી ના બની શકે તે અશકયજ ગણી કાઢવું.

૧૨ આપણાં સંકૂચિત મન જેટલું માની શકે તેટલુંજ માત્ર માનવું.

૧૩ જાણે કે વર્તમાન ક્ષણ, કાલ, દિવસ એજ ઘણો અગત્યનો અને હમેશાં રહેવાનો હોય તેમ જીવન ગાળવું.

૧૪ અમુક પ્રકારના બહારના ગુણ વડે લોકની કીમત આંકવામાં આવે છે; અંતરમાં જે ગુણોનો સમાવેશ થાય છે તેમાંજ ખરા માનવિનો સમાસ છે.

---

વર્તમાનમાં બ્રહ્મવિદ્યાની ભાવનાઓ પ્રત્યેના સઘળે પસરેલા અભાવવા તિરસ્કારને લીધે જ્યાં જોઇએ ત્યાં આવી ભૂલો ડગલે ને પગલે મળી આવે છે. સાહિત્ય પ્રદેશમાંથી ધાર્મિક ભાવનાઓને કાઢી મૂકવાને કટિ બદ્ધ થનારાઓએ આવી ભૂલોનું મનન કરીને તેમાંથી દૂર રહેવાની ઘણી જરૂર છે. કવિ વર ગેટેના શબ્દોમાં, " લાંબા લાંબા ખુલાસાઓ આપવાનો હું એક શત્રુછું; એથી ગમે તો તે આપનાર અથવા સાંભળનાર, ઘણે ભાગે ઉભયે ઉતરાય છે. "

---

વી. પી કમીશન તથ ટપાલ ખર્ચ મંગાવનારને શીરે ૨.

મ. ન. દ્વિવેદીકૃત પુસ્તકો

## *બાલ વિલાસ.

(આવૃતિ ત્રીજી)

*આ પુસ્તક-પેક એ ડાયરેકટર સાહેબે શાળામાં ઈનામ તથા લાયબ્રેરીમાં મંજુર કર્યું છે.

કિં. રૂ ૧-૦-૦

## કાન્તા.

(નાટક

આવૃતિ બીજી.

તૈયાર છે. કિં. ૦-૮-૦

## ઉત્તર રામચરિત્ર.

આવૃતિ બીજી

કિમત રૂ. ૧—૮—૦

## *ચારિત્ર.

(આવૃત્તિ ત્રીજી)

કિંમત રૂ. ૧—૦—૦

## શ્રી વૃત્તિ પ્રભાકર.

બંધાઈને તૈયાર છે

કીંમત રૂ. ૩) ત્રણ

માહાત્મા શ્રી નિશ્ચલદાસજી પ્રણિત મુલ હિંદુસ્થાનિનું ગુજરાતી ભાષાંતર કર્તા રા રા. મણિલાલ નભુભાઇ દ્વિવેદી,

સુદર્શન ઓફીસ—નડીઆદ.

*એ. ડાયરેકટર સાહેબે આ પુસ્તક શાળાઓમાં ઇનામ તથા લાયબ્રેરી માટે. પસદ કરેલું છે

આ શિવાયના તેમના અન્ય તમામ પુસ્તકો, સુદર્શન ઓફીસ—નડીયાદ અથવ એન. એમ ત્રીપાઠી એન્ડ કંપની કાલકાદેવી રોડ, અથવા પંડિત જયેષ્ટારામ મુકુન્દજી બુકસેલર (નં. ૩૫૭ જવેરબાગ મુબઇથી મળી શકશે.

એક આનાની ટીકીટ મોકલનારને તમામ પુસ્તકોનું લીસ્ટ સુદર્શનઓફીસ નડીઆદથી મોકલવામાં આવશે.

## તંત્રી યોજીત પુસ્તકો.

# યાજ્ઞવલ્કય સંહિતા.

હઠ અને રાજયોગને સારી રીતે સમજાવો ખરો સરલ યોગમાર્ગ દર્શાવતો ગ્રંથ. મુલ સહ ગુજરાતી કીંમત ૦-૧૨-૦

## આપણાં પુરાણો.

પુરાણો ગપ્પાં કહેનારને સબલ ઉત્તર કીંમત ૦-૨-૦

સુદર્શના ગ્રાહકોને આ બંને ૦-૧૦-૦ માં મળશે. ટપાલ જુદું.

R. No B. 764.

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

પુસ્તક ૨૫, અંક ૪ ] (માસિક) [ જાનેવારી. ૧૯૧૦. ]

અનુક્રમણિકા.



અમદાવાદ-યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડ

## લવાજમ

લવાજમ અગાઉથી લેવાનો રીવાજ છે. તેનું અમારા સુજ્ઞ ગ્રાહકોને સ્મરણ હશેજ.

વ્યવસ્થાપક.

---

આદ્યદૃષ્ટા. શ્રી અભેદમાર્ગ પ્રવાસી સાક્ષર મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

મન્ત્રી. પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

પુસ્તક ૨૫, અંક ૪. ] (માસિક) [ જાનેવારી. ૧૯૧૦. ]

## प्रणय खंडिता प्रणयार्जव.

અથવા

### સુધારક વીર નર્મદની ઉત્તરાવસ્થાનો વૃત્તિક્ષોભ.

( અનુસંધાન ગત વર્ષ પૃષ્ટ ૩૨૮ )

વિનોદે વિજ્ઞાને, દિલ વિકસીં આનંદીં બનતું,
ન ચિંતા અંધાર, નિજ કર પસારી દુખવતું;
વિકારી સંસારી, દુંખ જ લવ ; સ્પર્શી ન શકતું,
અરે ! તે સૌ આજે, હતું ન હતું વ્હાલી ! બની રહ્યું. ૭૮

હતી આશા વ્હાલી ! હૃદય હૃદયે શોભિત બની,
વિભાસ્યે તે હુંથી, ગતિ વિકળ થૈ આ હૃદયની;
સુવાસી હું શાણી, મનહર લતા વાસ પલટી,
સરિતા સુકાઈ, જીવ જીવન હંસી દૂર ગઈ. ૭૯

સુભાગી હે શાણી, મુજ વચન સૌ દિલ ધરીને,
કરી પાપો માફી, મુજ હૃદયનો તાપ હરી લે;
સુખે ત્હારાં ચર્ણો, નમીં નમીં નમી હું પ્રિયતમે,
ભજે હાવે હુંને, ગણી તુજ તણો સેવક ખરે. ૮૦

ખરી ત્હું દેવી હું, તુજ હૃદય દ્રોહી ટળવળું,
પુનિતા હે પ્રેમી, તુજ ચરણુ હું મસ્તક ધરૂં;
ઉગારે વા મારે, દિલ તુજ ચહે તે કર્યે સહું,
જડાયો ત્હુંથી તે, કવણુ કર છૂટી સ્થિર રહું ? ૮૧

પ્રિયે ! માને મ્હારૂં, ઉંકર દૂર ત્યાગી ઝટ ઉરે.
અનુકંપા ધારી પ્રણુય દવ મ્હારો ત્હું શમવે;
વધુ વારે જાશે, તુજ હૃદયનો તાર બળી આ,
પછી રે'શે ત્હારે, ઉર ઉછળતી શોક સરિતા. ૮૨
બળા બેઠું બાંધું, તરૂ પ્રણય ત્હારૂં ત્હું નજરે,
રહો ફૂટી છે જે, કુણુગો દિલ ત્હેને હજુ ચહે;
કહ્યું માનો વ્હાલાં, હૃદય બળતાનું વચન આ,
પછીથી શોકાગ્નિ, શયન બનશે રે દુઃખદ હા ! ૮૩

નિહાળી વ્હાલી ! ત્હું. રૂપ મુદિત મ્હારા હૃદયમાં,
સુખેચ્છા ધી નાંખી, મદન સુપના મોહક કર્યાં;
ભરી ઢાંકયા સાથે, જમણુ જમવા આશ ઠબરો,
બને વ્હેલી જાશે, નહિતર જમી કાળ કપરો. ૮૪

હવે રાખો રામા, ઘણું થઈ રજુ પ્રેમ તૂટશે,
તૂટેલી સંધાતાં, સરલ હૃદયે ગાંઠ ખુંચશે;
પ્રિયે ! હું ત્હારો ને, નહિ કદી થવાનો અવરનો,
થયાં ઘેલાં છાંડા મનથી મળ માઠો મગજનો. ૮૫

ત્હમે ભોળાં માનો, ત્હમ ઉર સમાને સરવનું,
ભૂલાવ્યાં ભૂલાઓ, કળ કશી નથી શું શીખવવું;
બુરાં લોકો બોલી, ત્હમ મગજ શંકા બહુ ભરી,
પડાવે પ્રીતિમાં અમ ત્હમ વચે આંટ અવળી. ૮૬

ફરી માનો પ્રીતે, ત્હમ હૃદય મ્હારો કરી મ્હને,
પછી પ્રીતિ પંથે, મમ હૃદય જેતાં કદી પ્રિયે;
જણાઉં જે જૂઠો, ત્હમ દિલથી બેદિલ રમતો,
જજો છો છોડી તો, દુઃખ દવ મહીં હું રખડતો. ૮૭

નિરાશા આશાએ, જન હૃદય ધારો શું ન ધરે,
નિરાશા આશામાં, જન હૃદય શંકા શું ન ભરે;
નિરાશા આશાએ, જન તન તપાસી શું ન કરે,
અરે ! તે વિચારી, હૃદય પ્રિય આશા પૂર્ણ હવે. ૮૮

ન શાતા સંભાર્યે, ભડ ભડ તા આ હૃદયને,
ન શાતા સંભાર્યે, વચન વદત આ વદનને.
ન શાતા સંભાર્યે, ઝરણુ ઝરતા આ નયનને,
હવે તો છે શાતા, વિસરી વિસરાવ્યે મગજને. ૮૯

હવે ના સંભારૂં, વિસર્યુ વિસરાતું મગજને,
હવે ના સંભારૂં, દૂર ગયું જહું હું હૃદય તે;
અરે ! શું સંભારૂં, વિસર્યું વિસરાતું નવ મ્હને,
સદા રે'છે ઊણું, મગજ તરતું હું હૃદય તે. ૯૦

ન ભૂલાતું ભૂલી, રમણી રમ્યં પ્યારા રમણુથી,
ન ભૂલાતું ભૂલી, પ્રિય કર્યે પ્રિયે હું હૃદયથી;
ન ભૂલાતું ભૂલી, દુઃખ દરદ મ્હારૂં દૂર ધરી,
હવે તો જા ભૂલી, સુખ સદન શાંતિ પ્રિય કરી. ૯૧

ભલે જો છે ત્હારૂં, હૃદય મુજનો ત્યાગ કરવા,
કરૂં છું તો મ્હારૂં, તુજ હૃદય જેવું હૃદય આ;
રતિ દેવી ધેલા, મુજ સમ કરી કો અવરને,
તજંતાં ત્યાં આ હું, સ્મરણુ દિલ લાવી અટકજે. ૯૨

પ્રણામો છે વ્હાલી, રતિ મતિ કૃતિથી બહુ ત્હને,
સુખી થાજે સુખી, કરી પ્રિયજનોના હૃદયને;
ગણી જૂઠું સાચું, મન અકથ રંગે રીઝવજે,
અભેદે વૃત્તિને, ધરી સકળમાં પ્રેમ ધરજે. ૯૩

ત્હને ત્યાગી ત્યાગું રમણી રમવું હું અવરથી,
ત્હને ત્યાગી ત્યાગું વિષય વિષ ખોટું હૃદયથી;
ત્હને ત્યાગી ત્યાગું શ્રમણું રતિ સંસાર મનથી,
પરંતુ ના ત્યાગું અમી રસ અમી હું હૃદયની. ૯૪

વધાવી લે વ્હાલી ! હૃદય હરખી જોગ મુજનો,
વધાવી લે વ્હાલી ! પરમ રતિ સંસાર તુજનો;
વધાવી લે વ્હાલી ! પ્રણય પ્રણુમી પ્રિય તુજનો,
વધાવી દે ત્યાગી રમણી મન સંન્યાસ મુજનો. ૯૫

ન છોડી છોડાશે રતિ પરમ ગ્રંથી તુજ તણી,
ન રોકી રોકાશે પ્રણય જળ ધારા હૃદયની;
જશે ના જાવાથી રૂચિર છબિં હું જે ચિત મ્હડી,
જશે રે'શે છૂટી રતિ-જળ-છબિ તે મરણુથી. ૯૬

હવે ત્હારે માટે તપીંશ તપ હું જિંદગી બધી,
હવે ત્હારે માટે જપીંશ જપમાળા કર ધરી;
હવે ત્હારે માટે પ્રસન્ન કરીં દેવો પૂજનથી,
સદા હું સાથે ત્હું રમતું દિલ માગીશ મનથી. ૯૭

× × ×

રહો ઊભા સ્વામી ! અબુધ અબળા ના પરહરો,
વિના દોષે છોડી મમ હૃદયના તાપ જગવો;
છબીલા ! કાં છોડો ? અધવચ ન મૂકો ઉર ધરો,
રહું શા આધારે ત્હમ વગર હું નાથ ઉચરો ! ૯૮

હશે દોષો મ્હારા ત્હમ હૃદય દોષો પણ હશે.
વિચારો સ્વામી ના વગર સમજ્યે નાર તજીએ;
વિભુ સાખે વ્હાલા મમ કર કરે પ્રેમ સરસે,
ગૃહેલો જે ત્હેનું ત્હમ શિર રહે ઋણ તજ્યે. ૯૯

ભણેલા ના ભૂલો રહીં અભણુ શું શીખ શીખવું,
બળેલી ના બાળો બળ કળ વળે નાથ ! વિનવું;
કુમુદી પ્યારા ! હું ત્હમ મુખ શશી સાથ ખીલવું,—
રહ્યું જેથી વ્હાલા ! નવ કદીં ઘટે દૂર ખસવું. ૧૦૦

સુધર્મી છો પૂછું તજવીં અબળા ક્યાં કથિત છે !
સુશિક્ષા શાસ્ત્રે કો રમણીં તજવી શું લિખિત છે ?
ભણી વિદ્યા વ્હાવું પ્રણયીં અબળાને ઘટિત છે ?
અરે ! બોલો સ્વામી ! પ્રતિ વચન દેવું કઠિન છે ? ! ૧૦૧

બળેલી બાળા આ, અહીંઠ દવથી નાથ ! ન દહો,
મરેલી મારી આ પતિ ! પતિપણું ના પરહરો;
મૂકો ના નોધારી ઇશ ! ઇશપણાને ચિત ધરો,
વિના વાંકે ત્યાગી કુટિલ બનવું ના શુભ ગણો. ૧૦૨

સ્વીકારી છોડ્યાથી ત્હમ કિરતને ઝાંખ વળશે,
બળેલી બાળ્યેથી ત્હમ અગન ના નાથ ! સમશે;
મરેલી માર્યેથી જગ જશ નહિ બાળ ! મળશે,
પરંતુ જોનારાં નિરખીં ઉલટું હાસ્ય કરશે. ૧૦૩

× × ×

થયું ઉલ્લુ ચાવું મુજ હૃદયનું ત્હું હૃદયથી,
હવે શાને વ્હાલી ! મુજ પર ધરે આશ અવળી ?

ક્ષમા રાખે યાચું વચન, શરથી આગ્ર મૂકવી,
તપાવી તાળ્યેથી નહિ નવું મળે ખાક દિલથી. ૧૦૪

× × ×

વદું ઘેલી ઘેલું સમજ હીન સૂકા હૃદયથી,
સુણી ના શંકાઓ પ્રિયતમ ! ત્હમો લેશ દિલથી;
થયું જો છે છેલ્લું ત્હમ હૃદયનું હું હૃદયથી,
ભલે ! તો જાઓ હું મરણ નિરખી પ્રેમ પતવી. ૧૦૫

પ્રિયા ! ના સંતાપો વચન વદી ઓછાં વદનથી,
હજુ છે શું ઇચ્છા મરણ મુજ જોવા નયનથી;
ભલે તો ભારો હું વપુ, વચન અંગાર ત્હમમાં,
પછી પાકી ખાકે કરીં દય કારો હરખમાં. ૧૦૬

ડસ્યો કાળો કાળી વચન વિખ વ્યાપ્યું શરીરમાં,
ઢળી બાળા ધાયો અનુશીલ બની નાયક તહાં;
ચુશી કહાડ્યું કાળું ગરલ અબળા પ્રાણ ઉગર્યો,
ઉઠી બેઠી કંઠે વળગી પ્રમદા નાથ પ્રણમ્યો. ૧૦૭

મળ્યાં ભેટ્યાં પ્રેમે રસ બસ થયાં દંપતી બહુ,
કહે શબ્દે નાવે, વિણ નિરખવે તે રસ સહુ
વિચારે ધર્મોને નરમદ તણું ઉર નિરખો,
અને સ્વદેશીથી મુદિત બનતો ભારત જુઓ ! ! ! ૧૦૮

" વ્રજવિહારી. "

સમાપ્ત.

—— ०

ટીપઃ—જે સમયે કવિ નર્મદનું હૃદય ત્હેના ધર્મ વિચારના લેખન મનનમાં ઉછળી રહ્યું હતું, તેજ સમયે હાલના ભારતને પોતાના દૃઢ પ્રેમાલિંગનથી આનંદ આપતી આપણી કોડીલી સ્વદેશી ભાવનાની મૂર્ઠી તરફ-દેશી હુન્નર કળાને ઉત્તેજન આપવાના વિચાર રૂપે એકાદ ગુજરાતીની નજર ગઇ હતી. આ લેખની સમાપ્તિ સમયે સમગ્ર ભારત નિવૃત્તિ પ્રધાન સનાતન ધર્મ ભાવના, અને દેશ પ્રીતિ પ્રધાન વ્યવહાર ભાવનાના પ્રેમ સર્જીવ આનંદથી રંગાતો જોઇ લેખની અંતીમ કડીમાં પ્રથમ પાદમાં દર્શાવાયલા અધિકાધિક આનંદમાં એ ભાવનાઓ ભારતને સર્વદા સંપૂર્ણ રસ રસતી થાઓ; એવી આ લેખ કૃતિકારની પ્રેમ પૂર્ણ અભિવાંચ્છના !

' વ્રજવિહારી, '

# माया–वाद.

( અનુસંધાન ગતાંકથી. )

## નિર્ગુણ બ્રહ્મ નિત્ય જ્ઞાન સ્વરૂપ છે.

क. પ્રસંગવશાત્ કંઇક વધારે અગત્યના વિષય વિશે ચર્ચા કરવાનું પ્રાપ્ત થાય છે. શંકરાચાર્યે જે બ્રહ્મને નિર્ગુણ અને નિષ્ક્રિય કહેલ છે, તેને નિત્ય જ્ઞાન સ્વરૂપ અને નિત્ય શક્તિસ્વરૂપ કહેલ છે કે નહિ? અનેક વિદ્વાનોની એવી માન્યતા છે કે–' નિર્ગુણ અને નિષ્ક્રિય બ્રહ્મને વિશે જ્ઞાન અને શક્તિને માટે કંઇ અવકાશ રહી શકતો નથી.' તેથી શંકરાચાર્યના પોતાના જ શબ્દોમાં તે વિશે મીમાંસા કરવાની આવશ્યકતા ઉપસ્થિત થાય છે.

## બ્રહ્મ પ્રકાશ સ્વરૂપ અથવા જ્યોતિસ્સ્વરૂપ છે.

ઉપનિષદોમાં સર્વ સ્થળે આત્મચૈતન્ય અથવા બ્રહ્મચૈતન્યને "સ્વયંપ્રકાશ' રૂપે, ' પ્રજ્ઞાનઘન' કહેલ છે. પ્રકાશ શબ્દથી જ્ઞાનનો જ અર્થ સમજાય છે તેથી સર્વત્ર બ્રહ્મને ' જ્ઞાનસ્વરૂપ' કહેલ છે. મુંડકોપનિષદ્માં तच्छुभ्रं ज्योतिषां ज्योतिः॥ એ વાક્યનું ભાષ્ય કરતાં શંકરાચાર્યે કહ્યું છે કે–' બ્રહ્મ સ્વયંપ્રકાશ છે, આ જગત્માં સૂર્ય, અગ્નિ પ્રભૃતિ જ્યોતિર્મય પદાર્થો જે જ્યોતિથી એક બીજાને પ્રકાશિત કરે છે, તે જ્યોતિ અથવા પ્રકાશ બ્રહ્મનો જ છે, અને બ્રહ્મના પ્રકાશથી તે સઘળા પદાર્થો તેમ કરવાને સમર્થ થઇ શકે છે. બ્રહ્મ અન્યને પ્રકાશિત કરે છે, પરંતુ તેને કોઇ પ્રકાશિત કરી શકાતું નથી.[૮] બ્રહ્મચૈતન્ય સમસ્ત જગત્નું પ્રકાશક છે, એમ કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે–તે પોતેજ જ્યોતિસ્વરૂપ અથવા પ્રકાશ સ્વરૂપ છે. છાંદોગ્યમાં તેટલા માટે કહ્યું છે કે–' જ્યારે અજ્ઞાન દૂર થઇને સત્ય જ્ઞાનનો ઉદય થાય છે, ત્યારે આત્માની જ્યોતિનું સ્ફુરણ થાય છે. તે જ્યોતિ જ આત્માનું સત્યસ્વરૂપ છે.[૯] ઉપદેશ સાહસ્રી નામના ગ્રંથમાં ટીકાકારે સ્પષ્ટ કહ્યું છે કે–

---

૮ ज्योतिषां सर्वप्रकाशात्मनामग्न्यादीनामपि तज्ज्योतिरवभासकम् । ......तद्धि परं ज्योतिरन्यानवभास्यम् ॥ ( २–२–९ )' વેદાન્ત દર્શનના ૧–૧–૨૪ તથા ૧–૩–૨૨ મા સૂત્રોમાં બ્રહ્મનું જ્યોતિસ્સ્વરૂપ અને જ્ઞાન સ્વરૂપ પ્રદર્શિત કર્યું છે.

૯ अथ य एष सम्प्रसादोऽस्माच्छरीरात्समुत्थाय परं ज्योतिरुपसम्पद्य स्वेन रूपेणाभिनिष्पद्यत एष आत्मेति ॥ ( ८–३–४ ) " ત્યાર પછી આ જે પરમ પ્રસન્નતા યુક્ત વસ્તુ આ શરીરમાંથી જાગૃત થઇને પરમ જ્યોતિને પામે છે, અને તે પ્રમાણે પોતાના સ્વરૂપની પ્રાપ્તિ કરે છે, તે આત્મા છે." વેદાંત દર્શનના અધ્યાય ૧ પાદ ૩ સૂત્ર ૧૯ ના ભાષ્યમાં શંકરે કહ્યું છે કે–' દેહાદિ જડ વસ્તુમાં આત્માનું અથવા અહંતાનું આરો-

"શ્રુતિમાં આત્માને જ્યોતિસ્સ્વરૂપથી ઓળખાવેલ છે; તે જ્યોતિશબ્દથી આત્મા નિત્યજ્ઞાન સ્વરૂપ છે, એમ સમજાય છે." [૧૦]શ્રુતિમાં બ્રહ્મનું સ્વરૂપ દર્શાવતાં કહેવામાં આવ્યું છે કે-**सत्यं ज्ञानमनन्तं ब्रह्म ॥** આ શ્રુતિના ભાષ્યમાં શંકરાચાર્યે બ્રહ્મને નિત્યજ્ઞાનસ્વરૂપ કહીને વ્યાખ્યા કરી છે. અનેક સ્થળે બ્રહ્મને 'निर्विशेष चिन्मात्र' કહેલ છે. અર્થાત્ બ્રહ્મને કોઇ પણ પ્રકારનું વિશેષત્વ નથી, તેમજ તેનો વિકાર પણ થતો નથી; તે પરિપૂર્ણ અને અનંત છે. અને એવા તે સઘળાં વચનો ઉપરથી બ્રહ્મ જ્ઞાન સ્વરૂપ છે, એમ સહજ સમજી શકાય છે. શ્રુતિમાં તદુપરાંત એક વિશેષ તત્ત્વ કહેલું છે. તે જાણવાથી બ્રહ્મનું જ્ઞાનસ્વરૂપપણું સારી પેઠે સ્પષ્ટ થઇ શકે છે. બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિથી જીવની જેવી અવસ્થા થાય છે, તેના જેવી જ સુષુપ્તિમાં પણ તેની અવસ્થા થાય છે, એમ શ્રુતિમાં કહેલ છે. જાગ્રદવસ્થામાં જે વિશેષ વિશેષ જ્ઞાન થાય છે, તે સઘળું જ્ઞાન સુષુપ્તિમાં એક સર્વ સાધારણ જ્ઞાનમાં સમાઇ જાય છે. તેટલા માટે માંડૂક્યોપનિષદ્‌માં સુષુપ્તિને 'પ્રજ્ઞાનઘન' કહેલ છે. આ પ્રસંગે ઇંદ્રિયો તથા અંતઃકરણાદિ સર્વ કેવળ જ્ઞાનાકારે અવસ્થિત થાય છે. વાસ્તવિક રીતે જોતાં બ્રહ્મપ્રાપ્તિની અવસ્થા પણ તેવી જ છે. સુષુપ્તિમાં માત્ર પ્રાણશક્તિ જ દેહમાં જાગરિત રહે છે. આત્મ ચૈતન્ય પ્રાણશક્તિથી સ્વતંત્ર હોવાથી, સુષુપ્તિની અવસ્થાની ઉપર એક 'તુરીય' અવસ્થા કહેલી છે. તુરીયાવસ્થામાં આત્માને જ્ઞાનસ્વરૂપ કહેલ છે.[૧૧] તે સર્વ ઉપરથી સિદ્ધ થાય છે કે-શંકરના મતમાં નિર્ગુણ બ્રહ્મજ્ઞાનસ્વરૂપ છે.

## શબ્દ સ્પર્શાદિનું જે જ્ઞાન છે, તે જ્ઞેય છે, આત્મા તે સર્વનો જ્ઞાતા છે.

તૈત્તિરીયોપનિષદ્‌ના ભાષ્યમાં શંકરાચાર્યે કહ્યું છે કે-"જ્ઞાન આત્માનું સ્વરૂપ છે; આત્માના સ્વરૂપથી તે ભિન્ન નથી. તેથી તે જ્ઞાન નિત્ય છે. શબ્દસ્પર્શાદિનું જે વિજ્ઞાન (perception and conception) થાય છે, તે નિત્ય નથી. તેની ઉત્પત્તિ તેમજ

પણ કરવું, તે અજ્ઞાન અથવા અવિવેક છે. જ્ઞાનનો ઉદય થવાથી તે અવિવેક દૂર થાય છે.' એ પ્રમાણે કહીને તેઓએ અધ્યાય ૧ પાદ ૩ સૂત્ર ૪૦ ના ભાષ્યમાં કહ્યું છે કે-[અવિવેક દૂર થાય છે] ત્યારે આત્માનું સત્ય જ્યોતિ અથવા જ્ઞાન સ્ફુરણાયમાન થાય છે; તે જ્ઞાનજ આત્માનું સ્વરૂપ છે.

૧૦ **ज्ञानमात्मनः स्वरूपं । तद्देवा ज्योतिषां ज्योतिः । अत्रायं पुरुषः स्वयंज्योतिः ॥ इत्यादि श्रुतेः । अतएव नित्यमेव ॥** (૧૮-૯૯.) "જ્ઞાન આત્માનું સ્વરૂપ છે, તે જ્યોતિના પણ જ્યોતિને દેવો ઉપાસે છે.' અત્ર આ પુરૂષ સ્વયંજ્યોતિ છે, ઇત્યાદિ શ્રુતિઓ ઉપરથી આત્માનું નિત્યપણું સ્પષ્ટ થાય છે.

૧૧ **तुरीये नित्ये विज्ञप्तिमात्रे परिपूर्णे**-તુરીયાવસ્થામાં આત્મા નિત્ય છે, કેવળ જ્ઞાનસ્વરૂપ છે, અને પરિપૂર્ણ છે. માંડૂક્યભાષ્ય આનંદગિરિ ટીકા, મંત્ર ૪.

વિનાશ થતો જોવામાં આવે છે. બ્રહ્મને જે જ્ઞાન રૂપે કહેલ છે, તે જ્ઞાન તેવું નથી; તે નિત્ય અને અનંત છે.[૧૨] શંકરનો સિદ્ધાન્ત એવો છે કે–' એક અખંડ નિત્ય જ્ઞાન જડ પદાર્થની ક્રિયા અથવા વિકારના, સંસર્ગને લીધે, ખંડ ખંડ વિવિધ વિજ્ઞાન રૂપે જગતમાં દેખાય છે.[૧૩] શબ્દ સ્પર્શાદિનું જે વિજ્ઞાન છે, તે આત્માનું જ્ઞેય છે, અને તેથી આત્મા નિત્ય જ્ઞાન સ્વરૂપ છે.[૧૪]

કઠોપનિષદ્‌માં કહ્યું છે કે–' ચેતનવાળા સઘળા જીવોને જે જ્ઞાન હોય છે, તે બ્રહ્મ ચૈતન્યનો અંશ છે. ' આ સ્થળે એવો સિદ્ધાંત દેખાય છે. ' નિત્યજ્ઞાનસ્વરૂપ આત્મ ચૈતન્યને લીધે મનુષ્યને રૂપરસાદિનું જ્ઞાન થાય છે. શબ્દસ્પર્શરૂપ રસાદિ સકળ જ્ઞેય વિષયો કોઇપણ રીતે જ્ઞાતા થઇ શકતા નથી. કેમકે જો તેઓ જ જ્ઞાતા હોય તો શબ્દ સ્પર્શને અને સ્પર્શ શબ્દને જાણી શકે; અર્થાત્ તેઓને પરસ્પરનું જ્ઞાન થઇ શકે. પરંતુ તેમ હોતું નથી, તે સિદ્ધ છે; તેથી વિષયોથી કંઇ સ્વતંત્ર વસ્તુ ' જ્ઞાતા ' હોવાનો સંભવ પ્રાપ્ત થાય છે. તે જ્ઞાતા કોણ છે ? તે જ્ઞાતા આત્મ ચૈતન્યદ્વારાએજ શબ્દસ્પર્શરૂપ રસાદિનું જ્ઞાન

---

૧૨ आत्मनः स्वरूपं ज्ञप्तिर्न ततो व्यतिरिच्यते । अतो नित्यैव ॥ प्राप्तमन्तवत्त्वं लौकिकस्य ज्ञानस्य । अन्तवत्त्व दर्शनात् । अतस्त न्निवृत्त्यर्थं महानन्तमिति ॥ ( ૨–૧ ). આત્માનું સ્વરૂપ જે જ્ઞાન છે, તે આત્માથી ભિન્ન નથી. તેથી તે જ્ઞાન નિત્ય છે. લૌકિક જ્ઞાનનું અંતપણું અનુભવવામાં આવે છે, તેથી તે અંતવાન્ છે, એમ સિદ્ધ થાય છે. તેટલા માટે તેની નિવૃત્તિ માટે આત્મા મહાન્ અને અનંત કહેવાય છે.

૧૩ શબ્દજ્ઞાન, સ્પર્શજ્ઞાન, સુખજ્ઞાન વિગેરે વિવિધ લૌકિક જ્ઞાનનો વિજ્ઞાન શબ્દથી શ્રુતિમાં નિર્દેશ કરવામાં આવેલ છે.

૧૪ नहि ज्ञानेऽसति ज्ञेयं नाम भवति । व्यभिचारितु ज्ञानं ज्ञेयं व्यभिचरति कदाचिदपि ॥ ( શંકરભાષ્ય, પ્રશ્નોપનિષદ્ ૬–૩ ). ' જ્ઞાન ન હોય તો જ્ઞેય પણ હોઇ શકે નહિ. જ્ઞેયથી જુદું રહેતું જ્ઞાન પણ જ્ઞેયથી કોઇ વખતેજ જુદું પડે છે. ' ઉપરના ભાષ્યનો અર્થ આનંદગિરિ નીચે પ્રમાણે સમજાવે છે. घटज्ञानकाले पटाभावसम्भावात्, विषयाणां ज्ञानव्यभिचारित्वम् । ज्ञानस्य तु विषयविज्ञानकालेऽवश्यम्भावनियमात् । अव्यभिचारित्वम् । ज्ञानस्य विषय विशिष्टत्वरूपेणैव व्यभिचारः ॥ ' જે સમયે ઘટનું જ્ઞાન થાય છે, તે સમયે પટના અભાવનો સંભવ હોય છે, તેથી વિષયો ( વિષયો ( શબ્દ સ્પર્શાદિ ) નો જ્ઞાન સાથે અસંયોગ સિદ્ધ થાય છે. પરંતુ વિષયોનું જ્યારે વિજ્ઞાન થાય છે, ત્યારે જ્ઞાનનું અસ્તિત્વ અવશ્ય હોય છે; તેવો નિયમ હોવાથી જ્ઞેયરૂપ વિષય વિજ્ઞાનની સાથે જ્ઞાનનો કદિ પણ અસંયોગ હોતો નથી. વિષયોના વિશિષ્ટ રૂપમાં જ્ઞાનનો કદિ અસંયોગ થતો નથી. ' અર્થાત્ ઇન્દ્રિયો દ્વારા આપણને જે પ્રકારના પદાર્થોનું વિજ્ઞાન થાય છે, તે જ્ઞાનનું મૂળ કારણ આપણું આત્મ ચૈતન્ય જે જ્ઞાન રૂપ છે, તેજ છે. તેથી તે વિજ્ઞાન જ્ઞાનનો અંશ માત્ર છે, એમ સિદ્ધ થાય છે.

થઇ શકે છે.[૧૫] એવા ઉદ્દેશથી કેનોપનિષદ્‌માં શંકરાચાર્યે જે કંઇ કહ્યું છે, તેનો અત્ર ઉલ્લેખ કરવો યોગ્ય છે. તે સ્થળે તેઓએ કહ્યું છે કે-સુખ દુઃખાદિ જેટલાં વિજ્ઞાનો છે, તે સઘળાં વિજ્ઞાનોના દ્રષ્ટા અથવા સાક્ષી આત્માજ છે, એમ બોધ થાય છે. બુદ્ધિના જે કંઇ પ્રત્યય (conception) નો અથવા વિજ્ઞાન (perception) નો આપણને અનુભવ થાય છે, તે સઘળા પ્રત્યયો અને વિજ્ઞાનોની સાથે સાથે રહીને, તેમજ તે સર્વની અંદર પ્રવેશ કરીને, આત્મચૈતન્ય નિત્ય અવિકૃત જ્ઞાનસ્વરૂપે અવસ્થિત થાય છે.[૧૬] આત્મચૈતન્ય શુદ્ધ જ્ઞાન સ્વરૂપ ન હોય તો,

---

૧૫ आत्मचैतन्य निमित्तमेव च चेतयितृत्व मन्येषाम्......तस्माद् देहादिलक्षणान् रूपादीनेतेनैव देहादि व्यतिरिक्तेन विज्ञानस्वभावेन......आत्मना विजानाम् ॥ (૨-૧-૩.) 'બીજા સઘળા પદાર્થોમાં જે ચેતન છે, તેનું નિમિત્તકારણ આત્મ ચૈતન્યજ છે. તેથી દેહાદિ લક્ષણવાળા જે રૂપાદિ વિષયો છે, તે સઘળા વિષયોનું વિજ્ઞાન દેહાદિથી કેવળ ભિન્ન અને નિત્યજ્ઞાન સ્વરૂપવાળા આત્માથી થઇ શકે છે.' તેટલા માટે બૃહદારણ્યકમાં नान्यदतोऽस्ति विज्ञाता (આ આત્મા સિવાય બીજો કોઇ વિજ્ઞાતા નથી.), તથા न विज्ञाते विज्ञातारं विजानीयाः (જે પદાર્થનું વિજ્ઞાન થાય છે, તેને વિજ્ઞાતા જાણવો નહિ.), વગેરે જે વચનો છે, તે સર્વ સ્થળે નિર્વિકાર આત્મચૈતન્યને 'વિજ્ઞાતા' કહેલ છે. નિત્યજ્ઞાનસ્વરૂપ આત્મચૈતન્યજ બુદ્ધિના વિવિધ વિકારી વિજ્ઞાનનો વિજ્ઞાતા છે. બુદ્ધિની વૃત્તિઓ અનિત્ય અને વિકારી છે; આત્મચૈતન્ય નિત્ય અને અવિકારી છે. बुद्धिवृत्तिरूपाया विज्ञप्तेरनित्याया विज्ञातारं नित्य विज्ञप्तिरुपेण ज्ञातव्यम् ॥ 'બુદ્ધિની વૃત્તિરૂપ અનિત્ય વિજ્ઞાનના વિજ્ઞાતા નિત્યજ્ઞાન છે, એમ જાણવું.' રામતીર્થ.

૧૬ सर्व बोधान्प्रति बुध्यते सर्वप्रत्ययदर्शी चिच्छक्ति स्वरुपमात्रः प्रत्ययैरेव प्रत्ययेषु अवशिष्टतया लक्ष्यते, नान्यद्वारा (૨-૧૨) 'સર્વ વિજ્ઞાન (conceptions) ને પ્રકટ કરનાર માત્ર ચૈતન્યશક્તિ જ સર્વ વિજ્ઞાન (perceptions) માં જ્ઞાનરૂપે રહેલ છે; પ્રત્યયોમાંથી જડીય ક્રિયાદિના અંશો બાદ કરતાં બાકી જે શુદ્ધ પ્રત્યય-સ્વરૂપ રહે છે, તે પ્રત્યયો વડે જ તે ચૈતન્યશક્તિ જણાય છે; શુદ્ધ પ્રત્યય વિના અન્ય કોઇપણ સાધનથી તે લક્ષમાં આવી શકતી નથી.' તેટલા માટે શબ્દસ્પર્શાદિના વિજ્ઞાનની સાથે સાથે અખંડ બ્રહ્મજ્ઞાનનો ભાસ થાય છે, એમ ઉપર કહેવામાં આવ્યું છે. આનંદગિરિ પણ કહે છે કે-नीलपीताद्याकाराणां जडानां यचैतन्यं व्यासित्वना जडवद्वभासः तं साक्षिणमुपलक्ष्य सोऽहमात्मा ब्रह्मेति यो वेदाविषयतयैवस ब्रह्मविदुच्यते ॥ 'નીલપીતાદિ જડ પદાર્થોમાં ચૈતન્ય વ્યાપી રહેવાથી તે ચૈતનવાળા ભાસે છે. તે વ્યાપી રહેલા ચૈતન્યને સાક્ષી રૂપે માનીને 'તે હું આત્મા બ્રહ્મ છું,' એ પ્રમાણે વિષયથી જે પોતાને વિભિન્ન રૂપે જાણે છે, તે બ્રહ્મવેત્તા કહેવાય છે.'

૧૭ अविद्याध्यारोपित सर्व पदार्थाकारैर्विशिष्टतया गृह्यमानत्वादात्मचैतन्य विज्ञानं सर्वैरभ्युपगम्यते ॥ ગીતા, શંકરભાષ્ય ૧૮-૫૦. 'અવિદ્યામાં આરોપણ કરાયેલ સર્વ પદાર્થોના આકારોથી જેનું ભિન્ન ભિન્ન સ્વરૂપ માનવામાં આવે છે, તેવા આત્મચૈતન્યરૂપ વિજ્ઞાનનું સ્વરૂપ સર્વના ધ્યાનમાં આવી શકતું નથી.' न च साक्षाद्ब्रह्म

અંતઃકરણને વિશે જે વિશેષ વિશેષ વિજ્ઞાનો પ્રાદુર્ભૂત થાય છે, તે થઈ શકે નહિ. અંતઃકરણ જડ તેમજ પરિણામિ છે. ઇન્દ્રિયો અને અંતઃકરણની જડીય ક્રિયાઓની સાથે નિત્ય, અખંડ જ્ઞાન વિવિધ વિજ્ઞાનરૂપે દેખાય છે.[૧૭] આત્મચૈતન્ય નિત્યજ્ઞાનસ્વરૂપ હોવાથીજ બુદ્ધિનું વિવિધ વિજ્ઞાન ઉત્પન્ન થાય છે. નહિ તો કેવળ ક્રિયાત્મક જડ બુદ્ધિમાં જ્ઞાન શી રીતે હોઇ શકે?[૧૮] અત એવ તે સિદ્ધાન્તદ્વારા નિર્ગુણ બ્રહ્મચૈતન્ય નિત્યજ્ઞાનસ્વરૂપ છે, એમ સિદ્ધ થઇ શકે છે. એવા ઉદ્દેશથી પ્રશ્નોપનિષદ્‌માં શંકરાચાર્યે મીમાંસા કરેલ છે કે-'જળ તરંગોમાં પ્રતિબિમ્બિત સૂર્ય જે રીતે એક છતાં અનેક દેખાય છે, તેજ રીતે જ્ઞાન એક છતાં જગત્‌માં નાના વિધનામ રૂપભેદે અનેક દેખાય છે.[૧૯] ઐતરેયોપનિષદ્ (૫-૧-૨) માં પણ प्रज्ञानं ब्रह्म-એમ કહીને બ્રહ્મનું જ્ઞાનસ્વરૂપ પ્રદર્શિત કર્યું છે.[૨૦]

(ચાલુ.)

માનશંકર વિ. પિતાંબરદાસ મહેતા.

---

करणवृत्तीनां जडानां प्रकाशकत्वं सम्भवति, प्रकाशात्मक वस्तुनि ध्यासादेव तासां प्रकाशकत्वं......अतस्तद्व्यतिरिक्तःकश्चित्प्रकाशात्मकोऽस्ति ॥ ઐતરેયભાષ્ય ટીકા ૬-૧-૨, 'અંતઃકરણની વૃત્તિઓ જડ હોવાથી, તેઓ પોતેજ સાક્ષાત્ પ્રકાશક છે, એમ સંભવતું નથી. પરંતુ પ્રકાશસ્વરૂપ વસ્તુમાં તેઓનો અધ્યાસ થવાથી જ તેઓનું પ્રકાશકપણું પ્રાપ્ત થાય છે......તેથી તે વૃત્તિઓથી ભિન્ન કોઈ પ્રકાશાત્મા છે, એમ સિદ્ધ થાય છે.'

૧૮ आत्मनि (જ્ઞાને) क्रियाकारकतायाः स्वतोऽभावः ॥ ગીતાભાષ્ય ૧૪-૩ 'આત્મારૂપ જ્ઞાનમાં ક્રિયા અને કારકપણાનો સ્વરૂપથી અભાવ છે.' અજ્ઞાનતાને લીધેજ આપણે જડપદાર્થની ભિન્ન ભિન્ન ક્રિયાઓની સાથે નિત્યજ્ઞાનને અભિન્ન ગણીએ છીએ, તેથી જ શબ્દસ્પર્શાદિ ભિન્ન ભિન્ન વિજ્ઞાનનો અનુભવ કરી શકીએ છીએ.

सम्यग्विचार्यमाणे क्रियावत्या बुद्धेरवबोधोनास्ति ।......बुद्धौ प्रतिबिम्बितं चैतन्यं तत्र चित्प्रकाशोदय हेतुर्भवति ॥ ઉપદેશ સાહસ્રી ટીકા પ્રકરણ ૧૮. 'ખરી રીતે વિચારીએ તો કેવળ ક્રિયાવાળી બુદ્ધિથી જ્ઞાન થતું નથી......બુદ્ધિમાં જ્યારે ચૈતન્યનું પ્રતિબિમ્બ પડે છે, ત્યારે તે પ્રતિબિમ્બિત ચૈતન્ય જ્ઞાનના ઉદયનું કારણ થાય છે.'

૧૯एकमेव ज्ञानं नामरूपाद्यनेकोपाधिभेदात् सवित्रादिजलादि प्रतिबिम्बवदनेकधावभासते ॥ (૬-૮). 'જળાદિમાં જેમ સૂર્યાદિનું પ્રતિબિમ્બ પડવાથી અનેક સૂર્યાદિ લાગે છે, તેમ જ્ઞાન એકજ છતાં નામરૂપાદિ અનેક ઉપાધિના ભેદથી અનેક લાગે છે.'

૨૦ આ સ્થળે ટીકાકાર જ્ઞાનામૃત યતિએ જે કહ્યું છે, તેનો ઉલ્લેખ કરવો આવશ્યક છે. તેઓએ કહ્યું છે કે-'આપણે ચક્ષુઆદિ ઇન્દ્રિયોદ્વારા નાના વિધ વિજ્ઞાન (percep-

# ॥ संध्या समये ॥

( અનુસંધાન ગતાંકથી. )

( ૩ )

"કેટલાક પ્રકારે એક અદ્દભૂત બનાવનું વૃત્તાંત મને એક નજરે જોનારે આ પ્રમાણે કહ્યું હતું," સુપરીન્ટેન્ડેન્ટે ચલાવ્યું. "આશરે ત્રીશેક વર્ષ પૂર્વે બ્રહ્મોત્સવના તહેવારોના દિનોમાં કાંજીવરમમાં એકંબરેશ્વર કુંડની પાસે એક સંન્યાસી વસતા હતા. તેમની જીવન વહનની રીતિ જોઇને તથા તેમની વાણીના જ્ઞાનામૃતથી આકર્ષાઇને શ્રોતાનાં ટોળે ટોળાં તેમની પાસે શ્રવણ કરવા આવતાં હતાં. મોટા મોટા બ્રાહ્મણ પંડિતો પણ તેમના શ્રોતૃ મંડળમાં વારંવાર જોવામાં આવતા, એક દિને ચર્ચામાં હિંદના પતિત વર્ગોનો વિષય નિકળ્યો; યોગીએ, બ્રાહ્મણોના અન્ય જ્ઞાતિઓ પ્રત્યેના સામાન્ય વલનની, વર્તણુકની સખ્ત ભાષામાં ઝાટકણી કાઢી. હાજર રહેલા બ્રાહ્મણોને આથી ઘણુંજ માઠું લાગ્યું; તેઓ સંન્યાસી પ્રત્યે ઘણી અપમાનભરી વાણી વાપરવા લાગ્યા. તે થોડોક સમય શાંત રહ્યો, આનો તેઓ અવળો ભાવ ગ્રહણ કરીને વધારે વધારે ગાલિપ્રદાન દેવા, હેરાનગતિ કરવા લાગ્યા. આખરે યોગીએ આવો પ્રસંગ વિચિત્ર લાગતાં, હેનો અંત લાવવાનો નિશ્ચય કર્યો. એક પાંચ વર્ષના બાલકને પાસે ઉભેલું જોઇને બોલાવ્યું, તેને એક સોનેરી કેળું આપીને મિત્ર બનાવ્યું. થોડીક ક્ષણુમાંજ નાના બાલકે મહાન્ તેજસ્વી અને બુદ્ધિશાળી સ્વરૂપ ધારણ કર્યું, સંસ્કૃત ભાષામાં બોલવા મંડયું,—આવી ભાષા તો તે કોઇ કાળે શિખ્યું નહોતું. યોગીએ બ્રાહ્મણો તરફ ફરીને કહ્યું, ' 'ગૃહસ્થો ! મેં તમને જે કહ્યું તેથી તમે અસંતોષ પામ્યાઓ; હવે મારી સાથે વધારે ના બોલતાં આ બાલકનેજ તમારા બધાએ પ્રશ્નો પૂછો; તે તમને સંપૂર્ણ જવાબ આપશે; જ્યાં જ્યાં જરૂર લાગશે ત્યાં શાસ્ત્રોમાંના યોગ્ય ઉતારા પણ સૂચવશે." અશ્રદ્ધાળુ પંડિતોએ બાલકને પ્રશ્ન ઉપર પ્રશ્ન પરંપરા પૂછવા માંડી; તેમને પૂછતાં પણ વાર

---

tions ) નો અનુભવ કરીએ છીએ. પ્રત્યેક અનુભવનો એક 'કર્તા' અને એક 'કરણ' હોય છે. જે જેનો અનુભવ કરે છે, તે તેનો કર્તા કહેવાય છે, અને જેના વડે અનુભવ થાય છે, તે તેનું કરણ કહેવાય છે. જેમાં અનેકપણું છે, અને જે બીજાનું પ્રયોજન સાધવામાં પરસ્પર એકજ ઉદ્દેશથી એકત્ર થઇને કાર્ય કરે છે, તે કરણ કહેવાય છે. 'તે સર્વથી સ્વતંત્ર આત્મા છે, તે 'કર્તા' કહેવાય છે. તે શુદ્ધ, પ્રકાશસ્વરૂપ અને અનુભવ કરનાર હોવાથી પ્રજ્ઞાન કહેવાય છે. તે પ્રજ્ઞાનસ્વરૂપ આત્મા અંતઃકરણમાં સાક્ષીરૂપ હોવા છતાં સ્વતંત્રપણે રહીને શબ્દસ્પર્શાદિ વિષયોના ભિન્ન ભિન્ન વિજ્ઞાનનો વિજ્ઞાતા બને છે. જડ અંતઃકરણના પરિણામ રૂપ જે વૃત્તિઓ છે, તેઓમાં તે સ્વયંપ્રકાશ વિજ્ઞાતા વ્યાપ્ત હોવાથી પ્રકાશિત થાય છે. જો એમ ન હોય તો તે વૃત્તિઓનું આપણને જ્ઞાન થઇ શકે નહિ.' અર્થાત્ ઇન્દ્રિયોદ્વારા બહારના પદાર્થોમાં રહેલ શક્તિના સ્પંદનથી, અંતઃકરણમાં સ્પંદન થઇ પદાર્થાકાર સ્વરૂપ ઉત્પન્ન થાય છે; તે અંતઃકરણની વૃત્તિઓ છે. પરંતુ તે વૃત્તિઓનું આપણામાં અંતઃકરણથી ભિન્ન જે કોઇ જ્ઞાતા છે, તેના પ્રકાશથીજ થાય છે.

લાગે તે કરતાં થોડા સમયમાં એવા એવા ઉત્તરો મળવા લાગ્યા કે તેમાંથી જણાય આવતું શાસ્ત્રોના વિચાર અને જ્ઞાનનું ગાંભિર્ય જોઇને તેઓ છક્કજ થઇ ગયા. આખરે બ્રાહ્મણોએ સંન્યાસીને લાંબા થઇને સાષ્ટાંગ દંડવત કર્યા તથા તેમની ઉચ્છૃંખલતાની ક્ષમા આપવા યાચના કરી; દીલગીર થઇને પરંતુ ડાહ્યા બનીને સર્વ પોત પોતાને ઘેર ગયા."

"શું આવી એક બાબત ખરેખરી રીતે સંભવિત છે?" संगीतशास्त्रीए પ્રશ્ન કર્યો.

"હા, સંભવિત છે," ગોપે ઉત્તર વાળ્યો, "આમ થઇ શકવાના અનેક પ્રકાર છે. બાલક બોલતું હતું ત્યારે યોગી શું કરતો હતો, તે આપણને કહેવામાં આવ્યું નથી; જો આટલું આપણા જાણવામાં આવે તો, તેણે કેવી રીતિનો ઉપયોગ કર્યો હશે તે જાણવામાં મદદ મળત. તેણે માત્ર બાલકને મૂર્છામાં નાંખ્યું હોય, અને એવી રીતે પોતાની જે જે મરજી હોય તે તેની પાસે બોલાવ્યું હોય."

"પરંતુ કોઇ પણ પ્રકારના માર્જનનો ઉપયોગ કરવામાં આવ્યો નહોતો; આ વાર્તા કહેનાર મારા મિત્રને એ વિષે મેં ખાસ પૂછ્યું હતું," सुपरीन्टेन्डेन्टे વાંધો ઉઠાવ્યો.

"એ તો બીલકુલ બીન જરૂરનાંજ છે," ગોપે ઉત્તર આપ્યો; "યોગીએ બાલકને એક સોનેરી કેળું આપ્યું, ધારે તેટલી અસર ઉપજાવવાનું એજ એક સુગમ સાધન થઈ પડ્યું હશે. વળી એક નાના બાલકમાં મોટા માણસ કરતાં સામે થવાની થોડીજ ઇચ્છાશક્તિ હોય છે. પરંતુ સંન્યાસીએ કદાચ મૂર્છા વિધાનનો બીલકુલ ઉપયોગ ના પણ કર્યો હોય; તેણે બાલકનો એક પોઠિયા રૂપે અથવા પોતાને બદલે બોલનાર સાધન રૂપે ઉપયોગ કર્યો હોય અને તેના મારફતે તે જાતેજ બોલ્યો હોય, જો આમ થયું હોય તો સાથે સાથેજ પોતાના દેહદ્વારા તે બોલવાને અશક્તિમાન નિવડે; આવે સમયે દેહ તો ઉંડી ધ્યાનસ્થ દશામાં હોય એવો જણાવો જોઇએ. મારા ધારવા પ્રમાણે તેણે જે કર્યું તે આમજ હોવાનો વિશેષ સંભવ છે. પરંતુ બાલક બોલતું હતું તેજ ક્ષણે જો તે પોતાના દેહવડે બોલતો હોય તથા પ્રવૃત્તિ પરાયણ રહેતો હોય તો બાલક દેહનું નિયમન અન્ય કોઇએ પોતાના હાથમાં લીધેલું હોવું જોઇએ, એમ માનવાની જરૂર છે. આવી ગોઠવણ પણ સહજમાં થઈ શકે એમ છે; જો યોગી બાલકને સુવા અથવા પોઠિયાના જેવી નિર્બલ દશામાં નાખી દે તો કોઈ પણ સૂત્રપંડિત આ કાર્ય કરી શકે. મેં મારી જાતેજ એક વખતે બાર માસના બાલકને પોતાની માતાના હાથમાં રહીને, પેન્સીલ લઇને લખતાં જોયું છે—ચોખ્ખા વંચાય એવા અક્ષરમાં વિચાર ભરેલું એક વાક્ય લખતાં જોયું છે. અલબત આ એક પોઠિયાના જેવી દશાનું દૃષ્ટાંત છે; માતા જાતેજ એક સુવિખ્યાત પોઠિયો હતી. પરંતુ આ બનાવ આપણાં મિત્રે વર્ણવેલા વૃત્તાંતને થોડો ઘણો મળતો આવે."

"આવેશ અથવા વળગાડ વિષે વાતચિત ચાલતાં," चित्राએ કહ્યું, "હું તમને એક વિચિત્ર બનાવ દર્શાવીશ જેમાં એક ગૃહમાં આવેશ ભાવ પામનાર લોક, સાધારણ રીતે બને છે તેમ ઘણા સમયથી મરી ગયલા હોવાને બદલે હજુએ જીવતાજ છે."

"કેટલાંક વર્ષો પૂર્વે અત્યંત શ્રમથી થતા અંદવાડ પછી, કૌવત પાછું મેળવવાને થોડાંક અઠવાડીયાં મેં કેટલાક મિત્રો સાથે ગાળ્યાં. તેમનું ગૃહ એક વૃદ્ધ રીટાયર થયેલા ઓફીસરે બાંધેલું એક વિશાલ ઘટેરી હતું. તેની સર્વે લાંબી લાંબી પરસાળોનો અન્યોન્ય સાથે સંબંધ હતો, આવા માર્ગ એકાદ બ્હાણુમાંની પરસાળોને બરોબર મળતા આવે એવા બાંધવામાં આવ્યા હતા.

"મારો વાસ એક સુવાની ઓરડીમાં હતો, તેનું દ્વાર વિશાલ ભોજનશાળાના બરોબર સામે હતું, એ બેની વચ્ચે ખુલ્લો માર્ગ હતો. મારી સુવાની ઓરડીની બારીની ભીંતમાં આ માર્ગના અંતે એક દ્વાર એક ઓસરીમાં ખુલતું હતું; તેથી રાત્રે બધાએ સુવા જતા ત્યારે ઘરના આ ખુણામાં ખાસ કરીને હું એકલીજ પડતી હતી. મારી ઓરડી સુખકારક હતી, વાતાવરણ શાંત હતું, મને પણ સારૂં થતું ગયું, કૌવત આવવા માંડયું. હું જરા પણ ઉરકેરાઇ જાઉં એવી ના હોવાથી, મારી પાસે કોઇ પણ નથી એવા વિચારથી મને જરા ગભરામણ થઇ નહિ. મેં માંદા માણસના જેવી ઘોર નિદ્રા લીધી, રાત્રીનું કંઇ ભાન પણ રહ્યું નહિ.

"આ પછી આશરે એકાદ વર્ષે મારી ગૃહધાત્રી પોતાના પતિ અને બાલકો સાથે આરોગ્ય માટે ઈંગ્લેન્ડ ગઇ; તેઓ ગયા ત્યારે પોતાનું રાચરચીલાથી ભરેલું ઘર એક યુવાન જોડાને સોંપતાં ગયાં; આ ઉભયે પ્રશંસા યોગ્ય હતાં, તેમની પૈસાવાળાં હોવાની સાખ પસરી હતી; મારા મિત્રો એકાદ વર્ષમાં પાછા આવ્યા; ઘેરથી ગયા તેના કરતાં પણ ગૃહિણીનું આરોગ્ય વિશેષ બગડેલું હતું. મહિનાઓને મહિનાઓ સુધી તેણે જીવન અને મરણ વચ્ચે લટકવા માંડયું; કોઇને પણ તેની પાસે જવાની રજા નહતી. મારાથી બની શકે તેટલી ત્વરાથી હું તેને જોવા ગઈ; એમ બન્યું કે આ સમયે મારી સાથે હું એક સખીને લઇ ગઇ. એ ઘરમાંથી બહાર આવ્યા પછી થોડી ઘણી સૂક્ષ્મ પ્રકૃતિવાળી મારી આ સખી, ત્યાં અનુભવાયેલા ભયંકર સૂક્ષ્મ વાતાવરણને જોઇને બૂમ પાડી ઉઠી, તથા એમ કહેવા લાગી કે મેં ત્યાં જઇને પેલા દિન ગાળવાનું વચન ના આપ્યું હોત તો ઠીક થાત. હું પણ, ત્યાં મને અનુભવાયેલા ત્રાસને - ગૃહિણીના મંદવાડને આભારી ગણીને મારી સખીએ દર્શાવેલા ભયને હસી કાઢવા લાગી. યોગ્ય સમયે મારી મુલાકાત આપવા ગઇ."

"ઉનાળાનો આરંભ હતો, હજુ ઠંડી પડતી હતી, તેથી અમે દરરોજ રાત્રે ભોજનશાલાના અગ્નિની આસપાસ મોટા તકીયાવાળી આરામ ખુરશીઓનો આશ્રય લેતાં: અમે આમ બેઠાં હતાં ત્યારે પ્રથમ રાત્રીએ, મારી પાછળ ઓરડાના દૂરના બીજા છેડે કોઇક લટતું હોય એવી મને લાગણી થવાથી મારા મનમાં સહેજ ગુંચવાડો થયો, મારાથી કંઇ પણ જોઇ શકાયું નહિ, ઘોંઘાટ પણ ભાગ્યેજ સ્થૂલ હતો; જાણે કે છાયાઓ પરસ્પર બથ્થા ભરીને લડતી હોય એવું લાગતું હતું. હું કંઇ પણ બોલી નહિ તેમજ વારંવાર આસપાસ જોઇને કોઇનું લક્ષ ખેંચવાની મને દરકાર નહોતી તેથી રાત્રીએ સુવા જવાના સમય સુધી મેં વાંચ્યાજ કર્યું. મારી સુવાની ઓરડીનું બારણું ભાગ્યેજ મેં બંધ કર્યું હશે તેવામાં મને લાગ્યું કે મારી જોડે કોઇક સાથમાં છે, છાયા જેવો, શાંત પરંતુ કેટલીક રીતે ગરબડીયો

સાથ છે. જાણે કે અદશ્ય સખ્ત ચામડાનો સ્વારીનો ચાબુક બારણા સાથે ઠોકવામાં આવ્યો હોય એવો અવાજ થયો; જાણે કે ઉપરના ભાગમાં અદશ્ય ખીલાએથી તે લટકતો હોય એમ લાગ્યું. કોઇ પણ પ્રકારે પવનનો ઝપાટો નાહોવા છતાં વેનીશીયન પડદાઓ બાર સાખો સાથે જોરથી અફળાવા લાગ્યા. મારા વાળ પાંશરા કરતી હતી ત્યારે મને થાબડવામાં આવી તથા એક કરતાં વધારે વાર ધીમી ધોલ લગાવવામાં આવી; મેં બારણાની તપાસ કરી, તેમાં એક ખીલાનું પણ નીશાન નહતું, બધુંએ નવે નવું રંગેલું અને વાર્નીશ કરેલું હતું. મેં પડદાને તપાસ્યા; તેમને ગતિમાં મૂકનાર કંઇ પણ નહતું, મને મારી જાત પ્રત્યે હસવું આવ્યું; મારા અદશ્ય સાથીઓને ઉદ્દેશીને મેં કહ્યું, "તમે શાંત થાઓ તથા મને ઉંઘવાદો, એમ ઇચ્છુછું."

"પડદા ખેંચીને, દીવો ઓલવીને, મેં પથારીમાં પ્રવેશ કર્યો. કંઇ અવાજ થયો, મારા પગ સાથે કંઇક અથડાયું. 'એકાદ બિલાડી' હશે, મેં ધાર્યું, દીવો સળગાવીને જોયું; બીલાડી નહિ; કંઇ પણ નહિ!

"હમ્મગ! મેં વિચાર્યું. દીવો ઓલવીને હું ફરીથી સુઇ ગઇ; એકદમ કંઇક ઠોકાવાનો અવાજ થયો, ફરીથી વળી મારા પગ સાથે કંઇ અથડાયું. ફરીથી મેં દીવો સળગાવીને તપાસવા માંડયું; ત્યાં આગળ કંઇ પણ નહોતું, પરંતુ જાણે કે એક બીલાડી બેસી ગઈ હોય તેવો ત્યાં ખાડો જોવામાં આવ્યો. એ જગ્યાની આસપાસ મેં મારો હાથ ફેરવ્યો, પરંતુ કંઇ પણ લાગ્યું નહિ; ઘરમાં કુતરો અથવા બીલાડી કંઇ પણ નહતું, એ મારા લક્ષમાં હતું. હું નિદ્રા લેવાને ફરીથી સુઇ ગઇ, પરંતુ નિદ્રા આવતા પહેલાં ઘણીવાર મને ધકેલવામાં આવી, મારી સાથે અથડાવામાં આવ્યું.

"બીજી સાંજે ભોજનશાળામાં ફરીથી વળી છાયાઓની ઝપાઝપી મારા સાંભળવામાં આવી, આસપાસ જોતાં ટેબલને બીજે છેડે સ્પષ્ટ રીતે લડતા ધુમ્સ જેવા અર્ધ પારદર્શક, પ્રકાશતા બે આકારો મારા જોવામાં આવ્યા. ગમે તે પ્રકારે મને સમજાયું કે એ બંનેમાં એક પુરૂષ અને એક સ્ત્રી હતી; પરંતુ આ કેવી રીતે મને જણાયું, તે મારાથી સમજાતું નથી, કારણ કે તેઓ માત્ર ધુમ્સના જેવી છાયાઓના આકારમાં જણાતાં હતાં. મેં આ વિષે કોઇને કંઈ પણ કહ્યું નહિ; કારણ કે હજુ પણ શાંત નસોવાળી ગૃહિણીના મનમાં ખળભળાટ ઉપજાવવાની મને બીતિ લાગી; જો આ વાત મેં તેનાપતિને કહી હોત તો તેણે મને ખાત્રીથી ખસી ગયેલા મગજની જ ધારી હોત

"બીજી સાંજે મારી ઓરડીમાં સુવા જતાં આવાને આવા બનાવ બનવા લાગ્યા, તેમનો મારાથી કોઇ પ્રકારે ખુલાસો ના થઇ શકતો હોવાથી, મને ખાત્રીથી કેટલુંક બેચેની ભર્યું લાગવા માંડયું. ફરીથી વળી અદશ્ય ચાબુક બાર ઉપર ઠોકાયો; ફરીથી વળી મને થાબડીને ધકેલવામાં આવી; સુઈ જતાં ફરીથી વળી કંઇક અથડાઇને પથારીમાં મારા પગ તરફ ગયું. વળી મેં મારી મીણબત્તી સળગાવી, ખાડો જોયો હતો તે સ્થાનને તપાસ્યું, દરેક સમયની પેઠે કંઈ પણ જણાયું નહિ, તેથી મેં ભાગી તુટી નિદ્રા લીધી, કારણ વચમાં વારંવાર મને કંઇક અથડાતું, ગરબડ કરતું.

" ત્રીજી રાત્રે દેવતા આગળ બેસીને વાંચતી હતી ત્યારે ફરીથી આવા છાપાકારોની લડાઇ મારા સાંભળવામાં આવી; રાત્રે સુવા જતાં એ ઓરડો છોડતાં મારી સાથે કંઇક ચાલતું હોય એવું મને સ્પષ્ટ રીતે ભાન થયું. મારા ગળા તરફથી ગાલ ઉપર થઈને આવતો પોર્ટવાઇનથી ગંધાતો તેનો શ્વાસ મારા અનુભવમાં આવ્યો, મને ઘણુંજ ખરાબ લાગ્યું. તે મારી સાથે સુવાની ઓરડીમાં પેઠું. બધા વાતાવરણમાં ગરબડ મચાવી મૂકી; ફરીથી વળી પદાર્થોને ચલાવવામાં આવ્યા, મને થાબડીને ધકેલવામાં આવી. હૃદયના વધતા જતા ધબકારા સહિત, બેચેનીથી હસતી હું પથારીની કોર ઉપર બેઠી, મારા પગ પથારીમાં લેતી હતી તેવામાં મારા ઉઘાડા ડાબા પગ ઉપર થઇને એવું કંઇક ગયું કે તે સુંવાળું, રૂંવાટીવાળા કાપડ જેવું, અસ્થિવિનાનું લાગ્યું. હું ખુબ તાણીને હસી પડી, બધો ભય જતો રહ્યો, પછીથી બોલી " હે નાનાં નાનાં પ્રાણીઓ, મારી ઇચ્છા છે, કે તમે શાંત થાઓ, મને ઉંઘવા દો ! " મને કંઇ પણ જણાયું નહિ, સ્પર્શ કંઇ નાખુશ કરે એવો ન હતો; મારી ખાત્રી થઇ કે તે માત્ર એકાદ નાનું ગમતી સત્ત્વ હોવું જોઇએ. આ સમયે મારા પગ સાથે કંઇક અથડાયું ત્યારે, હું દીવા વિનાજ બેઠી થઇને પથારીને તપાસવા લાગી પરંતુ ત્યાં કંઇ પણ ન હતું; આ રાત્રીએ મને સારી રીતે નિદ્રા આવી. " બીજે દિને બપોરે મેં મારી સખીને વાત કરી, ને જેવી હું " ભોજનશાળામાં એવું શું છે કે જે આપણાથી જોઇ શકાતું નથી ? " એવો પ્રશ્ન પૂછવા જતી હતી તેવામાંજ તે બોલી ઉઠી, " ચૂપ રહે ! મારી નાની પુત્રી તને ના સાંભળી જાય એ સંભાળવાનું છે; આ ઓરડામાં અથવા તારી સુવાની ઓરડીમાં તેનાથી બની શકશે તો તે દિવસે પણ આવશે નહિ; અમે તેના આવા ભયને ગપ ગણીને હસી કાઢવા માગીએ છીએ. "

" પછીથી મેં બધી વાત કહીને પૂછયું, "તમે ગયાં ત્યારે આ ઘરમાં કોણ હતું"?"

" 'ઠીક, આ એક વિચિત્ર બનાવ છે,' ઉત્તર મળ્યો; ' એક અતિ સુંદર યુવાન યુગલને અમે અમારૂં ઘર ભાડે આપ્યું હતું; અમે તેમને સર્વ રીતે ઇચ્છવા લાયક ધારતાં હતાં; પરંતુ અમને પછીથી માલૂમ પડી આવ્યું કે તેઓ ખુબદારૂ ઢાંસતાં હતાં. માત્ર આ ઓરડામાં અને તમારી સુવાની ઓરડીમાંજ તેઓ રહ્યાં હોય એમ લાગે છે. તેઓ રાત્રે લઢતાં હતાં; આ ઉપરાંત પોર્ટવાઇનથી અડધો ભરેલો કુજો સુવાની ઓરડીમાં પડી રહ્યો હતો; અમે પાછાં આવ્યાં ત્યારે પણ તે ત્યાંને ત્યાંજ હતો. મારી દીકરી લઢવાડ થતી અનુભવી શકે છે, તેને બીજા શાનું ભાન થાય છે તે મને ખબર નથી; પરંતુ અમે તેને નિરૂત્સાહિત કરીએ છીએ, આવા વિચારોમાંથી તેને બચાવવાનો પ્રયત્ન કરીએ છીએ, માટે મેહેરબાનીની રાહે આ વિષે અન્યને કંઇ પણ કહેશો નહિ ?

" મેં કોઇને કંઇ પણ કહ્યું નથી; તેમજ આ વાર્તા કહેવાની મેં રજા મેળવી નથી, તેથી એમાં સંબંધ ધરાવતાં સર્વ ખરાં નામોનો મેં નિર્દેશ કર્યો નથી. મારી પ્હેલાની મૂલાકાતોના પ્રસંગે, હમેશાં હું તેજ સુવાની ઓરડીનો ઉપયોગ કરતી ત્યારે, મારી ખાત્રી છે, ત્યાં આમાંનું કંઈ પણ હતું નહિ. અમારા જાણવા પ્રમાણે તો આ સર્વના કારણરૂપ યુવાન યુગલ હજુએ જીવતું છે; મારા ધારવા પ્રમાણે ઇંગ્લેન્ડમાં છે. તેઓ હજુ ભરજુવાનીમાં છે."

" પરંતુ " ચિત્રકાર ઉશ્કેરાઈને બૂમ પાડી ઉઠ્યા, " હજુએ જીવતા લોક એકાદ સ્થાનમાં વળગાડ કરી શકે એ કેમ સંભવે ? "

" તેઓ એમ વર્તતા નથી, " ગોપે શાંતિથી ઉત્તર વાળ્યો; " શબ્દના સાધારણ અર્થ પ્રમાણે આ એક વળગાડનું દૃષ્ટાંત નથી; જો કે મૃદુપ્રકૃતિવાળા મુલાકાત લેનારાઓને થતી બેચેની લક્ષમાં લેતાં, આ બાબત લગભગ સમાન જ લાગે છે. જીવતાં માનવિઓનાં ખરેખરા વળગાડનાં દૃષ્ટાંત પણ મળી આવે છે, પરંતુ આ દૃષ્ટાંત આવા પ્રકારનું નથી. "

"ત્યારે આવા દૃષ્ટાંતમાં શું બન્યું હશે ?" ચિત્રકારે કહ્યું.

" સ્પષ્ટ રીતે એ નિર્ભાગી યુવાન યુગલના કજીઆને લીધે ત્યાં આગળ સૂક્ષ્મ જડ ઉપર એક પ્રકારનો પ્રબલ સંસ્કાર પડ્યો હતો; મૃદુ પ્રકૃતિનાં માનવિઓથી હજુએ આવો સંસ્કાર સ્પષ્ટ રીતે જોઇ શકાતો હતો; સાધારણ લોકને અસર કરે તેટલો તે બલવાન ન હતો. તમે જોયું કે ચિત્રા ને અને તેની ગૃહધાત્રીની યુવાન પુત્રીને પ્રબલ છતાં જોઇએ તેટલો સંપૂર્ણ નહિ એવો સંસ્કાર થતો હતો કારણ કે આકારો ધુમ્મસ જેવા ઝાંખા હતા; મુલાકાતે આવનાર મિત્રને બેચેની ભર્યા સૂક્ષ્મ વાતાવરણનો સાધારણ વિચાર આવતો હતો; સ્પષ્ટ રીતે ગૃહધાત્રીને પોતાને તથા તેના પતિને કંઇ પણ લાગતું નહિ. "

" જ્યારે તમે સૂક્ષ્મ સંસ્કાર વિષે વાત કરો છો ત્યારે મારા ધારવા પ્રમાણે તમે સામાન્યલેખ જેવા સંસ્કાર કરતાં અન્ય કંઇક સૂચવવા માગો છો," પંડિતે પંડિતાઇ કરી.

" હા, " ગોપે ઉત્તર વાળ્યો, "નિત્ય લેખનો સંબંધ એકાદ વિશેષ ઉચ્ચ લોક સાથે છે, માત્ર પ્રાસંગિક ચિત્રોજ તેમાંથી ભુવર્લોકમાં પ્રતિબિંબિત થાય છે. આ એક તદ્દન ભિન્ન પ્રકારનો બનાવ છે. દરેક ઉર્મિથી આસપાસના ભુવર્લોકના જડ ઉપર એક પ્રકારનો સંસ્કાર પડી રહે છે; આને ભાગ્યેજ વિચાર મૂર્તિનું નામ આપી શકાય; આપણે કદાચ આને ઉર્મિ-મૂર્તિના નામથી વ્યવહરીએ. સર્વે સાધારણ દૃષ્ટાંતોમાં તો બહુમાં બહુ તો થોડા કલાક પછી આવો સંસ્કાર વિખરાઇ જાય છે, પરંતુ જ્યાં આગળ તીવ્ર તિરસ્કાર અથવા હૃદયપાટની લાગણીના જેવો ખાસ પ્રબલ ઉભરો હોય છે ત્યાં આવો સંસ્કાર વર્ષોનાં વર્ષ સુધી પહોંચે છે.

" મિ. સ્ટેડે, ' રીઅલ ઘોસ્ટ સ્ટોરીઝ ' નામના પુસ્તકમાં આ વિચાર ઘણી સારી રીતે દર્શાવ્યો છે; જો કે તે આવા સંસ્કારને એક પ્રકારના ભૂતમાં ગણે છે. તેઓ કહે છે. " ભુતોના અસંખ્ય કુટુમ્બમાંનો આ એક નમુનો છે. સાદૃશ્યને માર્ગે ફોનોગ્રાફથી તેમના અસ્તિત્વની સૂચના મળી રહે છે. તમે ફોનોગ્રાફમાં બોલો છો, પછીથી દરેક જ્યારે જ્યારે ફોનોગ્રાફને ગતિમાં મૂકવામાં આવે ત્યારે તેમાંથી તમારા બોલવાનો અવાજ ફરીથી સંભળાય છે. તમે મરી ગયા હો છતાં હજુએ ફોનોગ્રાફ તમારો સ્વર પુનઃ સંભળાવશે, તેની સાથે દરેક સ્વર પછીનાં વંશજોને પણ શ્રવણ ગોચર બનશે. ભુતોના સંબંધમાં પણ આમજ બનતું હોવું જોઇએ. આસપાસના પદાર્થો ઉપર એકાદ પ્રબલ ઉર્મિ પોતાનો એવો

સંસ્કાર પાડી શકે, કે અમુક સમય અથવા અમુક યોગ્ય દશાઓ પ્રાપ્ત થતાં જે પુરૂષ ભુતનો વળગાડ મનાતો હોય તેની બરોબર મૂર્તિ અને કાર્યો તે પુનઃ કરી બતાવે છે. જે જે થાય છે, તેનું તેમણે ત્યાં બરોબર વર્ણન આપ્યું છે.

" આના દ્રષ્ટાંત રૂપે મને પોતાને થોડા વર્ષ ઉપર થયલા એકાદ નાના અનુભવનું હું અત્રે દ્રષ્ટાંત આપીશ. લંડનનાં પરાંમાં આવેલા એકાદ એકાંત માર્ગે હું ચાલતો હતો—હજુ આ માર્ગની બંને બાજુએજ પથરો ગોઠવવામાં આવ્યા હતા. એકાએક આ પથરો ઉપર થઇને જાણે કે જીંદગી બચાવવા હોય તેમ કોઇને જોરથી દોડતું સાંભળ્યુ કોક પ્રકારે તેનાં પગલાંના અવાજથી મને તેની ગાંડી ઉતાવળનું તથા અત્યંત ભીતિનું તીવ્ર ભાન થયું; શું હશે તે જોવાને હું એકદમ પાછો ફર્યો. પગલાં સીધાં મારા તરફજ દોડતાં આવતાં હતાં, હું પણ તેના તેજ પથ્થર ઉપર ઉભેલો હોવા છતાં મારા પગ તળે થઇને ચાલી ગયાં તથા મારી પાછળ રસ્તા ઉપર દૂર ગયાં, છતાં કંઇ પણ જોવામાં આવ્યું નહિ. કોઇ પ્રકારની ભુલ અથવા છેતરપંડિનો જરા પણ સંભવ ન હતો, હું વર્ણવું છું તેવીજ રીતે આ બાબત બની; તેથી મને ઘણી નવાઈ લાગી અને હું ગુંચવાડામાં પડી ગયો. પછીથી મળેલા થી-ઓસોફીના જ્ઞાનના પ્રકાશથી હવે હું સમજી શકું છું, કે કોઇકને ત્યાં આગળ ભયંકર રીતે બીવડાવવામાં આવ્યું હશે, તેની ભીતિનો સંસ્કાર, દોડતાં તેણે કરેલી ગરબડને ફરીથી ઉપજાવે એટલો હજુએ પ્રબલ હતો. અત્રે માત્ર અવાજ જ ફરીથી સાંભળવામાં આવતો હતો, પરંતુ કોઇ કોઇવાર આકાર પણ જોવામાં આવે છે.

" આથી થોડી પ્રબલ ઉર્મિનું પણ વારંવાર પુનરાવર્તન કરવામાં આવે અથવા ઘણો સમય સુધી ટકે તો આવી ને આવી જ બાબત થાય છે. મને એક ગૃહ યાદ આવે છે કે જ્યાં એક બાલક ઘણાં વર્ષ સુધી હમેશના ભય અને દબાણની દશામાં વસતું હતું. ત્યાંની સૂક્ષ્મ દશાઓ એવી ખરાબ હતી કે મૃદુપ્રકૃતિવાળા માનવિના ઉપર તેનું પ્રતિકાર્ય થતું તથા તે ભારે મંદવાડમાં પડતો. આવા સંસ્કાર ઘણાં વર્ષ પહોચવાનો એક દ્રષ્ટાંત મારબલ આર્ચની પાસે એધ્જવોટરરોડના નિરસ પ્રદેશમાં મળી આવે છે. જો કોઈ આર્ચ આગળથી આરંભીને એ માર્ગની દક્ષિણ બાજુએ પશ્ચિમમાં જાય તથા અનેક શતક સુધી ટાયબર્નટ્રી નામનું ભયંકર ફાંસીનું સ્થાન આવ્યું છે ત્યાંથી પસાર થાય તો તેને અત્યંત બેચેનીનું એકદમ ભાન થઇ આવે છે. આવા પ્રબલ સંસ્કાર પણ સમય વીતતાં વીખરાઇ જાય છે, પરંતુ યોગ્ય વાતાવરણ મળતાં તમે જોયું તેમ આવા સંસ્કાર અનેક દાયકાઓ સુધી પહોંચે છે.

" આપણે ના ભુલવા જેવી એક અન્ય બાબત એ છે, કે સ્થૂલ પ્રકારના તાત્વિક પદાર્થને આવી જાતનાં નિર્બલ અને પ્રબલ આંદોલનો બોધ બેસતાં થઈ પડે છે; તેથી જે જે સ્થાનમાં આપણે વિચારીએ છીએ તેવા પ્રકારનો સંસ્કાર હોય છે ત્યાં માત્ર તે ખાસ પ્રકારના જડને માટે એક પ્રકારની સૂક્ષ્મ જડની ઘુમરી થાય છે. ભુવર્લોકનું વાતાવરણ ઘટ્ટ બનતું જાય છે; રેતિના તોફાનને અથવા લંડનમાં પડતા ખરાબ ધુમ્મસને આ મળતું આવે છે. અધમાધમ પ્રકારનું જડ આ પ્રમાણે આગળ પડતું હોવાથી, આવા જડનો ઉપયોગ કરતાર અધમ અથવા સ્થૂલ ઉર્મિઓ આવા સ્થાનમાં સહજમાં ઉશ્કેરાઇ આવે છે. એકાદ ક્રિશ્ચિયન કહેવા માગે તેમ, આવી ઉર્મિઓ માટે એક ખાસ પ્રકારની લાલચ ઉભી થાયછે,

"વળી એક વિશેષ વિગત લક્ષમાં રાખવા જેવી છે. વિકાસક્રમની અધમ ભૂમિકાવાળાં પ્રાકૃતિક-સત્વોના એવા કેટલાક વર્ગો છે કે જેઓ અધમ પ્રકારની ઉર્મિઓથી ઉપજતાં આંદોલનોમાં આનંદ લે છે, જે સ્થળે આવો આનંદ મળી શકે એવું હોય ત્યાં તેઓ સર્વે પાસાથી દોડી આવીને એકઠાં થાય છે; તકરાર થતાં અથવા ગાડીનો અકસ્માત થતાં લંડનના મહોલ્લામાં છોકરાં એકઠાં થઇ જાય છે તેમ આ સર્વે એકઠાં થઇ જાય છે. જો ટ્રેટા કરનાર લોક, તેમના મૂર્ખ વિકારથી ઉપજી આવતાં તોફાની આંદોલનોમાં નાચતાં કુદતાં જોવાં પણ ના ગમે એવાં પ્રાણીઓને નિહાળે તો તુર્તજ શાન્ત બનીને એ સ્થાનેથી શરમ અને કંટાળાથી દૂર નાસી જશે. આવાં પ્રાણીઓ ક્રોધ વા તિરસ્કારને વધારવાને દ્વેષ વા ભયમાં વૃદ્ધિ કરવાને તેમનાથી બને તેટલું કરે છે; તે માનવપ્રાણીઓ પ્રત્યેની જરા પણ અશુભ ઇચ્છાને લઇને થતું નથી, પરંતુ ઉપજી આવતાં પ્રબલ અને સ્પષ્ટ રંગવાળાં આંદોલનોમાં તેમને અતિ આનંદ મળે છે તેથી આમ થાય છે, એ ભૂલી જવાનું નથી. આમાં સત્વો આવા ઉર્મિ આકારોનું રૂપ ધારણ કરે છે, તેમને સજીવન બનાવે છે, તેમનાથી બની શકે એટલા બલથી તેમને વિશેષ ટકે એવાં બનાવે છે; આમના કાર્યને લીધેજ આવા પ્રકારના કેન્દ્રવાળાં સ્થલો આવાં સત્વો જ્યાં સુધી ટકે ત્યાં સુધી ટકી રહે છે."

"પરંતુ શું કોઈ સ્થલોમાં શુભ ઉર્મિઓનાં કેન્દ્ર નહિ હોય? શું આવી બાબતો હમેશાં અશુભજ હોવી જોઇએ?" એક ઉદાસીન માનવિએ પ્રશ્ન કર્યો.

"નિઃસંશય, શુભ ઉર્મિનાં કેન્દ્રો પણ હોય છે; દરેક મંદિર, દેવલ, આ બાબતનું એક દૃષ્ટાંત છે. ડૉ. કુકની મુસાફરી કરનાર મુસાફર મધ્યકાલિન એકાદ મહાન્ દેવલમાં ઉભો રહે છે ત્યારે જે પૂજ્ય બુદ્ધિની લાગણી તેનામાં ઉભરાઇ આવે છે તે અનેક શતક થયાં હજારો માનવોએ અનુભવેલી સમાન ઉર્મિના દૃઢાગ્રહના પરિણામ કરતાં અન્ય શું છે! સ્વાભાવિક રીતે જેમ અધમ પ્રકારનાં પ્રાકૃતિક સત્વો અનીચ્છિત કેન્દ્રોનો લાભ લે છે, તેમ એક પ્રકારનું ઉચ્ચ પ્રતિનું તાત્વિક સત્વ અને ઉચ્ચ વર્ગનાં પ્રાકૃતિક સત્વો આવા પ્રસંગોનો પણ લાભ લેવાને ચૂકતાં નથી."

"મારી મુસાફરીમાં આવાં કેન્દ્રોવાળાં સ્થલો મારા જોવામાં આવ્યાં છે,"—તંત્ર શાસ્ત્રીએ કહ્યું; "આવું એક, ખાસ લક્ષમાં લેવા યોગ્ય સ્થલ **એલિફંટાની ગુફાઓ** છે. એ સ્થાનમાં અત્યંત આરોગ્યપ્રદ અને આનંદકર પ્રાણતત્ત્વ સંગ્રહાયલું લાગે છે; વારંવાર શાંતિ અને આનંદ ઉપજાવનાર કંઇક અંતર ધસતો મહાન્ વેગ અનુભવવામાં આવે છે. એક અમુક સ્થલે જ્યાં મહા શીવલિંગ આવેલું છે ત્યાં આ બાબત ખાસ લક્ષમાં આવે છે; મનનું શાંત ધ્યાનસ્થ વલન આ સ્થલે, કોકવારજ અનુભવમાં આવતા એક પ્રકારના પ્રકાશનો અનુભવ થવામાં મદદગાર થઇ પડે છે. અલબત, મનનું યોગ્ય પ્રકારનું વલન જરૂરનું છે; હું નથી ધારતો, કે સ્થૂલ પારની અસરો વિષે નાસ્તિક માનવિને એકાદ ઉજાણીની સહેલમાંથી ઘણા લાભની પ્રાપ્તિ થઇ શકે. એ એક અદ્ભુત સ્થલ છે; ત્યાં આગળ કેટલીક વિલક્ષણ બાબતો મારા જોવામાં, સાંભળવામાં આવી છે."

"હજુ પણ હિંદના અનેક વિભાગોમાં આવાં ઘણાં સ્થલો આવેલાં છે,"—ગોપે ટીકા કરી." મૃદુ પ્રકૃતિવાળાં માનવિઓના વાસ માટે આ દેશને દુનિયામાં સૌથી વિશેષ આનંદકર બનાવનારાં અનેક કારણોમાંનું આ એક છે." [ ચાલુ ].

The Theosophist.

# आत्मसंयम अथवा पतंजलिनो योग.

( અનુસંધાન ગતાંકથી. )

મેં અનેક દૃષ્ટિબિંદુઓથી દર્શાવવાનો પ્રયત્ન કર્યો છે, કે આપણા સંમક્ષ જણાતી દુનિયાના સંપૂર્ણ અભ્યાસ ઉપરથી અનિવાર્ય રીતે આપણે આ પ્રમાણે સાર ઉપર આવવું પડે છેઃ વિશ્વમાં એક કરતાં વધારે ઉત્પાદક શક્તિઓ છે; તેમના આવિર્ભાવમાં અમુક પ્રકારનો ક્રમ પ્રવર્તે છે—માત્ર એક બીજા પછી ક્રમમાંજ આ શક્તિયો કાર્ય પ્રદેશમાં આવી શકે છે. આ પ્રમાણે વનસ્પતિ જીવન અસ્તિત્વમાં આવતા પૂર્વે ખનિજ દશામાં જીવનનું અસ્તિત્વ હોવુંજ જોઇએ. પ્રાણી જીવન અસ્તિત્વમાં આવતા પૂર્વે વનસ્પતિ જીવન હોવુંજ જોઇએ. માનવિનો જન્મ થતા પૂર્વે પ્રાણી જીવન હોવુંજ જોઇએ. ઉર્મીઓના આવિર્ભાવ માટે સ્થૂલ જીવનની જરૂરીઆત છે. પ્રકૃતિમાં બુદ્ધિના પૂર્વે ઉર્મીનું સ્થાન હોય છે.

આવી વિવિધ દિશાઓની શોધમાંથી સાંખ્ય-યોગ તત્ત્વવેત્તા, વિશ્વમાં કાર્ય કરતાં, પચીશ તત્ત્વોનું અસ્તિત્વ સ્થાપવા તરફ દોરાય છે.

પ્રાચીન તત્ત્વવેત્તાઓથી પ્રાકૃતિક ભૂતોના નામથી વ્યવહરાતાં તત્ત્વો વિષે આ બાબતના સંબંધમાં પતંજલિને શું કહેવાનું છે, એ વિચારવું ઉપયોગી નિવડશે. આ પ્રમાણેઃ-

**स्थूल स्वरुप सूक्ष्मान्वयार्थवत्त्व संयमाद् भूतजयः ॥ ३-४४.**

સ્થૂલ, સ્વરૂપ, સૂક્ષ્મ, અન્વય અને અર્થવત્વનો સંયમ સાધવાથી ભૂત ઉપર જય મેળવાય છે—૩-૪૯.

ભાષ્યકાર કહે છેઃ—

"અત્રે સ્થૂલ શબ્દથી, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ રૂપે જણાતાં, પૃથ્વી, અપ, તેજસ, વાયુ અને આકાશનો વિશેષ સ્વરૂપો સૂચવાય છે; તેમનામાં સહકારિ કર્મના ગુણોનો સમાવેશ થાય છે, આ ભૂતોનું પ્રથમ રૂપ છે.

"બીજું રૂપ સ્વસામાન્ય છે;—પૃથ્વીની મૂર્તિ છે, જલમાં સ્નેહ છે, વહ્નિમાં ઉષ્ણતા છે, વાયુમાં પ્રણામીત્વ છે, આકાશમાં સર્વતો ગતિ છે. આ સ્વરૂપ શબ્દથી વ્યવહરાય છે. શબ્દો, સ્પર્શો, રસો, રૂપો, ગંધો આ સામાન્ય ધર્મોના વિશેષ સ્વરૂપો છે. કહેવાયું છે, કેઃ—આ સર્વે એક જાતિમાં સમન્વિત થતાં સ્વસ્વધર્મોને દર્શાવે છે. સામાન્ય અને વિશેષ ગુણોનો સમુદાય એક દ્રવ્ય છે."—

"સમૂહ બે પ્રકારનો હોય છે, (પ્રથમ) સમગ્રમાં વ્યક્તિઓનો ભેદ લય પામે છે

જેવાં કે શરીર, વૃક્ષ, યુથ, વન (બીજો). એકજ સમૂહની ભિન્નભિન્ન વ્યક્તિયો વચ્ચે શબ્દવડે ભેદ જણાઈ આવે છે; દૃષ્ટાંત તરીકે દેવ મનુષ્ય ઉભયનો સમૂહ, આ સમૂહના દેવો એક વિભાગ છે, મનુષ્યો બીજો વિભાગ છે. આ ઉભય મળીને એક સમૂહ સૂચવાય છે. આમાં વ્યક્તિઓનો ભેદ સૂચવવામાં આવે અથવા ના પણ આવે, દૃષ્ટાંત તરીકે આમ્રઘટા, બ્રાહ્મણસંઘ."

"આ પણ વળી દ્વિવિધ છે—જેમાં સમગ્રના અવયવ અન્યોન્યથી ભિન્ન છે એવો યુત સિદ્ધાવયવ અને જેમાં આમ નથી તે અયુત સિદ્ધાવયવ. વન અને સંઘ એ યુત સિદ્ધાવયવ સમૂહો છે. શરીર, વૃક્ષ, પરમાણુ એ અયુતસિદ્ધાવયવ સમૂહો છે. અયુત સિદ્ધાવયવ ભેદને અનુગત સમૂહને દ્રવ્ય એમ પતંજલિ કહે છે. આને સ્વરૂપ કહેવામાં આવે છે."—

"હવે આમનું સૂક્ષ્મ રૂપ શું? તે ભૂતના કારણરૂપ તન્માત્ર છે. તેમાંનો એક વિભાગ પરમાણુ છે. સામાન્ય વિશેષાત્મરૂપ અયુતસિદ્ધાવયવ ભેદને અનુગત સમુદાય હોય છે. સર્વ તન્માત્રાઓ આને મળતી હોય છે. આ ભૂતોનું તૃતીય રૂપ છે."

"હવે ભૂતોના ચતુર્થ રૂપ વિષે વિચારીએ. ખ્યાતિ, ક્રિયા, સ્થિતિવાળા ગુણો હોય છે. કાર્યના સ્વભાવને અનુસરનારા હોય છે, આ અન્વય શબ્દવડે સૂચવાય છે."

ભૂતોનું પંચમ રૂપ અર્થવત્વ છે, ગુણોના સંયોગમાં સ્વર્ગ અને અપવર્ગનો હેતુ સ્પષ્ટ જણાય છે. તન્માત્રાઓ, ભૂતો અને ભૌતિક પદાર્થોમાં ગુણો મળી આવે છે. એથી આ સર્વે અર્થવાળું છે. પંચ રૂપવાળા પંચભૂતોનો સંયમ સાધવાથી જે જે રૂપનો સંયમ સધાય છે તેની પ્રકૃતિ સ્પષ્ટ થાય છે, તેના ઉપર વિજય મળે છે. પાંચ ભૂત સ્વરૂપોને જીતીને તે ભૂતજયી થાય છે. વત્સાનુસારીણી ગાયોની પેઠે, ભૂત પ્રકૃતિઓ તેના સંકલ્પને અનુસરે છે."

પ્રાકૃતિક સત્વો ઉપર આધિપત્ય મેળવવાની શક્તિને વિકસાવવી, એ દર્શાવવાનો મારો અત્રે ઉદ્દેશ નથી. વિશ્વમાં એક કરતાં વધારે ભુવનો છે. એકેકના ઉપર અથવા આસપાસ આવેલાં છે, એવા મારાથી વારંવાર દર્શાવાયલા સાર ઉપર ઈન્દ્રિય પદાર્થોની પ્રકૃતિની શોધ ઉપરથી કેવી રીતે આવી શકાય છે, માત્ર એટલું દર્શાવવાના ઉદ્દેશથીજ અત્રે આટલું અવતરણ આપવામાં આવ્યું છે.

દુનિયાના સર્વે પદાર્થો આપણને પાંચ પ્રકારે અસર કરે છે, તેથી તેમના પાંચ સાધારણ વર્ગ પાડવામાં આવ્યા છે. તેમનો, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધમાં સમાવેશ થાય છે. આવા પંચ વિધ પદાર્થોને સ્થૂલ કહેવામાં આવે છે, કારણ કે આપણને તેમનું સાધારણ રીતે પ્રત્યક્ષ થાય છે તથા આપણી બાહ્ય સૃષ્ટિના પ્રથમ દેખાવનો સમાવેશ પણ તેમનામાં જ થાય છે. પરંતુ આ કહેવામાં પાંચ તત્વોમાં દરેકની પ્રકૃતિમાં, અન્યને પણ સામાન્ય રૂપ પડે એવા કેટલાક ગુણોનો સમાવેશ થાય છે, શબ્દનાં વિવિધ રૂપો હોય છે,–સ્નિગ્ધ-

તા, ઉષ્ણતા, પ્રણુમિત્વ રૂપ. તેમજ વળી સ્પર્શ, રૂપ, રસ, ગંધ, દરેકના મૂર્તિ, સ્નિગ્ધતા, ઉષ્ણતા, પ્રણુમિત્વરૂપ સામાન્ય ગુણો હોય છે. આમાંના કેટલાક તો તદ્દન સ્પષ્ટ છે. થોડોક વિચાર ચલાવતાં અન્ય કેટલાક સ્પષ્ટ થઈ જાય છે. દરેક પદાર્થમાં આવા બે ભિન્ન પ્રકારના ગુણો હોય છે, એટલો સાધારણ વિચારજ આપણા વર્તમાન કાર્ય માટે સંપૂર્ણ છે. સર્વ તત્ત્વોમાં થોડા અથવા વધારે જણાઈ આવતા ગુણોના ઉભય વર્ગો વચ્ચે કેવા પ્રકારનો સંબંધ હોવો જોઇએ ? એવો પ્રશ્ન સહજ ઉપસ્થિત થાય છે.

આપણા સર્વે ઇન્દ્રિય પદાર્થોમાં ( શબ્દાદિ ) આપણને શબ્દાદિ રૂપે અસર કરવાના વિશેષ ગુણ ઉપરાંત, તેમને પદાર્થાકાર અર્પનાર અમુક ઉપયોગી ગુણોનો સમાવેશ થાય છે, એ હવે સ્પષ્ટ થશે. આમને મૂર્તિ, સ્નેહ, ઉષ્ણતા, પ્રણુમિત્વ, સર્વતોગતિના નામથી વ્યવહરવામાં આવે છે. એકનો એક પદાર્થ ઘટ્ટ, પ્રવાહિ, બાષ્પ, વાયુ, આકાશના રૂપમાં જણાવા માટે મૂર્તિ જવાબદાર છે. મૂર્તિનાં અત્યંત સ્પષ્ટ જણાઇ આવતો આકાર ઘટ્ટતા છે; તેનું અતિ સૂક્ષ્મ સ્વરૂપ આકાશ છે. આજ પ્રમાણે ટુંકામાં પતાવતાં આપણે કહી શકીએ કે ઉષ્ણતાનું સ્પષ્ટ સ્વરૂપ અદૃશ્ય વાયુ અથવા અત્યુષ્ણતા છે; પ્રણુમિત્વનું સ્પષ્ટ સ્વરૂપ વાયુ રૂપ જડ છે; રસનું સ્પષ્ટ સ્વરૂપ પ્રવાહિ જડમાં છે; સર્વતો ગતિનું સ્પષ્ટ સ્વરૂપ આકાશિક જડમાં મળી આવે છે; આ સર્વે જડની દરેક દશામાં થોડાં અથવા વધારે અસ્તિત્વમાં હોય છે.

આપણા ગૃહનું જીવન, ઇન્દ્રિય પદાર્થોમાં સમાવેશ થતા આવા સારભૂત ગુણોના વધારા અથવા ઘટાડાના પરિણામ રૂપે છે, એમ આપણને માલૂમ પડે છે.

આ પ્રમાણે આપણે અમુક નક્કર પદાર્થમાં રસનો ગુણ વધારીએ તો તે પ્રવાહિ થાય છે; જો આપણે ઉષ્ણતાનો ગુણ વધારીએ તો તે પ્રભાવાન્ થાય છે; જો આપણે તેમાં પ્રણુમિત્વનો ગુણ વધારીએ તો તે વાયુરૂપ થાય છે, ઇત્યાદિ. સર્વ પ્રકારના ગૌણ ગુણોની વૃદ્ધિ કરવામાં ઉચ્ચ શક્તિનો ઉપયોગ કરી શકાય છે.

આ પ્રમાણે નક્કરનું પ્રવાહિ બનાવવામાં, પ્રવાહિને બાષ્પનું રૂપ આપવામાં, બાષ્પને વાયુનું રૂપ આપવામાં ઉષ્ણતાનો ઉપયોગ થઇ શકે.

પ્રવાહિને બાષ્પ રૂપે ઉરાડી દેવામાં વાયુનો ઉપયોગ થઇ શકે; શક્તિના આવા સ્વરૂપને એટલું બધું ઘટ્ટ બનાવી શકાય કે તેથી નક્કરનું પ્રવાહિ રૂપ આપી શકાય, એ સહજ લક્ષમાં આવે એવું છે. આવી પરસ્પરાશ્રિત શક્તિયોના કાર્યની વિગતમાં ઉતરવું અત્રે અપ્રાસંગિક છે.

છતાં એટલું સ્પષ્ટ છે, કે ગૃહના સમગ્ર જીવનનો સમાવેશ આ ગુણોના વધારા ઘટાડાથી થતા ફેરફારો દર્શાવવામાં થાય છે. આ ગુણો એટલે શું?

વાયુ રૂપે જણાયેલી શક્તિના શબ્દોમાં બોલીએ તો તેઓ ગતિના ભિન્ન ભિન્ન પ્રકારો સમાન છે; તેજસરૂપે જણાયેલી શક્તિના શબ્દોમાં બોલીએ તો ભિન્ન ભિન્ન પ્રકારની ઉષ્ણતાઓ સમાન છે; પૃથ્વી રૂપે જણાયેલી શક્તિના શબ્દોમાં બોલીએ તો તેઓ ભિન્ન ભિન્ન પ્રકારની મૂર્તિઓ સમાન છે; આકાશ રૂપે જણાયેલી શક્તિના શબ્દોમાં બોલવા માગીએ તો તેઓ ભિન્ન ભિન્ન પ્રકારના સ્વરો સમાન છે; આપસ્‌ના નામથી જણાયેલી શક્તિના શબ્દોમાં બોલવા માગીએ તો તેઓ ભિન્ન ભિન્ન પ્રકારનાં વહનો સમાન છે.

દરેક પદાર્થમાં આ સર્વ ગુણો વર્તમાન હોય છે. ખરેખરી રીતે કહેવા માગીએ તો દરેક પદાર્થ આવા સર્વ ગુણોનો બનેલો હોય છે. ( વાચકના લક્ષમાં હશે કે પતંજલિ અનુસાર દરેક ગુણને આધાર સ્થાન હોય છે, તેને તે ધર્મીના નામથી વ્યવહરે છે. ) તેટલા માટે દરેક તત્ત્વ આ ગુણોના આધારરૂપ મિશ્રણોથી બનેલું છે. આ પ્રમાણે લક્ષમાં આવ્યું હશે, કે દરેક પદાર્થના ઘણા મોટા ભાગનું હમેશાં આપણને ઇન્દ્રિયપ્રત્યક્ષ થઈ શકતું નથી. આવાં આંદોલનોનો માત્ર અમુક જથ્થો આપણી ઇન્દ્રિયોને મૂર્તિ આદિ રૂપે જણાય છે. દરેક ઇન્દ્રિયગ્રાહ્ય પદાર્થના તે આધાર રૂપ છે, તેને સ્વરૂપના નામથી વ્યવહારવામાં આવે છે.

આવા વિશેષ ગુણોના આધારને પૃથ્વી, અપ, તેજ, વાયુ અને આકાશનાં સ્થૂલ તત્ત્વોનાં નામથી વ્યવહરવામાં આવે છે. પતંજલિ પ્રમાણે એકેક મહાભૂતનો દરેક અણુ એક મિશ્રિત પદાર્થ સમાન છે, તેના વિભાગ સમજી ના શકાય એવા તથા અન્યોન્યથી ભિન્ન ના પડી શકે એવા હોય છે. [ ચાલુ ]

રામપ્રસાદ.

---

# ॥ वालकोनी केवलणी. ॥

( અનુસંધાન ગત વર્ષ-પૃ૦ ૨૪૩-થી. )

બીજી વારના દાંત આવવાના અને પુખ્ત ઉમ્મરના મધ્યકાલમાં, આધ્યાત્મિક દૃષ્ટિ બિંદુથી ચિત્રમય ભાવનાઓ અથવા અન્ય રીતે કહેવા માગીએ તો રૂપક રૂપ ચિત્ર પ્રદર્શનોનો પણ અન્ય પ્રકારે વિચાર ચલાવવો જોઈએ. પુત્રે બની શકે ત્યાં સુધી પ્રકૃતિનાં સ્વરૂપો, જીવનના નિયમો, શુષ્ક અને માનસિક ભાવનાઓના સાધન વડે નહિ પરંતુ બની શકે ત્યાં સુધી રૂપકો દ્વારા શિખવવાનો પ્રયત્ન કરવો જોઈએ. પદાર્થોની આધ્યાત્મિકતા સંબંધનાં રૂપકોની મન ઉપર એવી અસર થવી જોઈએ, કે તેમનું માનસિક ભાવનાઓ વડે મદદ થવાને માટે

એ રૂપકોમાં સમાવેશ થતી યથાર્થતાજ તેમના જોવા, સમજવામાં આવે. " સર્વે ક્ષણિક બાબતો માત્ર રૂપકો સમાન છે," એ સુત્રને મુખ્ય બનાવી તેજ પ્રમાણે આ સમયની કેળવણી દોરાવાની જરૂર છે અમુક અભ્યાસિ માટે, પ્રકૃતિનાં રહસ્યોનો પ્રાકૃતિક નિયમો રૂપે અનુભવ થતા પૂર્વે તેમનો તેને રૂપકો રૂપે અનુભવ થવાની બાબત અતિ અગત્યની છે. એક દૃષ્ટાંતથી આ બાબત સ્પષ્ટ થશે. ધારો કે કોઈ યુવકને કોઇને જીવાત્માની અમરતા વિષે તેના દેહમાંથી જવા વિષે સમજાવવું છે, તો તે દૃષ્ટાંત તરીકે કોશીટામાંથી ઉડી જતા પતંગીયાની સરખામણી કરી શકે. કોશેટામાંથી જેમ પતંગીયું ઉડી જાય છે તેમ મરણ પછી શરીર રૂપી કોશેટામાંથી જીવાત્મા ઉડી જાય છે. આવી બાબતોને પ્રથમથી આવી મૂર્તિઓવડે ના સમજનાર કોઈ પણ એવા વીચારોની ભાવવાચક ભાવનાઓ ભાગ્યેજ ગ્રહણ કરી શકશે; કારણ કે આવા દૃષ્ટાંત વડે માત્ર બુદ્ધિનેજ અસર થાય છે એમ નહિ પરંતુ ઇંદ્રિયો અને લાગણીઓને પણ અસર કરી શકાય છે, સમગ્ર જીવાત્માને પ્રબોધી શકાય છે. આવા સર્વ ક્રમનો અનુભવ કરનાર, આગળ ઉપર આવી બાબતોની માનસિક ભાવનાઓ પ્રાપ્ત થતાં તદ્દન ભિન્ન પ્રકારેજ તે તેને સમજી શકે છે. ખરેખર જે માનવિ જીવનના કોયડાનો આવી લાગણીથી અભ્યાસ ચલાવતો નથી તે ઘણો દયા પાત્ર છે. શિક્ષક પાસે સર્વ પ્રાકૃતિક બનાવોનાં, દુનિયાના રહસ્યોનાં દૃષ્ટાંતો હાજરા હજુર હોવાં જોઇએ, એ ઘણું જરૂરનું છે.

ગુપ્ત વિદ્યાની વ્યાવહારિક જીવન ઉપર કેટલી બધી ઉચ્ચ અસર થાય છે, એ આ સંબંધમાં બીલકુલ સ્પષ્ટ છે. કોઈ પણ માનવિ પોતાના ઉપયોગ માટેનાં દૃષ્ટાંતો સ્થૂલ અને માનસિક પ્રદર્શન વિધિથી ઉભાં કરશે તો તેથી ઘણું કરીને તેમના ઉપર ચોડાજ સંસ્કાર પડી શકે શે; કારણ કે આવા માનવિને તો પોતાની સર્વ માનસિક સંપત્તિઓ સહિત આવાં દૃષ્ટાંતોનો ઉપયોગ તેમનો યોજનાર પોતાને માટે કરી શકતો નથી, તે અન્યને સમજાવવામાં આવતાં તેથી તેમના ઉપર ખાત્રી લાયક અસર થઈ શકતી નથી. જ્યારે અમુક એક માનવિ અન્યને વાર્તાઓમાં ઉપદેશ આપે છે ત્યારે તે જે બોલતો વા દર્શાવતો હોય છે તેની તેના ઉપર અસર થાય છે એટલુંજ નહિ પરંતુ વક્તા તરફથી શ્રોતા તરફ એક પ્રકારનો સૂક્ષ્મ આધ્યાત્મિક પ્રવાહ પણ વહતો હોય છે. વક્તાને પોતાને જ પોતાનાં દૃષ્ટાંતો વિષે તીવ્ર શ્રદ્ધાની લાગણી ના હોય તો, તેથી શ્રોતાઓ ઉપર જરા પણ સંસ્કાર પડી શકશે નહિ. યોગ્ય અસર ઉપજાવવા માટે વક્તાએ પોતાનાં દૃષ્ટાંતોમાં યથાર્થતા જેટલી શ્રદ્ધા રાખવી જોઇએ. જો વક્તાનું સહજ આધ્યાત્મિકતા તરફનું વલન હોય, તથા દૃષ્ટાંતો પણ ગુપ્ત વિદ્યાનુસાર યોજવામાં આવતાં હોય તો આમ સહજમાં થઇ શકે છે. ખરેખરા ગુપ્ત વિદ્યા વાદીને તો ઉપર દર્શાવાયલા દેહમાંથી ઉડી જતા જડ જીવાત્માના દૃષ્ટાંતની માથાફોડ કરવાની જરૂર નથી, કારણ કે તેને માટે તો તે સત્ય સિદ્ધાન્ત રૂપ છે. તેને તો કોશેટામાંથી વિકસતું પતંગીયું પ્રાકૃતિક જીવનની અધો ભૂમિકાએ પણ, ઉચ્ચ ભૂમિકાએ દેહમાંથી જીવના ઉડી જવા જેવોજ અનુભવ દર્શાવે છે. આ બાબતમાં તેની સર્વ પ્રકારે શ્રદ્ધા હોય

છે અને જાણે કે અદશ્ય પ્રવાહમાં વહતો હોય તેમ આ શ્રદ્ધાનો પ્રવાહ વક્તા તરફથી શ્રોતા તરફ જાય છે તથા ખાત્રી કરી આપે છે. પછીથી ગુરૂમાંથી શિષ્ય તરફ સીધા જીવન-પ્રવાહોનું વહન ચાલે છે. પરંતુ આવા ઉદ્દેશથી ગુરૂએ ગુપ્ત વિદ્યાના મહાન્ ભંડારમાંથી ઘણો સંગ્રહ કરવાની જરૂર છે. તેના શબ્દો, મુખમાંથી જે જે નીકળે તે જીવનના ગુપ્ત વિદ્યાના બિંદુથી લાગણી, ઉષ્મા અને ઉર્મિ વડે રંગાવું જોઇએ. આથી કેળવણીના સમગ્ર વિષયનો વિશાલ વિસ્તાર ખુલ્લો થાય છે. એકવાર પણ જો આ પ્રદેશ ગુપ્ત વિદ્યાના મૂલ જીવનવડે સમૃદ્ધ બને તો તેના પોતામાં પણ એક પ્રકારની ગંભિર ઉપયોગિતાનો સમાવેશ થશે. વિચારના આ ખાસ પ્રદેશમાં આટલી બધી સાધારણ થઇ પડેલી અંધારામાં બાચકા ભરવાની બાબતનો તે અંગિકાર કરતો નથી. કેળવણીની સર્વ પ્રકારની કલાઓ, સર્વ પ્રકારની કેળવણીની વિદ્યાઓ, જેમને આવાં મૂલ સ્થાનોમાંથી નવીન જીવનનો પ્રવાહ મળતો નથી તે સૂકાઈ જાય છે, મરણ શરણ થાય છે. સર્વ પ્રકારનાં સૃષ્ટિનાં રહસ્યો માટે ગુપ્ત વિદ્યામાં યોગ્ય દષ્ટાંતો મળી આવે છે; માનવિના મનમાંથી ના નિપજતાં, પરંતુ પદાર્થોના તત્વ ઉપરથી દોરાયલાં, દુનીયાની શક્તિઓએ સૃષ્ટિ સમયે તેમને આધાર રૂપે સ્વીકારેલાં આવાં દષ્ટાંતો હોય છે. તેટલા માટે કોઇ પણ પ્રકારની કેળવણીની કળાના આધાર રૂપ ગુપ્ત વિદ્યા હોવી જોઇએ.

વિકાસના આ સમયે ખાસ ધ્યાન આપવા યોગ્ય જીવાત્માની સ્મૃતિની શક્તિ છે. સ્મૃતિની કેળવણીનો આધાર છાયા દેહના ફેરફાર સાથે સંબંધવાળો છે. બીજીવારના દાંત અને પુષ્ત ઉમરના મધ્યકાલમાં એ દેહ છૂટો બને છે, એ વાત ઉપર આથી અસર થાય છે, આ સમયમાંજ બાહ્ય પ્રદેશમાંથી પણ સ્મૃતિ શક્તિના વિકાસમાં લક્ષ આપવાનું છે. આ સમયે જે જરૂરનું છે તેનો ત્યાગ કરવામાં આવે તો એવી વ્યક્તિને સ્મૃતિ શક્તિનો પ્રશ્ન હમેશ માટે થોડો અથવા વધારે ઉપયોગનો થઈ પડે છે. જેનો આ પ્રમાણે તિરસ્કાર કરવામાં આવે છે તે પાછળથી સુધારી શકાતું નથી. [ ચાલુ. ]

ડૉ. સ્ટીનર.

---

# वेदकाल विचार.

( અનુસન્ધાનઃ—વર્તમાન વર્ષના પૃષ્ટ ૭૯ થી. )

## परिशिष्ट (१)

તૈત્તિરીય સંહિતાના ત્રણ નિરનિરાળા વર્ષારંભ બતાવનારો અનુવાદઃ—

संवत्सराय दीक्षिष्यमाणा एकाष्टकायांदीक्षेरन्नेषावै संवत्सरस्य, पत्नी-यदेकाष्टकैतस्यां वाएषएता ९ रात्रिंवमतिसाक्षादेव संवत्सर मारभ्य दीक्षन्त आर्तं वाएते संवत्सरस्याभिदीक्षन्तेय एकाष्टकायां दीक्षन्ते तंनामावृतु भवतोव्यं स्तं वाएते संवत्सरस्याभिदीक्षन्ते यएकाष्टकायां दीक्षन्ते तंनामावृतू भवतः फ-ल्गुनी पूर्णमासेदीक्षेरन्मुखं वाएतत् संवत्सरस्य यत्फल्गुनी पूर्णमासोमुख त एव संवत्सर मारभ्य दीक्षन्ते तस्यैकैवनिर्यायत्साम्मेध्ये विषूवान्त्सं पद्यते चित्रापूर्ण मासेदीक्षेरन्मुख वाएतत्संवत्सरस्य यच्चित्रापूर्णमासो मुखत एवसंवत्सर मारभ्य दीक्षन्ते तस्यनकाचननिर्या भवतिचतुरहे पुरस्तात्पौर्णमास्यै दीक्षेरिन्तेषांमेका-ष्टकायांक्रयः संपद्यते तेनैकाष्टकान छंपट्कुर्वन्तितेषां पूर्वपक्षेसुत्या संपद्यतेपूर्वपक्षं मासां अभिसंपद्यंतेते पूर्वपक्षउत्तिष्ठन्ति तानुत्तिष्ठत् ओषधयोवनस्पतयोनूत्तिष्ठ-न्ति तान्कल्याणी कीर्तिरन्दत्तिष्ठत्यरात्सुरिमे यजमानाइतितदनु सर्वेराध्नुवन्ति.

तै. सं. ७–४–८.

આજ અર્થનો સામવેદના તાંડ્ય બ્રાહ્મણનો અનુવાદઃ—

एकाष्टकायां दीक्षेरन् ॥ १ ॥

एषावै संवत्सरस्य पत्नी यदेकाष्टकैतस्यांवाएता ^ रात्रिवसति साक्षादेव-वत्संवत्सरमारभ्यदीक्षन्ते ॥ २ ॥

तस्यसानिर्या यदपोऽनभिनन्दतोऽभ्यवयन्ति ॥ ३ ॥

विच्छिन्नंवाएते संवत्सरस्याभि दीक्षन्ते यएकाष्टकायांदीक्षन्तेऽतनामानौ ह्रतूभवतः ॥ ४ ॥

आर्तवाएते संवत्सरस्याभिदीक्षन्ते येऽतनामानाहृतू अभिदीक्षन्ते ॥५॥

तस्मादकाष्टकायांन दीक्ष्यम् ॥ ६ ॥

फाल्गुने दीक्षेरन् ॥ ७ ॥

मुखंवा एतत्संवत्सरस्य यत्फाल्गुनी मुखतएवतत्संवत्सरमारभ्य दीक्षन्ते॥८॥

तस्यस्यानिर्यायत्सम्मेधे विष्णुवान्संपद्यते ॥ ९ ॥

चित्रापूर्णमासे दीक्षेरन् ॥ १० ॥

चक्षुर्वाएतद् संवत्सरस्य यच्चित्रापूर्णमासो मुखतोवैचक्षुर्मुखत एववत्संवत्सर मारभ्यदीक्षन्ते तस्यननिर्यास्ति ॥ ११ ॥

चतुरहे पुरस्तात् पौर्णमास्या दीक्षेरन् ॥ १२ ॥

तेषामेकाष्टकायांक्रयः संपद्यते तेनैकाष्टकांन संवत्कुर्वन्ति ॥ १३ ॥

तेषां पूर्वपक्षेसुत्या संपद्यते पूर्वपक्षेमासाः संतिष्ठमानायन्ति पूर्वपक्ष उत्तिष्ठति तानुत्तिष्ठतः पशवः ओषधयोऽनू त्तिष्ठन्तितान्कल्वाणी वागभिवदत्यराः स्सुरिमेसत्रिण इतितेराघ्नुवान्ति ॥ १४ ॥

તાંડ્યબ્રાહ્મણ ૫-૯.

ઋગ્વેદના દશમા મંડલમાં વૃષાકપિ નું સૂક્તઃ—

विहिसोतोर सृक्षत नेद्रंदेव ममंसत । यत्रामदद्वृषाकपिरर्यः पुष्टेषुमत्सखा विश्वं स्मादिन्द्र उत्तरः ॥ १ ॥

( આ સૂક્તમાં ઇન્દ્ર, ઇન્દ્રાણી, અને વૃષાકપિનો સંવાદ વર્ણવવામાં આવ્યો છે. પણ કઈ કઈ ઋચા કોના મ્હોડામાંથી નીકળેલી એ વિષયે ટીકાકારોમાં મતભેદ છે. સાયણાચાર્યે પહેલી ઋચા ઇંદ્રના મ્હોડામાંથી નીકળેલી કહે છે. પરંતુ માધવભટ્ટ તે ઇંદ્રાણીના મ્હોડાંથી નીકળ્યાનું જણાવે છે; એમ સાયણાચાર્યે કહ્યું છે. )

ઇન્દ્રાણી ઇન્દ્રને કહે છે, કે સ્વામી ! વૃષાકપિ જે ઠેકાણે "( સોમની ) સમૃદ્ધિવાળા યજ્ઞમાં હૃષ્ટ થાય ( તે ઠેકાણે યજમાન ) સોમથકી પરાઙ્મુખ થઈ ઇન્દ્ર દેવને માનતો નથી ( તોપણ ) મારા સખા ઇન્દ્ર વિશ્વના ઉત્તર ભાગે જ છે.

पराहीन्द्र धावांसि वृषाकपेरतिव्यथिः । नोअहप्रविन्दस्यन्यत्र सोमं पीतये विश्वं० ॥ २ ॥

( ઇન્દ્ર માટે તયાર કરેલું હવિદ્રવ્ય વૃષાકપિ (ઇન્દ્ર પુત્ર) રૂપી કોઇ મૃગે દૂષિત કરવાથી તે ઇન્દ્રને કહે છે, એવો આ સક્તનો સંદર્ભ માધવભટ્ટે કરેલો છે. પ્રથમ ઋચામાં કહ્યા પ્રમાણે ઇન્દ્રાણીએ ઇન્દ્રને કહ્યા મુજબ વૃષાકપિ પાસે જવા લાગ્યો, ત્યારે ઇન્દ્રાણી પુનઃ તેને કહે છેઃ—હે ઇન્દ્ર ! વૃષાકપિ પાસે તું ત્વરાથી ધાય છે, અને સોમપાન માટે અન્ય કોઈ પણ સ્થળે જતો નથી કેમ ? ( અત્ર परा નો અર્થ જેટલે ગયો તે પ્રદેશ એવો કરવામાં આવ્યો છે. )

किमयंत्वां वृषाकपिश्चकार हरितो मृगः । यस्मा इरस्यसीदु न्वर्यो वा पुष्टिमद्वसु विश्वं ॥ ३ ॥

( અનુક્રમણિકાને અનુસરી સાયણાચાર્ય આ ઋચા ઇંદ્રાણીની સમજે છે, અને તેનો અર્થ તે આ પ્રમાણે કરે છે. ( હે ઇન્દ્ર ) આ ( વૃષાકપિરૂપી ) હરિત વર્ણ મૃગે તારૂં એવું શું ( પ્રિય ) કર્યું છે, કે તેને તું ઉદાર મનુષ્ય પ્રમાણે પોષણ યુક્ત ધન આપે છે ? પણ જર્મન પંડિત આ ઋચા ઇન્દ્રના મુખની હોય એમ કહે છે.

અર્થઃ—( હે ઇન્દ્રાણી ? ) આ હરિતવર્ણ મૃગે તારૂં એવું શું ( નુકશાન ) કર્યું છે, કે તું તેના પર ક્રોધે થયેલ છે ? તે શું પોષણયુક્ત ધન છે કે શું ?

यमिमं त्वं वृषाकपिं प्रियमिन्द्राभिरक्षसि । श्वान्वस्य जंभिषदपि कर्णे वराहयुर्विश्व० ॥ ४ ॥

प्रिया तष्टानि मे कपिर्व्यक्ता व्यदूदुषत् । शिरो न्वस्य राविषं न सुगं दुष्कृते भुवं विश्व. ॥ ५ ॥

( બીજી ઋચામાં ઇન્દ્રનો વૃષાકપિ સાથે સ્નેહ સંબંધ હોવાને લીધે ઇન્દ્રાણી ઇન્દ્ર ઉપર ગુસ્સે થઇ. પરંતુ એટલાથી તૃપ્તિ ન થતાં તે કહે છે, કે હે ઇન્દ્ર ! જે અર્થે તું તારા પ્રિય એવા વૃષાકપિનું રક્ષણ કરે છે, તે અર્થે વરાહની ઇચ્છા કરનારા કુતરા તેના કાનની ઇચ્છા કરે છે. ( સબબ ) આ કપિએ મારો આ જયવાળો પદાર્થ નષ્ટ કર્યો છે. તેથી ખરેખર હું તેનું શિર કાપી નાંખીશ. કારણ દુષ્કૃતિ કરનારને સુખ ક્યાંથી મળે ?

( આ કુતરા તે મૃગશીર્ષની પાસેના કૅનિસ મેજર ( શ્વાન ) ઉર્ફે વ્યાધ છે. એ પૂર્વના વિવેચનથી સમજવામાં આવ્યું છે.

नमत्स्त्री सुभसत्तरा न सुयाशुतरा भुवत् । न मत्प्रतिच्यवीयसी न सक्थ्युद्यमीयसी विश्वं ॥ ६ ॥

અત્ર ઇન્દ્રાણી પોતાની ધન્યતા માની કહે છે, કે મારા જેવી બીજી કોઇ પણ સ્ત્રી ભાગ્યશાલી કે સુખી નથી. તેમજ મારા કરતાં બીજી કોઇ પણ પતિને સર્વ પ્રકારે આનંદ આપનારી પણ નથી.

**અર્થ:**—આ પ્રમાણે દાસ અને આર્યમાં ભેદ જોવામાં આવે છે. સોમરસ કાઢી હું તે પીતો, અને ધીમાન યજમાન તરફ લક્ષ પહોંચાડતો.

**धन्वंचयत्कृंतत्रंच कतिस्विन्ताविवोनना । नेदीयसोवृषाकपेस्त मेहिगृहाँ उपविश्व० ॥ २० ॥**

( આ ઋચામાં ઇન્દ્ર વૃષાકપિને ઘેર જઈ, પછી પોતાને ઘેર તેને આવવાનું કહે છે. ત્યારે પ્રશ્ન એ છે, કે વૃષાકપિ અને ઇન્દ્રનું ઘર ક્યાં આવેલ છે? **धन्वकृंतत्रं** અને **नेदीयस्** નો સાયણાચાર્યે નિરૂદક અને અરણ્ય રહિત દેશ, કર્તનીય અરણ્ય—કે જ્યાં વૃક્ષ કાપવામાં આવે છે; તથા શત્રુ ગૃહ એવા અર્થ આપેલા છે. પણ વસ્તુ સ્થિતિ જોતાં એ અર્થ બંધ બેસતા થતા નથી. વૃષાકપિએ સૂર્યનું કોઈ પણ સ્વરૂપ છે. તે અરણ્યમાં જઈને શું કરી શકે? અને એ અરણ્ય પણ કયું? ઋગ્વેદ ( ૧-૩૫-૮ ) માં **धन्व** નો અર્થ પ્રકાશ એવો સાયણાચાર્યે આપેલો છે. તેજ અર્થ ગ્રહણ કરવા માટે કાંઈ હરકત નથી. અને **कृंतत्रं** નો અર્થ તોડેલ એવો આપવામાં આવ્યો છે. આ ઉપરથી આકાશનો ભાગ અર્થાત્ દક્ષિણ ગોલાર્ધે ઉર્દ્ધે પિતૃયાન છે. **यत्रावरोधनंदिवः** ( ઋગ્વેદ ૯—૧૧૩—૮ ) માંનો અવરૂદ્ધ આકાશ અને **धन्वकृंतत्रं** એ એક જ છે. દક્ષિણ ગોળાર્ધની પૂરી ખબર ન હોવાથી તે **धन्व** કેટલાક યોજન છે એમ કહેવામાં આવેલ છે. આ ઉપરથી ઇન્દ્રે વૃષાકપિને પોતાને ઘેર અર્થાત્ દક્ષિણ ગોળાર્ધમાં જવાનું કહેવામાં આવ્યું છે.

બીજા ચરણનો સરળ અર્થ **नेदीयस**થી પોતાને ઘેર આવે એવો છે. અત્ર નેદીયસ્ શબ્દ સંબંધે ગોટાળો થયેલો છે. **अन्तिकलाढ्योर्नेदसाधौ** આ પાણિનીના સૂત્રાનુસાર ( ૫-૩-૬૩ ) **अन्तिक** શબ્દનો ઇયસું ઇષ્ટ પ્રત્યયની પહેલાં નેદ એવો આદેશ થતો હતો એમ કહેલ છે. પણ અન્તિકથી નેદ શબ્દ કોઇ પણ પ્રકારે મળી શકતો નથી. અર્થાત નેદીયસ્ શબ્દનું મૂળરૂપે જે નેદ તે પાણિનીના સમયે નહોતું. પરંતુ વ્યાકરણકાર આ પ્રમાણે પાણિનીના તમામ શબ્દોની વ્યવસ્થા કરવાને સબબે નેદીયસ્‌નો અન્તિક શબ્દની સાથે સંબંધ જોડવામાં આવ્યો છે એમ કહે છે. પણ એમ કરવાથી નેદીયસ્‌નો પાણિનીના સમયે પાસે સિવાય બીજો કોઈ અર્થ થતો નહિ એમ માનવાને કારણ નથી. પાણિનીના સમયે વિશેષ પ્રચલિત થયેલ અર્થ બતાવેલો, અને તેનું મૂળરૂપ કાંઈ નહિ હોય એમ માની તેણે તેવોજ અર્થ થયેલા અન્તિક શબ્દને તેનું મૂળરૂપ માનેલું હશે. કારણ, તેનો ઉદ્દેશ સિદ્ધ કરવાનો નહોતો પણ રૂપ સિદ્ધ કરવાનો હતો. ઈંગ્રેજીમાં Nether શબ્દનો અર્થ નિચે થાય છે. આ શબ્દને અર તારતમ્યદર્શક પ્રત્યય લગાડી યોજવામાં આવ્યો છે. તે લૉ—અર Low-er શબ્દનો સમાનાર્થક છે. આ મૂળ શબ્દ ઉપરથી Biniath—નિચે Under-Neath અંડર—નીથ—વગેરે શબ્દ થયેલ છે. આ શબ્દ અને સંસ્કૃત **नेदीयस्** એ બન્ને **नेद** નામક એક જ મૂળરૂપથી થયેલ છે. અને નેદીયસ્‌નો અર્થ નિચેનો એવો કરવો જોઇએ.

આવો અર્થ કરવાને બીજો પણ આધાર છે. ઋગ્વેદમાં ઈતર ઠેકાણે આપેલ દીનેયસ અને નેદિષ્ટ શબ્દ ઉપરથી તેનો એવો અર્થ જ્યારે નક્કી કરવામાં આવતો નથી, ત્યારે બ્રાહ્મણ ગ્રંથના કેટલાક સ્થલ ઉપરથી તે નક્કી કરવામાં આવે છે. ઐતરેય બ્રાહ્મણમાં ( ૬-૨૭ ) **उपरिष्टान्नेदीयसि** તેમાં ઉપરિશત્ અને **नेदीयस्** વચ્ચે વિરોધ બતાવવામાં આવ્યો છે. તેવી જ રીતે કાઠક સંહિતામાં **नेदिष्ठादेव स्वर्गलोके मा रोहति** અર્થાત્ નેદિષ્ટ લોકથી સ્વર્ગ લોકમાં આરોહણ કરવાનું વાક્ય છે. આ આરોહણ શબ્દ ઉપરથી

नेदिष्ठ નો અર્થ નિચેનો લોક થાય છે. તાંડ્યબ્રાહ્મણમાં यथामहावृक्षस्याग्रं सृप्त्वा नेदीयः संक्रमात् संक्रामत्येवमेतन्नेदीयः संक्रमयानेदीयः संक्रमात्संक्रामति આ પ્રમાણે કહેવામાં આવ્યું છે. અને તેનો અર્થ જે પ્રમાણે વૃક્ષના અગ્ર ભાગે ધીમે ધીમે જવા પછી ( મનુષ્ય ) ધીમેધીમે નિચે આવે છે, તે પ્રમાણે સ્વર ધીમેધીમે ઉંચે ચ્હડાવી પછી ક્રમ પૂર્વક નિચે આણે છે. "આ પ્રમાણે તમામ ઠેકાણે નેદીયસ્‌નો અર્થ પાસે એમ સાયણાચાર્યે પાણિનીને અનુસરી કરેલો છે. પણ આગળ કહ્યા પ્રમાણે પાણિનીનો ઉદ્દેશ અર્થ બતાવવાનો નહોતો પણ રૂપ સિદ્ધ કરવાનો હતો. નેદીયસ્ એઇયસ્ પ્રત્યયવાળા શબ્દનું મૂળરૂપ કાંઈ જોવામાં આવતું નથી. એટલા ઉપરથી તેના સમાન અર્થવાળા અન્તિક શબ્દને તેનું મૂળરૂપ માની લીધું. એટલે નેદીયસ્‌નો અન્તિક અર્થ "પાસેનો." એમ પાણિનીના વખતે કરવામાં આવ્યાનું કહી શકાય નહિ. તેથી વ્યુત્પત્તિ ઉપરથી નીકળનારો તેનો અર્થ "નિચેનો" માનવો યોગ્ય છે. આ વિના પણ એક બાબત વિચારવા જેવી એ છે, કે ઇંદ્રનું ઘર ઉત્તર તરફ છે, અને વૃષાકપિ નેદીયસ્ એટલે નિચે ચાલનાર છે, ઇન્દ્ર તેને પોતાને ઘેર પુનઃ બોલાવે છે. આ આ સૂક્તનો મથિતાર્થ છે. શરત્સંપાત સમયે સૂર્ય નિચે આવવાની કલ્પના ઘણી પુરાતની છે. ઐતરેય બ્રાહ્મણ ( ૨૪—૧૮ ) અને તૈત્તિરીય બ્રાહ્મણ ( ૧-૫-૧૨-૧ ) માં સંવત્સર સત્રની વિધિ વિષુવદિવસે કરવાની બતાવવામાં આવી છે, ત્યાં तस्यवैदेवा आदितस्य स्वर्गाल्लोकादवपातादविभयुस्तंत्रिभः स्वर्गैर्लोकैस्वस्तात्प्रत्युत्तन्नुवन् ।.............तेपु स्तोमेषु हिवापप पतदभ्याहितस्तपति । सवापप उत्तरोऽस्मात्सर्वस्माद्भूताव " કહેવામાં આવ્યું છે, કે સૂર્ય સ્વર્ગથી નિચે પડયો ત્યારે તેને દેવ ભજ્યા, અને તેને નિચે સ્તોમે આધાર આપ્યો...... આ પ્રમાણે આધાર મળવાથી તે ઉત્તરનો થયો. " આ સ્તોમ શરત્સંપાત દિવસે, અર્થાત્ વિષુવ દિવસે હોય છે. આ તમામ બીના ઉપરથી પ્રસ્તુત ઋચામાં સૂર્યનું દક્ષિણ ગોળાર્ધમાં ઉતરવાનું વર્ણન છે, અને ઇન્દ્ર વૃષાકપિને અર્થાત્ સૂર્યને પુનઃ ઉત્તર તરફ બોલાવે છે એ સ્પષ્ટ છે. )

અર્થઃ—"વૃષાકપિ! તું આકાશના कृतत्र ( તોડેલા ) ભાગના કેટલાક યોજને આવેલા ઘેર જા અને તે નિચેના ઘેરથી મારે ઘેર આવ. "

पुनरेहि वृषाकपे सुवितार्कल्पयावहै । यएषः स्वप्ननंशनास्तमेषि पथा पुनर्विश्व ॥ २१ ॥

( વૃષાકપિ નિચેના લોકમાં જઈ પુનઃ પરત આવવા પછી ઇંદ્ર શું કરે છે, એ આ ઋચામાં કહેવામાં આવ્યું છે;

અર્થઃ—હે વૃષાકપિ ! નિદ્રાનો નાશ કરનાર એવો જે તું, હવે ઘેર જાય છે, તો તે જ રસ્તેથી પુનઃ આવ અમે તારા માટે કર્મ કરીએ છીએ.

( શરત્સંપાતથી દક્ષિણાયન શરૂ થવાને સમએ યજ્ઞકર્મ બંધ પડે છે, પણ પુનઃ સૂર્ય જ્યારે ઉત્તર ગોળાર્ધમાં આવે, એટલે વસંત સંપાત થાય ત્યારે યજ્ઞ શરૂ થાય છે. એવો તાત્પર્ય આ ઋચાનો છે. )

**यदुदंचो वृषाकपे गृहमिन्द्राजगंतन । क्वस्यपुल्व वृघोमृगः कमगञ्जनयो पनोविश्वं० ॥ २२ ॥**

આ ઋચા મહત્વની છે. વૃષાકપિ પરત આવ્યા પછી તેની કેવી સ્થિતિ થાય છે તે અત્ર વર્ણવી છે. ઇંદ્રાણી કહે છે કે " હે ઇન્દ્ર અને વૃષાકપિ ? તમે ઉત્તર તરફ ઘેર આવ્યા પછી તે અતિ પાપી અને લોકને થકવનારા મૃગ ક્યાં જાય છે ?

અત્ર મૃગનો " **मृगः मार्ष्टेः गतिकर्मणः** " **मृज़**—જવું. આ ઉપરથી મૃગ એટલે ગમનશીલ અથવા સૂર્ય એવો અર્થ **यास्के** આપેલો પરંતુ એ અર્થ ગ્રહણ કરવાથી ઋચાનો એક'દર અર્થ સચવાતો નથી. કારણ વૃષાકપિ ઉત્તર તરફ ગયા પછી તે મૃગ જોવામાં આવતો નથી એવું આ ઋચામાં સ્પષ્ટ છે. પણ મૃગ એટલે સૂર્ય સમજવાથી તે ઉત્તર ગોળાર્ધમાં આવવા પછી અદૃશ્ય કેવી રીત્યે થઈ શકે? આ શિવાય આ સૂક્તમાં વૃષાકપિ અને મૃગ એ નિરાળા છે. એટલે મૃગનો મૃગશીર્ષ નક્ષત્ર એવો અર્થ કરવો જોઈએ. એવો અર્થ કરવાથી તમામ બીના યથાસ્થિત પ્રતિપાદન થઈ શકે. શરત્સ'પાતમાં સૂર્યાસ્તની સાથે તે મૃગ ઉગે છે, એટલા કારણથી જોવામાં આવે છે. પણ વસંત સ'પાતમાં સૂર્ય આવે ત્યારે બન્ને એક સાથે ઉગે છે. તેથી મૃગ સૂર્યના પ્રકાશને લીધે જોવામાં આવતું નથી. તાત્પર્ય મૃગશીર્ષમાં વસ'ત સ'પાત થતો એમ માનવાને આ ઋચાનો સંતોષકારક અર્થ કરી શકાય તેમ છે. આ અર્થ ગ્રહણ કરવાથી શ્વાનઋભૂ સ'વત્સરને અ'તે જગા કરે છે." આ ઋચા વચનને તેને આધાર મળે છે.

વૈદિક ઋષિ સૂર્યનાં નક્ષત્રનાં સ્થાન જાણવા માટે તે ઉગતા પહેલાં થોડા સમય કયું નક્ષત્ર ઉગે છે એ જોતા હતા.* પ્રસ્તુત ઋચામાં વૃષાકપિ ઇન્દ્રને ઘેર ગયો, તેથી તેનો મૃગ ક્યાંઇ જોવામાં આવ્યો નહિ એમ કહેવામાં આવ્યું છે. આથી સ્પષ્ટ સમઝાય છે, કે તે બન્ને તે દિવસે એક સાથે ઉગતાં હતાં. તેથી **उदंच** શબ્દ ઘણો મહત્વનો છે. ઈંદ્રના ઘેર વૃષાકપિ ગયો એટલે તે **उदंच** હતો. અને ઈંદ્રનું ઘર આકાશમાં ઉત્તર ભાગે છે, એમ આ સૂક્તની પ્રત્યેક ઋચામાં કહેવામાં આવ્યું છે, અર્થાત્ આ ઋચામાં વસ'ત સ'પાત ઉર્ફે દેવયાન-કિંવા [illegible] દ્વારમાં આવનારા સૂર્યની સ્થિતિ વર્ણવેલી છે.

...ર્ય પ્રચલિત થયેલ અર્થ બતાવેલ. **मरुत्वाविंशतिम् । भद्रंभंलत्यस्यां अगूधस्यां उदर**

તેવોજ અર્થ થયેલા અન્તિક શબ્દને તે

કરવાનો નહોતો પણ રૂપ સિદ્ધ કરવાનો ૬॥

થાય છે. આ શબ્દને અર તારતમ્યદર્શક પ્ર વખતે વીશ પુત્ર પ્રસવે છે. જેનું ઉદર એટલું બધું

Low-er શબ્દનો સમાનાર્થક છે. આ મૂળ

Neath અંડર-નીથ—વગેરે શબ્દ થયેલ માણે વીસ તથા પંદર એવો અર્થ સંદર્ભ ઉપરથી

નેદ નામક એક જ મૂળરૂપથી થયેલ છે. અને નક્ષત્ર પ્રસરાવનારનું ઇન્દ્રે અન્તે કલ્યાણ ઇચ્છયું છે.

આવો અર્થ કરવાને બીજો પણ આધાર (આગળ ચાલુ.)

યસ અને નેદિષ્ટ શબ્દ ઉપરથી તેનો એવો અ **પ્રભાશ'કર રત્નજી ઉપાધ્યાય.**

બ્રાહ્મણ ગ્રંથના કેટલાક સ્થલ ઉપરથી તે નક્કી

(૬-૨૭) **उपरिष्ठान्नेदीयांसि** તેમાં ઉપરિષ્ઠાત् **दावेसूर्य उदेति । अथ नक्षत्रनैति । यावतितत्र**

આવ્યો છે. તેવી જ રીતે કાઠક **સ'હિતામાં** **नीततरकारी स्यात् । पुण्याह एव कुरुते ।**

નેદિષ્ઠ લોકથી સ્વર્ગ લોકમાં આરોહણ કરવાનું

વી. પી. કમીશન તથ ટપાલ ખર્ચ મંગાવનારને શીર છે.

મ. ન. દ્વિવેદીકૃત પુસ્તકો

## *બાલ વિલાસ,

(આવૃતિ ત્રીજી.)

*આ પુસ્તક પણ મે. ડાયરેક્ટર સાહેબે શાળામાં ઈનામ તથા લાયબ્રેરીમાં મંજુર કર્યું છે.

કિં. રૂ. ૧-૦-૦

## કાન્તા.

(નાટક

આવૃતિ બીજી.

તૈયાર છે. કિ. ૦-૮-૦

## શ્રી વૃત્તિ પ્રભાકર.

### બંધાઈને તૈયાર છે

કીંમત રૂ. ૩) ત્રણ

માહાત્મા શ્રી નિશ્ચલદાસજી પ્રણિત મુલ હિંદુસ્થાનિનું ગુજરાતી ભાષાંતર કર્તા રા. રા. મણિલાલ નભુભાઈ દ્વિવેદી,

સુદર્શન ઓફીસ—નડીઆદ.

## ઉત્તર રામચરિત્ર.

આવૃતિ બીજી

કિંમત રૂ. ૧—૮—૦

## *ચારિત્ર.

(આવૃત્તિ ત્રીજી)

કિંમત રૂ. ૧—૦—૦

*મે. ડાયરેક્ટર સાહેબે આ પુસ્તક શાળાઓમાં ઇનામ તથા લાયબ્રેરી માટે પસંદ કરેલું છે.

આ શિવાયનાં તેમનાં અન્ય તમામ પુસ્તકો, સુદર્શન ઓફીસ—નડીયાદ. અથવા એન. એમ. ત્રીપાઠી એન્ડ કંપની કાલકાદેવી રોડ, અથવા પંડિત જયેષ્ટારામ મુકુન્દજી બુકસેલર (નં. ૩૫૩ જવેરબાગ મુંબઈથી મળી શકશે.

એક આનાની ટીકીટ મોકલનારને તમામ પુસ્તકોનું લીસ્ટ સુદર્શનઓફીસ નડીયાદથી મોકલવામાં આવશે.

## તંત્રી યોજીત પુસ્તકો.

# યાજ્ઞવલ્કય સંહિતા.

હઠ અને રાજયોગને સારી રીતે સમજાવી ખરો સરલ યોગમાર્ગ દર્શાવતો ગ્રંથ. મુલ સહ ગુજરાતી કીંમત ૦—૧૨—૦

## આપણાં પુરાણો.

પુરાણો ગપ્પાં કહેનારને સબલ ઉત્તર કીંમત ૦—૨—૦

સુદર્શના ગ્રાહકોને આ બંને ૦—૧૦—૦ માં મળશે. ટપાલ જુદું.

આદ્યતંત્રી.
[illegible] પ્રવાસી
સાક્ષર મણિલાલ નભુભાઈ
દ્વિવેદી.

# સુદર્શન.

તંત્રી.
[illegible]

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી

પુસ્તક ૨૫, અંક ૫ ] (માસિક) [ ફેબ્રુઆરી. ૧૯૧૦.]

## અનુક્રમણિકા.



અમદાવાદ-યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડ

આદ્યતંત્રી. સ્વર્ગવાસી મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

સહતંત્રી. પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ. એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

પુસ્તક ૨૫, અંક ૫ ] (માસિક) [ ફેબ્રુઆરી, ૧૯૧૦. ]

## પિપાસુને નિમંત્રણ.

( મળેલું. )

છૂપી આગો બૂજવવાને બહુ બહુ વેત્રવલાં મારી.
શ્રમે કાયર થયેલાઓ પધારો પાન્થ પિપાસુ !
વિસામા ના મળ્યા વ્હાલા ! ન પાયાં શીતળાં પાણી,
અરે તો ખોળવો તો કોઈ પયગમ્બર તો પિપાસુ !

ગણી મીઠા હળાહળ ઝેરના-પ્યાલા હશે પીધા,
અહિં કંઈ વિષ ઉતરશે પધારો પાન્થ પિપાસુ !
ખરીદવાને હશો રખડયા જગતમાં સ્નેહ લાણુંઓ,
કબુલો દોસ્ત નીહાળ્યાં જખેલા જીર્ણ કાણુંઓ.

ન સોદો જામતો કોતો જમે તો ચાલનો નાહીં
અરે એ કામના કાયર પધારો પાન્થ પિપાસુ !
હશે શોધી હૃદય ગરવાં ઠલાવ્યાં નીર ઠંડાં જ્યાં,
ભભૂકી જ્વાળથી દાઝ્યાં દઝાડયાં પાન્થ પિપાસુ !

પીછાણ્યો સત્યનો છેલ્લો મજાનો બિસ્તરો પૂરો.
ઉપર ગુરૂરાજ બિરાજે નજર કર દોસ્ત પિપાસુ!
વિકાસી મુખડાં બેહા ઝીલે સુધાસરો સ્નેહે.
હૃદય સાગર જરૂર આંહિં આવ જો જે માત્ર પિપાસુ!

કહે છે કોઈ પયગમ્બર અમે કહીએ વડો ચેલો.
પરન્તુ એજ છે નાયક! પધારો રાજ! પિપાસુ!

ભદ્ર.

---

# મીરાંબાઈ.

(મળેલું)

શબ્દે શબ્દ રસાળ ભક્તિ રસના, કાવ્યાકૃતિ ઝુલણે,
ઝુલાવી મજનાથ ઉર અમને, ઝુલાવવા કારણે;
નાખી અક્ષર દેહ કાર્ય કર્ણીઓ, સૌ કંઠ કંઠી રૂપે,
વાસી વાસ રસાળ રાસ રમતી, મીરાં નમું તુજને.

'મ્હારૂં, આ નહિ મ્હારૂં' એહ જગને, ઊંડે કુવે ઊભતાં,
ત્યાગી મોહ વિગોહ સર્વ મમતા, આંજી સદા ઉરમાં;
વ્હેતે પ્રેમ પવિત્ર સત્ત્વ વહને, ઉજાળતાં આત્મને,
ઉજાળી અમ દેશ તેજ ઝબકી, મીરાં નમું તુજને.

સાધુતા મૃદુતા રતિ વિમળતા, મિષ્ટ ધ્વનિ સેચને,
ઉરોની કરી લ્હાણ લ્હાણુ નવલે, કર્તવ્ય સંબોધીને;
ભાવા પાત્ર પવિત્ર જ્યોત પ્રગટી, પાપાંધતા ટાળવે,
દીપંતી રસ દીપિકા સમ રહી, મીરાં નમું તુજને.

પંડિતો પદ પાદ લ્હું રસ ભર્યો, વાંચી સદા સ્નેહથી,
પીતા જે રસ તેજ સૌ રસ પીએ કૈં ના ભણ્યાં સાંભળી;
ભાવા એ મૃદુ ગૂઢ રૂઢ રમતી, છેલાવતાં સૌ પદે,
મોંઘેરાં રતિભાવ ચિત્ર રસતી, મીરાં નમું તુજને.

કૃષ્ણાસક્ત નૃપાલ ગેહજ નમી. કૃષ્ણ પ્રસાદી રૂપે,
ગાળી જીવન બાળ લાલ યજને, પિતા પ્રીતિ પાલને:

છોગાળા ઘનશ્યામ પ્રાણ શરણું, આપી સદા ઉરને,
સ્વામિની સમ શોધતી રસ વને, મીરાં નમું તુજને.

લોકાચાર વિચાર ત્યાગ કરતાં, ત્યાગી ન મા બાપના,
ઉરોની રતિ શીખ ઉર તુજને, વ્હાલી ન વ્હાલી છતાં;
વિવાહે ધરી અંગ નિત્ય હૃદયે, કૌમાર સંરક્ષીને,
રાચંતી રતિ જેમ શ્યામ સ્મરતી, મીરાં નમું તુજને.

હોમી અંગ નિસંગ સંગ વિરહે, ગોપી મૃદુ ભાવનાં,
નિષ્કામી સત કામ સત્ત્વ ભરિયાં, પ્રીતિ પ્રભા છોડનાં;
ખીલાવી રસ પુષ્પ ઉર રસિયા, રાધાપતિ પૂજને,
સોહંતી સતી જેમ છત્ર પજતી, મીરાં નમું તુજને.

ક્રોધીને વિણુ ક્રોધ બોધ કરતી, બોધે રમી સર્વથા,
આ સંસાર અસાર સાર ગૃહણે, પ્યાલા ભરી ઝેરના;
માંડી મુખ વિમુખ કુળ તરણે, થૈ નાવડું કાંતને,
તારંતાં તરી તેહ સૌમ્ય સ્મરતી, મીરાં નમું તુજને.

× × × + + + +

વ્રજ વિહારી.

અનુભવ થાય છે.[૨૧] જ્ઞાનનું સ્વરૂપ પ્રકાશ છે. તે ક્રિયા માત્રનો પ્રકાશ કરે છે. જે જે રૂપે ક્રિયાઓ ઉત્પન્ન થાય છે, તે તે રૂપનો જ્ઞાન યથાયથ પ્રકટ કરે છે. તેથી ઇંદ્રિયો, બુદ્ધિ વગેરેની ક્રિયાઓ જે જે રૂપે ઉત્પન્ન થાય, તેનો પ્રકાશ તેવાજ રૂપમાં થઈ શકે છે.[૨૨] એમ હોવાથી જ ક્રિયા જડ છતાં તેની સાથે રહેલ જ્ઞાન તે ક્રિયાથી અભિન્ન છે, એમ આપણે માનીએ છીએ. એ પ્રમાણે ક્રિયા અને જ્ઞાનને અભિન્ન માની, સુખ દુઃખ શબ્દ સ્પર્શાદિ વિવિધ વિજ્ઞાનો જ્ઞાનની જુદી જુદી અવસ્થાઓ છે, એમ સમજીએ છીએ.

જ્ઞાન અને જડીય ક્રિયાનો સંબંધ કારણ કાર્યરૂપે નથી. ઉપર્યુક્ત મીમાંસાનો ફલિતાર્થ એ છે કે–' જ્ઞાન અને જડીય ક્રિયામાંથી કોઈ પણ એક બીજાનું કારણ નથી: અર્થાત્ તેઓની વચ્ચે કારણકાર્ય ( Causal relation ) નો સંબંધ નથી.[૨૩] શંકરાચાર્ય કહે છે

---

૨૧. अन्तःकरणदेहेन्द्रियोपाधिद्वारेणैव [ तद्ब्रह्म ] विज्ञानादि शब्दैर्निर्दिश्यते, तदनुकारित्वात्, न स्वतः॥ કેનોપનિષદ્ ભાષ્ય. ૨-૯ તથા ૧૦. ( અંતઃકરણ, દેહ અને ઇન્દ્રિયોની ઉપાધિમાં બ્રહ્મ અનુગત હોવાથી, તે ઉપાધિથી જ વિજ્ઞાનાદિ શબ્દો વડે તેને ઓળખાવવામાં આવે છે; સ્વરૂપથી તે વિજ્ઞાન પ નથી.' ज्ञेयावभासकस्य ज्ञानस्या लोकवत् ज्ञेयाभिव्यञ्जकत्वम् ॥ શંકર ભાષ્ય, પ્રશ્નોપનિષદ્ ૬-૮. ' જેમ દીપક અંધારામાં રહેલી વસ્તુનો પ્રકાશ કરે છે, તેમ જ્ઞેયરૂપ સઘળા પદાર્થોનો જ્ઞાન પ્રકાશ કરે છે.'

૨૨. प्रकाश स्वभावेन युगपत् स्वाध्यस्तसमस्तावभासनमिति, न तस्मिन् [ ज्ञाने ] परिणामशङ्का......................निरवयवस्य विशेषासंभवात् ઉપદેશ સાહસ્રી ટીકા ૧૮-૧૫૮. ( જ્ઞાનનો સ્વભાવ અથવા સ્વરૂપ જ પ્રકાશ રૂપ હોવાથી પોતાને વિશે આરોપિત થયેલ સમસ્ત જગત્‌નો તેમજ તેનો પોતાનો એકી સાથેજ પ્રકાશ થાય છે. એમ હોવાથી તે જ્ઞાનમાં પરિણામ પામવાની શંકા લાવવાનું કંઈ પ્રયોજન રહેતું નથી; કેમકે જ્ઞાનને અવયવ નથી, ત્યારે તેની વૃદ્ધિ અથવા ક્ષય શી રીતે થઈ શકે?

૨૩. જો જ્ઞાન અને જડીય ક્રિયા વચ્ચે કારણ કાર્યનો સંબંધ સ્વીકારીએ તો એક મહાન્ દોષ પ્રાપ્ત થાય છે. શક્તિનું અવિનાશપણું ( Conservation of Energy) વિજ્ઞાનશાસ્ત્રે પ્રકટ કરેલું છે. તે સિદ્ધાન્તથી સ્થાપિત થાય છે કે–જડીય ક્રિયાનું રૂપાન્તર થાય છે, પરંતુ તેનો નાશ થતો નથી. બાહ્ય વિષયમાંથી ક્રિયા આવીને કર્ણેન્દ્રિયને ઉત્તેજિત કરે છે. તે ઉત્તેજન સ્નાયુના યોગથી મગજમાં પોહોચે છે. ત્યાં સુધીની જે ક્રિયાઓ થાય છે તે જડીય ક્રિયાઓ છે. તે ક્રિયાઓને પરસ્પર કારણ કાર્યનો સંબંધ છે. પરંતુ જ્યારે શબ્દનું ' જ્ઞાન ' ઉપસ્થિત થાય છે, ત્યારે શું થાય છે? ' જ્ઞાન ' તો જડ અથવા જડીય ક્રિયા નથી. તેને આકાર તેમ અવયવ નથી. તેથી જ્યારે શબ્દનું જ્ઞાન પ્રાદુર્ભૂત થાય છે, ત્યારે તે જ્ઞાન થયા પેહેલાંની જડીય ક્રિયા મગજમાં પોહોચતાં સુધી કારણ કાર્યના સંબંધથી ઉત્પન્ન થઈ હતી, તે ક્રિયાનો નાશ થાય છે. એમ કહેવું પડે. તેમજ તે પ્રસંગે જ્યારે કંઈ દુઃખાદિનું જ્ઞાન ઉદય પામીને હસ્ત પ્રસારણાદિ જડીય ક્રિયા સંગે સંગે ઉત્પન્ન થાય છે, ત્યારે એમ પણ કહેવું પડે કે–વિના કારણે એટલે અસત્‌માંથી તે હસ્ત પ્રસારણાદિની ક્રિયા

કે—જડીય ક્રિયા જ્ઞાનને ઉત્પન્ન કરવા સમર્થ નથી, તેવી જ રીતે જ્ઞાન પણ જડીય ક્રિયાને ઉત્પન્ન કરતું નથી. જડીય ક્રિયા તે ક્રિયામાત્ર છે. તે બન્ને એક સ્થળે એકત્રિત થાય છે, તે ખરૂં છે; પણ બન્ને એક બીજાથી સ્વતંત્ર છે.[૨૪] તેમ છતાં તેઓને પરસ્પરાશ્રયી ધારીને આપણે પ્રત્યેક જડીય ક્રિયાની સાથે જ્ઞાનને અભિન્ન માની લઇએ છીએ. શંકરાચાર્ય કહે છે કે—તે અજ્ઞાનનું ફળ છે; સત્ય જ્ઞાનનો ઉદય થવાથી સમજવામાં આવે છે કે, જ્ઞાન નિત્ય છે, તેમજ જડીય ક્રિયાઓથી કેવળ સ્વતંત્ર છે, તે બન્નેની વચ્ચે કંઇક સંબંધ છે ખરો; પરંતુ તે કારણકાર્યનો સંબંધ તો નહિ જ.

## બન્નેની વચ્ચે માત્ર કાળગત સંબંધ છે.

જ્ઞાન અને ક્રિયા બન્ને એક સાથે ઉપસ્થિત થાય છે, તે ઉપરથી તેઓની વચ્ચે કાળગત સંબંધ હોવાનું સિદ્ધ થાય છે.[૨૫] અજ્ઞાનને વશ થઈ જઇને આપણે એમ ધારીએ છીએ કે—જડીય ક્રિયાઓથી વિવિધ વિજ્ઞાન 'ઉત્પન્ન' થાય છે. જ્યારે તેવું અજ્ઞાન દૂર થાય છે, ત્યારે આપણા સમજવામાં આવે છે કે—જ્ઞાનનું અવસ્થાન્તર થતું નથી; તે અખંડ અને નિત્ય છે. શંકરાચાર્યનો પણ તેજ સિદ્ધાંત છે. તે સિદ્ધાન્ત દ્વારાએ જાણી શકાય છે કે—'તેઓનો નિર્ગુણ બ્રહ્મ નિત્યજ્ઞાન સ્વરૂપ છે.' તેથી સ્પષ્ટ થાય છે કે—શંકરાચાર્યે નિર્ગુણ બ્રહ્મને પૂર્ણ જ્ઞાન સ્વરૂપ કહેલ છે.

---

## ૨. નિર્ગુણ બ્રહ્મ નિત્યશક્તિ સ્વરૂપ છે.

ગ. હવે અમે શંકરાચાર્યનો નિર્ગુણ બ્રહ્મ પૂર્ણ શક્તિ સ્વરૂપ છે કે નહિ, તે દર્શાવવાનો યત્ન કરીશું. આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક જેટલા પદાર્થો છે, તે સઘળા પદાર્થોનો પ્રયોક્તા તેમ જ પ્રેરક નિર્ગુણ અને નિષ્ક્રિય બ્રહ્મ છે, એમ ઉપનિષદોમાં સર્વ સ્થળે કહેલું છે. શ્રીમત્ શંકરાચાર્યે એ સર્વ સ્થળે જે ભાષ્ય કરેલું છે, તેમાં નિર્ગુણ અને નિર્વિશેષ બ્રહ્મને સર્વ પ્રકારની પ્રવૃત્તિનો પ્રેરક અથવા મૂળ કારણ છે, એમ નિશ્ચય પૂર્વક પ્રતિપાદન કર્યું છે.[२६] તે સર્વ સ્થળે સુસ્પષ્ટ વચનોથી સર્વાતીત નિર્ગુણ બ્રહ્મ જ મૂળ પ્રેરક છે, એવો ઉલ્લેખ કરેલો જોવામાં આવે છે. વેદાન્ત દર્શનના અધ્યાય ૧ પાદ ૩ સૂત્ર ૩૯ નું ભાષ્ય દૃષ્ટાંતરૂપે ગ્રહણ કરવા યોગ્ય છે. તે ભાષ્યમાં જગતની સર્વ પ્રકારની પ્રવૃત્તિ (ક્રિયા) નું મૂળ કોણ છે, તે સંબંધી મીમાંસા કરવામાં આવી છે. શંકરાચાર્યે સિદ્ધ કર્યું છે કે;-મૂળથી પરમાત્મામાંથી જ જગતની સર્વ પ્રવૃત્તિ ઉત્પન્ન થાય છે. તે સ્થળે સર્વાતીત નિર્ગુણ બ્રહ્મ જ તે સર્વ પ્રવૃત્તિનો મૂળ પ્રેરક છે, એમ તેઓએ કઠોપનિષદ્માંથી એક મંત્ર ઉલ્લેખીને દર્શાવ્યું છે. તે મંત્રમાં કારણકાર્યથી અતીત પરમાત્માની કથા કહેલી છે. શંકર પ્રણીત ઉપદેશ સાહસ્રી નામના ગ્રંથમાં[२७] કહ્યું છે કે-નિર્ગુણ બ્રહ્મ જ આધ્યાત્મિક અને આધિદૈવિક સર્વ પદાર્થનો ખરો પ્રવર્તક અથવા પ્રેરક છે. વેદાન્ત દર્શનમાં તે સંબંધી બે પ્રકારની યુક્તિ કરવામાં આવી છે. તે બે યુક્તિની સમાલોચના કરવાથી નિર્ગુણ બ્રહ્મ પૂર્ણ શક્તિસ્વરૂપ તેમજ સર્વ પદાર્થોનો પ્રેરક છે, એમ કહેવામાં કંઈ સંદેહ રહેશે નહિ. શંકરાચાર્યે તે બે યુક્તિઓનો વેદાન્ત દર્શનના તેમજ ઉપનિષદોના ભાષ્યોમાં વારંવાર ઉપયોગ કર્યો છે.

---

ણની વૃત્તિઓનો બ્રહ્મ જે પ્રકાશ કરે છે, તે પ્રકાશ અંતઃકરણમાં જે સમયે વિજ્ઞાન થાય છે, તે જ સમયે પ્રકટ થાય છે; એટલે માનસિક વિજ્ઞાન અને આત્મ ચૈતન્યનો પ્રકાશ એ બન્ને સમકાલીન હોય છે.' प्रत्यर्थ परिणाम भेदेन व्यञ्जकत्वात्, बुद्धेरधक्रम ( Causal relation ) उपयुक्तः, कृत्स्नाध्यक्षस्य सर्व विशेषास्पदतया सर्व आनुगत ( Concomitant ) प्रकाश स्वरुपस्यापरिच्छिन्नस्यात्मनो न युक्तःस क्रमः ઉપદેશ સાહસ્રી ટીકા ૧૯-૧૫૭. બાહ્ય વસ્તુની પ્રતિ અંતઃકરણનો અમુક વિકાર થાય છે, તે વિકારરૂપ ભિન્ન ભિન્ન વૃત્તિઓને લીધે તે વસ્તુનું વિજ્ઞાન થાય છે; અને તે કારણથી અંતઃકરણનો બાહ્ય વસ્તુ સાથે કારણકાર્ય સંબંધ સિદ્ધ થાય છે, પરંતુ આત્મા જે સાક્ષી રૂપ છે, તેમાં બાહ્ય વસ્તુના વિક્ષેપથી તે સર્વ વસ્તુની સાથે રહે છે; અને તેમ હોવાથી કેવળ પ્રકાશ સ્વરૂપ તે આત્માનો બાહ્ય વસ્તુ સાથે કારણકાર્ય સંબંધ ઉપસ્થિત થતો નથી.'

૨૬ તે સર્વ સ્થળે 'સગુણ બ્રહ્મ' અથવા જગતના ઉપાદાન કારણ 'માયા શક્તિ' નો નિર્દેશ કરવામાં આવ્યો છે, તેનું વિવેચન આ સ્થળે કરવાની જરૂર નથી.

૨૭. अध्यात्मं रागाद्योऽधिदैवमग्न्यादयश्च यस्माद्भीताः प्रवर्तन्ते ॥ ટીકા ૧૭-૬૩. (અધ્યાત્મ એટલે રાગ દ્વેષાદિ અંતઃકરણની વૃત્તિઓ અને અધિદૈવ એટલે અગ્નિસૂર્યાદિ દેવો જે બ્રહ્મથી ભય પામીને ક્રિયા કરે છે." આ સ્થળે બ્રહ્મને નામ રૂપથી અતીત અને ભૂમા (પૂર્ણ) કહેલ છે. તેથીજ નિર્ગુણ બ્રહ્મ પ્રેરક છે, એમ કહેલું છે,

(૧) ચેતનના અધિષ્ઠાન વિના જડની ક્રિયા ગોચર થઈ શકતી નથી. શંકરાચાર્યની પ્રથમ યુક્તિ એ છે કે-ચેતનના અધિષ્ઠાન વિના જડની ક્રિયા ગોચર થઈ શકતી નથી.[૨૮] વેદાન્ત દર્શનના શારીરક ભાષ્યમાં તેઓએ કહ્યું છે કે-અશ્વાદિ દ્વારાએ ચેતન અધિષ્ઠિત થવાથી રથાદિ જડ પદાર્થ ગન્તવ્યસ્થાને જવાને સમર્થ થાય છે. અશ્વાદિ દ્વારાએ જો ચેતન અધિષ્ઠિત ન થાય તો રથાદિ જડ પદાર્થ પોતાની મેળે ગતિમાન્ થઈ શકે નહિ. આનંદ ગિરિએ મુંડકો પનિષદ્ ( ૨-૨ ) ના ભાષ્યની ટીકામાં એજ કથાનો પ્રતિધ્વનિ કરેલ છે. ચેતનના અધિષ્ઠાનથી જ પ્રાણાદિ જડ વર્ગની પ્રવૃત્તિ થઈ શકે છે. ચેતનનું અધિષ્ઠાન ન હોય તો અચેતન જડ પદાર્થ પોતાની મેળે કંઈ પણ પ્રવૃત્તિ કરી શકે નહિ.[૨૯] આ ઉપ-રથી સ્પષ્ટ થશે કે જડ પદાર્થની પ્રવૃત્તિ જો ચેતનના અધિષ્ઠાન ઉપર જ આધાર રાખે છે, તો ચેતન પોતે શક્તિ સ્વરૂપ છે અથવા પ્રેરક છે, એમ માનવામાં શી શંકા રહી શકે છે?

(૨) જડ દ્રવ્યો એક ઉદ્દેશથી જ એકત્રિત થઇને કાર્ય કરે છે. તેમાં ચેતનનીજ પ્રેરણા રહેલી છે.

હવે અમે શંકરાચાર્યની બીજી યુક્તિનો ઉલ્લેખ કરીએ છીએ. તે યુક્તિ એ છે કે-કંઈ એક અમુક ઉદ્દેશ (કાર્ય) સાધવા માટે અમુક પદાર્થો સંહત અથવા એકઠા (Aggregate) થાય છે, તે તેઓનું સંમિલન તેઓનાથી કેવળ સ્વતંત્ર ચેતનને લીધે જ થઈ શકે છે. કેટલાક પદાર્થો એકાદ પ્રયોજનની સિદ્ધિ માટે સંમિલિત થાય છે, તે ઉપરથી જ કહી શકાય છે કે-તે પદાર્થોનો એકત્ર પ્રયોગ કરનાર ચેતનજ છે.[૩૦] જડ પદાર્થોનું એ પ્રમાણે

---

तथा च पूर्णत्वमात्मनः, भूतानामन्तराणाञ्च तदतिरेकेण सत्ता स्फुरण विरहितत्वम् ॥ આનંદગિરિ, માંડુક્ય ૪. તે જ પ્રમાણે આત્માનું પૂર્ણત્વ છે, અને આત્મા સિવાય પદાર્થોનું સ્વતંત્ર અસ્તિત્વ હોઈ શકતું નથી, તેમ જ તેઓ કંઈ પણ ક્રિયા કરી શકતાં નથી.

૨૮ नहि मृदादयो रथादयो वा स्वयमचेतनाः सन्त श्चेतनैः कुलाला दिभिरश्वादिभिर्वाऽनधिष्ठिता विशिष्टकार्याभिमुख प्रवृत्तयो दृश्यन्ते ॥ શારીરક ભાષ્ય ૨-૨-૨. 'માટી અને રથ વગેરે પદાર્થો સ્વભાવથી જ અચેતન હોવાથી ચેતનવાળા કુંભાર અને અશ્વ વગેરેની સાહાય્ય વિના જુદાં જુદાં કાર્યો કરવાની ક્રિયા તેઓથી થઈ શકતી નથી.'

૨૯ प्राणादि प्रवृत्तिश्चेतनाधिष्ठान निबन्धना जड प्रवृत्तित्वात् रथादि प्रवृत्तिवत् ॥ 'પ્રાણાદિની ક્રિયા પણ રથાદિની ક્રિયા પેઠે જડીય હોવાથી ચેતનના અધિષ્ઠાનપણા ઉપર આધાર રાખે છે.'

૩૦ एकार्थ प्रवृत्तित्वेन संहननं नान्तरेण चेतन मसंहतं सम्भवति ॥ તૈત્તિરીય ભાષ્ય ૨-૭-૨ જડ પદાર્થો અમુક એક કાર્ય સાધવાને માટે એક બીજાની સાથે એકઠા થાય છે, તે ઉપરથી જ કહી શકાય કે-તેઓનું તે પ્રમાણે એકઠું થવાપણું તદ્રૂપ નહિ થતા ચેતન સિવાય સંભવતું નથી.' પ્રાણ મન વગેરે જડ વર્ગ પરસ્પર મળી જઇને જે શરીર ધારણ કરે છે, તે ચેતનનો જ અમુક ઉદ્દેશ પાર પાડવાને માટે હોય છે; તેથી તે ચેતનથી પ્રેરિત થાય છે, એમ સિદ્ધ થાય છે. संघातस्य लोके परप्रयुक्तस्यैव दर्शनात् नयितव्य मन्येन संघात प्रयोजकेन ॥ આનંદગિરિ, કઠભાષ્ય ૫-૫. આ જગતમાં

અમુક પરિણામ ઉપજાવવાને માટે એકઠું થવું, તે જ્યારે ચેતનની પ્રેરણાનું ફળ હોય ત્યારે ચેતન પોતેજ શક્તિ સ્વરૂપ છે, એમ કહેવામાં કંઈ સંદેહ રહી શકતો નથી અત એવ એ બે પ્રકારની યુક્તિઓથી પ્રવૃત્તિ માત્રનું તેમ જ સંમિલિત ક્રિયા માત્રનું કારણ નિર્ગુણ ચેતન હોવાથી, તે નિર્ગુણ ચેતન સામર્થ્ય સ્વરૂપ છે, એવો શંકરાચાર્યનો સિદ્ધાન્ત હોય, એમ લક્ષમાં આવે છે. તેટલા માટે તૈત્તિરીયોપનિષદ્‌ના બ્રહ્મવલ્લિ નામના પ્રકરણમાં શંકરાચાર્યે નિર્વિશેષ બ્રહ્મને જ સકળ પ્રવૃત્તિના બીજ રૂપે સ્થાપિત કરેલ છે.[31]

## (૩) શરીરની સઘળી ક્રિયાઓનો મૂળ પ્રેરક આત્મા છે.

કેનોપનિષદ્‌ભાષ્યમાં સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે-શરીરમાં રહેલ ચક્ષુરાદિ ઇન્દ્રિયોની તેમજ મન, પ્રાણ, બુદ્ધિ પ્રભૃતિ જડવર્ગની ક્રિયા અથવા પ્રવૃત્તિ નિર્વિશેષ આત્મ ચૈતન્યમાંથી પ્રથમ ઉત્પન્ન થાય છે. શંકરાચાર્યના મત પ્રમાણે જીવચૈતન્ય તથા પરમાત્મ ચૈતન્યમાં સ્વરૂપથી કંઈ ભેદ નથી. જીવમાં જે જીવાત્મા રહેલ છે, તે વાસ્તવિક રીતે પરમાત્મ ચૈતન્ય સિવાય અન્ય કંઈ નથી. તેથી ઇન્દ્રિયાદિ પ્રવૃત્તિનું મૂળ બીજ બ્રહ્મચૈતન્ય છે, એમ સિદ્ધ થાય છે. ચક્ષુ શ્રોત્રાદિ ઇન્દ્રિયોની સકળ પ્રવૃત્તિ અથવા ક્રિયા આત્મચૈતન્યમાંથી ઉદ્ભૂત થાય છે. આત્મચૈતન્ય ન હોય તો ઇન્દ્રિયાદિની પ્રવૃત્તિ થઈ શકે નહિ. તેથી સિદ્ધ થય છે કે-આત્મચૈતન્ય જ ઇન્દ્રિયાદિનો પ્રયોક્તા અથવા પ્રેરક છે.[32] ઉપર્યુક્ત સિદ્ધાન્ત ઉપરથી પણ નિર્ગુણ બ્રહ્મ સામર્થ્ય સ્વરૂપ છે, એમ આપણે સબળ અનુમાન કરી શકીએ છીએ. શ્રોત્રાદિ ઇન્દ્રિય વર્ગ પોતપોતાના વિષયો તરફ નિરંતર આકર્ષાય છે, તેટલા જ ઉપરથી નિત્ય અસંહત[33] ચૈતન્યનો સ્વીકાર કરવો પડે છે; તેમ ન

---

જુદા જુદા પદાર્થોનો સંઘાત (અમુક દેશકાળમાં એકઠું થવું તે) થાય છે, તે બીજાની જ પ્રેરણાથી થઈ શકે છે. એમ દેખાય છે; તે ઉપરથી સિદ્ધ થાય છે કે-એક સંઘાતનો પ્રયોજક અથવા પ્રેરક બીજા સંઘાતને પ્રયોજે છે અથવા પ્રેરે છે.' यस्यासंहतस्यार्थे प्राणापानादिः स्वव्यापारं कुर्वन्वर्तते संहतः सन् ॥ 'અસંહત વસ્તુના (જે બીજા પદાર્થ સાથે મળી જતી નથી તેના) પ્રયોજન માટે પ્રાણ અને અપાન વગેરે જે શક્તિઓ છે, તે સંહત હોવાથી, તે શક્તિઓજ ક્રિયા કરે છે.' સ્વતંત્ર શબ્દનો અર્થ વેદાન્તદર્શન ઉપર શારીરક ભાષ્યની ટીકામાં એવો આપ્યો છે કે-इतरातन्त्र्यनाम स्वेतरकारक प्रयोक्तृत्वे सति कारका प्रेर्यत्वम् (૨-૩-૩૭) 'જે પોતાથી ભિન્ન કારકને પ્રેરે છે, પણ જેને પોતાને કોઈ કારક પ્રેરી શકતું નથી, તે 'સ્વતંત્ર' કહેવાય છે.'

૩૧ यत्सर्वविकल्पास्पदं सर्वप्रवृत्तिबीजं सर्वविशेषप्रत्यस्तमितमप्यस्तितद्ब्रह्मेति वेद चेत् ॥ જે વિકલ્પમાત્રનું સ્થાન છે, જે સર્વ પ્રવૃત્તિનું બીજ છે, સર્વ ભિન્ન ભિન્નપણાનું જે કારણ છે, તે બ્રહ્મ છે, એમ જાણવું'

૩૨ सर्वस्यैव करणकलापस्य यस्यार्थप्रयुक्ता प्रवृत्तिस्तद्ब्रह्मेति प्रकरणार्थः॥ શાંકરભાષ્ય, કેનોપનિષદ્ ૧-૨. 'જેનાથી સર્વ ઇન્દ્રિયો સ્વસ્વવિષયોમાં પ્રયુક્ત થઈને પ્રવૃત્તિ કરે છે, તે બ્રહ્મ છે, એવો આખા પ્રકરણનો આશય છે.'

૩૩ 'અસંહત' એટલે જે સંહત અથવા મિલિત (Aggregate) નથી તે અર્થાત્ નિરવયવ.

કરીએ તો તેઓ ક્રિયાશીલ થઇ શકે નહિ. તે ઉપરથી જ શ્રુતિમાં આત્મચૈતન્યને 'શ્રોત્રનું શ્રોત્ર, પ્રાણનો પ્રાણ, મનનું મન' વગેરે કહેલ છે[34] શંકરાચાર્યે ચોખા શબ્દોમાં તે સિદ્ધાન્ત સ્થાપિત કર્યો છે. તેઓએ કહ્યું છે કે-"કૂટસ્થ, અજર, અમર, અજ અને નિર્ગુણ બ્રહ્મ ઇન્દ્રિયાદિનું 'સામર્થ્ય સ્વરૂપ' છે. બ્રહ્મ પોતેજ સર્વ સામર્થ્યનું મૂળ સ્વરૂપ હોવાથી જ ઇન્દ્રિયાદિ પોતપોતાના વિષયો તરફ દોડી શકે છે[35] એ પ્રમાણે વાણીની ઇન્દ્રિય બ્રહ્મના જ્યોતિથી પ્રેરિત થઇને મનોભાવનું ઉચ્ચારણ કરવામાં સમર્થ થાય છે[36] આથી વધારે સ્પષ્ટ વચનો કેવાં હોઇ શકે! એવા જ ઉદ્દેશથી શંકરાચાર્યે ઐતરેયોપનિષદ્‌ના બારમા અધ્યાયના ભાષ્યમાં એક વિચાર દર્શાવ્યો છે. તે સ્થળે પણ તેઓએ એવો જ સિદ્ધાન્ત કર્યો છે કે-'ચક્ષુ આદિના દર્શનાદિ જે વિષયો છે, તે વિષયોની શક્તિ અનિત્ય હોય છે; પરંતુ આત્મચૈતન્યમાં જે દર્શનાદિ શક્તિ છે, તે નિત્ય અને અવિકારી છે.'[37] તેથી સ્પષ્ટ થાય છે કે-પરમાત્મચૈતન્ય નિત્યશક્તિસ્વરૂપ છે; તેમજ તે નિત્યશક્તિ અવિકૃત હોઇને જડીય ક્રિયાની પ્રવર્તક છે: તેજ શંકરસ્વામીનો સિદ્ધાન્ત છે. તેટલાજ માટે બૃહદારણ્યકના न दृष्टे द्रष्टारं पश्येर्न श्रुतेः श्रोतारं शृणुयाः (અ. ૩. બ્રા. ૪ મં. ૨) 'દૃષ્ટિના દ્રષ્ટાને તું જોઇ શકીશ નહિ, શ્રવણેન્દ્રિયના શ્રોતાને તું સાંભળી શકીશ નહિ'-એ મંત્રની ઉપદેશ સાહસ્રીમાં વ્યાખ્યા કરતાં કહ્યું છે કે-'ઇન્દ્રિયાદિની ક્રિયાઓ અનિત્ય

---

[34] तच्च स्वविषय व्यञ्जन सामर्थ्यं श्रोत्रस्य, चैतन्येह्यात्मज्योतिषि नित्येऽसंहते सर्वान्तरे सति भवति, नासतीति । अतः श्रोत्रस्यश्रोत्रमित्याद्युपपद्यते ॥ કેન ભાષ્ય ૧-૨. "શ્રોત્રાદિ ઇન્દ્રિયોમાં પોતપોતાના વિષયો પ્રકટ કવાનું જે સામર્થ્ય છે, તે ચૈતન્ય રૂપ નિત્ય અસંહત આત્મજ્યોતિ સર્વ પદાર્થોમાં વ્યાપી રહેલ છે, તેને લીધે છે; તેમ ન હોય તો તેઓમાં તેવું સામર્થ્ય હોઇ શકે નહિ. તેથી જ આત્મચૈતન્ય શ્રોત્રનું પણ શ્રોત્ર છે વગેરે જે કંઇ કહેવામાં આવ્યું છે, તે સિદ્ધ થાય છે.

[35] अस्ति किमपि विद्वद्बुद्धिगम्यं सर्वान्तरतमं कूटस्थमजरममृतमभयमजं श्रोत्रादेरपि श्रोत्रादि तत्सामर्थ्यम् ॥ કેનભાષ્ય ૧-૨. સર્વ પદાર્થોમાં અનંત વ્યાપી રહેલ, કૂટસ્થ, અજર, અમૃત, અભય, અજ અને શ્રોત્રાદિ ઇન્દ્રિયોનું પણ સામર્થ્યસ્વરૂપ કંઈક વસ્તુ છે, એમ વિદ્વાનોની બુદ્ધિમાં પ્રતીત થઇ શકે છે.

[36] येन ब्रह्मणा विविक्षितेऽर्थे सकरणा वागभ्युद्यते, चैतन्यज्योतिषा प्रकाश्यते प्रयुज्यत इत्येतत् ।......या वाचमन्तरो यमयतीति वाजसनेयके......तदेवात्मस्वरूपं ब्रह्म निरतिशयं भूमाख्यं बृहत्वाद् ब्रह्मेति विद्धि ॥ 'જે બ્રહ્મથી વિવક્ષિત અર્થને વિષે ઇન્દ્રિયો સહિત વાણી ઉદય પામે છે, એટલે જે બ્રહ્મચૈતન્યના જ્યોતિથી વાણી પ્રકાશિત થાય છે અથવા પ્રેરિત થાય છે, તે તે બ્રહ્મ છે......બૃહદારણ્યકોપનિષદ્‌માં પણ કહ્યું છે કે-'જે આત્મા વાણીની અંદર રહીને તેને નિયમમાં રાખે છે......તેજ આત્માનું સ્વરૂપ બ્રહ્મ છે, તે નિર્વિશેષ અને સંપૂર્ણ છે; બહુ વિસ્તૃત હોવાથી તે બ્રહ્મ કહેવાય છે.' એ સર્વ સ્થળે ચોખી રીતે પૂર્ણ અને નિર્વિશેષ બ્રહ્મને સામર્થ્યસ્વરૂપ કહેલ છે.

[37] द्वे दृष्टी, लोकवत्चक्षुषोऽनित्या दृष्टिर्नित्या चात्मनः॥ तथा च द्वे श्रुती, श्रोत्रस्यानित्यानित्यात्मस्वरूपस्य ।......नित्यात्मनो दृष्टिर्बाह्यानित्यदृष्टे ग्राहिका ॥ 'બે દૃષ્ટિઓ છે; એક ચક્ષુની જે દૃષ્ટિ છે, તે અનિત્ય છે; અને બીજી આત્માની જે દૃષ્ટિ

અને વિકારી છે; પરંતુ તે ક્રિયાઓને પ્રેરનાર આત્મચૈતન્યની શક્તિ નિત્ય અને અવિકારી છે. તે નિર્વિકાર આત્મશક્તિની સત્તાયોગે ઇન્દ્રિયો ક્રિયાશીલ થઇ શકે છે.' વેદાન્ત દર્શન (૧-૧-૩૧) માં કહ્યું છે કે-'પ્રાણ અને અપાન, સર્વે બ્રહ્મચૈતન્યથી પ્રેરાય છે, એટલે બ્રહ્મચૈતન્ય એ સર્વને પ્રેરનાર છે.' આ સઘળી યુક્તિઓ અને વચનોથી 'નિર્ગુણ બ્રહ્મ નિત્યશક્તિસ્વરૂપ છે' એમ સુસ્થાપિત થાય છે.

### (૪) દેહમાં રહેલ પ્રાણશક્તિને પ્રેરનાર પણ આત્મચૈતન્ય છે.

તેજ સિદ્ધાન્તનો બીજી રીતે પણ વિચાર કરવામાં આવ્યો છે. ઉપનિષદોમાં, પ્રાણશક્તિ દેહની સર્વ પ્રકારની ક્રિયાનું મૂલ છે, એમ કહીને તે પ્રાણશક્તિનુ ઓળખાણ કરાવવામાં આવ્યું છે. ગર્ભસ્થાનમાં તે પ્રાણ શક્તિ ગર્ભસ્થ દેહમાં પ્રથમ પ્રકટ થાય છે.[૩૮] તે ગર્ભદેહસ્થ પ્રાણશક્તિને સર્વ ક્રિયાઓનું મૂળ કહેલ છે. સુષુપ્તિમાં પ્રાણીની ઇન્દ્રિયો પ્રથમ બુદ્ધિમાં લીન થાય છે, તે બુદ્ધિ પોતાની વૃત્તિઓ સહિત પ્રાણશક્તિમાં લય પામે છે. દેહની સર્વપ્રકારની ક્રિયાઓની મૂળભૂત તે પ્રાણશક્તિ બ્રહ્મ ચૈતન્યમાંથી પ્રકટ થયેલી હોય છે, એમ શંકરાચાર્યે સિદ્ધ કર્યું છે બ્રહ્મ પ્રાણને પ્રેરનાર છે, એમ કહીને બ્રહ્મને પ્રાણનો પણ પ્રાણ કહેલ છે.[૩૯] પ્રાણ શક્તિને સત્તા અને સ્ફુર્તિ આપનાર બ્રહ્મ છે. વેદાન્ત દર્શન (૧-૩-૩૯) ના ભાષ્યમાં શંકરાચાર્યે કારણ કાર્યથી અતીત નિર્ગુણ બ્રહ્મને પ્રાણનું પ્રેરક કહીને મીમાંસા કરેલ છે.[૪૦] તેઓએ સ્વેશ સુપ્રસિદ્ધ વિવેક ચૂડામણિ નામના ગ્રંથમાં બ્રહ્મને અનંતજ્ઞાન સ્વરૂપરૂપ તથા અનંતશક્તિ સ્વરૂપ રૂપે વર્ણવેલ છે તે ગ્રંથના ૫૩૭ મા શ્લોકમાં આત્મચૈતન્યને અનંતશક્તિ કહેલ છે.[૪૧] તેમજ ૪૬૭ મા શ્લોકમાં બ્રહ્મને 'સહ્યજ' તથા

---

છે, તે નિત્ય છે. તેજ પ્રમાણે શ્રવણની પણ બે શક્તિઓ છે; એક શ્રોત્રની અનિત્ય અને બીજી આત્માની નિત્ય છે. આત્માની નિત્ય દૃષ્ટિ ચક્ષુની બાહ્ય અને અનિત્ય દૃષ્ટિની ગ્રાહક છે.' આ સ્થળે બ્રહ્મને એક અવિક્રિય અને નિત્ય સામર્થ્યસ્વરૂપ કહેલ છે. ઇન્દ્રિયાદિની વિશેષ વિશેષ ક્રિયાઓથી તે નિત્યશક્તિનું જુદું જુદું સ્વરૂપ દેખાય છે.

૩૮ જુઓ, ઉપનિષદ્નો ઉપદેશ નામની ગ્રંથમાળાના પહેલા ભાગમાં 'ઇન્દ્રિય વર્ગનો કલહ' નામનું આખ્યાન

૩૯ પ્રાણને દેહની સઘળી ક્રિયાઓનું મૂળ કહીને 'આયુષ' રૂપ કહેલ છે. देहे चेष्टात्मकं जीवनहेतुत्वं प्राणस्य ॥ રત્નપ્રભા. 'પ્રાણ દેહમાં સર્વ ક્રિયાઓ કરે છે, તેથી તે જીવનના હેતુરૂપ છે.' (વેદાન્ત દર્શન ૧-૧-૩૧). અવ્યક્ત શક્તિ અથવા માયા પ્રથમ જ્યારે સ્પંદન (Vibration) રૂપે પ્રકટ થાય છે, ત્યારે તેજ પ્રાણ કહેવાય છે. દેહમાં પણ તેજ અવ્યક્તશક્તિનું સ્પંદનરૂપ પ્રથમ પ્રકટ થાય છે, અને તે સ્પંદન રૂપ ક્રમે ક્રમે ઇન્દ્રિયાદિનું ઉદ્ઘાટન કરે છે. (સવિતર જુઓ.) બ્રહ્મ જ પ્રાણનું પ્રેરક છે. છે. રત્નપ્રભામાં પણ કહ્યું છે કે-जीवः प्राणेन सुषुप्तौ एकीभवति, तस्य प्राणस्य प्रेरकं सत्तास्फूर्तिप्रदमात्मानं ये विदुस्ते ब्रह्मविदः ॥ ૧-૧-૨૨. 'સુષુપ્તિમાં જીવ પ્રાણની સાથે એકત્ર થાય છે; તે પ્રાણના પ્રાણરૂપ તે પ્રાણને પ્રેરનાર અને તેને સત્તા તથા સ્ફુર્તિ આપનાર આત્માને જેઓ જાણે છે, તેઓ બ્રહ્મવેત્તા છે."

૪૦ प्राणस्य प्राणमिति दर्शनात्, एजयितृत्वमपि परमात्मने एवोपपद्यते ॥ શાંકરભાષ્ય. 'શ્રુતિમાં પરમાત્માને પ્રાણનો પણ પ્રાણ કહેલ છે, તેથી જે કંપ સ્પંદનપણું

ચિદ્દ્ઘન' કહેલ છે. ચિદ્દ્ઘન શબ્દથી જ્ઞાનસ્વરૂપ સમજાય છે.[૪૨] આ સઘળી ચર્ચાનો ફલિતાર્થ એટલો જ છે કે-' નિર્ગુણ બ્રહ્મ નિત્ય શક્તિસ્વરૂપ અથવા નિત્ય સામર્થ્યસ્વરૂપ છે' એમ કહેવામાં કંઈપણ સંદેહનો અવકાશ રહી શકતો નથી.

(૫) જગતના ઉપાદાન કારણ માયાશક્તિનું મૂળ પ્રેરક બ્રહ્મચૈતન્ય છે.

ત્યારપછી, આ વિષયમાં એક બીજો ઉલ્લેખ કરવો પણ યોગ્ય જણાય છે. શંકરાચાર્યે તેમજ તેઓના ટીકાકારોએ બ્રહ્મચૈતન્ય જગતના બીજરૂપ, માયા શક્તિનું અધિષ્ઠાન છે, એમ કહેલ છે. તેઓએ વારંવાર કહ્યું છે કે-બ્રહ્મની સત્તાથી માયાશક્તિની સત્તા છે, અને બ્રહ્મના સ્ફુરણથી માયાશક્તિનું સ્ફુરણ થાય છે. બ્રહ્મથી સ્વતંત્રરીતે માયાશક્તિનું અસ્તિત્વ પણ નથી, તેમ જ તેનું સ્ફુરણ પણ થતું નથી.[૪૩] માયાશક્તિ એટલે શું, તેનો આપણે હવે પછી વિચાર કરીશું. આ સ્થળે તો એટલું જ દર્શાવવાનું આવશ્યક છે કે-બ્રહ્મની સત્તાથી જ માયાશક્તિની સત્તા છે, અને બ્રહ્મના સ્ફુરણથી જ માયાશક્તિનું સ્ફુરણ થાય છે. એટલું જો સિદ્ધ કરવામાં આવે તો નિર્ગુણ બ્રહ્મ શૂન્ય નથી, એ સિદ્ધાન્ત પ્રાપ્ત થઈ શકશે. તેજ પ્રમાણે નિર્ગુણ બ્રહ્મ સત્તા સ્વરૂપ પણ છે, એવી પ્રતીતિ પણ થઈ શકશે.[૪૪]

(ચાલુ)
ભાવનગર-કાઠિયાવાડ.

માનશંકર વિ. પિતાંબરદાસ મહેતા.

---

(Motion) છે. તે તેજ પરમાત્માનું છે એમ સિદ્ધ થાય છે.' सर्वचेष्टाहेतुत्वं ब्रह्मलिङ्गमस्ति ॥ (રત્નપ્રભા) બ્રહ્મનું અનુમાન તે સર્વપ્રકારની ક્રિયાઓનું કારણ હોવાથી થઈ શકે છે.

તે સ્વંજ્યોતિ, અનંતશક્તિ આત્મા અપ્રમેય અને સર્વના અનુભવ રૂપ છે.

૪૨ सद्घनं चिद्घनं नित्यमानन्दघनमक्रियम् ॥
પૂર્ણ સત્તાસ્વરૂપ, પૂર્ણજ્ઞાનરૂપ અને નિર્વિકાર છે.

૪૩ अधिष्ठानातिरेकेण सत्तास्फुरत्योरभावात् ॥ કેમકે અધિષ્ઠાન વિના સત્તા અને સ્ફુર્તિનો અભાવજ હોય છે.

૪૪ બ્રહ્મનું સ્ફુરણ અપરિણામી અને અવિકારી હોય છે. કેમકે તે સ્ફુરણ અથવા શક્તિ પણ હોય છે, તેથી તેમાં વિકાર થઈ શકતો નથી न हि स्फुरणं सकर्मकं (विकारि), तस्य सकर्मकत्वप्रसिद्ध्यभावात् ॥ માંડૂક્ય. આનંદગિરિ ૪-૨૧. બ્રહ્મનું સ્ફુરણ ક્રિયા યુક્ત (વિકારી) નથી; કેમકે બ્રહ્મના સ્ફુરણમાં ક્રિયાપણું છે, એમ કદિ પણ જાણવામાં આવ્યું નથી. कम्पनं चलनं स्थिरत्वमत्युति स्तद्वर्जितं सर्वदैकरूपम् ॥ શંકર, પદ્મભાષ્ય ૪. સ્થિરતાથી ઉલટું જે કંપન અથવા ચલન છે, તેથી રહિત બ્રહ્મ સર્વદા એક રૂપ છે All movements in infinite time and space form but one single movement. (Paulsen). અનંતકાળ અને અનંત દેશમાં જે ગતિઓ થાય છે, તે સઘળી ગતિઓનું એકજ સ્વરૂપ હોય છે. (પોલસન).

# वालकोनी केलवणी.

( અનુસંધાન ગતાંકથી. )

વિચાર ચલાવવાની માનસિક અને જડવાદ પરાયણ રીતભાતથી આ દિશામાં અનેક ભૂલો થવાનો સંભવ છે. આ માર્ગે વિચાર ચલાવવામાંથી ઉપજી આવતી કેળવણીની એક કલા, માત્ર સ્મૃતિ શક્તિથી સંગ્રહવામાં આવતી વિદ્યાકલા સામે ભૂલ ભરેલા વિચારવાળી બની જાય છે. માત્ર સ્મૃતિ શક્તિની કેલવણી સામે આવી કલાપૂર જુસ્સાથી સંમયો સમય બાય ભીડવામાં જરા પણ કટાળતી નથી; બાલ યુવક જે ખરેખરી રીતે ના સમજતો હોય તે યંત્રવત ગળે ના ઉતારી જાય તે વિશેની તે ઘણી બુદ્ધિભરી યુક્તિયો યોજી કાઢે છે. એકાદ માત્ર માનસિક અને જડવાદી મત એટલી રહેલથી ગળે ઉતારી શકાય છે, કે માત્ર વાચક વિચારો વિના યથાર્થ બાબતમાં ઉતરી શકવાનું કોઇ પણ સાધન સંભવતું નથી. અન્ય આંતર શક્તિયો પણ બાબતો બરોબર સમજવામાં વિશેષ નહિ તો બુદ્ધિના જેટલી જ જરૂરની છે, એવા સાર ઉપર આવા પ્રકારના વિચારકો માત્ર મુશ્કેલિથી જ આવી શકે છે. કોઇ પણ વ્યક્તિ, બુદ્ધિની પેઠે જ લાગણીઓ, ઉર્મિઓ, મનવડે સમજી શકે, એમ કહેવું એ કંઇ માત્ર ભાષાના અલંકાર સમાન નથી. આ દુનિયાના પદાર્થો સમજવામાં અનેક સાધનોમાંનું માત્ર એક સાધન વિચારો છે; ફક્ત જડવાદીઓને જ તે એકલું જ સાધન હોય એમ લાગે છે. એવા અનેક લોક છે કે જેઓ જાતે જડવાદી હોય એમ માનતા નથી તોપણ તેઓ માનસિક ભાવનાને જ સમજવાના એક સાધન રૂપ માને છે. આવા લોક કદાચ દુનિયા અને જીવન વિષે વિચારાત્મક, આધ્યાત્મિક ભાવનાવાળા હોય એમ પોતાને માને છે. પરંતુ એ ઉભય પ્રત્યે તેમના મનનું વલન તો જડવાદ પરાયણ હોય છે ખરેખરી રીતે કહેવા માગીએ તો જડ પદાર્થોના ગ્રહણ માટે જીવાત્માના સાધન રૂપે બુદ્ધિ છે.

અત્રે આપણે પહેલાં વર્ણવેલા જીનપોલના કેલવણી વિષેના ઉત્તમ ગ્રંથમાંથી બુદ્ધિના ઉંડા આધારો સંબંધી થોડોક ઉતારો કરીશું; એ ગ્રંથમાં સામાન્ય રીતે કેલવણી સંબંધી અતિ ઉત્કૃષ્ટ ભાવનાઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે, વર્તમાનમાં તેના પ્રતિ જેટલું લક્ષ દોરાય છે તેના કરતાં પણ તે પ્રતિ વિશેષ લક્ષ દોરાવાની જરૂર છે. ઉચ્ચખ્યાતિ ભોગવતા અનેક ગ્રંથો કરતાં આ ગ્રંથ વાલિઓને ઘણો જ ઉપયોગનો છે. આપણે વિચારવાનું અવતરણ આ પ્રમાણે છે:—

" ગમે તો આખાંને આખાં વાકયોના સંબંધમાં હોય તો પણ તમારે ના સમજાવાની બાબતવિષે ગભરાવાની જરૂર નથી. તમારા ચ્હેરા, તમારા દેખાવની રીતિમાં સમજવાની તીવ્ર ઇચ્છાનો ઉમેરો થતાં અર્ધ ભાગનો ખુલાસો થઇ જાય છે, આટલા સહિત યોગ્ય સમયમાં અન્ય અર્ધનો પણ ખુલાસો થઇ

જાય છે; કારણ કે ચીનાઓ અને દુનિયાના લોકની પેઠે બાલકોના સંબંધમાં, ઉચ્ચાર કરવાની રીત એજ અર્ધભાષા બરોબર છે.જેમ આપણે ગ્રીક અથવા અન્ય વિદેશી ભાષા બોલતાં શિખતા પહેલાં સમજી શકીએ છીએ તેમ તેવી જ રીતે તેઓ તેમની ભાષા સમજી શકે છે, એટલું બરોબર લક્ષમાં રાખવાનું છે. સહવાસ અનેકાલથી શિખાતું જવાય છે, એ ઉપર વિશ્વાસ રાખો. એક વર્ષનું બાલક "હા", ના "પણ", "ખરેખાત" એવા શબ્દો સારી રીતે સમજી શકે છે; પરંતુ એ શબ્દોની વ્યાખ્યા બાલક પાસે નહિ પણ તેના બાપ પાસેથી માગવાની છે ! "ખરેખાત" જેવા એક નાના શબ્દમાં સહજ તાત્વિક વિચારનો સમાવેશ થાય છે. જો બોલવાની વધતી જતી શક્તિયોવાળાં બાલકને ત્રણ વર્ષનું બાલક સમજી શકે છે તો તમારે તેની ખાલ ભાષા જેવી વાણી વાપરવાની શી જરૂર : હમેશાં અનેક વર્ષો આગળ વધીને જ વાણીનો વ્યાપાર ચલાવો, (કારણ કે ગ્રંથોમાં પ્રતિભા આપણને અનેક શતકો આગળ વધીને જ ઉપદેશ આપે છે.) એક વર્ષના બાલક સાથે જાણે તે બે વર્ષનું હોય તેમ વાતચીત કરો; બે વર્ષના બાલક સાથે જાણે તે છ વર્ષનું હોય તેમ બોલો, કારણ કે વૃદ્ધિનો ફેરફાર વર્ષોના વિરૂદ્ધ પ્રમાણમાં ઓછો બનતો જશે. સામાન્ય રીતે બોલતાં સર્વ પ્રકારની વિદ્યા શિક્ષકના લાભને જ ઘણી આભારી હોય,એમ માનવાનું અત્યંત વલન હોય છે–તેટલા માટે શિક્ષકે એટલું લક્ષમાં રાખવાનું છે, કે બાલકની પાસે તેની પોતાની અર્ધ સૃષ્ટિ હોય છે; દૃષ્ટાંત તરીકે આધ્યાત્મિક સૃષ્ટિ (જેવી કે તેની નૈતિક અને તાત્વિક ભાવનાઓ રૂપી,) કયારની સંપૂર્ણ અને તેના આંતરમાં શિખવાયલી જ હોય છે, તેટલા માટે માત્ર પ્રતિમાઓની બનેલી ભાષાવડે તેને કોઇ કાલે પણ આધ્યાત્મિક ભાવના આપી શકાશે નહિ પરંતુ તેમને માત્ર સહજ તેજ કરી શકાશે. બાલકો સાથે બોલવામાં વપરાતો આનંદ અને નિશ્ચય, જાણે સ્વતઃ જ પેદા થતો હોય તેવો જોઇએ. જેમ આપણે તેમને વાણીના સાધનવડે શિખવીએ છીએ તેમ આપણે પણ તેમની પાસેથી વાણી શિખી શકીએ; હિંમત ભર્યા છતાં યથાર્થ શબ્દ–ચિત્રોવડે આમ થઈ શકે."

એટલું ખરૂં છે, કે આ પેરેગ્રાફ આપણે વર્તમાનમાં જે વિચાર ચલાવીયે છીએ તેના કરતાં અન્ય પ્રદેશમાં વપરાતી (માનસિક સમજણના પૂર્વેની) બુદ્ધિ સાથે સંબંધ ધરાવે છે; પરંતુ આપણા વિચારના સંબંધમાં પણ છીનપૉલના શબ્દોમાં એક પ્રકારના ઉપયોગી અર્થનો સમાવેશ થાય છે, જેમ એક બાલક, માનસિક સમજણ સહિત વ્યાકરણ રચનાના નિયમોનો ઉપયોગ કર્યા વિના પોતાના જીવાત્માના બંધારણમાં ભાષાનો ઉપયોગ કરી શકે છે, તેમ બાલ યુવકે પોતાની સ્મૃતિ શક્તિની કેલવણી માટે એવી એવી બાબતો પણ શિખવી જોઇએ, જે વિષે તે વર્ષોમાં આગળ વધ્યા વિના બરોબર સમજણ મેળવી

શકશે નહિ. આરંભમાં ગમે તે માત્ર યાંત્રિક રીતે, જીવનના આ સમયે જે જે મેળવવામાં આવે છે, તે જેમ એકાદ વ્યક્તિ પ્રથમથી એક ભાષા બોલતાં શિખ્યા પછી તે ભાષાના નિયમો સહેલથી શિખી શકે છે તેમ પછીથી જ સારી રીતે ભાવનાઓમાં ગોઠવવામાં આવે છે. સમજ્યા વિના ગોખી મારીને મેળવેલા શિક્ષણ વિશેની સર્વ પ્રકારની ચર્ચા એક પ્રકારની જડવાદીઓની ભૂલ કરતાં જરા પણ વિશેષ નથી. દષ્ટાંત તરીકે યુવકને, થોડાક દાખલાઓ વડે ગુણાકારના ઘણા જરૂરી નિયમો માત્ર મેળવવાની જરૂર છે; આ માટે નખોદા યંત્ર કરતાં આંગળીઓના વેઢાજ બરોબર બંધ બેસતા થઈ પડે છે, પછીથી જ સંપૂર્ણ રીતે ગુણાકારનાં કોષ્ટકો (આંક) ગોખીને મોઢે કરવાની જરૂર છે. આ પ્રમાણે કાર્ય ચલાવનાર વધતા જતા બાલકની પ્રકૃતિને પણ લક્ષમાં લે છે. પરંતુ આ સંબંધમાં પણ એક ભૂલ થવાનો સંભવ છે; જે સમયે સ્મૃતિ શક્તિ સ્વતઃ ઘડાતી ચાલતી હોય તે સમયે બુદ્ધિ શક્તિની પાસેથી ઘણાની આશા રાખવામાં આવે છે, બુદ્ધિ, જીવાત્માની એક શક્તિ હોવાથી તથા માત્ર પુખ્ત વયના સમયેજ જાગતી હોવાથી, એ સમય પહેલાં તેના ઉપર બાહ્ય પ્રદેશમાંથી અસર થવાની જરૂર નથી. પુખ્ત વયના સમય સુધી યુવકે સ્મૃતિ શક્તિમાં માનવજાત જે ખજાનાઓનું મનન કર્યા કરે છે તે ભરી રાખવાના છે, તેમનું એકીકરણ કરવાનું છે; સ્મૃતિમાં જે સંસ્કાર પડયા હોય તેને ભાવનામય બનાવી દેવાનો સમય આગળ ઉપર આવે છે. તેથી ઉમરમાં વધતા જતા પુરૂષે જે જે તે સમજ્યો હોય તેની માત્ર નોંધ લેવી જોઇએ એટલું જ નહિ પરંતુ હવે તો તેણે જે જાણતો હોય તે સમજવાનો પ્રયત્ન કરવો જ જોઇએ. એટલે જેમ બોલતાં શિખતાં બાલક કરે છે તેમ તેણે સ્મૃતિ શક્તિના સાધન વડે જેનો જેનો સંગ્રહ કર્યો હોય તે સમજવાની જરૂર છે. આની આ બાબત વિશાલ પ્રદેશને પણ લાગી શકે છે, પ્રથમ તો ગોખણપટ્ટીથી જ ઐતિહાસિક બનાવોનું એકીકરણ કરવાનું છે, પછીથી ભાવનાઓના સાધનવડે તેમને સમજવાની જરૂર છે. પ્રથમ તો ભુગોલનાં સાધનોનો સ્મૃતિ ઉપર સારો સંસ્કાર થવો જોઇએ, પછીથી જ દરેક બાબતોના અન્યોન્ય સાથેના સંબંધની સમજણ આવવી જોઇએ. અમુક અમુક બાબતોમાં તો ભાવનાઓ દ્વારાની સર્વ પ્રકારની સમજણ, સ્મૃતિ શક્તિમાં સંગ્રહાયલા ખજાનાઓના સાધન વડે જ આવવી જોઇએ. બાલયુવક, ભાવ વચક સમજણમાં આવતાં પહેલાં સ્મૃતિદ્વારા જેટલું જેટલું પ્રથમથી વધારે જાણે તે પ્રમાણમાં તે વધારે શ્રેષ્ઠ છે. આ સર્વ વિચારો આપણે જે સમયનો વિચાર કરીએ તેને જ માત્ર લાગુ પડે છે, પછીના કોઇ સમયને નહિ, એટલી અત્રે સૂચના આપવી ભાગ્યેજ જરૂરની છે. જો કોઈ માનવિ આગળના જીવનમાં એકાદ વિષય ગમેતો તેનું પુનરાવર્તન કરીને અથવા કોઇ અન્ય માર્ગે શિખે તો અત્રે વર્ણવાયલી વિધિ કરતાં વિરૂદ્ધ પ્રકારની વિધિજ યથાર્થ અને ઇચ્છવા યોગ્ય છે; જો કે આવા દષ્ટાંતમાં પણ અભ્યાસિની ખાસ આધ્યાત્મિક પ્રકૃતિ ઉપર ઘણો ઘણો આધાર રહે છે. પરંતુ આપણે પ્રથમ બોલી ચૂકયા છીએ તેવા જીવનના સમયે માનસિક ભાવનાઓ ખીચોખીચ ભરી કાઢીને કોઇ પણ પ્રકારે આત્માને શુષ્ક બનાવી દેવો જોઇએ નહિ.

માત્ર ઇન્દ્રિય-પર્યાયોવડે અપાતો ઉપદેશ જો હદપાર ખેંચી જવામાં આવે તો તે

જીવનના એક પ્રકારના જડવાદી દૃષ્ટિ બિંદુનું પરિણામ થઇ પડે છે, એ પણ યથાર્થ છે. આ ઉમરે તો દરેક બાબતને અધ્યાત્મમય બનાવવી જ જોઇએ. દૃષ્ટાંત તરીકે એકાદ રોપાનો, બીજના એકાદ દાણાનો અથવા એકાદ પુષ્પનો માત્ર એક ઇન્દ્રિય સંસ્કાર ઉપજાવીને જ શિક્ષકને સંતોષ ગ્રહણ કરવાનો નથી. દરેક બાબત આધ્યાત્મિકના એક પ્રકારના રૂપક રૂપજ લાગવી જોઇએ. બીજનો એક દાણો ખરેખરી રીતે કહેવા માગીએ તો માત્ર અક્ષિના જોવામાં આવે છે તેટલો જ નથી. અદૃશ્ય રીતે સમગ્ર નવીન વૃક્ષનો તેમાં વાસ છે, ઇન્દ્રિયો જોઇ શકે તેના કરતાં આમાં કંઇક વિશેષનો સમાવેશ થાય છે, આવી બાબતનો દર્શન, કલ્પના અને લાગણીઓવડે સંપૂર્ણ અનુભવ થવો જોઇએ. ગુપ્ત અસ્તિત્વની ગૂઢ હાજરી યથાર્થ રીતે લક્ષમાં આવવી જોઇએ. આવા માર્ગે પળતાં શુદ્ધ ઇન્દ્રિયનાં દર્શનો નિર્બલ બની જશે, એવી પણ શંકા સંભવી શકતી નથી; આથી ઉલટી રીતે આવા એક દર્શનને દૃઢ વળગી રહેવાથી સત્યનેજ સ્વતઃ ગુમાવવાનું થાય છે. કોઈ પણ વસ્તુની સંપૂર્ણ યથાર્થતાનો સમાવેશ ચેતન અને જડમાં થાય છે, અને જો કોઈ આવી વસ્તુના અભ્યાસમાં માત્ર સ્થૂલ ઇન્દ્રિયોનોજ નહિ પરંતુ આધ્યાત્મિક શક્તિયોનો પણ સાથે સાથે ઉપયોગ કરે તો તેનો અભ્યાસ ઓછો સંપૂર્ણ બનશે નહિ. માત્ર પદાર્થ પાઠના શિક્ષણવડે દેહ અને જીવાત્મા ઉભયે કેવી રીતે ખરાબ થાય છે, એ જો ગુપ્ત વિદ્યાનુયાયીની પેઠે જો લોકો માત્ર જોઇ શકે તો પછીથી તેઓ આ બાબત ઉપર વધારે ભાર મૂકશે નહિ. યુવકોને ખનિજ, વનસ્પતિ અને પ્રાણી વર્ગના સર્વ પ્રકારના ર[illegible] પ્રયોગો બતાવવામાં આવે, તથા આવા અભ્યાસમાંથી ઇન્દ્રિયોના રૂપકનો, આધ્યાત્મિક રહસ્યની લાગણી સાથેનો સંબંધ ના સમજાય તો ઉચ્ચ દૃષ્ટિ બિંદુથી તેની શી કિંમત છે? ખરેખર એકાદ જડવાદપરાયણ માનવિ અત્રે જે કહેવામાં આવ્યું છે તેમાંથી કંઇ પણ સમજવાને અશક્ત છે, એ વિષે ગુપ્ત વિદ્યાવાદીને તો જોઇએ તેટલી સાબીતીઓ મળી ચૂકેલી છે. વળી તેને એટલું સ્પષ્ટ હોય છે, કે ખરેખરી વ્યાવહારીક કેળવણીની જડવાદપરાયણ મનમાંથી કદાપિ ઉપજી આવશે નહિ, એવા વાદવાળા પોતાને એટલા વ્યાવહારિક ગણે છે. જીવનનો યોગ્ય દૃષ્ટિ બિંદુથી વિચાર ચલાવતા તે બીલકુલ અવ્યાવહારિક છે

ખરી યથાર્થતાના વિરોધિરૂપે જડવાદપરાયણ અભિપ્રાય વિલક્ષણ જણાય છે; જડવાદીને મન ગુપ્તવિદ્યાના ખુલાસાઓ અવશ્ય કરીને સમાન રીતે તેવાજ લાગવા જોઇએ. જીવનના પોતાના સમગ્ર વિસ્તારમાંથી ઉપજી આવતા ગુપ્ત વિદ્યાના મૂળ સિદ્ધાન્તો કેળવણીની કલામાં વ્યાપક થતા પહેલાં નિઃશંશય અનેક વિઘ્નોમાંથી તરી પાર ઉતરવું પડશે. પરંતુ આવી આશા રાખવાની છે, કારણ કે વર્તમાનમાં આ સિદ્ધાન્તો ઘણાને અજાણ્યા જ છે; છતાંએ જો તે ખરેખરી રીતે સત્ય જ હશે તો તેઓ સમગ્ર શિક્ષણમાં સ્વતઃ જ વ્યાપક બની જશે.

( ચાલુ ).

ડૉ. સ્ટીનર.

# वेदकाल विचार.

( અનુસન્ધાનઃ—ગતાંક પૃષ્ઠ ૧૨૮ થી. )

## પરિશીષ્ઠ :—(૨)

શ્રીયુત બાલગંગાધર તિલકનો પ્રસ્તુત લેખ પ્રકટ થયા પછી કૈલાસવાસી શંકર બાળકૃષ્ણ દીક્ષિતે પોતાના " ભારતીય જ્યોતિઃશાસ્ત્ર " ગ્રંથમાં, મજકૂર લેખ સમ્બન્ધે પોતાનો કેવો અભિપ્રાય દર્શાવ્યો છે તે વિષયે આ પરિશીષ્ઠમાં વિચાર કરીએ.

વર્ષારંભ પહેલાં વસંતારંભ થતો એ બીના બન્નેને એક સરખી કબૂલ છે. પરંતુ આગળ થોડો મતભેદ છે. તૈત્તિરીય સંહિતામાં સંવત્સર સત્રના અનુવાકમાં જે ત્રણ વર્ષારંભ કહેવામાં આવ્યા છે, તે તિલકના વિચારે ઉદગયનારંભે થતા. પરંતુ તે વિષયે દીક્ષિત કહે છે કે ( પા. ૧૩૫ ) " ઋક્ સંહિતાકાળે મૃગમાં સંપાત થવાની બીના સ્વતંત્રપણે સિદ્ધ છે. " ફાલ્ગુનમાં ઉદગયન " એવો અર્થ પૂર્વોક્ત અનુવાકનો કરી તેનો આધાર ગ્રહણકરવાનું કારણ નથી. " તેના વિચારે સદર ફાલ્ગુની પૂર્ણ માસનો સમ્બન્ધ વસંતની સાથે છે. એકંદરે " યજુર્વેદ સંહિતાકાળે અને તદનુસાર આગળ સર્વ વૈદિકકાળે વર્ષારંભ વસંતારંભે થતો હતો " અને વેદમાં ઉદગયન સાથે વર્ષારંભ થતો હતો, એવું કંઇ પણ જાણવામાં આવ્યું નથી. " ( પા. ૧૩૨ ) એવો તેનો મત છે.

કૃતિકામાં વસંત સંપાત થતો એવો દીક્ષિતે (૧૨૭) એક પ્રત્યક્ષ આધાર બતાવ્યો છે. શતપથ બ્રાહ્મણમાં ( ૨-૧-૨ ) **एताह वै प्राच्यै दिशो न च्यवन्ते सर्वाणि ह्वा अन्यानि नक्षत्राणि प्राच्य दिशश्च्यवन्ते ।** " કૃતિકા પુષ્કળ છે. અને તેના પર અગ્ન્યાધાન કરે તે પુષ્કળપણું મેળવે. અથવા કૃતિકાપર આધાન કરે. આ કૃતિકાજ કાંઈ પૂર્વ દિશામાંથી ચળે છે એમ કાંઈ નથી. અન્ય તમામ નક્ષત્ર પૂર્વ દિશામાંથી ચળે છે " એવા અર્થનું વાક્ય છે. અત્રે " પૂર્વથી ચળતું નથી " એમ કહેલ છે. આ ઉપરથી તે ઘણું કરી પૂર્વમાંજ ઉગે છે. અર્થાત તે વિષુવવૃત્તપર છે, એમ સાબિત થાય છે. વિષુવવૃત અને ક્રાન્તિવૃતના સમાન ભાગે વસંતસંપાતબિંદુ આવે. આમાં પૂર્વની કઈ ? એ સમજતાં જો એક અંશનો તફાવત પડે તો ૨૦૦ વર્ષનો અંતર આવી જાય. આ પ્રત્યક્ષ આધારથી કૃતિકાદિ ગણના તમામ આક્ષેપ દૂર થાય છે.

કૃતિકાથી આગળ જતાં રોહિણીમાં વસંત સંપાત થતો એમ બતાવનારા પ્રજાપતિ અને રોહિણીની બીનાનો થોડો આધાર મળે છે. તેની પણ આગળ જવાથી મૃગમાં જે સમયે વસંત સંપાત થતો તે કાળે આવી આપણે ઉભા રહેવું પડે છે. મૃગમાં વસંત સંપાત થતો એ બતાવવા માટે ફાલ્ગુની પૂર્ણ માસે ઉદગમનની સાથે વર્ષારંભ થતો એમ મા-

॥ ॐ ॥

# ॥ गुरु भक्ति अने आ कालनो महिमा ॥

દિવ્ય દૃષ્ટિવાળાઓ વર્ણન કરે છે, કે આ સમયમાં દયાળુ ઋષિ લોક આ ભૂલોકમાં આપણા લોકોની ઉન્નતિને વાસ્તે પોતાના દિવ્ય તેજને વ્હેવરાવી રહ્યા છે; ગુરુ સ્વરૂપ મહાત્મા લોક જ્યાં ત્યાં પૃથ્વી ઉપર અવતાર લેતા જાય છે; આથી આ જ્ઞાન દીપની સહાયવડે આપણે સર્વેએ આપણું જીવન એવા પ્રકારે વ્યતીત કરવું જોઈએ, કે આપણાથી નીતિ ધર્મથી કોઇ કાલે વિચલિત થવાય નહિ.

ગુરુ સ્વરૂપઃ—

गुशब्द स्त्वन्धकारः स्याद् रु शब्द स्तन्निरोधकः ।
अन्धकार निरोधत्वाद् गुरु रित्यभिधीयते ॥ २ ॥

ગુરુ શબ્દનો અર્થ એમ છે, કે જે અજ્ઞાનરૂપ અંધકારને દૂર કરે છે તે ગુરુ; શિષ્યનું અજ્ઞાન દુર થઇને તેના હૃદયમાં ભક્તિ ઉત્પન્ન થાય છે, ભક્તિદ્વારા મનનો મલ નાશ થાય છે. તેમજ વળી ગુરુઓ નાના પ્રકારના હોય છે, પરંતુ વિશેષ કરીને બે પ્રકારનાજ હોય છે; પ્રથમ પરિપૂર્ણ ગુરુ અથવા કારણ ગુરુ અને દ્વિતીય અપરિપૂર્ણ અથવા કાર્ય ગુરુ.

## પરિપૂર્ણ ગુરુ–જગદ્‌ગુરુ–નું આગમન.

પરિપૂર્ણ ગુરુઓમાં સર્વથી શ્રેષ્ઠ તથા સંપૂર્ણ ગુરુઓના પણ ગુરુ, સર્વ ઉપદેશોના આદિ સ્થાન, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, જ્ઞાન સ્વરૂપ, તેજોમય, દયા સ્વરૂપ, સૂક્ષ્મથી પણ અતિ સૂક્ષ્મ તેમજ મહાનથી પણ અતિ મહાન્ શ્રી મહાદેવ સદાશિવ છે. આ પ્રથમ ગુરુ છે. આ મહાપુરુષનેજ કોઈ કોઈ મહા વિષ્ણુ પણ કહે છે. પ્રકૃતિને સ્વાધિન કરેલા પરિપૂર્ણ આનન્દમય ભગવાન શિવ, સર્વદા સર્વ જીવોનું અજ્ઞાન નાશ કરવામાં તથા પોતાનું આનન્દ સ્વરૂપ પ્રાપ્ત કરાવવાની ઇચ્છામાં આસક્ત રહે છે. સંસાર ઉપર કૃપા દૃષ્ટિ કરીને તેને શુદ્ધ તથા પરિપૂર્ણ બનાવે છે, તેટલા માટે એ મહાપુરૂષ ગુરુમૂર્તિ અથવા મહાગુરુ કહેવાય છે.

જીવ આ મહાનુભાવનાં પૂજા તથા ધ્યાન કરીને, તેમજ રાજયોગ-જ્ઞાનાભ્યાસદ્વારા પોતાનાં કર્મોનો અનેક જન્મોમાં નાશ કરીને તથા ચિત્ત શુદ્ધિ પામીને ગુણાતીત થાય છે. જીવન્મુક્તિ પામવાથી શુક નારદાદિની પેઠે અષ્ટ સિદ્ધિઓ તેના કરતલગત રહે છે. આવા જીવો બ્રહ્માનંદમાં મગ્ન રહે છે તથા શરીરને ત્યાગીને ઇશ્વરના સાન્નિધ્યને પામે છે, અર્થાત કૈલાસ અથવા વૈકુંઠમાં જાય છે. આવા જીવન્મુક્તોમાના કેટલાક બ્રહ્માનંદને ભોગવતા ભો-

ગવતા કૈલાસ અથવા વૈકુંઠમાં સ્થિત થાય છે, તેમજ અન્ય કેટલાક સંસારી જીવોપર કૃપા કરીને આ પ્રમાણે વિચાર કરે છે. રાજયોગાભ્યાસદ્વારા બ્રહ્મને પ્રાપ્ત થયો છું, ને સંસારી સ્ત્રી પુરૂષ આવાગમનના ચક્રમાં પડેલાં હોવાથી પાપની વૃદ્ધિ કરી રહ્યાં છે, અજ્ઞાનરૂપ અંધકારમાં ફસીને સન્માર્ગને ભૂલી ગયાં છે, કુપથમાં ચાલી રહ્યાં છે, આ પ્રકારે નાના જીવ કલેશિત છે, તો શું હું અત્રે મોક્ષ સ્થાનમાં આનંદ કરૂં ? ના, ના, હું ભૂલોકમાં જઈને જીવોને, જેથી મારો મોક્ષ થયો છે એવો આ રાજયોગ માર્ગ શિખવીશ; એ લોકોને અજ્ઞાન દશામાંથી કાઢીને મારા જેવી અવસ્થાની પ્રાપ્તિ કરાવીશ. આ પ્રમાણે વિચાર કરીને મહાકરૂણાયુક્ત; દયાસિન્ધુ, મહાત્મા, જો કે તેમને તો સંસારની કોઈ પણ વસ્તુની આવશ્યકતા નથી, તો પણ આપણે માટે ભૂલોકમાં પધારે છે. આવા દયા સ્વરૂપ, જીવન્મુક્ત પુરૂષને ઋષિ, પરિપૂર્ણ, તેમજ આરુઢ કહેવામાં આવે છે; એમને કારણ ગુરુ પણ કહેવાય છે.

કારણ ગુરુ મહાદેવના પ્રતિનિધિ બનીને જીવોને ભક્તિ, જ્ઞાન આપવાનો સર્વ કાલ પ્રયત્ન કરે છે. કારણ ગુરુ ઋષિ વર્તમાનમાં પણ ભૂલોકમાં વિદ્યમાન છે. વિશેષ કરીને હિમાલય પર્વતમાં રહે છે. તેઓ સર્વજ્ઞ છે, પોતાના સૂક્ષ્મ શરીરદ્વારા બધી જગોએ વિચરે છે તથા પોતાના શિષ્યોદ્વારા યોગ વિદ્યાદિક રહસ્યોનો પ્રચાર કરાવે છે. આવા મહાત્મા લોક ભૂલોકમાં જીવોની શુદ્ધિ કરવાને વાસ્તે સર્વદા પરિશ્રમ કરે છે. પૂર્વ યુગોમાં જીવનાં કર્મ શુદ્ધ હોવાના કારણે ઋષિલોક પ્રાયઃદર્શન આપતા હતા. આજકાલ પાપની વૃદ્ધિ થવાથી મનુષ્ય લોકને એમનાં દર્શન થવાં અશક્ય છે, તો પણ આ મહાત્મા લોક અમને સદા દિવ્ય દૃષ્ટિથી દેખાય છે, અમારા જ્ઞાન અને શુદ્ધતા માટે કાર્ય કરે છે તથા પોતાના દિવ્ય તેજથી એમને વ્યાપ્ત કરી લે છે. સપ્ત ઋષિ નારદ, શુક, ઉદ્ધવ ઈત્યાદિ મહાત્મા લોક કારણ ગુરુ કોટિમાં છે, એમનો એક ઉદ્દેશ મનુષ્ય લોકની શુદ્ધિ સાધવાનો છે. જેમ સૂર્ય ભગવાન સંપૂર્ણ પૃથિવી ઉપર પોતાનું તેજ કોઈ પ્રકારના પ્રત્યુપકારની આશા વિના વ્યાપ્ત કરે છે, તેમ આવા મહાત્મા લોક પણ કેવળ સંસારને અનુગ્રહ કરવા વિના કિયા સ્વાર્થથી પરિશ્રમ કરી રહ્યા છે ? આપણે પ્રથમ કહી ચુક્યા, કે સદાશિવ સર્વકારણ ગુરુઓના ગુરુ છે. વર્તમાનમાં એ શિવજીની પ્રેરણાથી એક મહર્ષિ જગદ્‌ગુરુ આ ભૂલોકમાં થોડા સમયમાં જ અવતરવાનાં છે.

પૃથ્વીમાં જે પ્રકારે પ્રજાપાલનને માટે એક રાજા હોય છે, તેના નીચે ગવર્નર, કમિશ્નર, કલેક્ટર ઇત્યાદિ હોય છે, તે પ્રકારે જ્ઞાન રાજ્ય પણ પ્રવર્તે છે. આનો ગુરૂ વર્ગ અનાદિ કાલથી છે. જ્ઞાન રાજ્યમાં રાજા સદાશિવ છે, પ્રધાન તથા મંત્રી કારણ ગુરુ લોક છે, એ ઉભયે અદૃશ્ય કાર્ય કરે છે. કારણ ગુરુ લોક સો વર્ષમાં એક વાર પોતાના વિશેષ મૂખ્ય શિષ્યોને ભૂલોકમાં મોકલીને તેમના દ્વારા રાજયોગ જ્ઞાનાભ્યાસનો જીવોને બોધ કરાવે છે.

આ શિષ્ય લોક ગવર્નરના સમાન છે. આજકાલ એ સમય આવી લાગ્યો છે, કે જ્યારે આ મૂખ્ય શિષ્યો પૃથ્વી ઉપર આવશે. તેમના શિષ્ય તેમજ પ્રશિષ્યોને કલેક્ટર ઈત્યાદિ જેવા જાણવા. આ કારણ ગુરુઓના મુખ્ય શિષ્ય પૃથિવી ઉપર મનુષ્ય લોકમાં વિચરે છે

તથા પોતે પોતાના શિષ્યો, પ્રશિષ્યોદ્વારા રાજયોગના અભ્યાસ તથા જ્ઞાનનું બીજ વાવે છે, મનુષ્યોના કલ્યાણ માટે ઘણો પરિશ્રમ કરે છે. સર્વ પ્રાણીઓના કલ્યાણ માટે ઇશ્વરની પ્રાર્થના કરવી તથા નિષ્કામ થઈને સર્વના હિતાર્થે કાર્ય કરવાં એનુંજ નામ રાજયોગ છે. જે સજ્જન સ્વલાભનો વિચાર છોડીને, નિષ્કામ થઇને, પરોપકારમાં કટિબદ્ધ બનીને, બીજાને માટે હમેશાં ભક્તિજ્ઞાનના પ્રચારનું કાર્ય કરે છે, તે કારણ ગુરુઓની સેનાના એક સીપાઈ બરોબર છે. જે કોઈ બીજાને ભક્તિ જ્ઞાન પ્રાપ્તિ કરાવવા તથા પરોપકાર માટે પ્રયત્ન કરવાનો આરંભ કરે છે, તેના તરફ કારણ ગુરુઓની દૃષ્ટિ પડે છે, તે તેનો કૃપાપાત્ર બનીને, તેમની સેનામાં ખેંચાઇને આવી જાય છે. આટલા માટે ભક્ત લોકોને ઉચિત છે, કે બીજાના ઉપકાર માટે કાર્ય કર્યા કરે તથા ઇશ્વરની પ્રાર્થના કર્યા કરે.

કોઇ કોઇવાર એમ પણ થાય છે, કે કારણ ગુરુ ઋષિ પૃથિવીપર અવતાર લઇને મનુષ્યોમાં વિચરે છે. કલિયુગના આરંભથી આજ સુધીમાં પાંચ હજાર વર્ષ વ્યતિત થયાં છે; પાંચ હજાર વર્ષનું એક કાલ ચક્ર થાય છે, એ ચક્રમાં ચારે યુગોના ધર્મ વ્યતિત થાય છે, જેમાં કલિયુગના ધર્મ પ્રધાન રહે છે. જેમ કોઈ મનુષ્યની જન્મ કુંડલીમાં શનીનો ગ્રહ ઓગણીશ વર્ષ સુધી રહે, પરંતુ એ ઓગણીશ વર્ષમાં અન્ય સર્વ ગ્રહોનો પ્રભાવ પણ ક્રમશઃ આવે છે ને જાય છે, તેમ કલિયુગનાં દરેક પાંચ હજાર વર્ષમાં ચતુર્યુગના ધર્મ વ્યતીત થઈ જાય છે. આ પ્રમાણે કલિયુગના પ્રથમ પાંચ હજાર વર્ષના કાલચક્રના આરંભમાં જ્યારે મહાભારત સમાપ્ત થયું તેવામાં મહારાજા યુધિષ્ઠિર, પરીક્ષિત, જન્મેજય ઇત્યાદિ ધર્માત્મા રાજાઓએ ધર્મનું સ્થાપન કરીને મનુષ્યોમાં ભક્તિ તથા જ્ઞાન ફેલાવ્યાં હતાં. આ પ્રમાણે કૃતયુગના ધર્મ સ્થાપિત થયા, ફરીથી પાંચ હજાર વર્ષના પ્રથમ ચક્રના અંતમાં કલિ ધર્મ વધી ગયા, મનુષ્યો પાપ કરવા લાગ્યાં. હવે કલિયુગનું બીજું કાલ ચક્ર પાંચ હજાર વર્ષનું આરંભ થયું. આજકાલ કલિયુગના પ્રથમ તથા બીજા કાલચક્રનો સંધિ સમય છે. હવે વળી ફરીથી ધર્મની વૃદ્ધિનો સમય આવી લાગ્યો છે; હવે ભક્તિ, જપ, તપ, જ્ઞાનાભ્યાસનાં બીજ વાવવાનો સમય આવ્યો છે. દિવ્ય દૃષ્ટિવાળા જેમને ઋષિ મહાત્માઓનાં દર્શન પ્રાપ્ત છે તેઓ કહે છે, કે આ સન્ધિકાલમાં ઋષિલોક પોતાની તપશક્તિ તથા તેજને પૃથિવીપર આપણા લોકની શુદ્ધતાને માટે મુસલધાર વર્ષાવી રહ્યા છે. જે મનુષ્ય સત્ય સંકલ્પ તથા રાજયોગાભ્યાસમાં તત્પર રહેશે તેમને આ તેજનો અધિક ભાગ મળશે. તેમજ હવે થોડાજ કાલમાં જગતગુરૂ કારણ ઋષિ પોતાના શિષ્ય ગણો સહિત પૃથિવીપર અવતાર લેવાના છે. એટલા માટે આપણ લોકને ઉચિત છે, કે આ રહસ્ય સર્વને સંભળાવીને સત્ય, વૈરાગ્ય, તથા ભક્તિ, જ્ઞાનનો અભ્યાસ કરવો તથા જગત ગુરુ મહાત્માના કૃપા પાત્ર બનીને વિશેષ દિવ્ય તેજ પ્રાપ્ત કરવું. કદાચ આપણે સત્ય ધર્મના પથપર ના ચાલીએ તો આપણને કંઈ પણ લાભ નહિ મળે તેમજ ગુરુની કૃપા પણ નહિ મળે.

આથી આપણે નશાની ચીજોનો ઉપયોગ ના કરવો જોઇએ; કેવલ સાત્વિક ભોજન કરવું જોઇએ. મદ ક્રોધાદિનો ત્યાગ કરવો જોઇએ અન્તરંગ તે [illegible] બાહ્ય શાન્તિ, ભૂતદયા, ચિત્તવૃત્તિનો નિરોધ કરવો જોઇએ. આપ [illegible] એકાગ્ર ચિત્તથી ઇશ્વરનું ધ્યાન ધરવું જોઇએ કે જેથ [illegible] નિત તે [illegible] શાન્તિ [illegible] કરે. જેમ કોઈ અન્ય

# कार्य गुरु.

કાર્યે ગુરુ લોક અપરિપૂર્ણ હોય છે; કોઈ કોઈ કાર્ય ગુરુ કારણગુરુઓના મુખ્ય શિષ્ય હોય છે, તેમજ હજુ પરિપૂર્ણતાને પ્રાપ્ત થયા હોતા નથી; કાર્ય ગુરુઓમાં આવા પ્રકારના શ્રેષ્ઠ હોય છે. કાર્ય ગુરુઓમાં કંઈ કંઈ પ્રકારના થાય છે. ઘણા કાર્યગુરુ એવા પણ હોય છે, કે જેઓ કારણ ગુરુની પ્રત્યક્ષ અથવા પરોક્ષરૂપ પ્રેરણાથી મનુષ્યોમાં વિચરીને રાજયોગ માર્ગની શિક્ષા આપે છે. કેટલાક કાર્યગુરુ તો કારણ ગુરુઓની પ્રત્યક્ષ પ્રેરણાથી કાર્ય કરે છે. તેમજ કેટલાકને કારણ ગુરુઓનાં દર્શન પણ થયાં નથી, પરંતુ તેમના જાણ્યા વિના કારણ ગુરુઓ તેમના હૃદયમાં પરોપકાર કરવાની અભિલાષા ઉત્પન્ન કરે છે. તેમજ કારણગુરુઓ આમનાદ્વારા પણ રાજયોગાભ્યાસનો પ્રચાર કરાવે છે.

### કારણ ગુરુઓનો ઉપકાર.

કારણ ગુરુલોક અનેક પ્રકારે કરીને આપણી ઉન્નતિ સાધે છે. આમાંથી ત્રણ પ્રકારની ઉન્નતિ આપણે વર્ણવીશું (૧) જેમ આપણે પ્રથમ કહી ચૂક્યા છીએ, કે પોતે જાતેજ અવતાર લઇને અથવા શિષ્યોને મોકલીને જીવોને રાજયોગ માર્ગ શિખવીને શુદ્ધ બનાવે છે. (૨) જેમ સૂર્યનાં કીરણો મર્વ મકાનો ઝરૂખાઓમાં પ્રવેશ કરવાને ઉદ્યત રહે છે તેમ કારણ-ગુરુ સૂક્ષ્મ સ્વરૂપ ધારણ કરીને પ્રત્યેક મનુષ્યના હૃદયરૂપી દ્વારમાં પ્રવેશ કરવાની પ્રતીક્ષા કરતા ઉભા રહ્યા છે; કદાચિત કોઈ મનુષ્ય પોતાના ગૃહનાં બારણાં બંધ કરીને સૂર્યનાં કિરણને ના આવવા દે તો તે તેની મૂર્ખતા છે, સૂર્યનો કંઈ દોષ નથી, જો થોડુંક પણ કમાડ ઉઘાડવા-માં આવે છે તો સૂર્યના કિરણો અંદર આવીને અંધકારને દૂર કરે છે; આવા પ્રકારે કારણ ગુરુનો હૃદયમાં પ્રવેશ થવાથી અવિદ્યા, કામ ક્રોધાદિનું વળ રોકાણ થઈ જાય છે. જે પુરૂષ કામ ક્રોધનો ત્યાગ કરીને, જીવો ઉપર દયા ધારણ કરીને રાજયોગાભ્યાસ કરેછે તેના હૃદયમાં કારણગુરૂ અદશ્યરૂપે પ્રવેશ કરીને ભક્તિજ્ઞાનને ઉપજાવે છે. સમય પ્રાપ્ત થતાં પ્રત્યક્ષ પણ થાય છે.

(૩) કારણગુરુ આપણા લોકને સર્વદા સર્વ પ્રકારે જોતાજ રહે છે; જેમ કોઈ મનુષ્ય પર્વતના શિખર ઉપર ચઢીને અન્ધારામાં નીચે કોઈ ઘરમા અજવાળું જોઇને તે ઘરમાં જાય છે તેમ કારણગુરુ જે મનુષ્યના હૃદયમાં ભક્તિ, જ્ઞાન, જીવોપર દયારૂપી પ્રકાશ જુએ છે તે મનુષ્યને પોતાની દિવ્યદૃષ્ટિથી જાણી લે છે તથા તેની પાસે જઇને ઉપદેશ આપે છે. જેમ માતા ક્ષુધાપિડિત બાળકને દોડી જઇને ધવરાવે છે તેમ ના બોલાવાયલા કારણગુરુ શ્રદ્ધાળુ શિષ્ય પાસે જઇને ઉપદેશ આપે છે. એટલી વાતની આવશ્યકતા નથી, કે કારણગુરુ સ્થિત છે તે શિષ્યના જાણવામાં આવે, શ્રદ્ધા, ભક્તિ તેમ શ્રદ્ધા હોવાની જરૂર છે.' શું દિવ્ય દૃષ્ટિવાળા, દયાસિન્ધુ, નારદઋષિ બોલાવ્યા વિના ધ્રુવજીની પાસે જંગલમાં તથા પ્રલ્હાદજીની પાસે જ્યારે તે ગર્ભમાં હતા ત્યારે પ્રાપ્ત થયા નહતા,-તેમની પાસે ગયા નહોતા તથા-તેમને

તથા પોતે પોતાના શિષ્યો, પ્રશિષ્યોદ્વારા રાજયોગના અભ્યાસ તથા જ્ઞાનનું બીજ વાવે છે, મનુષ્યોના કલ્યાણ માટે ઘણો પરિશ્રમ કરે છે. સર્વ પ્રાણીઓના કલ્યાણ માટે ઇશ્વરની પ્રાર્થના કરવી તથા નિષ્કામ થઈને સર્વના હિતાર્થે કાર્ય કરવાં એનુંજ નામ રાજયોગ છે. જે સજ્જન સ્વભાવનો વિચાર છોડીને, નિષ્કામ થઇને, પરોપકારમાં કટિબદ્ધ બનીને, બીજાને માટે હમેશાં ભક્તિજ્ઞાનના પ્રચારનું કાર્ય કરે છે, તે કારણ ગુરુઓની સેનાના એક સીપાઈ બરોબર છે. જે કોઈ બીજાને ભક્તિ જ્ઞાન પ્રાપ્તિ કરાવવા તથા પરોપકાર માટે પ્રયત્ન કરવાનો આરંભ કરે છે, તેના તરફ કારણ ગુરુઓની દૃષ્ટિ પડે છે, તે તેનો કૃપાપાત્ર બનીને, તેમની સેનામાં ખેંચાઇને આવી જાય છે. આટલા માટે ભક્ત લોકોને ઉચિત છે, કે બીજાના ઉપકાર માટે કાર્ય કર્યા કરે તથા ઇશ્વરની પ્રાર્થના કર્યાં કરે.

કોઇ કોઇવાર એમ પણ થાય છે, કે કારણ ગુરુ ઋષિ પૃથિવીપર અવતાર લઇને મનુષ્યોમાં વિચરે છે. કલિયુગના આરંભથી આજ સુધીમાં પાંચ હજાર વર્ષ વ્યતિત થયાં છે; પાંચ હજાર વર્ષનું એક કાલ ચક્ર થાય છે, એ ચક્રમાં ચારે યુગોના ધર્મ વ્યતિત થાય છે, જેમાં કલિયુગના ધર્મ પ્રધાન રહે છે. જેમ કોઈ મનુષ્યની જન્મ કુંડલીમાં શનીનો ગ્રહ ઓગણીશ વર્ષ સુધી રહે, પરંતુ એ ઓગણીશ વર્ષમાં અન્ય સર્વ ગ્રહોનો પ્રભાવ પણ ક્રમશઃ આવે છે ને જાય છે, તેમ કલિયુગના દરેક પાંચ હજાર વર્ષમાં ચતુર્યુગના ધર્મ વ્યતીત થઈ જાય છે. આ પ્રમાણે કલિયુગના પ્રથમ પાંચ હજાર વર્ષના કાલચક્રના આરંભમાં જ્યારે મહાભારત સમાપ્ત થયું તેવામાં મહારાજા યુધિષ્ઠિર, પરીક્ષિત, જન્મેજય ઇત્યાદિ ધર્માત્મા રાજાઓએ ધર્મનું સ્થાપન કરીને મનુષ્યોમાં ભક્તિ તથા જ્ઞાન ફેલાવ્યાં હતાં. આ પ્રમાણે કૃતયુગના ધર્મ સ્થાપિત થયા, ફરીથી પાંચ હજાર વર્ષના પ્રથમ ચક્રના અંતમાં કલિ ધર્મ વધી ગયો, મનુષ્યો પાપ કરવા લાગ્યાં. હવે કલિયુગનું બીજું કાલ ચક્ર પાંચ હજાર વર્ષનું આરંભ થયું. આજકાલ કલિયુગના પ્રથમ તથા બીજા કાલચક્રનો સંધિ સમય છે. હવે વળી ફરીથી ધર્મની વૃદ્ધિનો સમય આવી લાગ્યો છે; હવે ભક્તિ, જપ, તપ, જ્ઞાનાભ્યાસનાં બીજ વાવવાનો સમય આવ્યો છે. દિવ્ય દૃષ્ટિવાળા જેમને ઋષિ મહાત્માઓનાં દર્શન પ્રાપ્ત છે તેઓ કહે છે, કે આ સન્ધિકાલમાં ઋષિલોક પોતાની તપશક્તિ તથા તેજને પૃથિવીપર આપણા લોકની શુદ્ધતાને માટે મૂસલધાર વર્ષાવી રહ્યા છે. જે મનુષ્ય સત્ય સંકલ્પ તથા રાજયોગાભ્યાસમાં તત્પર રહેશે તેમને આ તેજનો અધિક ભાગ મળશે. તેમજ હવે થોડાજ કાલમાં જગતગુરુ કારણ ઋષિ પોતાના શિષ્ય ગણો સહિત પૃથિવીપર અવતાર લેવાના છે. એટલા માટે આપણ લોકને ઉચિત છે, કે આ રહસ્ય સર્વને સંભળાવીને સત્ય, વૈરાગ્ય, તથા ભક્તિ, જ્ઞાનનો અભ્યાસ કરવો તથા જગત ગુરુ મહાત્માના કૃપા પાત્ર બનીને વિશેષ દિવ્ય તેજ પ્રાપ્ત કરવું. કદાચ આપણે સત્ય ધર્મના પથપર ના ચાલીએ તો આપણને કંઈ પણ લાભ નહિ મળે તેમજ ગુરુની કૃપા પણ નહિ મળે.

આથી આપણે નશાની ચીજોનો ઉપયોગ ના કરવો જોઇએ; કેવલ સાત્ત્વિક ભોજન કરવું જોઇએ. મદ ક્રોધાદિનો ત્યાગ કરવો જોઇએ અન્તરંગ તે [illegible] બાહ્ય શાન્તિ, ભૂતદયા, ચિત્તવૃત્તિનો નિષેધ કરવો જોઇએ. આપ[illegible] એકાગ્ર ચિત્તથી ઇશ્વરનું ધ્યાન ધરવું જોઇએ કે જેd[illegible] [illegible] શાન્તિ [illegible] કરે. જેમ કોઈ અન્ય

# कार्य गुरु.

કાર્ય ગુરુ લોક અપરિપૂર્ણ હોય છે; કોઈ કોઈ કાર્ય ગુરુ કારણગુરુઓના મુખ્ય શિષ્ય
હોય છે, તેમજ હજુ પરિપૂર્ણતાને પ્રાપ્ત થયા હોતા નથી; કાર્ય ગુરુઓમાં આવા પ્રકારના
એક હોય છે. કાર્ય ગુરુઓમાં કંઈ કંઈ પ્રકારના થાય છે. ઘણા કાર્યગુરુ એવા પણ હોય
છે, કે જેઓ કારણ ગુરુની પ્રત્યક્ષ અથવા પરોક્ષરૂપ પ્રેરણાથી મનુષ્યોમાં વિચરીને રાજયોગ
માર્ગની શિક્ષા આપે છે. કેટલાક કાર્યગુરુ તો કારણ ગુરુઓની પ્રત્યક્ષ પ્રેરણાથી કાર્ય કરે છે.
તેમજ કેટલાકને કારણ ગુરુઓનાં દર્શન પણ થયાં નથી, પરંતુ તેમના જાણ્યા વિના કારણ
ગુરુઓ તેમના હૃદયમાં પરોપકાર કરવાની અભિલાષા ઉત્પન્ન કરે છે. તેમજ કારણગુરુઓ
આમનાદ્વારા પણ રાજયોગાભ્યાસનો પ્રચાર કરાવે છે.

## કારણ ગુરુઓના ઉપકાર.

આપણી ઉન્નતિ સાધે છે. આમાંથી ત્રણ પ્રકારની
કારણ ગુરુલોક અનેક પ્રકારે કરીને આપણે પ્રથમ કહી ચૂક્યા છીએ, કે પોતે જાતેજ
ઉન્નતિ આપણે વર્ણવીશું. (૧) જેમ તકલીને જીવોને રાજયોગ માર્ગ શિખવીને શુદ્ધ બનાવે છે.
અવતાર લઇને અથવા શિષ્યોને નો ઝરૂખાઓમાં પ્રવેશ કરવાને ઉદ્યંત રહે છે તેમ કારણ-
(૨) જેમ સૂર્યનાં કીરણો સર્વ પ્રત્યેક મનુષ્યના હૃદયરૂપી દ્વારમાં પ્રવેશ કરવાની પ્રતીક્ષા કરતા
ગુરુ સૂક્ષ્મ સ્વરૂપ ધારણ કરી મનુષ્ય પોતાના ગૃહનાં બારણાં બંધ કરીને સૂર્યનાં કિરણોને ના
ઉભા રહ્યા છે; કદાચિત્ મૂર્ખતા છે, સૂર્યનો કંઈ દોષ નથી, જો થોડુંક પણ કમાડ ઉઘાડવા-
આવવા દે તો તેના કિરણો અંદર આવીને અંધકારને દૂર કરે છે; આવા પ્રકારે કારણ
માં આવે છે પ્રવેશ થવાથી અવિદ્યા, કામ ક્રોધાદિનું પણ રોકાણ થઇ જાય છે. જે પુરૂષ
ગુરુનો હૃદયમાં કરીને, જીવો ઉપર દયા ધારણ કરીને રાજયોગાભ્યાસ કરેછે તેના હૃદયમાં
કામ ક્રોધને ઇશ્વરરૂપે પ્રવેશ કરીને ભક્તિજ્ઞાનને ઉપજાવે છે. સમય પ્રાપ્ત થતા પ્રત્યક્ષ
કારણગુરુ
પણ થાય

કારણગુરુ આપણા લોકને સર્વદા સર્વ પ્રકારે જોતાજ રહે છે; જેમ કોઈ મનુષ્ય
બર ઉપર ચઢીને અન્ધારામાં નીચે કોઈ ઘરમાં અજવાળું જોઇને તે ઘરમાં
પર્વતના કારણગુરુ જે મનુષ્યના હૃદયમાં ભક્તિ, જ્ઞાન, જીવોપર દયારૂપી પ્રકાશ જુએ
જાય છેને પોતાની દિવ્યદૃષ્ટિથી જાણી લે છે તથા તેની પાસે જઇને ઉપદેશ આપે
છે માતા ક્ષુધાપિડિત બાળકને દોડી જઇને ધવરાવે છે તેમ ના બોલાવાયલા કારણગુરુ
શિષ્ય પાસે જઇને ઉપદેશ આપે છે. એટલી વાતની આવશ્યકતા નથી, કે કારણગુરુ
શ તે શિષ્યના જાણવામાં આવે, શ્રદ્ધા, ભક્તિ તેમ શ્રદ્ધા હોવાની જરૂર છે. શું દિવ્ય
, દયાસિન્ધુ, નારદજીએ બોલાવ્યા વિના ધ્રુવજીની પાસે જંગલમાં તથા પ્રહ્લાદજીની
ત્યારે તે ગર્ભમાં હતા ત્યારે પ્રાપ્ત થયા નહતા, તેમની પાસે ગયા નહોતા તથા તેમને

ઉપદેશ નહોતો આપ્યો? શું મહર્ષિ શુકે કરૂણા કરીને પરિક્ષિતની પાસે જઈને શ્રીમદ્ભાગવત નથી સંભળાવ્યું? જો આ પ્રકારે શુદ્ધ હૃદયના બની જઈએ તો કારણગુરુ આપણા ઉપદેશ માટે અત્યારે આવવાને તૈયાર છે. હાલમાં પણ શ્રદ્ધાભક્તિ સંયુક્ત કોઈ કોઈ મનુષ્યોની પાસે આવીને કારણગુરુએ ઉપદેશ આપ્યો છે.

શિષ્ય.

દરેક શિષ્યે કારણ ગુરુની પરિપૂર્ણતા પર્યંત પહોંચવાનો પ્રયત્ન કરવો જોઈએ. કારણ ગુરુ પરિપૂર્ણ, દયા સ્વરૂપ, પરિશુદ્ધ છે. શિષ્યે પણ પોતાના હૃદયમાં પ્રેમ અને શુદ્ધતા ઉત્પન્ન કરવી જોઈએ. આ કાર્ય પુરૂ પાડવા માટે શિષ્યે મનના મલનો નાશ કરવો જોઈએ; સર્વ ભૂતપ્રતિ દયા રાખવાનો અભ્યાસ પાડવો જોઈએ; કામ, ક્રોધ, ભેદ બુદ્ધિ તથા અહંકારનો ત્યાગ કરવાનો અભ્યાસ કરવો જોઈએ. કામ ક્રોધાદિના નાશનું મુખ્ય કારણ ધ્યાન છે.

ધ્યાનનો અર્થ આ પ્રમાણે છે:—મનને કારણ ગુરુ અથવા ઈશ્વરમાં જોડવું, તેની મનથી પૂજા કરવી તથા તેનાપર પ્રેમ ભાવ વધારવો. આવા ધ્યાનનાં પ્રતાપથી પરિશુદ્ધતા પ્રાપ્ત થાય છે. જેમ શ્વેત વસ્ત્ર લાલ અથવા પીળા રંગના જળમાં બોળતાં લાલ અથવા પીળું થઈ જાય છે, અર્થાત જે રંગવાળા પાણીમાં બોળવામાં આવે છે તે રંગનું થઈ જાય છે તેમ મન જે વસ્તુપર લાગી જાય છે તેના ગુણને ગ્રહણ કરે છે, અર્થાત જીવ એ ગુણને પ્રાપ્ત થાય છે. જેમ જે જીવ ચોરનું ધ્યાન ધરે છે તે ચોરીનો ગુણ પ્રાપ્ત કરીને ચોર બની જાય છે, જે સુરાપાન, ભાંગ, અફીણનું ધ્યાન ધરે છે તે શરાબ, ભાંગ, અફીણ ખાવા મંડી જાય છે, આ વાર્તા શાસ્ત્ર સિદ્ધાન્ત તેમજ અનુભવ સિદ્ધાન્ત છે. દિવ્ય દૃષ્ટિવાળા વર્ણન કરે છે, કે નીશાની ચીજોમાં પીશાચ લોક વસે છે, તથા જે નીશાની ચીજો ખાય છે, પીએ છે તેનામાં પ્રવેશ કરી બેસે છે.

જે મનુષ્ય શાન્ત તથા ઇન્દ્રિયોનો નિગ્રહ કરવાવાળા ગુરુનું ધ્યાન ધરે છે તે તે ગુરુના સમાન થઈ જાય છે; આવી રીતે જો અમે ઈશ્વર અથવા કારણ ગુરુનું ધ્યાન ધરીશું તો પરિપૂર્ણ ગુરુનું તેજ અમારા હૃદયમાં પ્રવેશ કરીને અમારી પરિશુદ્ધિ કરશે. આથી આપણે સર્વદા તથા સર્વ સ્થલે ધ્યાનનો અભ્યાસ કરવા યોગ્ય છે. ધ્યાનમાં મલનો નાશ કરવાની સહજ યુક્તિ આમ છે—જેમ લીમડાનાં પાનનો કડવાટ સાકરથી દૂર થાય છે, અન્ધકાર તેજથી દૂર થાય છે તેમ કામ ક્રોધાદિ દયાસ્વરૂપ ગુરુ અથવા ઈશ્વરનું ધ્યાન ધરવાથી દૂર થાય છે. જે કોઈ પ્રાણી ક્રોધી હોય તેને માટે ઉચિત છે, કે તેણે "શાન્ત સ્વરુપ ગુરુ" અથવા ઈશ્વરનું શાંત સ્વરૂપ ભાવથી ધ્યાન ધરવું જોઈએ, આથી તેનો ક્રોધ કરવાનો સ્વભાવ અવશ્ય દૂર થઈ જશે. જે કોઈ મનુષ્ય કામને વશ હોય તેણે ઈશ્વર અથવા ગુરુનું ધ્યાન કામદાહક ભાવથી કરવાથી અવશ્ય શાંતિ પ્રાપ્ત થાય છે. આથીજ શિવજી શાન્ત સ્વરૂપ તેમજ કામદાહક કહેવાય છે. આ પ્રકારે સમ્પૂર્ણ અવગુણો પોતપોતાના પ્રતિકૂલના ધ્યાનવડે દૂર થઈ શકે છે. લોભના પ્રતિકૂલ ત્યાગ છે; મોહના પ્રતિકૂલ વિવેક છે; નિર્દયતાના પ્રતિકૂલ દયા છે.

આપણા ભલા અથવા બુરા વિચારની અસર અન્ય સ્ત્રી પુરૂષોને અવશ્ય કરીને થાય છે. જેમ કોઇ મનુષ્ય તલાવ અથવા સરોવરમાં પથ્થર ફેંકે તો લહેરો ચારે તરફ દોડે છે તેમ આપણો પ્રત્યેક ભલો વા બુરો વિચાર બીજા પ્રાણીઓના હૃદયમા અસર કરે છે. જેમ કોઈ મનુષ્ય પોતાના મનમાં ચોરી કરવાનો વિચાર કરે, ગમે તો પોતાનો સંકલ્પ અન્યને ના કહે, કેવલ પોતાના મનમાંજ રાખે, તો પણ એ ખોટા વિચારની અસર તેની આસપાસનાં મનુષ્યોમાં પ્લેગની માફક અદશ્ય રીતે થાય છે તથા દૂર પણ પહોચે છે, તેમજ તે ખોટા વિચાર ફેલાવવાનો ભાગી તે મનુષ્ય થાય છે, તેણેજ પોતાના મનમાં સંકલ્પ કર્યો હતો. આ પ્રકારે જે મનુષ્ય સારો વિચાર કરે કે સર્વ પ્રાણી શુદ્ધ થઇ જાય અર્થાત્ પ્રાણી માત્રના કલ્યાણાર્થે ધ્યાન ધરે તે પોતાના વિચારદ્વારા કરોડો માનવિઓને પવિત્ર બનાવે છે તથા પુણ્ય પ્રાપ્ત કરે છે: આ પ્રમાણે હિમાલયાદિક ગુપ્તસ્થાનોમાંરહેતા પરિપૂર્ણ ઋષિલોક પોતાના શુદ્ધ, પવિત્ર, તથા કલ્યાણકારક વિચારોને સંપૂર્ણ ભૂલોકમાં ફેલાવે છે એજ એ મહાત્માઓના જીવનનું પ્રયોજન છે. આથી શિષ્યે સર્વ મનુષ્યોની ઉન્નતિ માટે ધ્યાન અને પ્રાર્થના કરવાં જોઇએ.

આથી આપણે નશાની ચીજોનો ઉપયોગ ના કરવો જોઇએ:

આથી આપણે નશાની ચીજોનો ઉપયોગ ના કરવો જોઇએ: કેવલ સાત્વિક ભોજન કરવું જોઇએ. કામ ક્રોધાદિનો ત્યાગ કરવો જોઇએ અન્તરંગ તેમ જ બાહ્ય શાન્તિ, ભૂતદયા, ચિત્તવૃત્તિનો નિરોધ કરવો જોઇએ. આપણે એકાગ્ર ચિત્તથી ઈશ્વરનું ધ્યાન ધરવું જોઇએ કે જેથી સર્વ લોક પવિત્ર તેમ જ શુદ્ધ થાય તથા શાન્તિ પ્રાપ્ત કરે. જેમ કોઈ અન્ય મનુષ્યને અકસ્માત નેત્ર પ્રાપ્ત થઈ જાય તો તે ચારે તરફ તે જ જોઇને આનન્દ પામે છે, તેમ જે મનુષ્ય ઉપર લખ્યા પ્રમાણે ગુણોનો અર્થાત શ્રદ્ધા, ભક્તિ, શુદ્ધતાનો અભ્યાસ કરે છે તેનું અજ્ઞાન રૂપી અંધકાર દૂર થઈ જાય છે, કારણ ગુરૂ મનુષ્યના સમીપ હોવા છતાં તેના અજ્ઞાન રૂપી અન્ધકારના કારણથી દૃષ્ટિગોચર થતા નથી, પરંતુ અજ્ઞાનનો નાશ થતાં જ કારણ ગુરૂ તત્કાલ પ્રત્યક્ષ રૂપ ધારણ કરીને, શિષ્યનો કર પકડીને, મહાદેવ જે ગુરૂઓના પણ ગુરૂ છે તેમની લઈ જઇને બ્રહ્માનન્દ સુખના સ્વાદનો અનુભવ કરાવે છે, હે જગદીશ્વર અમને સત્, વૈરાગ્ય, શ્રદ્ધા, ભૂતદયા આદિ આપ જે તે જેથી અમે ઉપર દર્શાવેલા ધર્મ પ્રમાણે ચાલીએ. ‌ । इति ।

૯-૨-૧૯૧૦
કડવા.

એ. એન. બીએ. બી. એલ.

---

# ॥ राजाधिराज ॥

મહૂમ એડવર્ડ મરણ શરણ થયા છે. આવા મરણ સમાચાર સમગ્ર સામ્રાજ્યમાં એક વજ્રપાત સમાન થઈ પડ્યા છે. છઠ્ઠી મેનાં સાંજનાં પત્રો આપણને દર્શાવતાં હતાં, કે નામદાર શહેનશાહ બીમારીઝમાં થયેલી શરદીમાંથી થઈ આવેલા કંઠ નળીના સોજાથી પીડાતા

હતા તથા " ચિંતા રાખવાને કેટલુંક કારણ હતું. " બીજા પ્રભાતનાં પત્રોએજ તેમના મરણ સમાચાર આપ્યા. લંડનમાં પાંચમી મેએ લોકના જાણવામાં આવ્યું કે તેઓ માંદા પડ્યા છે, પરંતુ માત્ર છઠ્ઠીએજ ગંભિર ચિંતા ઉપસ્થિત થઈ; છઠ્ઠી પૂરી થતામાં તો તેઓ ચાલી નીકળ્યા. આવા આકસ્મિક મરણથી ક્વચિતજ—શિરચ્છેદ વિના—એકાદ મહારાજા પટકાઇ પડ્યા છે, આવા પ્રક્ષોભનો વેગ લગભગ બ્હેરા બનાવી દે એવો છે. સર્વે ચક્ષુઓ મહારાજા પ્રત્યે દોરાયલાં હતાં: વર્તમાન કટાકટીના પ્રસંગમાં તેઓ કેવી રીતે વર્તશે, ઉપસ્થિત થઈ આવેલી બંધારણ સંબંધી ગંભિર મુશ્કેલીનો તેઓ કેવી રીતે નિવેડો લાવશે ! તેમના ડાંપણમાં એટલો બધો વિશ્વાસ હતો, કે જરા પણ વિશેષ ચિંતા વિના બંધારણ સંબંધી ખટપટને લોક સહન કરી રહ્યા હતા. તેમના હાથ તળે સર્વે બાબતો સહિસલામત હતી. ઇંગ્લેન્ડની ખરેખરી અણીની આ ક્ષણે પ્રજાના ડાહ્યામાં ડાહ્યા, શાંતમાં શાંત રાજ્યકારી પુરૂષનો પાત થયો છે.

* * *

અને યૂરપની સલાહ શાંતિ ? તેઓ જાતે " એડવર્ડ સલાહ સ્થાપક " હતા. પોતાના વય, પોતાના જ્ઞાન અને પોતાની સત્તા માટે માનનીય થઇ પડેલા તેમની મહારાજાઓની રાજસભાઓમાં અનુપમેય અસર પ્રવર્તતી હતી. તેમણે સમગ્ર યૂરપ ઉપર સલાહ સંપનું જાળું પાથરીને પ્રજાઓને તેમાં ગુંથી લીધી હતી. એક એક રાજ્ય દરબારથી અન્ય રાજ્ય દરબારમાં ફરીને, શાંત પાડવામાં, મન મેળવી લેવામાં, બંધન દૃઢ કરવામાં પોતાની બુદ્ધિનો ઉપયોગ કરતા હતા. ફ્રાન્સ, સ્પેઇન, પોર્ટુગલ, ઇટાલી, સર્વેને તેમના રાજકાર્ય કૌશલ્યની મોહિની લાગી હતી. તેમની પોષક ઉષ્માના પ્રતાપમાં રૂશિયા પણ પાણી પાણી થઈ ગયું; તેમનો જર્મનીનો ગર્વિષ્ઠ ભત્રિજો પણ તેમની બુદ્ધિ ભરેલી અને વજનદાર સલાહના સામે થવામાં નિષ્ફળ નિવડ્યો. જો કે તેમના સર્વ રીતે અતિ અલ્પ રાજ્યકાલના સમગ્ર સમયમાં ક્ષિતિજમાં ભયંકર વિગ્રહના કાટકાઓ સર્વ પાસા થયાં કરતા હતા, છતાં તેમણે પોતાના સામ્રાજ્યને શાંતિમાં જાળવ્યું છે તથા શાંતિમાં છોડ્યું છે. યૂરપની સલાહ શાંતિનો રક્ષક જતાં હવે "વિગ્રહ દેવતા" એક પ્રકારના વિશેષ અરિષ્ટ સૂચક ભયના હેતુ રૂપ બન્યો છે.

* * *

વિશ્વ વિસ્તૃત સામ્રાજ્યમાં સઘળે આટલા બધા પ્રેમાસ્પદ થઈ પડેલા તથા પૂજ્યયલા તેમને માટે તેમના લોક શું ઇચ્છી શકે ? તેમને તો જીવન કલહ ચલાવવા રહેવા દઇને તેઓ શાંતિમાં ભળી ગયા છે. લાખ્ખો કરોડો મૂખમાંથી માત્ર આટલી પ્રાચીન પ્રાર્થના જ ઉભરાઈ આવશે :—

Grant him O Lord, the Peace Eternal.
And let Light perpetual shine on him.

* * *

સામ્રાજ્યનો ભારે બાર માથે આવી પડેલા તેમના પુત્ર માટે તો, બ્રીટનનો ફિરસ્તો અને માનવ જાતના બલવાન રક્ષકો તેમનું એવા પ્રકારે રક્ષણ કરીને નિયમન કરે કે

જેથી તેઓ સામ્રાજ્યના વ્હાણને તેની આસપાસ ફરી વળેલી ઉછળતી અંધાધુંધીમાંથી સહિસલામત હંકારી જાય તથા વયના વિજ્ઞાન વડે પોતાની પુખ્ત માનુષતા બલનું નિયમન કરે તથા પોતાના અનુભવની ખોટ ઉંડી દષ્ટિ વડે પૂરી પાડે,' એ વિના આપણે શું ઈચ્છવાનું છે. તેમના રાજપિતાનું જેમના ઉપર શાસન ચાલતું હતું તે સર્વ તરફથી આવી ખરા જીગરની પ્રાર્થના થશે, કે–God Save the king !

***

આઠમી મેને દિને આડિયરમાં "વાઈટ લોટસ ડે" ની સભામાં આ સબધે મીસીસ. બેસંટ નીચે પ્રમાણે બોલ્યાં હતાં:—

એક મહાન્ સંકટની છાયામાં આજે આપણે અત્રે એકઠાં થયાં છીએ. એક આખું સામ્રાજ્ય, જે પોતાનો રાજા હતો તેના શબની આસપાસ શોકથી છવાઈ ને ખડું રહ્યું છે. લોકમત પ્રમાણે, દુનિયાની શાંતિ અને શાસન માટે રાજાધિરાજની ઘણીજ જરૂર હતી તેવા સમયે, આટલો બધો અણધાર્યો, આટલો બધો એકાએક આ ફટકો પડયો છે. "એડવર્ડ સલાહ સ્થાપક" ના નામથી તેમને વ્યવહરવામાં આવતા હતા, ઈતિહાસમાં પણ એ નામથી જ તેઓ પ્રસિદ્ધિ પામશે. જેમના પ્રબળ હાથે યુરપને સલાહશાંતિમાં જાળવી રાખ્યું હોય એવા અન્ય કોઈ પણ કરતાં તેઓ આગળ પડી આવતા હતા. યુરપના મહારાજાઓમાં પોતાના સાર્વત્રિક સદ્ભાવ માટે, અનેક લોક સાથે પોતાના મૈત્રી ભાવ ભર્યા વર્તન માટે તેઓ આગળ પડી આવતા હતા; યુરપના તાજ ધારીઓમાં તેમનું વય, તેમનું જ્ઞાન, અને તેમના અનુભવને લીધે તેમને અપૂર્વપદ પ્રાપ્ત થયું હતું. તેમનાં સમર્થ માતુશ્રી શાસન ચલાવતાં હતાં ત્યારે રાજ્યાસનનાં પગથીઆ ઉપર ઉભા રહીને તેઓ તેમના દૃષ્ટાંત વડે રાજ્ય કાર્યભાર વહનના માર્ગો શિખ્યા હતા તથા તેમનું દુનિયાનું અને માનવિઓનું વિશાળ જ્ઞાન મેળવ્યું હતું. તેમની સર્વોપરી સત્તાને લીધે તેમનાં વિશાલ અનુભવ અને અનુપમ બુદ્ધિને લીધે યુરપમાં તેઓ એક કેન્દ્રસ્થાનીય આકૃતિ રૂપ બન્યા હતા; આ આકૃતિ નવાઈ પમાડે એવી તીવ્રતાથી અદૃશ્ય થઈ ગઈ છે—તેમના મરણ સમાચાર આપતા પૂર્વે પત્રોમાં તેમની માંદગી વિષે ભાગ્યેજ ઈશારો કરવામાં આવ્યો હતો. આ સર્વનું ફલ શું થશે? પરિણામ શાં આવશે? કોણ કહી શકે?

તેમના આકસ્મિક મરણથી વર્તમાન ક્ષણે ઈંગ્લેન્ડના સામાજીક જીવનમાં કેટલી અસર થશે—એક એટલી બધી મલિન ક્ષણ પ્રાપ્ત થઈ છે કે બેશતક કરતાં વધારે સમયથી પણ ઈંગ્લેન્ડના જોવામાં તેવી આવી નથી—એ કહેવું પ્રજાઓનાં ભાવિને નિયમનારા સમર્થ પુરુષો વિના અન્ય માટે અસંભવિત જ છે. સર્વે મહાન ફેરફારો એકાદ મહાન, યોજનામાં ગોઠવાય છે, એ ભાવના સાથે આપણે સારી રીતે પરિચિત છીએ. જે ક્ષણે આટલી બધી સારી રીતે ધારણ કરનાર શિર ઉપરથી તાજ ગગડી પડયું છે, જે ક્ષણે આટલી બધી પ્રબલતાથી ઉપયોગમાં લેવાયલો રાજ્યદંડ, ખાસ કરીને થોડા અનુભવવાળા યુવાન હસ્તોમાં આવી પડયો છે, તે સમયે આવી ભાવના વડે આપણે શાંત, સંતોષી અને ભીતિ રહિત બનવું જોઈએ, કારણ કે:જીવનનું તત્ત્વ શાસ્ત્ર આવા ગંભિર પ્રસંગોમાં જીવનને ના લગાડવામાં આવે તો બીલકુલ નિરૂપયોગી છે. સામ્રાજ્યમાંથી આવી ક્ષણે સર્વનાં ચક્ષુ જેના

પ્રત્યે દોરાયાં હતાં તેવી નશ્વરથ પ્રતિમા પડદાની પેલીપાર ચાલી ગઈ છે. આવા આવી પડેલા કટોકટીના પ્રસંગ કરતાં અન્ય પ્રસંગ ભાગ્યેજ મહાન્ હશે. છતાં સર્વે સારૂં થવું જોઇએ, સારૂંજ થશે. હિબ્રુગીતમાં ગવાયું છે તેમ "The Lord sitteth above the waterfloods; the Lord remaineth a king for ever." ઐહિક રાજાઓ આ જીવનમાંથી દુનિયાપારના જીવનમાં પસાર થાય છે, પરંતુ અનંતકાલનો રાજા બદલાતો નથી તેમજ જતો રહેતો નથી. વિગ્રહો ભલે થાઓ, ભલે વિઘ્નો પણ આવી પડો, સત્તાના કાંટામાં ભલે ફેરફાર થાઓ પરંતુ એ સર્વે માનવ જાતના નિત્ય કલ્યાણ માટે જ કાર્ય કરશે, કારણ કે એ સર્વે મહાન્ યોજનાના વિભાગ રૂપ છે. આપણે જેઓ સત્યને જાણવાને, નિયમમાં શ્રદ્ધા રાખવાને ભાગ્યશાળી બન્યા છીએ તેઓ તો શાંતિમાં વસીશું. સામ્રાજ્યને ખમવી પડેલી મહાન્ ખોટ માટે શોક દર્શાવવાના સમયમાં પણ આપણે એટલું કહી શકીશું, કે "સર્વે સારૂં છે."

***

મિસિસ. બેસંટે મદ્રાસના ના. ગવર્નર ઉપર શોકનો પેગામ મોકલાવ્યો હતો.

---

# । इतिहासनुं शिक्षण ।

( મળેલું. )

'ઇતિહાસનું શિક્ષણ એટલે વિદ્યાલયોમાં ઇતિહાસ કેવી રીતે શીખવવો જોઇએ તે સંબંધીનું વિવેચન હોઈ શકે. શાળાઓમાં ઇતિહાસ શિખવવાની જે પદ્ધતિ છે તે યોગ્ય છે કે નહિ તે સંબંધી ઘણો વિવાદ છે. પરંતુ એટલું તો ખરૂં જ કે તે જે રીતે શિખવાય છે તે રીતમાં અનેક ખામીઓ છે એવું તો સર્વે કબુલ કરે છે જ. ઇતિહાસ જેવા પરમ ઉપયોગી વિષયમાં આવી અપૂર્ણતા ચલાવી લેવાય એમ નથી. મૂળે તો આપણો ઇતિહાસ જ. એક દ્રષ્ટિથી લખાયલો છે. આપણો ઇતિહાસ ક્રમબદ્ધ ગોઠવવાનો પ્રયાસ યુરોપીયનોએ કરેલો છે અને તે જ શાળાઓમાં શિખવાય છે. આર્ય જાતિ ઘણી પ્રાચીન છે *અને તે જાતિનો ખરો અને સંપૂર્ણ ઇતિહાસ હજી ક્રમ બદ્ધ ગોઠવાયલો નથી.* જે કંઈ ક્રમ બદ્ધ ઇતિહાસ આપણી નજરે પડે છે તે મુસલમાનોના આ દેશ પરના આક્રમણથી લઇને બ્રિટિશ રાજ્યપર્યંતનો છે, પણ આદિથી લઈ પૃથ્વીરાજ સુધીનો ક્રમબદ્ધ ઇતિહાસ કોઈ પણ ઇતિહાસના પુસ્તકમાં બતાવવામાં આવ્યો નથી. આથી આપણે હાલના ઇતિહાસોમાંથી કોઇને પણ ભારત વર્ષનો પ્રમાણીક ઇતિહાસ માની શકીશું નહિ. ભારત વર્ષના પ્રાચીન ઇતિહાસનો અભાવ જોઇને તેને પૂર્ણ કરવા ઘણાઓએ પોતાની કલમ ઉઠાવી છે પરંતુ શોકની વાત છે કે પ્રાચીન ઇતિહાસનું સત્ય વૃતાંત કોઈ પણ દર્શાવી શક્યું નથી, માત્ર તેમાં ઘણે ભાગે કલ્પનાઓના કિલ્લા બાંધેલા દ્રષ્ટિગોચર થાય છે.

વિદેશીઓએ લખેલા ઇતિહાસની વાત જવા દઇએ પણ આપણા સ્વદેશી ઇતિહાસ લેખક મી. રોમેશચંદ્ર દત્તે આ ન્યૂનતાને પૂર્ણ કરવા માટે 'પ્રાચીન ભારત વર્ષની ઉન્નતિ-

નો ઇતિહાસ લખેલો છે, તે પુસ્તક કેટલે સ્થળે પાઠશાળાઓમાં ચલાવવામાં પણ આવે છે અને તેનાં વખાણ પણ પુષ્કળ થાય છે પરંતુ યથાર્થ રીતે જોતાં તેને ભારત વર્ષનો સંપૂર્ણ ઇતિહાસ કહી શકાય નહિ. આ સંબંધી અથવા તે વાત સિદ્ધ કરી આપવા માટે વધુ પ્રયાસ નહિ કરૂં કારણ કે મારો આજનો વિષય ઇતિહાસના શિક્ષણનો છે, આપણા ઇતિહાસ સંબંધી હું કોઈ અન્ય પ્રસંગે લખવા માગું છું. આ સ્થળે તો માત્ર સંક્ષિપ્ત સિંહાવલોકન જ બસ થશે. મી. રોમેશચંદ્ર દત્તના ઇતિહાસમાં આ પ્રમાણે દોષ મુખ્ય છે.

૧. તેઓ રામચંદ્રજીને અર્જુનના પછી થયા એમ માને છે અને આર્યોએ લંકાનો વિજય કર્યો તે મહાભારતના યુદ્ધ પછી ઘણા સમયે માને છે. આપણે સર્વે જાણીએ છીએ કે મહારાજા રામચંદ્રજી અર્જુનના પહેલા ઘણા કાળ પર થઈ ગયા હતા અને લંકાનો વિજય પણ પહેલેજ થયો હતો.

૨. મેક્ષમ્યુલર આદિ વિદેશીઓએ ડાર્વીન જેવાના કલ્પનામય સિદ્ધાંતની પુષ્ટીમાં લખ્યું છે કે રૂગ્વેદમાં અગ્નિ આદિ ભૌતિક પદાર્થોનું વર્ણન પ્રથમ છે અને આત્મા તથા પરમાત્મા સંબંધના ગહન વિષયોનું વર્ણન છેવટે આવે છે. આવી રીતે મનુષ્ય પ્રથમ જંગલી હતાં અને ક્રમશઃ સભ્ય થયાં એમ મનાવી ઉત્ક્રાન્તિવાદ ( ઇવોલ્યુશન થીયરી ) ને સ્વીકારી લીધો છે અને તે વાતને મી. દત્તે સ્વીકારી સ્વદેશી સાક્ષી આપી છે. આપણામાંનું એક નાનું બાળક પણ જાણે છે આદિ સૃષ્ટિમાં મોટા રૂપીઓ ઉત્પન્ન થયા હતા તેમજ મનુષ્ય માત્રને તેના કર્મ પ્રમાણે ફળ મળે છે અને તે પ્રમાણે તે પુનર્જન્મ ઉચ્ચ નીચ યોનીમાં માને છે. ' ભારતવર્ષ આપણને શું શીખવે છે ? ' એ નામના મેક્સ મ્યુલરના પુસ્તકમાં મેક્સમ્યુલરે જ લખ્યું છે કે રૂગ્વેદના પહેલા મંડળના સૂક્ત ૧૬૪ ના ૪૬ મા મંત્રમાં અદ્વિતિય પરમાત્માનું મહત્વ દર્શાવ્યું છે. આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે મેક્સમ્યુલરના લખાણમાંજ પરસ્પર વિરોધ છે.

૩. ભારત વર્ષનું નાનું બાળક પણ જાણે છે કે ચારે વેદ એક છે પરંતુ મી. દત્ત રૂગવેદને વાસ્તવિક વેદ માને છે અને યજુર્વેદ, સામવેદ અને અથર્વ વેદ એમ નવા વેદ બતાવે છે.

૪. નણી નવાઇની વાત એ છે કે મી. દત્ત વિદેશીય કપોળ કલ્પનાને અનુસરી રામચંદ્ર અને અર્જુન આદિને કલ્પીત પુરૂષ સમજે છે. કોઈ કહે કે ' એલક્ઝેંડર ધી ગ્રેટ ' કોઈ કલ્પીત પુરૂષ હતો તો તેવું કહેનારને કેવો માનવામાં આવે ?

આવા દોષ ઘણા છે તે સંબંધી વિવેચન કરવાનો અત્ર અવકાશ નથી, પણ એટલું તો કહેવું જોઇએ કે આ ઉપરથી કોઈ એમ ધારે કે ભારત વર્ષના પ્રાચીન ઇતિહાસ માટે કાંઇ સામગ્રી નથી તો તે યથાર્થ નથી. આપણો ઇતિહાસ રચવા માટે સામગ્રી તૈયાર છે અને તે સામગ્રીનો ભંડાર આપણા સંસ્કૃત ગ્રંથો છે. મેક્સમ્યુલર આદિ વિદ્વાનોએ આ સંસ્કૃત ભંડારમાંથી જ આપણા ઇતિહાસની કંઇક શોધ કરી છે પરંતુ તેમાં અપૂર્ણતા અને કપોળ કલ્પના રહેવાનું કારણ પક્ષપાત રહીત થઇને તે સામગ્રીનો ઉપયોગ ન કર્યો એજ છે.

એમ ના ધારશો કે આપણો ઇતિહાસ નમાલો છે અથવા એમાં કાંઈ પણ નથી આપણે આપણા સંસ્કૃત સાહિત્ય પરથી એ ઘણી સહેલાઈથી સિદ્ધ કરી શકીએ એમ છે કે મનુષ્ય ઉત્પત્તિ ટીબેટ જેને સંસ્કૃતમાં ત્રિવિષ્ટપ કહે છે ત્યાં થઈ હતી. પૃથ્વીના સર્વ મનુષ્યોના આદિ પિતૃઓનું આદિ ગૃહ ટીબેટજ હતું. આ સ્થળેથી જાતિઓ જુદા જુદા પ્રદેશોમાં વ્હેંચાઈ ગયલી આ પ્રમાણે વ્હેંચાતાં આર્ય સંતાન ભારત વર્ષ અફગાનસ્થાન ( અ-

ફગાનિસ્થાન ) આર્યસ્થાન. ( ઈરાન ) ચીન, હરિવર્ષ ( યૂરોપ ) પાતાલ ( અમેરિકા ) અજપત દેશ ( ઈજીપ્ત ) પાલીસ્થાન ( પલેસ્ટાઈન ) આર્યત્રાહા ( અરબ ) યવન ( યુનાન ) શર્મન દેશ ( જર્મની ) પવિત્ર ખંડ ( સ્વીટઝરલેંડ ) ધન માર્ગ ( ડેનમાર્ક ) સુબોધન ( સ્વીડન ) નારાવજ ( નોર્વે ) આર્યખંડ ( આયર્લેન્ડ ) આદિ સ્થળો પર વસી હતી. સંસ્કૃત પુસ્તકોમાં મળતાં નામ આ પ્રમાણે અપભ્રંશ રૂપે મળતાં જ છે. આ વાતને પ્રો. ઓકન પોતાના ' હારમોનીયા ' નામના પુસ્તકમાં પુષ્ટી આપે છે.

આ પ્રમાણે લખાયલો પ્રાચીન સમયનો ઈતિહાસ અપૂર્ણ ને વાંધા પડતો છે, તેવીજ રીતે યવનોના આ ક્રમણ પછી ક્રમ બદ્ધ મળતો ઈતિહાસ પણ તેવોજ વાંધા પડતો છે. વિદેશી લેખકો એ તેને અવળો જ ચીતર્યો છે ! શિવાજીને લૂંટારો લખનાર એજ યુરોપીયનો છત્રપતિ શિવાજી જેવા ગો બ્રાહ્મણ પ્રતિપાલ વીરનરને લૂંટારો કહેવો એ અન્યાય જ છે અને ભારત વર્ષનાં બાલકોને પોતાના પૂર્વજો માટે ખોટો ખ્યાલ લાવનાર છે. મરાઠા ઈતિહાસ જ લગભગ એવો લખાયો છે. મર્હુમ રાનાડે આદિ ભદ્ર પુરૂષોએ જુના સત્ય દસ્તાવેજોની શોધ કરી આ વાતને ખોટી પાડી આપી છે. આપણા ગુજરાતના ઈતિહાસ સંબંધી જે કંઈ શોધો થઈ થોડું ઘણું લખાયું છે તે પણ અપૂર્ણ છે. ગુજરાતનો ખરો ઈતિહાસ કોણ જાણે છે ? ભગવાન કૃષ્ણથી લઈ અત્યાર સુધીનો ગુજરાતનો ઈતિહાસ ખોળવાનો પ્રયાસ ઘણોજ થોડો થયો છે અને થયો છે તે પણ એક દ્રષ્ટીથીજ. ગુજરાતમાં અંગ્રેજી રાજ્ય સ્થપાયું અને અંગ્રેજોએ જે રીતે સ્થાપ્યું તે હકીકત હજી ખરા સ્વરૂપમાં બહાર આવી નથી. આવી રીતે ક્રાંતિ સમયની ઘણી સત્ય વાતો ઈતિહાસના પૃષ્ટોપર લખાઈ જ નથી. અને બાકીની તો શોધવાનીજ રહી છે. પંજાબનો સિખ ઈતિહાસ તપાસો તો તે પણ એવા જ પ્રકારનો અપૂર્ણ મળશે. જો કે તેનો બાહ્ય ઈતિહાસ લખાયો છે પણ તેમાં ઘણું છૂપાવવામાં આવ્યું છે. શિખ યુદ્ધના પ્રસંગની હકીકત યુરોપીયન ઈતિહાસકારોએ અવળીજ લખી છે. ધર્મ અને જાતિના ગૌરવ માટે ત્રાસજનક રીતે પ્રાણાર્પણ કરનાર વીર સિખોનાં ચરિત્ર આર્ય પુત્રોમાં નવું જ ચેતન ઉત્પન્ન કરે એવાં છે. મહમદ કાસીમ, મહમદ ગીઝની, શહાબુદ્દીન ગોરી, જલાલુદ્દીન ખીલજી, ફીરોજશાહ આદિની ચઢાઈએ સમયના ત્રાસનું વર્ણન સંપૂર્ણ લખાયું નથી.

ઈતિહાસ પુનરાવર્તન શીલ છે. **' હીસ્ટરી રીપીટસ ઈટસેલ્ફ '** ઈતિહાસ પોતાના ક્રમને અનુસાર વારંવાર એકજ કારણ કાર્ય સંધાતના રૂપમાં આવે છે તથા પોતાની અવધી પૂરી કરીને જતો રહે છે. આ નિયમ સાંભળતાં ઘણાને શંકા થશે કે એ સમયમાં સર્વથા એક જ કાર્ય કારણ ભાવનું હોવું એ જરા અસંભવીત લાગે છે. એક વિદ્વાન તો એમ કહે છે કે તે તો એક પોપ્યુલર ફેલેસી ( Popular falacy ) જન પ્રસિદ્ધ હેત્વાભાસ છે. જો, ઈતિહાસને ગંભિર દ્રષ્ટીથી જોવામાં આવે તો આ કથનની સત્યતા સ્પષ્ટ રીતે જણાશે. ઈતિહાસ પુનરાવર્તનશીલ છે એનો અભિપ્રાય એવો નથી કે સંસાર ચક્રમાં એજ નામ એજ સુરત તથા એજ રહેણી કરણીથી મનુષ્ય પુનઃ એજ કાર્ય કરતો રહે. એતો એક ભ્રમ છે. તુર્કીની આજ જે દશા થઈ છે તે પ્રથમ તેવી કદિ પણ નહોતી. તેમજ કોઈ પણ દેશમાં સુલતાન અબ્દુલ હમીદ નામના રાજાને પોતાની પ્રજાને પાર્લામેંટ આપવી પડી નહોતી. આ સર્વ ખરૂં પણ એ કથનમાં હેત્વાભાસ આવી શકતો નથી.

જો કે આજકાલના જેવી તુર્કીની દશા પ્રથમ કદિ થઈ નહોતી, પણ તુર્કીની પ્રજાએ આજ પોતાના અધીશને પાર્લામેંટ આપવામાં બાધિત કરી રાખ્યા છે તેવી રીતે ક્રાં-

સની પ્રજા પણ લ્યુઈનાથી પીડીત થઇને રાજાને સ્વાધીનતા આપવામાં વિરોધ કર્તા થઈ હતી. ઈંગ્લેંડમાં પણ લોકોએ પોતાની ગયેલી સત્તા મેળવવા તેમ કર્યું છે.

આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે ઇતિહાસ પુનરાવર્તનશીલ છે અને તેથી ઈતિહાસ મનુષ્યને ભવિષ્યના પરિણામથી જ્ઞાનવાન બનાવે છે. વર્તમાન સમયમાં જે કારણો ઉપસ્થિત થઈ રહ્યાં છે, તેવાં જો પહેલાંના ઇતિહાસમાં બન્યાં હોય અને તે સમયમાં તેવું જે પરીણામ થયું હોય તેવું આ વખતે પણ થાય. આવી રીતે ભવિષ્યની વાતને ઈતિહાસને આધારે જાણી શકાય છે. આ તેની ઓછી ઉપયોગીતા નથી. આ ઇતિહાસ કેવી રીતે શીખવવો જોઇએ તે સંબંધી હવે વિચારીએ.

મી. બી. ફ્લોરેન્સ લો કહે છે કે "જો ઈતિહાસ બુદ્ધિપૂર્વક ભણાવવામાં આવે તો કદાચ તે સર્વ વિષયો કરતાં વધારે લાભ આપી શકે છે, કેમકે એમાં એ સર્વ વાતોનો સમાવેશ થાય છે, કે જે માનવીય જીવન પર પોતાનો પ્રભાવ નાંખે છે; અને આજ કાલ વિદ્યાલયોમાં સદાચાર શાસ્ત્રને સાક્ષાત રીતે ભણાવવામાં નહિ આવતું હોવાથી એની લાભદાયકતા એથી પણ વધારે થાય છે, કેમકે સદાચાર સંબંધી સર્વ સાધારણ અને વિશાળ સિદ્ધાંતોને શીખવવા માટે એ સર્વોત્તમ સાધન બની જાય છે. તે કદિ અન્વય અને કદિ વ્યતિરેકથી, દેશભક્તિ, ભ્રાતૃભાવ, સ્વાધીનતા, સમાનતા, અને એવી રીતે જીવનને ઉદાર બનાવનાર અન્ય સર્વ ગુણોને શીખવાડે છે."

ગૃહસ્થો આ શબ્દોએ આજના વિષયનો સાર છે. એક સમય એવો હતો કે રાજા, રાજાનો દરબાર અને તેના યુદ્ધોના વૃત્તાંતને જ ઈતિહાસ સમઝવામાં આવતો હતો; પરંતુ આ અવસ્થા હવે બદલાતી ગઈ છે. આજકાલના વિદ્વાનો બતાવે છે કે કોઈ પણ રાષ્ટ (નેશન) ની ઉન્નતિ અને અવનતિના ઇતિહાસમાં રાજા તો એક અંગ માત્ર છે. આજ કાલ ઇતિહાસનો પુરો જ્ઞાતા એને કહેવામાં આવે છે કે જે એક રાષ્ટ્રની સામાજીક, માનસિક, નૈતિક તથા આર્થિક દશાઓની ઉન્નતિ અને અવનતિનો પરસ્પર સંબંધ, અને એનાં મુખ્ય કારણોને બતાવી શકે. આથી ઇતિહાસ શિખવવામાં પણ આજ હેતુને સામે રાખવો જોઈએ.

ઇતિહાસ ભણાવવાની રીતિ પર વિચાર કરતા પૂર્વે તેના લાભ પર બે શબ્દ કહેવા એ અનુચિત નહિ ગણાય. એમ કહેવાય છે કે ઇતિહાસ શિખવવનો મુખ્ય ઉદ્દેશ દેશ ભક્તિના ભાવને ઉત્તેજીત કરવો એ છે. જો ઇતિહાસ શિખવવાનો આજ એક ઉદ્દેશ હોય તો વિદ્યાલયોમાં ઈતિહાસ ભણાવવામાં જેટલો સમય લેવામાં આવે છે તે નિરર્થકજ છે. કેમકે દેશભક્તિના ભાવને ઉત્પન્ન કરવા માટે, ઇતિહાસ શિખવવા કરતાં પણ વધારે સહેલી રીત નીકળી શકે એમ છે. વિદ્યાર્થીઓના હૃદયમાં દેશભક્તિનો ભાવ ઉત્પન્ન કરવા માટે વિદ્યાલયોમાં નિયમ બદ્ધ તથા શ્રૃંખલા બદ્ધ ઇતિહાસ શિખવવાની કંઇ પણ જરૂર નથી; પણ માત્ર મુખ્ય મુખ્ય ઘટનાઓનું વીર રસ યુક્ત ગીતોમાં વર્ણન કરવાથી, વિશેષ પ્રકારનાં ઐતિહાસીક નાટકોના અભિનયથી, અને મેજીકલેન્ટર્ન દ્વારા વિશેષ ચિત્રો બતાવવાથી એ પ્રયોજન સુગમતાથી અને સારૂ સિદ્ધ થઈ શકે છે. સુધરેલા દેશોમાં એ પ્રમાણે થાય છે પણ ખરૂ. કોણ કહી શકશે કે વીર રાજપુત્રોમાં દેશભક્તિનો ભાવ નહોતો; શું જેમલ અને ફત્તાએ ભારત વર્ષ અથવા રાજસ્થાનનો પદ્ધતિસર ઇતિહાસ વાંચ્યો હતો? કદિ નહિ. કેવલ ભારોના ગીતો સાંભળવાથી જ એના હૃદયમાં દેશ ભક્તિની જ્વાલા એટલી પ્રબલ ભભકી રહી હતી કે શત્રુઓના પ્રાણ લેતાં- એ જ્વાલામાં એણે પોતાની આહુતી આપી હતી. શું

કોઈ કહી શકશે કે મહારાજા અશોકના શીલા લેખો વાંચવાથી દેશભક્તિનો ભાવ એવો ઉત્પન્ન થાય છે કે જેટલો હલદી ઘાટના યુદ્ધનું વર્ણન વાંચવાથી અથવા મહારાજા સમુદ્રગુપ્ત અને શિવાજીનો વૃત્તાંત વાંચવાથી થાય છે. આવી રીતે જે વિશેષ બનાવોને ચુંટી કાઢીને તેને કવિતા બદ્ધ કરીને અથવા વ્યાખ્યાન રૂપથી સંભળાવવામાં આવે, તો એ પ્રયોજન વધારે સારી રીતે પૂર્ણ થઈ શકે, અને શાળાઓમાં ઇતિહાસને નિયમપૂર્વક શીખવવામાં જેટલો સમય વ્યતીત કરવામાં આવે છે તે પણ બચી શકે. આથી નિયમપૂર્વક ઈતિહાસ ભણાવવા માટે આથી પ્રબળ કારણોની જરૂર છે. હવે તે તપાસીએ.

મારા વિચાર પ્રમાણે દેશભક્તિને ઉત્પન્ન કરવી એટલો જ માત્ર ઇતિહાસનો ઉદ્દેશ નથી, પરંતુ ઇતિહાસ ભણાવવાના એથી પણ અધિક સુંદર હેતુ છે, અને તે હેતુ બીજા કશાથી પણ પૂર્ણ થઈ શકે એમ નથી. જો ઇતિહાસ ઉચિત રીતે ભણાવવામાં આવે તો અન્ય ઘણા આવશ્યક લાભ પ્રાપ્ત થાય છે. કોઈ પણ સમાજની ઉન્નતિ તથા તેના સુપ્રબન્ધની આ લોચનાનું નામ ઇતિહાસ છે. ઇતિહાસનું અધ્યયન, પરસ્પર વિરૂદ્ધ પ્રમાણોનો તોલ કરવા તથા જાણવા, માનવીના આચારને સમઝાવવા અને તેની યુક્તિ પ્રયુક્તિઓને દૂર કરવા યોગ્ય બનાવે છે. કાર્યોને પોતાના કારણો તથા પરિણામોની સાથે જોડવામાં ઇતિહાસ ઘણી સહાય આપે છે. ઇતિહાસમાં એક નિપુણ માણસ, કોઈ વિષયમાં અભિપ્રાય આપતાં પ્રથમ સાવધ થઈ જાય છે. એક ઈતિહાસ જાણનાર જાણી શકે છે કે દેશની અંદર થનાર ધાર્મિક, સામાજીક અને રાજકીય ઘટનાઓનો ભૂતકાળ સાથે શો સંબંધ છે, તે ભવિષ્યમાં શું પરીણામ ઉત્પન્ન કરશે. ઇતિહાસનું અધ્યયન કરનાર આવેશને આધીન થઈ કોઈ પણ કામ નહિ કરે; તે તરતજ ઉત્પન્ન થનાર પરિણામો તથા લાભોને પોતાની દ્રષ્ટી આગળથી દૂર કરીને તેથી દૂરસ્થ લાભો અને હાનિઓની તરફ ઝુકે છે. આજ કારણ છે કે દુનિયાના પ્રસિદ્ધ રાજનીતિજ્ઞ ઈતિહાસના મહાન વિદ્વાન હોય છે. ઇગ્લેંડનો પ્રસિદ્ધ રાજનીતિજ્ઞ ગ્લેડસ્ટન, ઇતિહાસ વાંચવાનો અત્યંત શોખ રાખતો હતો. મેકોલે યુરોપીયન ઇતિહાસનો મહાન પંડીત હતો અને તેને જ આધારે તેણે ભારત વર્ષની શિક્ષણ પ્રણાલીને પ્રચલિત કરી છે. તે જાણતો હતો કે જ્યાં સુધી ભારત પુત્રોની સભ્યતાને આધીન કરવામાં ન આવે, અને શિક્ષણના વિષયમાં એમને અંગ્રેજોના આધીન કરવામાં ન આવે ત્યાં સુધી તેઓ સંપૂર્ણ રીતે આપણને વશ થશે નહિ. આ યુક્તિનું જ્ઞાન એણે રોમન જાતિના ઇતિહાસમાંથી મેળવ્યું હતું. રોમનોની એજ રીત હતી કે તેઓ જે જે દેશમાં જતા [illegible]માં તે દેશની સભ્યતાનો નાશ કરીને પોતાની સભ્યતાનો પ્રસાર કરતા, જેથી જીતાયલું રાષ્ટ્ર સર્વથા તેમને આધીન થઇ જતું. આજ કારણ છે કે જેથી આપણા પૂર્વજો ઇતિહાસ તરફ માનની દ્રષ્ટીથી જોતા હતા આપણા સંસ્કૃત ગ્રંથોમાં નારદ અને સનત્કુમારનો સંવાદ આવે છે તેમાં જે વિદ્યાઓનું નામ આવે છે તેમાં ઇતિહાસ પણ એક છે. એક કવી તો કહે છે કે કવી થવા માટે તો ઇતિહાસનો અભ્યાસ જરૂરનો છે. મહાભારતમાં શું છે ? તેમાં ઇતિહાસનો જ મહિમા દ્રષ્ટી ગોચર થાય છે. કાદંબરીમાં ગુરૂકુલનું વર્ણન આવે છે તેમાં ઇતિહાસ ભણાવવાનો પ્રબંધ દેખાડવામાં આવ્યો છે. રાજા ચંદ્રાપીડ જાતે સર્વ દેશ દેશાંતરનો ઇતિહાસ સાંભળતો હતો.

[ અપુ. ]

ફુલચંદ બાપુજી શાહ.

---

આદ્યસ્થાપક
સ્વ. અભેદમાર્ગ પ્રવાસી
સાક્ષર મણિલાલ નભુભાઈ
દ્વિવેદી.

# સુદર્શન.

સહતન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

પુસ્તક ૨૫, અંક ૬ ] (માસિક) [ માર્ચ. ૧૯૧૦. ]

## ફીકર છાંડો હવે ફરીયે.

ગઝલ.

( મજેલ. )

પ્રભુ પ્રીતી પુરી તારી ફીકર છાંડી હવે ફરીયે.
ભરૂસો ભક્તને ભારી બની તવદાસ શુ કરીયે ?

જરૂર જ્યા જ્યાં જે તણી, ત્યા ત્યાં તેજ જણાય
મૂઢ મમત મિથ્યા કરે, 'હુંજ કરૂ તે થાય
અખિલ જગ આપ આભારી હમે પણ એ વિષે ભળીયે
પ્રભુ પ્રીતી પુરી તારી, ફીકર છાડી હવે ફરીયે ૧

જનમ્યા પહેલાં જગપતિ ભર્યું ભાવથી દુધ
માતાના સ્તનને વિષે મિષ્ટ અને વળી શુદ્ધ
નહિ પહોચે મતી મારી ગુણોના ગાન શાં કરીયે
પ્રભુ પ્રીતી પુરી તારી ફીકર છાંડી હવે ફરીયે. ૨

શું ખાશું ખવડાવશું વદવાં વ્યર્થ વચન
દંત દીધા દામોદરે શું નવ દેશે અન્ન?
લીયો જગતાત સંભાળી નહિ સંતાપ એ ધરીયે
પ્રભુ પ્રીતી પૂરી તારી ફીકર છાંડી હવે ફરીયે. ૩

જગત તણી આ વાડીમાં વનમાળી વનરાય
તન તેના નિર્ભય ફરે, મન માને ત્યાં જાય
હરિ સૌ કષ્ટના હારી ગ્રહી તે હસ્ત સંચરીયે
પ્રભુ પ્રીતી પૂરી તારી ફીકર છાંડી હવે ફરીયે. ૪

શાસ્ત્ર પુરાણ ન પ્રીછીએ નહીં જાણીએ વેદ
જાણું છું જગના પતિ, અજર અમર અભેદ
વડી એ વાત વીચારી સદા સન્માર્ગમાં વળીયે
પ્રભુ પ્રીતિ પૂરી તારી ફીકર છાંડી હવે ફરીયે. ૫

રાજા હોકે રંકહો બળ હીણા બળવાન
હરિ હીરાને પામવા, સઘળાં એક સમાન
રીતિ સૌ સ્થાન એ ધારી સદા ન્યાળી હૃદય ઠરીયે
પ્રભુ પ્રીતિ પૂરી તારી ફીકર છાંડી હવે ફરીયે. ૬

તું મમમાં હું તમ વિષે એમજ માનું તાત
કાળ ચક્ર છોને ફરે હોય નહીં ઉત્પાત
પિતાને જે કૃતિ પ્યારી અહરનિશ એજ આચરીયે
પ્રભુ પ્રીતી પૂરી તારી ફીકર છાંડી હવે ફરીયે. ૭

પ્રભુ પાલવ તારે પડ્યા પ્રેમ કપ્રેમે પાળ
રૂડાં કે ભૂડાં હમે તોપણ તારાં બાળ
કરોડો જીવ લ્યો પાળી સહુ ભેગાં અમે પળીયે
પ્રભુ પ્રીતિ પૂરી તારી ફીકર છાંડી હવે ફરીયે. ૮

## एक हास्य जोइने.

( મળેલું. )

ખડખડ ખડ આવું હાસ્ય દીઠું હતું ના,
મલકતી મુખ કાન્તિ યે બહુ જોઇતી ના !
તહીં દૂરથી સુણાતો હાસ્યનો સાદ મિષ્ટ,
ઉઘડતું ઉર છે ને દ્વાર ખુલ્લાંજ સ્પષ્ટ !

મુજ હૃદય હસેના દેખી આ હાસ્ય કિન્તુ,
ઉર મુજ અકળાતું ! હાસ્ય તો કૈં કળાતું !
વિકટ હૃદય ગ્રન્થી ! એ ન છે સ્હેલી પ્રાપ્તિ,
સુભગ હૃદય પામે ઉરની લ્હાણ મીઠી !

હૃદય સહ કદાપિ યોગ સ્હેજે બનેના,
ચહતું હૃદય તો યે ચાહતો પામતું ના !
વદન હસતું દેખું, હાસ્ય એ કિન્તુ જુદું,
નિરખી રૂદન થાતું ઉરનું આ ય જુદું !

હૃદયગતિ અજાણી હાસ્ય આજે જણાવે,
ઉઘડતું ઉર કાંઈ સ્પષ્ટ દેખાઈ આવે !
ગતિ હૃદયની કિન્તુ યત્નથીના થતી છે,
હૃદય વિણ પ્રયત્ને માર્ગ પામે જ પોતે !

૨૩-૫-૧૦. कुञ्ज.

---

## प्रेमीनी दुनिया.

( મળેલું. )

અમે મસ્તાન દિવાના અમારી પ્રેમની દુનિયાં;
નહિ આલમ તણી પરવા અમારી જુદી એ દુનિયાં.
અમારી જુદી એ દુનિયાં અમે એ દિવ્ય સૃષ્ટિમાં;
વિચરતા કંઈ પ્રભુતામાં અમારી બીજી એ દુનિયાં.

મધુરી ચંદ્રિકા કંઠે અમે બાંહી ગગન રમતા;
અમી પાતા અને પીતા અમારી પ્રેમની દુનિયાં.
રસિલી ચંદ્રિકા કેરા મધુરા ઓષ્ટની લાલી;
બન્યા પીપી બહુ ઘેલા અમારી પ્રેમની દુનિયાં.

રગરગ લ્હેર જામીને ખૂમારી ખૂબ વ્યાપી ગઈ;
બન્યા ઈશ્કે દિવાના હા ! અમારી ઓર એ દુનિયાં.
દમકતિ દામિનિ સાથે અમે વાતો જઇ કરતા;
ચપલ ચમકારમાં તેના મધુરં શૃંગારને ભરતા.

અમો એ તેજમાં ન્હાતા થઇ નાગા અહા નાગા !
લવો લોકો ગમે તે છો અમારી પ્રેમની દુનિયાં,
ગિરિ શૃંગો ગગન ચુમ્બે તહાં જઇએ અમે ઘૂમવા;
વળી ઘન મંડલો સાથે રમી રસ લ્હાણુ કંઇ દેતા.

નીચોવી પ્રીતિ વાદળીઓ જગત રસ બસ કરી દેતા;
અને રસબસ અમે થાતા અમારી પ્રેમની દુનિયાં.
મધુરાં નિર્મળાં ઝરણાં અલૌકિક ગાન જ્યાં દ્રવતાં;
અમો તહીં તાન જઈ દેતા અમારી ઓર છે દુનિયાં.

અમો ગુલતાન એ ગાને થયા પૂરેપૂરા મસ્તાન;
ભલે આલમ રહો જાઓ અમારી પ્રેમી એ દુનિયાં.

विलासि.

---

# धर्म, पदार्थ विज्ञान अने कलानी वर्तमान कुण्ठनदशा.

( વિદુષિબાઈ વસંતે ૧૯૦૯ માં ઇંગ્લેન્ડમાં આપેલાં ભાષણો. )

( ૧ )

બંધુઓ: તમે ભરતિ ચઢવાના સમયે સમુદ્ર તટે ઉભા રહોં અને એક પછી એક આવતા તરંગોવાળાં મોજાંને અવલોકોં, દરેક પોતાના પૂર્વગામિના કરતાં જરાક વધારે [illegible] પોતાના અન[illegible] માટે માર્ગ કરે છે.

કાંઠા તરફ ધસતી ભરતિથી તમારી આગળ આનંદ જાતનાં વિકાસ પામતાં કુલોનું એક ચિત્ર ખડું થાય છે. જો તમે આવી ભરતિના ચઢવાના માર્ગનું અવલોકન કરશો તો તમારા લક્ષમાં આવશે, કે તે ક્ષણે જે મોજું બહુજ આગળ પડતું હોય છે તે રેતિમાં ઘણે દૂર સુધી જઈ શકતું નથી. પટકાઈને ફીણમાં બદલાઈ જતું, પથરામાં ખળખળ અવાજ કરતું, છુટા પડેલા પાણીને ઉપર ફેંકતું, જમીન ઉપર ફરીથી પછડાઈને, પછડાતાં સંગીત, ધ્વનિ, માધુર્ય ઉપજાવતું મોજું—એ એક લગભગ ખલાસ થઈ ગયલું મોજું છે; જેનો માર્ગ સંપૂર્ણ થઈ ગયો છે, એવું તે એક મોજું છે. પરંતુ જો તમે બરાબર અવલોકન ચલાવશો તો તમારા લક્ષમાં આવશે, કે જે સમયે તમારૂં લક્ષ પટકાઈ પૂરા થતા મોજાંના ધ્વનિમાં, લગભગ પૂરાં થયલા મોજાંના ફીણમાં લાગેલું હતું તે સમયે શાંતિથી, લગભગ અદૃસ્ય રીતે, માત્ર ઝીણી નજરથી જોનાર નજરને જણાતું એક બીજું મોજું તેની પાછળ ચૂપકીથી, ભંગ વિના, ગરબડ વિના, ધ્યાન ખેંચ્યા વિના ચઢી આવતુંજ હોય છે;. પરંતુ ભંગ થતા મોજાની પાછળ ઉછળી આવતું મોજું—એ મોજુંજ ભંગ થયલા મોજાને અનુસરનાર છે, તથા ભંગ થયલું મોજું જેટલે પહોચ્યું હતું તેના કરતાં પણ રેતિમાં તે આગળ પહોચશે.

દરિયા કીનારે જનાર દરેક બાલક સારી રીતે જાણે છે તેવા આ જાણીતા ચિત્રમાં, વિકાસ ક્રમની મહાન્ ભરતિનું એક ચિત્ર મળી આવે છે, જેમાં મોજાને સ્થાને કુલો છે, સમુદ્રને સ્થાને માનવજાત છે. દરેક મહાન મોજું—સમયોસમય આવતું મહાન મોજું એક કુલ સમાન છે, મધ્યમાં આવતાં નાનાં મોજાં કુલને લાગેલાં ઉપકુલો સમાન છે. જેમ પાણીના સંબંધમાં તેમ માનવજાતના સંબંધમાં જેમ એક નાનું મોજું પોતાનું શ્રેષ્ઠસ્થાન પ્રાપ્ત કરીને પાર થઈ જાય છે તેની પાછળ શાંતિથી બીજું મોજું ચડતું હોય છે, તે પાર થયલા મોજાએ પોતાની શક્તિ ખલાસ કર્યા પછી દુનિયામાં રાજ્ય ચલાવશે. જેમને જોવાનાં ચક્ષુઓ હોય છે તેમને સમયો સમય વિનાશ પામતા મોજાને મથાળે એક સમર્થ દેવદૂતનાં દર્શન થાય છે, જેને આપણે ઝમાનાના આત્માના નામથી વ્યવહરીએ છીએ, તેના પાદ મોજા ઉપર હોય છે, તેના વાળના ગુચ્છા સૂર્યનાં કીર્ણો સાથે ભળી જાય છે, તે ગગડાટ કરતા અવાજથી ગર્જના કરી ઉઠે છે: "જુઓ! હું એક નવીન સ્વર્ગ અને નવીન દુનિયા બનાવું છું, તેમાં સદાચાર પ્રવર્તશે."

વર્તમાન ઝમાનાના આપણે આવા એક દિનમાં, આવા એક સમયમાં વસિએ છીએ. આપણે બધા અથવા લગભગ આપણામાંના બધાએ જે ઉપ–કુલના છીએ તેનું મોજું કાલોદધિના કીનારા ઉપર ભાગવાની તૈયારીમાં છે; હવે પછી થનાર કુલની પાછળનું મોજું જેને એક નવીન સ્વર્ગ અને એક નવીન દુનિયા એક નિવાસ સ્થાનરૂપ બનશે; તે કુલનો જન્મ થવાની તૈયારી છે; ક્રમવાર તેજ આ બદલાતી દુનિયા ઉપર રાજ્ય ચલાવશે. અનેકાનેક શતક થયાં, અરે હજારો વર્ષ થયા છતાં વિકાસક્રમનો ધીમો માર્ગ વિશેષ અવલોકન વિના શાંતિથી આગળ વધ્યાં જાય છે; પછીથી એકાએક એકાદ ફેરફાર આવી પડે છે—એક મરણ શરણું થતા અને એક જન્મતા કુલનો એક ફેરફાર, એક સંક્રાંતિકાલ, સર્વ પ્રકારની શીઘ્રગામિ પ્રવૃત્તિઓવાળો, સ્વતઃઅનુભવાતા એકાએકના ફેરફારોવાળો, પ્રપિતાઓ

કદાચ એકાદ શતકમાંએ નહિ વધ્યા હોય, તેના કરતાં એકાદ વર્ષમાં વિશેષ વૃદ્ધિ સાધનારો એક પ્રકારનો સંક્રાંતિકાલ પ્રવર્તે છે. વર્તમાન કાલે આવા સંક્રાંતિકાલમાં દુનિયા ફરીથી આવી પડી છે. આપણી પાછળના કાલમાં અનેક સૈકાં વિસ્તરે છે, જેમાં મહાન્ આર્યકુલે ક્રમવાર મોજાંરૂપે માનવ-જાતનાં મોજાં ઉપર મોજાં મોકલાવ્યાં છે, **એશિયા** અને **યુરોપ** ઉપર ફરી વળ્યાં છે, એક પછી એક ચઢ્યાં છે, વધ્યાં છે અને પછીથી વિનાશમાં પસાર થયાં છે. એકાદ ઉપ–કુલના બધા સમયમાં દુનિયા, કહેવાતા ફેરફારના ચીલાઓમાં દઢતાથી, શાંતિથી, વિશેષ આચકા અથવા મુશીબત વિના ગબડયાં જાય છે; ચક્રો સહેજસાજ આચકા સહિત હમેશાં સારી રીતે ફર્યાં જાય છે. પછીથી વળી એક નવીન ઉપ–કુલને જન્મવાનો સમય ફરીથી આવી લાગે છે; તે સમયે અન્ય તેનું સ્થાન રોકશે અને પ્રાચીન પસાર થઇ જશે.

જો તમે વર્તમાનકાલે તમારી આસપાસનું અવલોકન કરો તો દરેક પાસા એક બ[illegible] થતા ઝમાનાનાં ચિન્હો તમારા લક્ષમાં આવશે; વિચારો જે અમુક બિન્દુએ પહોચ્યા [illegible] તેની પાર પ્રાચીન માર્ગોએ અને પ્રાચીન વિધિઓ અનુસાર તેમનાથી વધી શકાતું [illegible] તેને મેં વર્તમાન કુંઠિત દશાનું નામ આપ્યું છે; માનવ વિચાર અને માનવ પ્રવૃત્તિના અગત્યના સર્વે વિભાગોમાં શીઘ્ર, નવાઈ પમાડે એવી શીઘ્ર વૃદ્ધિ ચાલી રહી છે. અ[illegible] માંના વૃદ્ધ પુરૂષોએ જે જે ફેરફારો જોયા છે તે બહુજ નવાઇ પમાડે એવા છે, [illegible] ઉપર ફેરફાર અનુક્રમે થયાં ગયા છે, પૂર્વ ગામિના કરતાં દરેક અનુગામિ ફેરફાર [illegible] સ્વરૂપમાં થયો છે, આખરે સમગ્ર સમાજ જરા પણ અટક્યા વિના બહુ ઝડપથી વધતો જણાય છે; હવે પછીનો વિચાર કેવું વલન લેશે, હવે પછીની વૃદ્ધિથી કેવા ભવિષ્યં સૂચન થાય છે, એ વિષે માનવિઓ નવાઇમાં ગરક થયાં છે.

અલબત દુનિયામાં આવા એક પ્રકારના યુગનો ઉદય થવાનો છે, એ કંઇ માનવ [illegible]હાસમાં પ્રથમવારજ બનતું નથી. **ટયુટૅાનિક**ના પહેલાં થયલા ઉપ–કુલની જાહોજલા[illegible] યુગનું અવલોકન કરો, લોકનાં મન કેટલાં બધા ચકડોળે ચઢેલાં હતાં તે તપાસો. પા[illegible] ભૂમિમાં **ક્રાઈસ્ટ**ના નામથી વિખ્યાત થયલા મહાપુરૂષના જન્મથી પવિત્ર બનેલો આ યુ[illegible] હતો—આપણા જેવી શીઘ્ર સંક્રાન્તિનો, ખાસ લક્ષમાં લેવા યોગ્ય, એકાએક બનતા ફેર ફારોવાળો એ એક યુગ હતો. જો તમે તે યુગના લોકને, અત્યારે હું તમારા આગળ જેવા વિચારો જણાવું છું તેવા વિચાર જણાવ્યા હોત કે:–"તમે દુનિયાના ઇતિહાસમાં એક મહાન્ સંક્રાન્તિકાળમાં આવી પડ્યા છો; પ્રબલ અને ચક્રવર્તિ કુલ ખરેખર ઝાહોજલાલીના સમયમાં આવી પહોચ્યું છે; પરાકાષ્ઠાએ, શિરો બિન્દુએ પહોચ્યા પછી ધીમો ધીમો અવપાત, અનિવાર્ય, ખાત્રી ભર્યો થાય છે.!! જો તમે તે ઝમાનાના લોકને એમ કહ્યું હોત કે તમારામાં એક મહા સમર્થ ગુરુનો જન્મ થવાનો છે, જે ભાવિની દુનિયામાં ઉથલપાથલ કરી નાખશે, શિષ્ટાચારના પાયાઓનેજ ફેરવી નાખશે, દુનિયાનાં ઘણાંજ આગળ પડતાં કુલોને બંધ બેસતો થઇ પડે એવો ધર્મમાં ફેરફાર કરશે, જે એક ભિન્ન પ્રકારનુંજ નીતિશાસ્ત્ર યોજશે, જે પૂર્વે તિરસ્કારની નજરથી જોવામાં આવતું હતું, સંતપુરૂષોના શ્રેષ્ઠ દષ્ટિબિંદુને અધમ ગણવામાં આવતું હતું તેને સદાચારી બનાવશે—જો તમે

તે યુગના લોકોના આગળ આવા પ્રકારના શબ્દો બોલ્યા હોત તો તેઓએ તમને એક કલ્પના સૃષ્ટિમાં વિહરનારરૂપે ગણી કાઢ્યા હોત અથવા એક ગાંડા તરીકે ગણીને સતાવ્યા હોત. દુનિયાએ પોતાના નિયંમિત થયલા માર્ગોમાંથી શા માટે ચલિત થવું જોઇએ, શા માટે દુનિયાએ નવીન અને અજાણ્યા માર્ગોએ જવું જોઇએ? છતાંએ એવા ઘણાક લોક હતા કે જેમને એક ફેરફાર થશે એમ લાગતું હતું; છતાંએ ભાવિના સામ્રાજ્યવિષે, થવાના ગુરુ વિષે, દુનિયાના પટને ફેરવી નાખનાર ફેરફારો વિષે કહેનારા તે યુગના મહાપુરૂષો અને દૃષ્ટાઓ હતા. તમારા પોતાના વર્તમાન દિનોમાં તે સમયના લોકોના જેવી અજ્ઞાનતા ફરીથી દર્શાવવાની હોય તો એ દૂર દૂરના યુગોનું અવલોકન ચલાવવું જરાપણ ઉપયોગનું નથી, કારણ કે આ બે હજાર વર્ષોમાં માનવિએ ખાત્રીથી પ્રજ્ઞા વિષે વિશેષ અનુભવ મેળવેલો હોવો જોઇએ, તેમનાં ચક્ષુઓની અંતરદૃષ્ટિ કંઇક વિશેષ કેળવાયલી હોવી જોઇએ, તથા **રોમની** સમાપ્તિ કાલના તેમના પૂર્વગામિઓના દિનો કરતાં પૂરા થતા ઝમાનાનાં ચિન્હો તેમના વિશેષ લક્ષમાં આવવાં જોઇએ.

જ

રેતિ તે સમયે પણ ફરીથી થવાના ફેરફારોનું, ફરીથી એકાદ મહાગુરૂનો જન્મ થવાનું, નવીન ઝમાનાનો આરંભ થવાનું, એક નવીન સ્વર્ગ અને નવીન પૃથ્વી બનવાનું

વિદ્વાન્ય સૂચન કરવામાં આવ્યું હતું. અત્યારે તો તમે અને હું આવા એક સંક્રાંતિકાળમાં સમુદ્ર પડયાં છીએ; તમે પ્રાચીન યુગમાં કહ્યું હોત તેમ તમારામાંના ઘણાક કદાચ કહેશો, એક હું એક સ્વપ્નનગરમાં મહાલનાર છું અથવા ગાંડી બની ગઈ છું; છતાં એ આજે રાત્રે પાણીના હવે પછીના રવિવારોએ હું તમને એવાં કેટલાંક ચિન્હો દર્શાવીશ જેવડે, દુનિયા ઉપર પ્રાપ્ત મહા ફેરફાર થશે કે નહિ, એક નવીન સામ્રાજ્ય અને એક મહા સમર્થ **ગુરુ** થશે થયલા કે, ભૂતકાલના દિનોની પેંઠે આપણા વર્તમાન દિનોમાં દુનિયા એકાદ નવીન સ્વરૂપ વાનાં ધારણ કરશે કે નહિ, માનવ જાતનો એકાદ ઉત્તમ વર્ગ દુનિયામાં વસિને રાજ્ય કરશે કે દેવદૂત એ સર્વ વિષેનું તમે તમારી જાતેજ નિરાકરણ કરી શકશો. સમાપ્ત થતા યુગનાં તેમાંકે ચિન્હ જોવામાં આવે છે, તેમજ દુનિયામાં ઉગતા દિનનાં પણ અનેક ચિન્હો જોવામાં આવે છે. આ અને હવે પછીના ભાષણોમાં નવીન જન્મનાર કુલવિષે નહિ પરંતુ અંત આવતા કુલવિષે આપણે ચર્ચા ચલાવીશું; જો તેટલા માટે કેટલીક રીતે આ બે ભાષણો તમને સ્હેજ સ્હાજ શોકભાવભર્યાં અથવા સહજ ફીકાશવાળાં લાગે તો મારે તમને એટલું સ્મરણ કરાવવું જોઇએ, કે ઉષઃકાલ થતા પૂર્વે રાત્રિ આવવીજ જોઇએ. સૂર્યોદય પૂર્વે આકાશની ધુસરતા થવીજ જોઇએ. જો આપણાથી આ ધુસરતાની પાછળ ઉષઃકાલની ગુલાબી ટેરવાંવાળી અંગુલિઓ રૂપી પ્રથમ ઝાંખાં કીર્ણો જોઇ શકાય તો આપણા મધ્યમાં હજુ એ રાત્રિ પ્રવર્તે છે તેની આપણે દરકાર કરવાની નથી; કારણ કે રાત્રિનો અંત આવતો જાય છે, આપણે ઉષઃકાલનાં બાલકો સૂર્યને ઉગતો નિહાળી શકીશું.

આજે રાત્રિએ મેં માનવ જ્ઞાનના ત્રણ મોટા વિભાગ-ધર્મ, પદાર્થ વિજ્ઞાન, કલાને-પસંદ કર્યા છે; ધર્મની, પદાર્થ વિજ્ઞાનની, કલાની, બધી સૃષ્ટિમાં તપાસતાં, આપણે જ્યાં સુધી વધી શકીએ ત્યાં સુધી વધી શક્યા છીએ કે નહિ, એ નિધિયોના આપણા હાથમાં

ચૂરેચૂરા થઇ જાય છે કે નહિ, હવે તેમનાથી માનવ જ્ઞાન અને આશાના નવીન માર્ગો વિશેષવાર ખુલ્લા થઇ શકતા નથી, આ સર્વ વિષે હવે ચર્ચા ચલાવવાનું આપણું કાર્ય છે. સર્વ પાસા એક પ્રકારની અનિશ્ચયની લાગણી વ્યાપી રહી છે, હું મોટે ભાગે કહી શકું કે એક પ્રકારની સંતાપની લાગણી ફેલાઈ રહી છે. સત્ય શું છે, વિશ્વાસ યોગ્ય શું છે? એવી પ્રશ્નપરંપરા સર્વપાસા થવા લાગી છે. શંકાના, અરે, નાસ્તિકતા અને અશ્રદ્ધાના ભિન્ન ભિન્ન મતમતાંતરોના સર્વ પ્રકારના પ્રહારોના મધ્યમાં આપણા પાદ ઠરાવીને મૂકી શકાય એવો એકાદ ખડક આપણને ક્યાં મળી શકશે?

(આગળ ચાલુ.)

---

# कालना पडदामां चीरा.

## (પુનર્જન્મ વિષે બે બોલ.)

માનવિઓના અનેક ભિન્ન ભિન્ન પ્રકારના વર્ગો છેઃ આવા વર્ગોના પુનર્જન્મ માટે કરેલી ગોઠવણોમાં પણ ઘણો મોટો ભેદ પડી આવે છે; આવો ભેદ હોવાનું એટલુંજ કારણ છે, કે તેમના વિકાસની પ્રગતિમાં વૃદ્ધિ કરવાનો એક શ્રેષ્ઠ ઉદ્દેશ રાખવામાં આવ્યો છે. (આટલો બધો ભેદ હોવાથી) એ સર્વ સાથે ભિન્ન ભિન્ન પ્રકારના વ્યવહારની જરૂર ઉભી થાય છે. સર. એડવીન. આર્નોલ્ડે કહ્યું છેઃ—

> Who toils a slave may come anew a prince
> For gentle worthiness and merit won;
> Who ruled a King may wander earth in rags
> For things done and undone.

કવીએ સૂચવ્યા જેવા દશાના આવા એકાએકના ફેરફારોનાં દૃષ્ટાંતો મળી આવે છે, એ નિર્વિવાદિત રીતે સત્ય છે, છતાં આવાં દૃષ્ટાંતો સરખામણીમાં જવલ્લેજ મળી આવે છે; આવાં દૃષ્ટાંતોને જીવનોના એક ક્રમના સાધારણ માર્ગદર્શકરૂપે સ્વીકારવાનાં નથી. અનેકાનેક દૃષ્ટાંતોમાં શિક્ષિત કુટુમ્બોમાં જન્મેલો એક માનવિ, મોટે ભાગે પોતાના બીજા જન્મમાં પોતાની જાતને સમાન દશામાં આવી પડેલી જુએ છે. આનું કારણ બે પ્રકારનું છે. પ્રથમ તો એકે આવી પરિસ્થિતિમાંથી લાભ મેળવી શકે એવા પ્રકારનો એ એક જીવાત્મા છે, નહિ તો તેને એવા સ્થાનમાં જન્મજ આપવામાં આવે નહિ. બીજું એ છે, કે આ સ્થિતિમાં તેણે ઉપજાવેલું કર્મ, ગરિબીના આવાસોમાં અથવા મૂળની જંગલી જાતિ-

એમાં પાર પાડવાની બાબત ઘણીજ ગૂંચવાડા ભરેલી થઈ પડે છે. તેટલા માટે ઉચ્ચ વર્ગના જીવાત્માઓ ઘણું કરીને શિક્ષિત લોકમાંજ જન્મ લે છે; આ નિયમમાં પણ વારંવાર લક્ષમાં લેવા જેવો બાધ જોવામાં આવે છે.

આવા ઉચ્ચ પ્રકારના જીવાત્માઓના અનેકાનેક નમુનાઓ હોય છે. અમારી શોધોને લીધે અમે જેની સાથે ઘણાંજ પરિચિત બન્યા છીએ એવો આવા નમુનાનો એક જીવાત્મા ઘણું કરીને બરોબર ક્રમવાર વિવિધ ઉપ-કુલોમાં જન્મ લે છે, દરેકમાં એકવાર જન્મે છે; બે જન્મ વચ્ચે આશરે ૧૨૦૦ વર્ષનો ગાળો જવા દે છે. અમુક ગુણો વિકસાવવાને, અમુક ઉપદેશો ઉપદેશાવાને દરેક ઉપ-કુલ તેને માટે નિર્માણ થયલું જણાય છે; આ જીવાત્મા ક્રમવાર આ સર્વમાંથી પસાર થાય છે, જેથી ક્રમે ક્રમે તેમનું ચારિત્ર ઘડાતું ચાલે છે, છેલ્લી સંપૂર્ણ દશા પમાય છે. અમુક ઉપ-કુલની દશાઓમાં કેળવવા ધારેલા ગુણો પ્રથમથીજ એક જીવાત્મામાં હોય તો તે એ ઉપ-કુલને બીલકુલ વટાવી જાય છે, પછીના ઉપ-કુલમાંજ આવા ગુણની ખામીવાળા એક જીવાત્માને બીજા ઉપ-કુલમાં આગળ જવાને તૈયાર થતા પહેલાં તેના તેજ ઉપ-કુલમાં અનુક્રમે બે ત્રણ વાર જન્મ લેવો પડે છે.

પુનર્જન્મોના ક્રમો સંબંધી વર્તમાન શોધોમાંથી અત્યંત ઉપયોગની થઈ પડે એવી કેટલીક સત્ય બાબતો પ્રકાશમાં આવી છે, એટલું આ વિષે કહી લેવું ઠીક થઈ પડશે; આવી શોધોથી જે જે સૂચવાય છે તે સર્વ સમજાતા પૂર્વે તેમાં વિશેષ આગળ શોધ ચલાવવાની તથા સંભાળથી વર્ગીકરણ કરવાની જરૂર છે. એટલું તો ક્યારનુંએ સ્પષ્ટ થયું છે, કે એક અન્ય પ્રકારના ઉચ્ચ-વર્ગના જીવાત્માઓ છે, જે પોતાનાં ઉપ-કુલોમાં દેખીતી રીતે હમેશાં ક્રમવાર જન્મતા નથી, પરંતુ એકના એક ઉપ-કુલમાં વારંવાર આવવાની વલનવાળા હોય છે. આવા જીવાત્માઓ એ ઉપ-કુલદ્વારાજ મુખ્યત્વે કરીને પોતાનો વિકાસ સાધવામાં જોડાયલા લાગે છે, ખાસ ગુણોની શોધમાંજ અન્ય ઉપ-કુલોમાં માત્ર પ્રાસંગિક મુસાફરીએ જાય છે. આવા નમુનાના વર્ગનો બે જન્મ વચ્ચેનો ગાળો સરખામણીમાં ઘણોજ ટુંકો હોય છે-૧૨૦૦ વર્ષને બદલે આશરે ૭૦૦ વર્ષની સરાસરી આવે છે. આથી આ વર્ગના સભ્યો ઓછામાં ઓછી અધ્યાત્મિક શક્તિ ઉપજાવી શકે છે, એમ લેશ પણ સૂચવાતું નથી, પરંતુ તેઓ તે કાર્યને અતિ-તીવ્રતા પૂર્વક પાર પાડે છે, એટલુંજ સૂચવાય છે. ઘણા જલદીથી થતા જન્મો વડે, તથા તેના તેજ ઉપ-કુલમાં થતા પુનરાગમનવડે કદાચ એટલું સૂચવાય, કે તેઓ અમુક રીતે પ્રથમ અને બીજા વર્ગના નમુનાઓના મધ્યના હોય એમ લાગે છે, કારણ કે, આ કેટલીક રીતે બીજા વર્ગનાં લક્ષણો છે; સ્પષ્ટ રીતે તેઓ મધ્યમ પ્રકારના નથી પરંતુ આપણે જેમનાં જીવનો પ્રથમ તપાસ્યાં છે તેવા પ્રથમ વર્ગના ઉત્તમોત્તમ જીવાત્માઓની સાધારણ વૃદ્ધિ સાથે તેઓ દરેક રીતે સમાન પ્રકારે મળતા આવે છે. તેઓ અનેક પ્રકારે ભિન્ન પડી આવે છે; મસ્તકનો નમુનો સહજ ભિન્ન પડી આવે છે; તેઓ સ્થૂલભુવન ઉપર થોડુંક જીવન ગાળતા હોય છે, ઉચ્ચ ભૂમિકાઓમાં વિશેષ વિકાસ પામેલા હોય છે.

એટલું સ્પષ્ટ છે, કે ચાંદ્ર-પરંપરા-લોકમાંથી આ લોકમાં આવતા જીવાત્માઓ ટોળે

ટોળાં થઈને આવે છે;-જેમ અમેરિકાથી સ્ટીમરમાં મુસાફરો આવે છે તેમ જાણે કે વ્હાણો ભરાઈને આવે છે;-તેમના મધ્યના ગાળાનો વિશાલ અંતર હોય છે. આવા દરેક ટોળાના સભ્યોનાં કેટલાંક સામાન્ય લક્ષણો હોય છે, આ સંબંધમાં ઘણું કરીને તેઓ અન્ય સર્વ ટોળાંમાંથી ભિન્ન પડી આવે છે. પ્રથમ એમ ધારવામાં આવ્યું હતું, કે આવા લોક ભિન્ન ભિન્ન કીર્ણોના અથવા ગૃહોના નમુનારૂપ નિવડશે, પરંતુ આ આમ હોય એમ લાગતું નથી, કારણ કે દરેક ટોળામાં લગભગ સર્વ નમુનાના લોક મળી આવે છે; વર્તમાનકાલે, આરંભની દશામાં આ સર્વ અસંબંદ્ધ જેવું લાગે છે, પરંતુ એટલું અમે પ્રથમથી કહી શકીએ છીએ. કે આથી કેટલાક ઘણા આનંદજનક શોધના પ્રદેશો ખુલ્લા થાય છે; શોધોને ઘણી જ આગળ ચલાવવામાં આવતાં વિકાસક્રમ વિષેની વિવિધ રીતિઓના અમારા જ્ઞાનમાં ઘણું કરીને તેથી ઘણીજ વૃદ્ધિ થશે. વળી સ્પષ્ટ રીતે, શોધનાં આટલાં વર્ષો પછી પણ એક તદન નવા પ્રકારનોજ નમુનો અમારા અવલોકનમાં આવ્યો છે; તેના અસ્તિત્વની અમને પ્રથમ શંકા નહોતી; અન્ય કેટલાક નહિ શોધાયલા નમુનાઓ હોવાનો ઘણો ખરો સંભવ જણાય છે. એટલું પ્રથમથી જણાયલું છે, કે સામાન્ય નિયમમાં જયુલોક એક અપવાદ રૂપ છે-અન્યનાથી ભિન્ન એક કુલમાં તેમનો સમાવેશ થાય છે, તેના સભ્યો ક્વચિતજ તેની બહાર જન્મ લે છે. જો **ચીના** અને **જાપાની** લોકથી, તેજ પ્રકારના અપવાદનું વર્તમાનકાલે એક અન્ય અને વિશાલ દૃષ્ટાંત પૂરૂં પડતું હોય તો તેમાં નવાઈ પમાવાની નથી. વિશેષ સત્ય બાબતોની એક વિશાલ સંખ્યા એકઠી કર્યા પછીજ આવી શોધને ખરી અથવા ખોટી ઠરાવી શકાય.

ખુલ્લી રીતે અધમ-વર્ગના જીવાત્માઓ દરેક કુલમાં અનેકવાર જન્મે છે, કારણ કે તેના ઉપદેશો ગ્રહણ કરવામાં તેઓ ઘણાજ ધીમા હોય છે, તેમનો આધ્યાત્મિક વિકાસ એટલો બધો વધેલો નહિ હોવાથી તેઓ ઘણીજ થોડી શક્તિ ઉપજાવી શકે છે, તેથી તેમના બે જન્મ વચ્ચેના ગાળા ઘણાજ ટુંકા હોય છે. બીજા વર્ગના અનેક જીવાત્માઓ જન્મની પારના પ્રદેશમાં આશરે ત્રણસેં વર્ષ વસે છે; તેમનામાંના કેટલાક વળી તેથી પણ થોડા સમય માટે વાસ કરે છે. એક ખરેખરો જંગલી માનવિ ગમે તો મધ્ય આફ્રિકામાં અથવા લંડનના એકાદ ભીખારખાનામાં વસે, તેને ભુવર્લોકમાં થોડાંક વર્ષ ગાળવાં પડે છે, પછીથી લગભગ તુર્તજ તે દુનિયામાં જન્મે છે. એટલું ફલિત થાય છે, કે વિકાસ પામેલા, શિક્ષિત લોક અને અવિકસિત વિશાલ સમૂહો વચ્ચેનું વિષમ પ્રમાણ, પ્રથમ દૃષ્ટિએ જણાય છે તેટલું તદન નિરાશા ભરેલું નથી, કારણ કે ઉચ્ચભુવનો ઉપર થોડો સમય ગાળવામાં આવતો હોવાથી અન્ય વર્ગનું વારંવાર પૂરવાતરૂપે પોતાની સંપૂર્ણ સંખ્યાનું બલ હોય છે; પ્રથમ વર્ગના લોક, તેમના સમયના નેવુથી પંચાણું ટકા સુધી સ્થૂલભુવન, ભૂલોકનીપારના પ્રદેશમાં વસે છે.

જન્મનું ખરેખરૂં સ્થાન નિશ્ચિત કરવામાં ત્રણ અવયવો લક્ષમાં લેવા યોગ્ય છે. વિકાસ ક્રમના નિયમની અસર એ સર્વથી મહાન્ અને પ્રથમ અવયવ છે. ઈશ્વર, માનવિની વૃદ્ધિની કામના કરે છે, એ ઈચ્છા-કામનાવડે તેના ઉપર દૃઢ અને સતત દબાણ થાય છે. આ નિયમનું હમેશનું વલન માનવિને તેનામાં જે જે ગુણો ખુટતા હોય તે વિકસાવવાને સારી

રીતે બંધ બેસતી થઈ પડે એવી પરિસ્થિતિઓમાં ગોઠવવાનું હોય છે, તેને ગમે અથવા ના ગમે તેને અથવા તેની યોગ્યતાને બીલકુલ લક્ષમાં લેવામાં આવતી નથી. ટુંકી દષ્ટિને લીધે માનવિ આવા કાર્યને વારંવાર અપ્રિયરૂપે, તથા પોતાની વૃદ્ધીના વિરોધિરૂપે પણ ધારી લે છે; કારણ કે પ્રથમથી જેટલું સારૂં કરી શકે એવો તે હોય છે તેટલું સારૂં કરવાના લાગ મળે એવી પરિસ્થિતિઓ તે સ્વાભાવિક રીતે પસંદ કરે છે. પરંતુ નિયમનું વલન તો અત્યાર સુધી તે જે કરી શકતો નથી એવી બાબતો કરતાં શિખવાની તેને ફરજ પડે એવી પરિસ્થિતિમાં મૂકવાનું હોય છે—વર્તમાનમાં તેનામાં જેવા ગુણો નથી હોતા તેવા વિકસાવવાનું હોય છે.

અમુક માનવિ ક્યાં જન્મશે એ નિશ્ચિત કરવામાં ભાગ ભજવતો બીજો અવયવ તેનું પોતાનું કર્મ છે—ભૂતકાલનાં તેનાં કાર્યોનું પરિણામ છે. જો કોઈ પ્રકારનું શાસન ચલાવવામાં ના આવે તો વિકાસ ક્રમનો નિયમ તેને માટે વૃદ્ધિ પામવાના સંભવિ શકે તેવા ઉત્તમોત્તમ લાગ પૂરા પાડે છે; પરંતુ તેનાં ભૂતકાલનાં જીવનો આવા લાગનો લાભ લઇ શકે એવાં હોવાં જોઇએ નહિ. આવા કારણથી તેને અત્યંત બંધ બેસતું થઈ પડે એવું સ્થાન આપવું અસંભવિત બનતું હશે, તેથી તેને ગૌણ રીતે ઉત્તમ હોય તેથી સંતોષ માનવો પડે છે. મળેલી પરિસ્થિતિઓમાં-કર્મનું કોઈપણ સંભવિત મિશ્રણ જે પ્રકારની અચૂકતાથી જણાઈ આવે છે, એ અદ્‌ભૂત છે. વારંવાર એટલું સ્પષ્ટ હોય છે, કે માનવિ પોતાને જે દશામાં આવી પડેલો જુએ છે તેના જેટલી બંધ બેસતી આખી દુનિયામાં પણ તેને માટે અન્યદશા નથી. પૂન્મ બુદ્ધિ વિનાજ કોઈ આ આમ સ્વીકારે તોપણ બીલકુલ અવિકસિત માનવિ માટે સ્થલ નિશ્ચિત કરવાના પ્રશ્નથી કર્મદેવતાઓને જરાપણ કડાકૂટ પડતી નથી. જો તેનો જન્મ એકાદ જંગલી જાતિમાં થવાનો હોય છે તો તે મધ્ય આફ્રિકામાં, દક્ષિણ અમેરિકામાં, અથવા આસ્ટ્રેલિયાના મૂળવતનીઓમાં ગમે ત્યાં થાઓ તેનો કંઈ હિસાબ નથી. જો તેનો ભીખારખાનામાંજ જન્મ થવાનો હોય તો તે મુંબાઈ, મદ્રાસ અથવા કલકત્તા ગમે ત્યાં થાઓ, એ ભાગ્યેજ અગત્યનું હોઇ શકે. સ્થૂલ સંસર્ગો, જેના વડેજ હજુએ તેના ઉપર કોઈ પ્રકારના સંસ્કાર થઈ શકે એમ છે, તે આવાં સર્વ સ્થલોમાં સમાન રીતે મળી આવે છે. વિકાસ પામેલા માનવિ માટે તો વિશેષ મૂશ્કેલિ ભર્યો પ્રશ્ન ખડો થવોજ જોઇએ, કારણ કે પૂર્વે તેણે સર્વ પ્રકારની સૂક્ષ્મ શક્તિયોનાં ટોળે ટોળાંને ગતિવાળાં બનાવ્યાં છે, તેથી તેમનાં પરિણામ તેના ઉપર અસર કરી શકે એવી પરિસ્થિતિની તેના માટે જરૂર પડે છે. બાલ જીવાત્મા માટે તો સો સ્થલોમાંનું ગમે તે એક ઘણું કરીને સમાન રીતેજ ઉપયોગી થઈ પડશે. તેને એટલા બધા ઉપદેશ શિખવાના હોય છે, કે, તેમાંથી તે પ્રથમ કયો ગ્રહણ કરે છે, અથવા મૂલ ઉપદેશ તેને કયે સ્થલે મળે છે તેનો ઘણો હિસાબ નથી. પરંતુ વૃદ્ધ જીવાત્માના સબંધમાં ખાસ વ્યવહારની જરૂર પડે છે, તેને માટે ખાસ પૂરૂં પાડવામાં આવેલું સ્થલ, ઘણું કરીને આખી દુનિયામાં તેને ખરેખરૂં બંધ બેસતું થઇ પડે એવું ફક્ત એટલુંજ હોય છે. આ સંબંધમાં સ્વાભાવિક રીતે તે ભાગ્યેજ આ પ્રમાણે ધારે છે, કારણ કે આવી વ્યવસ્થા કરવામાં આવી ત્યારે તેનાં પ્રિયાપ્રિયને નહિ પરંતુ તેના ખરા લાભને લક્ષમાં લેવામાં આવ્યા હતા. છતાં એ આવો વિચાર એક સત્ય ભાવનાને દર્શાવે છે.

એકાદ માનવિનો જન્મ નિશ્ચિત કરવામાં અસરકારક નિવડતો ત્રીજો અવયવ. તેના કર્મના એક અન્ય વિભાગરૂપ છે—પૂર્વના જન્મોમાં અન્ય જીવાત્માઓ સાથે તેણે ઉપજાવેલા સંબંધો. આપણાથી થતું સર્વે પ્રકારનું ગૌણ શુભ અને અશુભ એક સામાન્ય જમે ઉધારના ખાતામાં દાખલ થાય છે તથા વ્યક્તિના સંબંધ વિનાજ પૂરૂં થાય છે; પરંતુ જો આપણે અન્યના જીવન ઉપર તેના વિકાસમાં સહાયક અથવા બાધક નીવડે એટલી બધી અસર કરીએ તો તેની સાથે એક પ્રકારની આપણી પોતાની ગાંઠ બંધાય છે, જેથી આગળ ઉપર (બીજા જન્મમાં) તેને ફરીથી મળવાની જરૂર ઉભી થાય છે—કેટલીક વખત અન્ય અનેકવાર મળવું પડે છે. નિઃસ્વાર્થ પ્રેમ, એ એક દુનિયામાંની બલવાનમાં બલવાન્ શક્તિ છે, તેનાથી જીવાત્માઓ વારંવાર સાથે જોડાય છે, તે વડે તેટલો સમય વિકાસક્રમ અને કર્મની શક્તિયોના કાર્યમાં વિશાલ ફેરફાર કરી શકે છે. કોઈ પણ માનવિ તેણે જે કંઈ કર્યું હોય તેનાં પરિણામમાંથી બચી જશે એમ નથી; દેવું તો અચૂક વાળવુંજ પડશે, પરંતુ પ્રબલ પ્રેમની આવી અદ્‌ભૂત શક્તિના પ્રભાવને લીધે સમય અને દશાઓમાં વારંવાર ઘણો જ ફેરફાર થઈ જાય છે. આપણા અભ્યાસ માટે જે જીવનોના ક્રમ પ્રસિદ્ધ થવાના છે તેમાં આનાં અનેક દષ્ટાંતો મળી આવશે.

એટલું સ્પષ્ટ જણાય છે, કે આપણાં જીવનોના લાંબા નદના પ્રવાહમાં આપણે ટોળાં બંધ એકઠાં થઇએ છીએ—અથવા કદાચ એમ પણ હોય કે મૂળથીજ આપણે આવાં ટોળાંમાં આવીએ છીએ—ઘણું કરીને તેમના મધ્યબિંદુ રૂપ આગળ પડી આવતો એકાદ પ્રબલ જીવાત્મા હોય છે.

કીર્તિકુમારના જન્મોના ઇતિહાસમાં આવું એક ટોળું આપણી નજરે આવે છે, (અથવા કદાચ આવાં બે ટોળાનાં ચિહ્નો જણાય છે) વર્તમાનમાં જીવન્મુક્તના પદને પા[મે]લા બે મહાપુરૂષોની સમર્થ વ્યક્તિઓની આસપાસ એ વિંટાયલું છે. દૂરના ભૂતકાળના પ્ર[..]ગ-સમાં આગળને આગળ અમારી શોધ ચલાવતાં અમને માલુમ પડયું છે, કે જીવાત્મા[ઓ]નું આનાનું મંડળ હમેશાં વધારે ને વધારે નિકટના સંબંધવાળું બનતું જાય છે. હમણાં [illegible]ક-ળમાં આમની વચ્ચેના સંબંધો શિથિલ બન્યા છે, એવું આથી લેશપણ સૂચવાતું નથી; ઉલ[ટું] તેમની વચ્ચેના સંબંધ કોઈ પણ સમય કરતાં વિશેષ બલવાળા જણાય છે. આથી તો ઉલટી એવી સૂચના મળે છે, કે આવા સભ્યો વર્તમાનમાં સંબંધોને ગૂમાવ્યા વિના અમુક સમય માટે જુદા પડવા જેટલા બળવાન બન્યા છે;—એ દરેક, ખૂટતા ગુણોને ખીલવવા માટે જ્યાં જવું જરૂરનું હોય ત્યાં જવા, અથવા ખાસ ઉપદેશો ગ્રહણ કરવા સમર્થ છે: આમ કરવામાં પોતાના સાથીઓને વિસરી જવાની અથવા તેમના માટેનો પોતાનો પ્રેમ ઓછો થવાની તેમને માટે કોઈ પ્રકારની ભીતિ નથી. તેથી ગત થોડાંક હજાર વર્ષમાં તેઓ પ્રાચીન સમયના કરતાં કેટલી થોડીવાર સાથે એકઠા થયા છે, આવા સમયમાં એ દરેક એકલા ઉભા રહેવાનું શિખતા હોય છે; પરંતુ આ વર્તમાન જન્મમાં આ આખું ટોળું ફરીથી વળી એકવાર એકઠું થયું છે—આ સમયે માત્ર કુટુમ્બના સંબંધથીજ નહિ પરંતુ એક સામાન્ય કાર્યમાં એક પ્રકારના સામાન્ય લાભના વિશેષ બલવાન્ બંધનથી જોડાયલું છે; તેમની પાસે જે કંઈ છે તે જેમની પાસેથી પ્રાપ્ત થયું છે એવા સાચા નેતાઓને

હમેશની માફક તે અનુસરે છે. જેમના હાથમાં થવાના કુલનું ભાવિ છે એવા તેઓ પ્રજ્ઞા-ગુરુઓ છે. વર્તમાનમાં એ સર્વે થી ૈાસૉફીકલ મંડલના નિમકહલાલ સભાસદો છે, તથા તેમની પાછળ થઈ ગયલા અનેક જન્મોનાં સુખ અને દુઃખો, શાંતિ અને અશાંતિ દ્વારા મળેલી સર્વ શક્તિઓને તેઓ તેના માર્ગને માનવજાતની સેવામાં અર્પણ કરે છે. ઓછામાં ઓછું તેમનામાંના કેટલાક માટે, તેઓ હવે વધારે વખત જુદા નહિ પડે એવું વચન આપવામાં આવ્યું છે—તેમનું મધ્યમ ભાવિ, તેમને જે કાર્યમાં આટલો બધો પ્રેમ છે તેમાં, જે મહાન્ નાયકોની સાથે તેમના જન્મો આટલા બધા નિકટના સંબંધથી જોડાયલા છે તેમની દેખરેખમાં અર્પણ થશે.

આપણા વાચકો સમક્ષ મૂકવાના જન્મોના પ્રથમ ક્રમનો નાયક, જેને અમે કીર્તિકુમારનું નામ આપ્યું છે તે એક એવા નમુના અથવા ટોળામાંનો છે કે જેનો બે જન્મો વચ્ચેનો સરાસરી ગાળો આશરે સાતમેં વર્ષનો હોય છે. તે નિયમિત ક્રમવાર ઉપ-કુલોમાં જન્મતો નથી, પરંતુ પંચમ મૂલ-કુલના પ્રથમ ઉપ-કુલમાંજ મુખ્યત્વે કરીને પોતે રોકાય છે-પ્રથમ તો મધ્ય એશિયામાંથી હિંદનાં મેદાનોમાં જતાં તેનાં અનેક દેશાંતરગમનોમાં તે ભાગ ભજવે છે, પછીથી જ્યારે જ્યારે સંભવી શકે છે ત્યારે સૌંદર્ય અને રહસ્યની તે અદ્ભૂત પ્રાચીન ભૂમિમાં જન્મ લે છે. અત્યાર સુધીમા અમે તપાસેલા તેના ત્રીશ જન્મોમાંથી વીશ જન્મો તો હિંદની ઐતિહાસિક ભૂમિમાં થયા છે; જો કે આ સર્વથી હજુએ તે વિશુદ્ધિ માર્ગના દરવાજા સુધી આવી પહોચ્યો છે તોપણ એટલું સ્પષ્ટ છે, કે એક પૂજ્ય માતૃભૂમિ પ્રત્યેની ભક્તિને લીધે તેના વિકાસમાં કોઈ પણ પ્રકારનો વિલંબ થયો નથી. તેના જન્મોનો અભ્યાસ ચલાવવો, જેથી તેના માર્ગનુ અનુસરણ થઈ શકે; વિશુદ્ધિમાર્ગની પ્રાપ્તિ માટે કયા કયા ગુણો જરૂરના છે, એ વાચકે આમાંથી સમજવાનું છે; તેમની પ્રાપ્તિવડે તેને પણ પોતાની વારી આવતાં કીર્તિકુમાર પેઠે "સ્રોતાપત્તિ" ની દીક્ષા લેવાની છે: જેઓ હમેશાં સુરક્ષિત ગણાય છે,-જેમનુ ભાવિ પોતાની જાતને માનવવર્ગની સેવામાં અર્પણ કરવાનું છે, તેમની સંખ્યામાંના એક તેને બનવાનું છે.

આવા ભૂતકાલના જન્મોને તપાસવામાં વપરાયલી શોધની વિધિયો વિષે કદાચ બે શબ્દ કહેવા ઉચિત લાગે છે. સાધારણ વિધિ તો, માનસિક અથવા કારણ દેહની શક્તિયોનો ઉપયોગ કરીને, સાદી રીતે આકાશ-લેખો ઉકેલવાનો છે. આ માર્ગે પરિક્ષા કરાતા સમગ્ર જન્મને જેમ સગવડ ભરેલું થઈ પડે તેમ અવલોકનમાંથી ઉતાવળે અથવા ધીમે પસાર કરી શકાય છે. સાધારણ રીતે જન્મના વૃત્તાંતમાં ઝપાટાબંધ પસાર થઈ જવું ઠીક પડે છે, તેમાંથી અત્યંત અસરકારક પરિણામો ઉપજાવે એવા પ્રસંગો પસંદ કરીને, તેમના પ્રત્યે ફરીથી દૃષ્ટિ દોરાવીને તેમનું કેટલીક વીગતવાર રૂપ આપવામાં આવે છે. ભૂતકાલની આવી વાર્તાઓમાંની અનેકમાં શોધકોએ જાતેજ ભાગ ભજવેલો હોવાથી, શોધની એક અન્ય વિધિ તેમને માટે વારંવાર ઉપયોગમાં આવે છે—તેઓ તેમની જાતનો ભૂતકાલના ઘણા સમય પૂર્વેના તે આકારોમાં ફરીથી અનુભવ મેળવે છે, તે ખળભળાટ મચાવતાં જીવનોને ખરેખરી રીતે ફરીથી ગાળે છે-હજારો વર્ષ પૂર્વ તેમને લાગતું હતું તેવું એક વધારેવાર અનુભવે છે, એકાદ હિંદુ યોગીનાં, એકાદ આટલાંટિસના અમીરનાં અથવા એકાદ આર્ય હુમલાખોરનાં

વિચિત્ર પ્રકારનાં ભિન્ન ભિન્ન દૃષ્ટિ બિંદુઓથી દુનિયાનું અવલોકન ચલાવે છે. આ પ્રમાણે લેખકોને તો આ વાર્તાઓ અત્યંત સ્ફુટ અને નાટકરૂપ છે, તેથી તેઓ વાર્તાના મહાન્ લેખકોની વર્ણનાત્મક શક્તિની ઇચ્છા રાખે છે, જેથી આવા અસરકારક બનાવોને યોગ્ય રીતે ચિત્રિત કરી શકાય.

જ્યારે ગત જન્મોવિષે વિવેચન કરવામાં આવે છે ત્યારે આટલા બધા દૂરના સમયે બરોબર તારીખો નક્કી કરવાનું શી રીતે સંભવિ શકે, એવો પ્રશ્ન ઘણાં માનવિઓ વારંવાર કરે છે. સખ્ત મહેનતથી તથા કંટાળો આપે એવી ઘણી ગણત્રીઓ વડે; ઘણું કરીને પ્રથમથી નિશ્ચિત કરેલા એકાદ બિંદુથી આરંભીને આમ કરવામાં આવે છે; જ્યાં જ્યાં સંભવિ શકે ત્યાં આવાં પરિણામોનું, અમુક પ્રકારનાં અવતરણો સાથે મેળવીને અથવા ખગોળનાં અવલોકન વડે, ખરાખોટાપણું નક્કી કરવામાં આવે છે. અલબત્ત ગણત્રીમાં ભૂલો થઈ હશે, પરંતુ આવી ભૂલો થવાનો પ્રદેશ ઘણો થોડો છે, યથાર્થતા મેળવવા માટે કોઈ પ્રકારની મહેનત બાકી રાખી નથી. અત્રેથી હવે વાર્તાઓનો આરંભ થાય છે; આનંદજનક બનવામાં તેઓ ભાગ્યેજ નિષ્ફલ નિવડશે: તેઓ તેટલીજ લાભકારક પણ નિવડો.

સી. ડબલ્યુ. લેડબીટર.

---

# વાર્તાઓ વિષે બે બોલ.

ઉપરના મથાળા નીચે ભૂતકાલની જે વાર્તાઓ આપવામાં આવશે તે માત્ર સ[illegible] વાર્તાઓ હોવાથીજ છાપવામાં આવી નથી—જો કે ઘણીવાર તેઓ તેવી પણ હોય છે, પ[illegible] જન્મે જન્મે કર્મનો નિયમ કેવી રીતે કાર્ય કરે છે તેના ઉપદેશો રૂપે આપવામાં આવી[illegible] આ વાર્તાઓ અભ્યાસિને માટે દૃષ્ટાંતોથી ઉભરાઈ જાય છે, માનવ જીવન ચાલુ રહેવા[illegible] અનુભવમાં મદદગાર નિવડે એમ છે. છતાં પણ એટલું સ્મરી રાખવા યોગ્ય છે, કે તેમનાં આલેખનમાં વારંવાર ઘણાં ઉંડાં કારણો દૃષ્ટિ મર્યાદાની બહાર રહી જાય છે, એકાદ જન્મનું વૃત્તાંત આલેખવામાં, અનિવાર્ય રીતે કર્મનું તત્ત્વ વિશેષપ્રમાણમાં અને વિચાર અને લાગણીનું તત્ત્વ ઘણુજ થોડા પ્રમાણમાં નિશ્ચિત બની જાય છે. છતાંએ વિચાર અને લાગણીઓ, કર્મો કરતાં કારણો ઉપજાવનાર રૂપે અત્યંત બલવાન્ છે: કારણ કે કર્મો, ભાવિનાં ઉત્પાદકો હોય તેના કરતાં ભૂતકાલના વિ[illegible]રો અને લાગણીઓની વિશેષ મૂર્તિમંત પ્રતિમાઓ રૂપ છે. કર્મ કરતાં, કર્મનો હેતુ અત્યંત બલવાન્ અસરકારક નિવડે છે, તોપણ વારંવાર તે ઘણો ઉંડો છૂપાયલો હોય છે, કર્મ તો આ દુનિયાના જીવન ઉપર વર્તતું હોય છે. આમ હોવા છતાં જન્મોની એક પરંપરાના અભ્યાસ વડે કર્મના અનેક ગૂંચવાડા ભરેલા પ્રશ્નોનો નિકાલ થઈ જાય છે; જન્મે જન્મે વ્યક્તિઓના પરસ્પર સંબંધો, લાભ.લાભનાં પરિણામો, જીવાત્માઓને એકઠા જોડતી સાંકળો, તેમને ભિન્ન પાડતી વિરોધિ ભાવનાઓ,

આપણા સમજવામાં આવે છે. સંબંધવાળા જીવાત્માઓને એકઠા થવાના યુગો, અનેક સૈકાં, હજારો વર્ષો સુધી તેમની વિખરાઈ જવાની બાબત, તેમના પુનઃ મેળાપ અને પુનઃ વિખરાવું, એ સર્વ આપણા લક્ષમાં આવે છે. આવી સમગ્ર વિચારપરંપરામાંથી, એક ઉપરિ-શાસક નિયામક વિષે યોજના કરનાર **પ્રજ્ઞાન** વિષે, નિર્વાહ ચલાવનાર **સત્ત** વિષે એકાદ મહાન્ હેતુને નિશ્ચિત રીતે પાર પાડવા વિષે, પસંદ થયલા, કસોટીએ ચઢાવાયલા, સ્વીકૃત પ્રતિનિધિઓ વિષે અપાયલા, ઉપયોગમાં લેવાયલા, નિરૂપયોગી રખાયલા પ્રસંગો વિષે ભરતિઓટના ગૂંચવાડાના મધ્યમાં ખાત્રીથી આગળ વધતા વિકાસ ક્રમવિષે એક પ્રકારની અભયની ભાવનાનો આપણામાં ઉદય થાય છે. એકાદ જન્મનું, આગળ અને પાછળના અન્ય અનેક જન્મો સહિત યોગ્ય પ્રમાણમાં અવલોકન થાય છે. "મારે પણ મારી પાછળ વિસ્તરતો વિશાલ ભૂતકાલ આવેલો છે; મારે એક વિશાલ ભાવિ પણ મારા આગળ વિસ્તરી રહ્યું છે." આવો વિચાર ચલાવનાર વાચકના અંતરમાં બલ અને ગૌરવની એક પ્રકારની લાગણીનો ઉદય થાય છે. અમરતાના પ્રકાશમાં અવલોકતાં વર્તમાનકાલની મૂઝીબતોનું ગાંભિર્ય દૂર પળાય છે: એક લાંબી વિશ્વ ઘટનામાં જય અને વિજય એક ક્ષણિક અકસ્માત રૂપ બની જાય છે; જન્મ અને મરણ—તે પણ કેટલી બધીવાર અનુભવવામાં આવ્યાં છે! દેહી હમેશાં જીર્ણ દેહો રૂપ વસ્ત્રોનો ત્યાગ કરતો હોવાથી તથા હમેશાં પોતાની જાતે નવીન દેહરૂપ વસ્ત્ર ધારણ કરતો હોવાથી, "તેટલા માટે હે **કૌંતેય** તારે શોચ કરવા યોગ્ય નથી." એવા **શ્રીકૃષ્ણે** ઉપદેશેલા ગંભિર સત્યનો તેને અનુભવ, સાક્ષાત્કાર થાય છે.

જન્મોની ભિન્ન ભિન્ન પરંપરાઓ પ્રસિદ્ધ કરીને, અમારા વાચકોના માર્ગમાં અમે આવા પ્રકારની સહાય આપવાની ખાત્રી આપીએ છીએ. એ સર્વ તેમને વિપત્તિના દિનોમાં એક બલવાન્ ટેકારૂપ, જીવનના ખડબચડા માર્ગમાં પ્રકાશ ફેંકતી એક દીવાદાંડી સમાન થઈ પડો.

જન્મોની આ પરંપરામાં મુખ્ય ભાગ ભજવનાર પાત્રોને મુખ્યત્વે કરીને ગૃહોનાં, કાલ્પનિક, પૌરાણિક, ઐતિહાસિક, એવાં વિવિધ નામ આપવામાં આવ્યાં છે; વાચકોને આ વાર્તાઓનાં પાત્રોથી, તથા ફરી ફરી દેખાવાની તેમની દિશાઓના સંબંધથી, ભોમિયા બનવાની ભલામણ કરવામાં આવે છે. નીચે જણાવેલાં નામધારી વ્યક્તિઓ અત્યારે જીવન્મુક્તની ભૂમિકામાં વર્તે છે:—

| | | |
|---|---|---|
| **સોમદેવ.** | **મંગળદેવ.** | **વિરાજ.** |
| **શનીદેવ;** | **શુક્રદેવ.** | **બુધદેવ.** |
| **બૃહસ્પતિ.** | **વરૂણતારા.** | **વિશ્વકર્મા.** |
| | | **ચિદંબર.** |

૨૫૦૦ વર્ષ પૂર્વે બુદ્ધપદ પામનારને માટે **મહાગુરૂ**નું નામ વાપરવામાં આવ્યું છે. **પ્રભુમૈત્રેય,** વર્તમાન બોધિસત્ત્વને માટે **સૂર્ય**નું નામ યોજવામાં આવ્યું છે. મનુના નામને એ પદના વર્તમાનધારક **વૈવસ્તને** સૂચવનાર રૂપે એમને એમ રાખવામાં આવ્યું છે.

(ચાલુ.)

**એનિબેસંટ તથા સી. ડબલ્યુ. લેડ બીટર.**

---

# बालकोनी केलवणी.

( અનુસંધાન ગતાંકથી. )

યુવાનોના બંધારણ ઉપર કાર્ય કરવાનાં આટલાંજ કેળવણીનાં સાધનો છે, એવા સ્પષ્ટ ભાન વડેજ, શિક્ષક દરેક દૃષ્ટાંતમાં વર્તવા યોગ્ય માર્ગ શોધી શકે. આ પ્રમાણે, વિચાર, લાગણી, ઇચ્છા જેવી જીવાત્માની વ્યક્તિમાં સમાવેશ થતી શક્તિયોને કેવી રીતે કેળવવી, તથા તેમની વૃદ્ધિની છાયાદેહ ઉપર કેવી અસર થાય છે, તે તેણે જાણવું જોઇએ; છાયા દેહને તો બીજીવારના દાંત આવવાના અને પુખ્ત ઉમ્મરના મધ્યના સમયમાં, બાહ્ય પ્રદેશમાંની અસરો વડે જેવો જોઇએ તેવો ઘડી શકાય છે.

પ્રથમનાં સાત વર્ષમાં, અત્યાર સુધીમાં દર્શાવેલા કેળવણીના મૂળસિદ્ધાંતોની યથાર્થ યોજના વડે નિરોગી અને બલવાન્ ઇચ્છા શક્તિની વૃદ્ધિ સાધી શકાય છે. આવા પ્રકારની ઇચ્છા શક્તિને આધાર માટે સ્થૂલ દેહના સંપૂર્ણ વિકસેલા આકારની જરૂર છે. બીજીવારના દાંત આવવાના સમયથી, તે સમયે વિકાસ પામતા છાયાદેહ દ્વારા સ્થૂલશરીરને આવી શક્તિઓ પૂરી પાડવાનો આરંભ કરવાનો છે; આથી સ્થૂલદેહનો આકાર ઘટ્ટ અને દૃઢ બને છે. જે વડે છાયા દેહ ઉપર પ્રબલ સંસ્કાર પડે છે તે અત્યંત બલ સહિત સ્થૂલ શરીરને બલવાન બનાવવામાં મદદ કરે છે. જે વિચારો અને ભાવનાઓ દ્વારા એકાદ માનવિ વિશ્વના નિત્યપ્રભવસ્થાન સાથેના પોતાના સંબંધનો અનુભવ, સાક્ષાત્કાર મેળવે છે તે દ્વારા, એટલે ધાર્મિક અનુભવો દ્વારા છાયાદેહમાં અતિપ્રબલ પ્રેરણાઓ પ્રેરી શકાય છે. જો જીવનનાં આ સમયે ગંભિર ધાર્મિકભાવનાઓનો અનુભવ ના થાય તો એકાદ માનવિનાં ઇચ્છા શક્તિ અને સાથે સાથેજ ચારિત્ર પણ કદાપિ વિકાસ પામી શકતાં નથી. ઇચ્છા શક્તિના સમાન બંધારણનું પરિણામ એ થાય છે, કે માનવિ પોતાની જાતને સમગ્ર વિશ્વના એક સચેતન અંશરૂપે જુએ છે. જો એકાદ માનવિ પોતાની જાતને એક શ્રેષ્ઠ ચૈતન્ય સત્તા સાથે અભેદ રીતે જોડાયલી ના માને, ના અનુભવે તો તેનાં ઇચ્છા શક્તિ અને ચારિત્ર, અનિશ્ચિત, વિરોધિ, અધમ પ્રકારનાં જ રહેવાં જોઈએ.

પ્રથમ સૂચવાયલાં રૂપકો અને ભાવના ચિત્રોનાં સાધન વડે ઉર્મિ વિષેની પ્રકૃતિ યોગ્ય દિશામાં સ્વતઃ વિકાસ પામતી જાય છે; ઇતિહાસમાંથી અથવા અન્ય દિશાઓમાંથી આપણા સમક્ષ ચારિત્ર વાળા પુરૂષોની પ્રતિમાઓ ખડી કરનાર સર્વ સાધનો વડે આવી પ્રકૃતિ ખાસ કરીને કેળવાય છે. ઉર્મિ સૃષ્ટિની વૃદ્ધિ સાધવામાં પ્રકૃતિનાં રહસ્યો અને સૌંદર્યોના અવલોકનમાં એકતાર બની જવું, એ પણ અગત્યનું છે. સૌંદર્યની ઇન્દ્રિયની કેળવણી વિષે તથા જે જે કલા વિષે હોય તે વિષેની લાગણી જાગ્રત બનાવવા વિષે, અત્રેજ વિચાર કરવો ખાસ કરીને બંધ બેસતો થઇ પડશે. સંગીત વડે છાયાદેહને એક એવો સમતાલ પૂરો પડવો જોઈએ કે જે વડે તે પછીથી સર્વમાં સમતાલ જોઇ શકવાને સમર્થ થાય; આમ ના થાય તો આવો સમતાલ છૂપાયલોજ રહે છે. આ સમયે સંગીતની ઇન્દ્રિય કેળવવાનો લાભ નહિ લેનાર યુવકને બાકીની આખી જીંદગીમાં ઘણું ગૂમાવવું પડે છે. જેનામાં આ ઇન્દ્રિય

બીલકુલ કેળવાયા વિનાની રહે છે તેને માટે વિશ્વનો અમુક દેખાવ-છૂપાયલોજ રહેવો જોઇએ. તેમજ અન્ય કલાઓ પ્રત્યે પણ કોઈ રીતે તિરસ્કાર દર્શાવવાનો નથી. શિલ્પ શાસ્ત્રના આકારો વિષેની ઇન્દ્રિયની જાગ્રતિ, વાળી શકાય એવા આકારો, સીધી લીટી, રંગનું સમપ્રમાણ—કેલવણીની ઘટનામાં આમાંના એકને પણ વિસારી મૂકવા જેવું નથી. ખાસ પ્રસંગોમાં કદાચ આ સર્વ એટલું બધું સાદી રીતે થઈ શકે એમ છે, કે આ દિશામાં પ્રસંગો વડે કોઈ પ્રકારની વૃદ્ધિ સાધી શકાતી નથી, એવો વિરોધ જરા પણ ટકી શકતો નથી. જો આ દિશા વિષેની યોગ્ય બુદ્ધિનો પ્રભાવ શિક્ષકમાં આગળ પડી આવે તો સાદામાં સાદાં સાધનો વડે ઘણું ઘણું થઈ શકે એમ છે. જીંદગીનો આનંદ, જીવનનો પ્રેમ, કાર્ય કરવાનું બળ—આ સર્વ સૌંદર્ય અને કળાની બુદ્ધિની કેલવણીમાંથી રગેરગમાં વ્યાપી રહે છે. માનવિના માનવિ સાથેના સંબંધો પણ—આવી બુદ્ધિના વિકાસવડે કેટલા બધા શ્રેષ્ઠ, કેટલા બધા સૌંદર્ય ભર્યા બની જાય છે! આ સમયે જીવનચરિત્રોના આધાર રૂપ વ્યક્તિઓ વડે કેળવાતી નૈતિક બુદ્ધિ પણ, જો સૌંદર્યની બુદ્ધિદ્વારા શુભને સૌંદર્ય રૂપે અને અશુભને કુરૂપ રૂપે સ્વીકારવાનું ઉપદેશાયું હશે તો કેટલીક દૃઢતા ધારણ કરશે.

વિશુદ્ધ મનોવ્યાપારના આંતરજીવનરૂપે વિચારને પોતાને તો ચર્ચાના આ સમયે ગૌણજ, દૂરજ રાખવો જોઈએ. આ પ્રમાણે સપ્તમવર્ષ અંતે પુષ્પઉમરના મધ્યકાલિન સમયમાં જીવાત્માના અન્ય અનુભવોની સાથે સાથેજ, વિચારની વૃદ્ધિ થતી જશે, નિરાકરણ બુદ્ધિ પોષાતી જશે, જેથી વિજયી નિવડેલી પુખ્ત ઉમર પછી એ માનવિ જીવન અને જ્ઞાનની બાબતો વિષે સંપૂર્ણ સ્વાતંત્ર્ય સહિત પોતાના અભિપ્રાયો બાંધવાને શક્તિવાન બનશે. જો કોઇ શિક્ષક ટિકા તર્કિકાની શક્તિ ઉપર સીધી અસર થાય એવી રીતે બહુ-જ થોડું કાર્ય કરે અને આધ્યાત્મિક શક્તિયોના વિકાસદ્વારા આડકતરી રીતે વિશેષ કાર્ય કરે તો ખરેખર તે શિષ્યના પછીના બધા જીવનમાં અત્યંત ઉપયોગી થઈ પડશે.

અધ્યાત્મવિદ્યા કેળવણી વિષેના માત્ર આધ્યાત્મિક પક્ષના સિદ્ધાંતોજ પૂરા પાડે છે, એમ નથી પરંતુ બીલકુલ સ્થુલપક્ષના સિદ્ધાંતો પણ પૂરા પાડે છે. આ બાબતના એકલા ક્ષણિક દૃષ્ટાંત રૂપે આપણે વ્યાયામકલા ને બાલરમતગમતોવિષે વિચાર ચલાવીએ. જેમ બાલપણનાં પ્રથમનાં વર્ષમાં આસપાસના પ્રદેશ પ્રેમ અને આનંદથી ઉભરાઈ જતા જ હોવા જોઇએ તેમ વધતા જતા છાયા દેહને પણ શરીરના વ્યાયામોમાંથી, તેના પોતાના વિસ્તારની, તેના હમેશાં વધતા જતા બલની લાગણીનો એકદમ અનુભવ લેતાં શિખવો. દૃષ્ટાંત તરીકે વ્યાયામ શાલાની કસરતો એવા પ્રકારે કરાવવી જોઈએ કે દરેક પ્રકારની ગતિથી, દરેક ડગલે બાલકબાલકીના અંતરાત્મામાં, " મને મારા અંતરમાં વધતા જતા બલનો અનુભવ થાય છે, " એવી લાગણીનો ઉદય થાય. એક પ્રકારના આરોગી આનંદરૂપે, એક પ્રકારની સુખની ભાવના રૂપે આવી લાગણીનો અંતરમાં ઉદય થવો જોઇએ. આવા ભાવથી કસરતો યોજી કાઢવા માટે માનવદેહના એક પ્રકારના માત્ર માનસિક જ્ઞાન કરતાં વિશેષમાં શરીર છેદનવિદ્યા અને પ્રાણીગુણવિદ્યા જાણવાની આવશ્યકતા છે. માનવદેહની જુદી જુદી સ્થિતિયો અને ગતિયો સાથે આનંદ અને સુખના સંબંધનું ઉંડું અંતરજ્ઞાન ધરાવવું અવશ્યનું છે. અવયવોની એક પ્રકારની સ્થિતિ અથવા ગતિથી આનંદી અથવા સુખકર ભાવ-

નાનો કેવી રીતે ઉદય થાય છે, અન્ય પ્રકારથી બલનો ક્ષય થાય છે, ઈત્યાદિ આવી કસરંતોના યોજનારે જાતે અનુભવવુંજ જોઇએ. વ્યાયામો અને શારીરીક કસરતો, આ દિશાએ કેળવી શકાય છે, એવી ભાવના માત્ર અધ્યાત્મવિદ્યાજ શિક્ષકને પૂરી પાડે છે; આવા વિચારો પ્રત્યે સદ્દભાવવાળો માનવિ પણ આ કાર્ય ઉત્તમ રીતે કરી શકે છે. આવું કાર્ય સાધવા માટે આધ્યાત્મિક સૃષ્ટિયોની દૃષ્ટિની પણ જરૂર પડતી નથી, પરંતુ અધ્યાત્મ વિદ્યાએ જે જે આપ્યું છે તેને જીવનના વ્યવહારમાં લેવાના માત્ર વલનની જરૂર છે. જો કેલવણીના આવા પ્રકારના વ્યાવહારિક વિભાગોમાં ખાસ કરીને આધ્યાત્મિક જ્ઞાનનો ઉપયોગ કરવામાં આવે તો આવા જ્ઞાનને હજુ શી રીતે સાબીત કરવું, એ વિષેની સર્વ નિરૂપયોગી બાબતો એકદમ બંધ પડી જાય. જે કોઇ આની યોગ્ય યોજના કરશે તેને આ જ્ઞાન આરોગ્ય અને બલવાન બનાવીને બધી જીંદગીમાં પોતે જાતેજ એક સાબીતી રૂપ બનશે. આવાં સાધનો વડે તેના વિશેષને વિશેષ જોવામાં આવશે, કે આવું જ્ઞાન ખરા વ્યવહારમાં પણ સત્ય છે તથા સર્વ પ્રકારનાં " નૈયાયિક " અને કહેવાતાં " વૈજ્ઞાનિક " દૃષ્ટિ બિંદુઓથી મળી રહે તેના કરતાં પણ ઉત્તમ સાબીતી તેને આ પ્રકારે મળી રહે છે. કોઈ પણ માનવિ પ્રયોગદ્વારા આધ્યાત્મિક સત્યોને ઉત્તમ પ્રકારે જાણી શકે છે; ગમે તેવી વૈજ્ઞાનિક હોવા છતાં એકાદ પ્રકારની ઢોંગી સાબીતીથી આમ થઈ શકતું નથી, કારણ કે આમાં નૈયાયિક તર્ક પરંપરાની ગડમથલ કરતાં ભાગ્યેજ કંઈ પણ વિશેષનો સમાવેશ થઈ શકે છે.

પુખ્ત વયના સમયે કામનાદેહનો પ્રથમવાર જન્મ થાય છે. પછીથી થતા તેના બાલ વિકાસ સાથે, બાલ અવલોકનની સૃષ્ટિમાં પોતાની નિરાકરણ અને સ્વતંત્ર બુદ્ધિથી જે જે ખુલ્લું થયું હોય છે, તે સર્વ પ્રથમ વારજ અંતરાત્મામાં ધસી જાય છે. એટલું આપણે પ્રથમ દર્શાવી આવ્યા, કે અત્યાર સુધી અંતરપ્રદેશમાંથી અસર થયા વિનાની જીવાત્માની આવી શક્તિયોને, જેમ ગર્ભાશયમાં ચક્ષુઓ અને કર્ણો ભાન વિના સ્વતઃજ વિકાસ પામે છે, તેમ કેલવણીનાં સાધનોના યોગ્ય ઉપયોગ વડે વિકસાવવાની છે. પુખ્ત ઉમર થતાં એવો સમય આવે છે, કે જ્યારે માનવિ અત્યારસુધી શિખેલી બાબતો વિષે પોતાનો અભિપ્રાય બાંધવાને તૈયાર થાય છે. કોઈ પણ માનવિમાં, તેની નિરાકરણ બુદ્ધિ ઘણી જલદી જાગ્રત બનાવવા કરતાં, કોઈથી પણ તેનું બીજું વધારે મોટું નુકશાન થઈ શકતું નથી. નિરાકરણ અને સરખામણી કરવા માટે જરૂરના ગુણો પ્રથમથી પ્રાપ્ત કર્યા પછી જ કોઈ પણ પોતાના સ્વતંત્ર અભિપ્રાય ઉપજાવી કાઢે છે તો, એવા અભિપ્રાયના ખાત્રી ભર્યા આધાર હોતા નથી. જીવનમાં સર્વ પ્રકારની એક પક્ષની પૂજાનો માત્ર ગણ્યા ગાંઠ્યા જ્ઞાનના ટુકડાઓ ઉપર આધાર રાખતાં સર્વ પ્રકારનાં શોકકારક " ધાર્મિક પાપ-પ્રાયશ્ચિત્તો " નો, કાલના અનેક જમાનાઓની સ્વીકારાયલી માનવ ભાવનાઓને આટલા ટુકડા જ્ઞાનના આધારે તપાસી નિરાકરણ કરવાની ઈચ્છાનો આધાર કેલવણીની આવા પ્રકારની ખામીઓ અને ભૂલો ઉપર હોય છે. એકાદ માનવિને, વિચાર ચલાવવા માટે યોગ્ય થતા પૂર્વે બીજાઓએ જે જે વિચાર્યું હોય તે પોતાની નજર સમક્ષ રાખવાની જરૂર છે. સ્પષ્ટ પ્રમાણના આધારવાળા સત્યનું પ્રથમથી ઉંડું જ્ઞાન થયા વિના કોઈ પણ પ્રકારની દૃઢ વિચાર પરંપરા ચાલી શકતી નથી. જો કોઈને કેલવણીના આવા સિદ્ધાંતોને અનુસરવાની મરજી હોય તો, લોકોમાં ઘણી નાની ઉંમરે, તેઓ

જાતે નિરાકરણ કરી શકે એવા હોવાની ભાવનાનો તેણે ઉદય થવા દેવો જોઈએ નહિ; કારણ કે આ પ્રમાણે આ બાબતને દૂર રાખવાથી તેમના ઉપર સર્વ પાસાથી અનેક ભૂલ ભરેલા વિચાર વિના જીવનની અસર થવાનો સંભવ રહી શકે છે. આધ્યાત્મિક ભાવનાઓના શ્રેષ્ઠ આધાર રૂપ ટેકા વિનાના અભિપ્રાયથી, તે દર્શાવનાર પોતાના જીવનના માર્ગમાં એક પ્રકારનું વિઘ્ન ખડું કરે છે. જો કોઈ માનવિ એકાદ વિષય વિષેનું નિરાકરણ આપે છે તો તેમ કરવાથી હમેશાં અસર થયા વિના રહેતી નથી. જો ચર્ચાના પ્રશ્ન સાથે સંબંધ ધરાવતો પ્રથમથી એક અભિપ્રાય બંધાયલો ના હોય તો, એક અનુભવનો જેવી રીતે વિચાર ચલાવવો જોઇએ તે ચલાવી શકાતો નથી. યુવકોમાં તો પ્રથમ શિખવાનું અને પછીથી અભિપ્રાય બાંધવાનું વલન ઘડાવું જોઇએ. અમુક વિષય વિષે બુદ્ધિને જે કહેવાનું હોય તે જીવાત્માની અન્ય સર્વ શક્તિયો બોલી રહ્યા પછી જ બોલાવું જોઇએ; એ પૂર્વે બુદ્ધિને તો મધ્યસ્થનું કાર્ય બજાવવાનું છે. અપક્વ નિરાકરણ બુદ્ધિનો રંગ લાગ્યા વિના તેને તો જે જે જોવામાં અથવા અનુભવવામાં આવે તેનું ગ્રહણ કરવાનું, જેવું હોય તેવું જ સ્વીકારવાનું છે. તેટલા માટે યુવાન પુરૂષને ઉપર સૂચવાયલી ઉમર પહેલાં અમુક બાબત વિષેના સર્વ પ્રકારના વાદવિવાદોથી સુરક્ષિત રાખવાનો છે, પોતાના અંતરાત્મામાં દાખલ કરવા માટે તેને જીંદગીના અનુભવો સામે થવાનું છે એ ખાસ લક્ષમાં રાખવાનું છે. એકાદ વધતી જતી વ્યક્તિને, આ અથવા તે બાબત વિષેના લોકવિચારથી ભોમીયા બનાવવામાં જરા પણ બાધ નથી, માત્ર અપક્વ નિરાકરણબુદ્ધિથી ઉપજતા અભિપ્રાયો બાંધતાં તેને અટકાવવાની છે. એક અથવા અન્ય દૃષ્ટિબિંદુ માટે એકદમ નિશ્ચય કરી નાખ્યા વિના તેણે માત્ર ઉર્મિઓ વડે જ અભિપ્રાયોનું ગ્રહણ કરવું જોઈએ; તેણે એકાદ પક્ષ સાથે બંધાઈ પડવું જોઇએ નહિ, પરંતુ ધ્યાનસહિત સાંભળતાં તેણે આમ વિચારવું જોઇએ—" એક પક્ષ આમ કહે છે, બીજો તેમ કહેછે. " શિક્ષકો અને રક્ષકોને સર્વ બાબતે. પહેલાં આ ઇન્દ્રિયની કેળવણી માટે ઘણાજ બુદ્ધિ ચાતુર્યની જરૂર છે; "આધ્યાત્મિક માનવિ" આવું ચાતુર્ય પૂરૂં પાડવાની સ્થિતિમાં છે.

અત્રે અધ્યાત્મ વિદ્યાના પ્રકાશમાં કેળવણીનાં થોડાંક દૃષ્ટિ બિંદુઓ વિષેજ વિચાર ચલાવી શકાયો છે, આ તત્વશાસ્ત્રને શિક્ષાચારના કયા સિદ્ધાન્તનું નિરાકરણ કરવું પડશે, તેની માત્ર સૂચના આપવી ધારી છે. આવા પ્રકારના વિચારનું વલન હવે પછીથી હમેશાં વધતા જતા વિસ્તારવાળાં મંડળોમાં વિસ્તાર પામતું જશે કે નહિ તેના ઉપર તેના વિજયનો આધાર છે. આમ થવા માટે બે વાનાં જરૂરનાં છે; પ્રથમ, લોકોએ અધ્યાત્મ વિદ્યા વિષેના પોતાંના ભૂલ ભરેલા વિચારોનો ત્યાગ કરવો જોઇએ. જે કોઈ ખરા જીગરથી આવી વિદ્યામાં જોડાશે તેના એકદમ સમજવામાં આવશે, કે વર્તમાનકાલે તેને ઘણાક ધારે છે તેવી તે કાલ્પનિક ગપ્પાંની પરંપરા નથી. આવા લોક પ્રત્યે તિરસ્કાર વૃત્તિથી આમ કહેવામાં આવતું નથી, કારણ કે કેળવણીના એક સાધન રૂપે આપણો ઝમાનો જે જે પૂરૂં પાડે છે, તે સર્વને પ્રથમ તો, અધ્યાત્મવાદીઓ ગાંડા, કાલ્પનિક સૃષ્ટિમાં વિહરનારા છે, એના જેવા આરોપના ભોગ થવું પડે છે. ઉપર ઉપરથી તો અન્ય પ્રકારનો વિચાર ભાગ્યેજ સંભવિ શકે છે, કારણ કે અધ્યાત્મ વિદ્યા અથવા બ્રહ્મવિદ્યાના નામથી વ્યવહારીતા કંઈક અને વર્તમાનકાલનું

શિક્ષણ જીવનના શ્રેષ્ઠ દષ્ટિ બિંદુ રૂપે જે જે સિદ્ધાન્તો સૂચવે છે તે સર્વ વચ્ચે સંપૂર્ણ પ્રકારનો વિરોધ સ્પષ્ટ જણાઈ આવે છે. માત્ર સહજ ઉંડા વિચારથી આપણને સ્પષ્ટ થાય છે, કે અધ્યાત્મવિદ્યાના આવા સિદ્ધાન્તો વિના વર્તમાનકાલની ભાવનાઓ કેટલા બધા વિરોધ ભાવથી ઉભરાઈ જતીજ રહેશે—કેવી રીતે આવી ભાવનાઓને લીધેજ આવા સિદ્ધાન્તોની જરૂર સ્વતઃ ઉભી થાય છે, સમય વીતતાં તેમને આમનો સ્વીકાર કર્યા વિના ચાલવાનું નથી. જરૂરની બીજી બાબતનો સંબંધ બ્રહ્મવિદ્યાની સ્વતઃ પ્રવર્તતી દૃઢવૃદ્ધિ ઉપર છે. જો બ્રહ્મવિદ્યાનાં મંડલોમાં સર્વ બાબતોમાં જ્ઞાનને વ્યાપક બનાવવામાં આવશે, જીવનની સર્વ દશાઓમાં વિશાલતાથી આવા સિદ્ધાંતોને ફલવંત બનાવવાનું અગત્યનું માનવામાં આવશે તોજ માત્ર બ્રહ્મવિદ્યાને સમાજ આવકાર આપશે, નહિ તો લોકો બ્રહ્મ વિદ્યાને એક પ્રકારની ધાર્મિક મતાંધતા રૂપે, હદપારના આવેશવાળાઓ માટેજ યોગ્ય રૂપે માનવાનું ચાલુ રાખશે. જો તે વ્યાવહારિક, ઉપયોગી આધ્યાત્મિક કાર્ય કરી બતાવશે તો બ્રહ્મવિદ્યાની હીલચાલને બુદ્ધિમાનોનો ટેકો મળ્યા વિના રહેશે નહિ

( સમાપ્ત. )

ડૉ. સ્ટીનર.

---

## ॥ ઇતિહાસનું શિક્ષણ. ॥

( અનુસંધાન ગતાંકથી. )

હું ધારૂં છું કે મેં જે ઈતિહાસના લાભ બતાવ્યા તેને આપ સંમત હશો. એમાં મત ભેદ જેવું કશું પણ નથી.

હવે આપણે ઇતિહાસ ભણાવવાની રીતિ સંબંધી વિચાર કરીએ. સર્વથી પહેલું એ જાણવું જોઇએ કે ઇતિહાસ ભણાવનાર એક શિક્ષકમાં કયા ગુણો હોવા જોઈએ ? ઈતિહાસની કથાઓ કલ્પના શક્તિપર ભાર મૂકે છે, અને કલ્પના શક્તિને ઉત્તેજીત કરવા માટે ભાષા સુંદર, લલિત અને કાવ્ય રસ યુક્ત હોવી જોઇએ. ઈતિહાસ ભણાવનારમાં એક પ્રભાવશાળી વક્તામાં જેટલા ગુણ હોય છે, તે સર્વ હોવા જોઈએ. શબ્દો દ્વારા કોઈ પણ દશ્યનું ચિત્ર ખેંચીને સામે લાવી રાખવાની શક્તિની ઇતિહાસ શિક્ષકમાં ઘણી જરૂર છે. આખ્યાન અગર કથાને મનોરંજક બનાવવાની યોગ્યતા પણ એનામાં હોવી જોઇએ, અર્થાત એના દષ્ટા જનોનો કોષ મહાન વિસ્તૃત હોવો જોઈએ, જેથી જે દષ્ટાન્ત જ્યારે જોઈએ

ત્યારે નીકળી શકે. શિક્ષકની તર્ક શક્તિ પણ એવી હોવી જોઇએ કે જેથી પ્રશ્નો દ્વારાજ વિદ્યાર્થીઓથી પરિણામ કઢાવી શકે. શિક્ષાશાસ્ત્રીની પ્રસિદ્ધ રહમજ એ છે કે 'જ્ઞાનથી અજ્ઞાનની તરફ વિદ્યાર્થીઓને લઇ જવા એ શિક્ષકનું કર્તવ્ય છે." એમ ધારો કે શિવાજી પર વ્યાખ્યાન આપવું છે તો વિદ્યાર્થીઓને પુછવું જોઇએ કે ભારત વર્ષમાં પારસીઓ હિંદુઓ કરતાં અધિક એકત્ર કેમ છે ? વિદ્યાર્થી તરત ઉત્તર આપશે કે પારસીઓનો ધર્મ એક છે, ભાષા એક છે, અને સાહિત્ય પણ એક છે; પરંતુ હિંદુઓમાં તો એ સર્વ ભિન્ન ભિન્ન છે, આથી પારસીઓ એકત્ર છે. આ જવાબ મળતાં પુનઃ પુછો કે મરાઠા રાષ્ટ્રમાં શીવાજીએ હિંદુ ધર્મમાં વિદ્યુત જેવી શક્તિ કેવી રીતે પેદા કરી ? વર્તમાનમાં વિદ્યાર્થીઓની તરફથી ઉત્તર મળવાનો સંભવ છે કે મહારાષ્ટ્રમાં એક ધર્મ હોવો જોઇએ, અને તેને લીધે પરસ્પરનો આંતરિક પ્રેમ અધિક હશે. આવી રીતે પ્રશ્નો પુછતાં પુછતાં શિવાજીના પૂર્વ બનાર સર્વ ધાર્મિક તથા સામાજીક ઘટનાઓનો સંબંધ મરાઠા રાજ્યની સાથે જોડો જ્યારે શિવાજીના આચરણો અને ભાવોની તરફ આવો ત્યારે વિદ્યાર્થીઓને પૂછો કે હિંદુઓના કરતાં મુસલમાનો વધારે કટ્ટા ધર્મ ચુસ્ત કેમ હોય છે ? વિદ્યાર્થીમાંથી ઘણા ઉત્તર આપશે કે મુસલમાનોને નાની અવસ્થામાંથીજ એવા પ્રકારનું શિક્ષણ આપવામાં આવે છે, અને નાનપણના સંસ્કારોને લીધે તેઓ છેવટ સુધી ચુસ્ત રહે છે. હવે વિદ્યાર્થીઓને કહો કે શિવાજી નાની ઉમરમાંથીજ રામાયણ અને મહાભારતની કથાઓ સાંભળતો હતો અને તે પ્રમાણે તેની માતા પણ ધાર્મિક વાતો કહ્યાં કરતી હતી. આ સાંભળીને વિદ્યાર્થીઓ શિવાજીની ધર્મ પ્રીયતા અને રાષ્ટ્ર પ્રીયતાનું કારણ તરતજ સમઝી જશે. આવીજ રીતે જસવંતસિંહની મહારાણીની કથા વિદ્યાર્થીઓને સંભળાવો; આ સાંભળતાં વિદ્યાર્થીઓ તરતજ બોલી ઉઠશે કે શિવાજીનું હૃદય ઉદાર અને તેનો આચાર ઘણો પવીત્ર હતો, અને તેનામાં સ્ત્રી જાતિની પૂજાનો ભાવ વિદ્યમાન હતો. શિક્ષકોએ આવી રીતે જુદી જુદી કથાઓ અને બનાવો સંભળાવીને વિદ્યાર્થીઓ પાસેથીજ તેના ગુણ અગર દોષ કઢાવવા જોઇએ. મનો વિજ્ઞાનનો એ સિદ્ધાંત છે કે બાલકો સ્થૂક્ષ્મ વિષયોના કરતાં સ્થૂલ દ્રષ્ટાન્તોને જલદી સમઝી શકે છે. આ પ્રકારે શિક્ષણ આપવાથી વિદ્યાર્થીઓની વિચાર શક્તિ વધે છે, અને શીખેલો પાઠ તરતજ ભૂલી જતા નથી. આ નીયમોને લક્ષમાં રાખીને પાઠમાં આવેલા મુદ્દાનું વર્ણન રસ યુક્ત ભાષામાં વિસ્તાર પૂર્વક સંભળાવવું જોઈએ.

જ્યારે ઈતિહાસનો પાઠ સમાપ્ત થઈ જાય ત્યારે તે વિષયમાં વિદ્યાર્થીઓને પ્રશ્ન પૂછવા જોઇએ. પ્રશ્ન પુછવા એ પાઠનો એક આવશ્યક ભાગ છે. જો વિદ્યાર્થીઓને એ વાતની ખાત્રી હોય કે શીખવાડેલા પાઠ સંબંધી પ્રશ્ન પૂછવામાં આવશે તો તેઓ પાઠ ધ્યાનપૂર્વક સાંભળે છે. પ્રશ્ન પૂછવાની રીતથી જે બીજો લાભ થાય છે તે પાઠની પુનરાવૃત્તિનો છે. આની સાથે સાથે શીખવાડેલા પાઠનો સાર બોર્ડ પર લખવામાં આવે, અથવા વિદ્યાર્થીઓને લખાવવામાં આવે તો તે ભવિષ્યમાં ઘણું સહાયક થઈ શકે છે.

ઘણાનો અભિપ્રાય એવો છે કે ઇતિહાસ શીખવવામાં સર્વથા પુસ્તકોનો પ્રયોગ કરવો જોઈએ નહિ, અર્થાત વિદ્યાર્થીઓને સર્વથા પુસ્તકો આપવાં ન જોઇએ અને સઘળો પાઠ મૌખીક થવો જોઈએ. જરા વધારે વિચાર કરતાં આ અભિપ્રાય યથાર્થ લાગતો નથી કાર-

ણુ કે જો ગૌણુ રીતે પુસ્તકોનો ઉપયોગ કરવામાં આવે તો વિદ્યાર્થીઓનું જ્ઞાન નિશ્ચિત બને છે. જો કદિ કદિ વિદ્યાર્થીઓને પ્રશ્ન લખાવીને, તેના ઉત્તર પુસ્તકમાંથી શોધીને લખી લાવવાનું કહેવામાં આવે તો વિદ્યાર્થીઓને પુસ્તક વાંચવાનો પ્રેમ પણુ વધે છે, અને ખરી રીતે જોતાં શિક્ષણુનો અંતિમ ઉદ્દેશ પણુ એ છે.

આ એક ઘણો અગત્યને પ્રશ્ન છે કે ભૂગોળના ઈતિહાસની સાથે કેટલો સંબંધ છે? લોર્ડ ચેસ્ટર ફીલ્ડ ખરૂં જ કહે છે કે ભૂગોળ અને સમય નિર્ણય કરવાની વિદ્યા—એ બે ઇતિહાસની આંખો છે. જે વિદ્યાર્થીને ભૂગોળનું જ્ઞાન નથી, તે કદિ પણુ ઈતિહાસનો જ્ઞાતા થઈ શકે નહિ. જે વિદ્યાર્થી જાપાનના પ્રાકૃતિક અને ભૌગોલિક લક્ષણોને જાણુતો નથી, તે કેવી રીતે સમઝી શકે કે રૂશીઆ અને જાપાન વચ્ચેના યુદ્ધમાં જાપાનને પ્રાકૃતિક લાભ શા હતા ? ભૂગોળ નહિ જાણુનાર કેવી રીતે સમઝી શકે કે, ભારતવર્ષમાં ઉત્તર દિશામાંથી જ શત્રુઓનાં કેમ આક્રમણુ થતાં રહ્યાં ? મરાઠા અને ઔરંગઝેબની બાદશાહી સેનાઓનો મુકાબલો કરવામાં ભૂગોળથી અજ્ઞાત માણુસ કેવી રીતે સમર્થ થાય ? આવી રીતે બોઅરોની નાનકડી સેનાએ, બે વર્ષ સુધી અંગ્રેજોને કેવી રીતે ચક્કરમાં નાંખ્યા ? આટલા બધા દેશોને જીતનાર નેપોલીયન નાનકડી ઇંગ્લેંડને કેમ ન જીતી શક્યો ? અંગ્રેજોને પોતાના રક્ષણાર્થ જમીન પરની સેનાની કેમ આવશ્યકતા નથી ? અંગ્રેજો હિંદમાં નિવાસ સ્થાન કેમ નથી કરતા ? આફ્રીકાખંડ, સભ્યતા અને વાણીજ્ય વ્યાપારનું કેન્દ્ર કેમ નથી બની શકતું ? ભારત વર્ષની પછાત જાતિઓ પર રાજનૈતિક પરિવર્તનોનો વધુ પ્રભાવ કેમ નથી પડયો ? આ સર્વ પ્રશ્નોનો ખુલાસો ભૂગોળના જ્ઞાન સિવાય ન જ મળી શકે. જ્યાં સુધી ભૂગોળનું સારી રીતે જ્ઞાન ન હોય ત્યાં સુધી, યુદ્ધનાં સ્થળો, અને સેનાના પ્રયાણુના માર્ગોનો પત્તો લાગતો નથી. અને તેનું જ્ઞાન ન હોવાથી કેટલાક અંશે ઈતિહાસની મનોરંજકતા જતી રહે છે, આથી ઇતિહાસ શીખવતી વખતે પણુ ભૌગોલિક ચિત્ર સામે રાખવું જોઇએ. શીખવવા પહેલાંજ સર્વ ઐતિહાસિક સ્થળો અને અન્ય આવશ્યક સ્થળોને દેખાડવાં જોઈએ. આવી રીતે શિક્ષક ઐતિહાસિક ચિત્રોથી પણુ ઘણો લાભ લઈ શકે. ઉતરતા વર્ગ માટે તો આ પ્રમાણે હોવું અત્યંત જરૂરનું છે. જો શિક્ષક પોતે જ ડ્રોઈંગ જાણુતો હોય તો તે બોર્ડ પર વિવિધ પ્રકારનાં ચિત્ર દોરીને બતાવી શકે છે. એક વિદ્વાન તો એટલે સુધી કહે છે કે ઈતિહાસ ચિત્રોદ્વારાજ શીખવવો જોઈએ. તેના મત પ્રમાણે જો કોઇ વિશેષ વ્યક્તિના ગુણુ બતાવવા હોય તો તે પણુ ચિત્રોદ્વારાજ બતાવવા જોઈએ. દાખલા તરીકે જો ઔરંગઝેબની ક્રૂરતા અથવા ક્ષુદ્રહૃદયનો છોકરાંઓને પરિચય આપવો હોય તો ભયભીત પંડિતોનું ચિત્ર દોરવું કે જે કંપતા કંપતા પોતાનાં પુસ્તક ભોંયમાં દાટતા હોય. આ પ્રમાણે ચિત્ર દોરી છોકરાંને પૂછવું કે કોઈ વસ્તુને છૂપાવવાની તથા દાટવાની ક્યારે જરૂર પડે છે? તો ઉત્તર આપશે કે ' તે સમયે કે જ્યારે ખુલ્લી રીતે કોઈ વસ્તુનો પ્રયોગ કરવા દેવામાં આવતો નથી. " આવી રીતે એમની પાસેજ કહેવડાવવું જોઇએ કે ઔરંગઝેબ ઘણો અત્યાચારી હતો. ખરી રીતે જોતાં આ રીત છે તો સારી અને વ્યવહારીક પણુ છે, પરંતુ તે અધીક સમય લેશે, અને તે નાનાં બચ્ચાંને માટેજ લાભકારી છે.

હવે એક અન્ય પ્રશ્ન એ છે કે જેના પર આજ કાલ ઘણો વાદવિવાદ ચાલી રહ્યો

છે, તે તિથિઓ સંબંધીનો છે. ઈતિહાસના પાઠની સાથે તિથિઓને ગોખાવવી એ ક્યાં સુધી જરૂરનું છે ? તિથિઓ પર બહુભાર રાખવું એ મને પણ આવશ્યક લાગતું નથી. પણ મુખ્ય મુખ્ય ઘટનાઓની તિથિઓથી પણ અજ્ઞાન રહેવાથી જ્ઞાન કદિ પણ નિશ્ચિત થઈ શકતું નથી. તિથિઓને યાદ કરાવવા માટે એટલાસોનો ઉપયોગ કરવામા આવે તો તે ઘણી જલદીથી મોઢે થઈ જાય છે. તિથિઓને મોઢે કરાવવામા સાહચર્યના નિયમોમાંથી એ નિયમની સહાયતા લેવી જોઈએ કે જેનું નામ મનોવિજ્ઞાનકારોએ સામીપ્ય તત્વ રાખ્યું છે. દાખલા તરીકે ૧૩૨૬, ૧૫૨૬. ૧૭૨૬ તથા ૧૮૨૬ માં બનેલા બનાવો એક સાથે યાદ કરાવવામાં આવે છે. આ માર્ગનું અવલંબન કરવાથી આ પ્રશ્નનુ ઘણે અંશે સમાધાન થઈ શકે છે.

જો શિક્ષક પોતાના પાઠને મનોરંજક અને અધિક લાભદાયક બનાવવા ચાહતા હોય તો તેમણે એક અન્ય વાત પણ પોતાની દ્રષ્ટી સમીપ રાખવી જોઈએ. જ્ઞાતથી અજ્ઞાતની તરફ લઈ જવું એ શિક્ષાનું મૂલ સૂત્ર છે એ હું પ્રથમ કહી ગયો છુ. એથી વર્તમાનકાલની ઘટનાઓ અને સંસ્થાઓના પ્રભાવ તથા એના પરિણામોને સમજાવવાને માટે, જો એના પોતાન સમાન ભૂતકાલની ઘટનાઓ સાથે સરખાવવામાં આવે તો તેથી ઘણો લાભ થવાનો સંભવ છે. તે ઉપરાંત તેથી વિદ્યાર્થીઓની માનસિક શક્તિઓ પણ ઉન્નત થાય છે, અને ઉચ્ચ પ્રકારના ઐતિહાસિક સિદ્ધાંતોને સમઝવાને પણ યોગ્ય બને છે. દાખલા તરીકે ઇંગ્લેંડના રોમન શાસનની સાથે ભારત વર્ષનું વર્તમાન અંગ્રેજી શાસન સરખાવી શકાય છે. જેવી રીતે પ્રાચીન બ્રિટનોએ પોતાની સભ્યતા તથા રીતિ વ્યવહારને છોડીને રોમની સભ્યતા અને રીત રીવાજો ગ્રહણ કરી લીધા હતા, એવી રીતે ભારત વર્ષના ઘણા શિક્ષિતોએ પણ પોતાની પુરાની સભ્યતાને સલામ આલેકુમ કરીને અંગ્રેજી સભ્યતા અને રીત રીવાજનુ અનુકરણ સ્વીકાર્યું છે. રોમન શાસનના વખતમાં જેવી રીતે લેટીનમાં બોલવુ એ માનભરેલું ગણાતુ હતું તેવી રીતે આપણા દેશમાં પણ અંગ્રેજી ભણેલા અંગ્રેજી ભાષામાજ પોતાના વિચારોને પ્રકાશિત કરવામાં પોતાને મોટાઈ સમજે છે. જેવી રીતે રોમનોએ ઇંગ્લેંડમાં સડક આદિ બનાવીને તે લોકને પોતાના દાસ બનાવ્યા હતા, એવી રીતે અંગ્રેજોએ પણ રેલ, તાર આદિ ચલાવીને ભારત વર્ષને પોતાનો આધિન બનાવ્યો છે. આવી રીતે પોતાના દેશની ઐતિહાસિક ઘટનાઓની વિદેશી ઐતિહાસિક ઘટનાઓ સાથે સરખામણી કરી શકાય છે. જેમબૌધ ધર્મના ઈસાઈ મતની સાથે, અકબરની ઈલિઝાબેથની સાથે વિગેરે.

આવા શિક્ષણ ક્રમની આવી સામાન્ય સૂચનાઓ છે. આ સિવાય નાનાં બાલકો અને મહાવિદ્યાલયો માટેની શિક્ષણ પદ્ધતિમાં ઘણો ફેરફાર થઈ શકે એમ છે.

ફુલચંદ બાપુજી શાહ.

---

# ॥ નજીકનું ભાવિ. ॥

( આડીઆરમાં મીસિસ. બેસંટે ૨૨ મેએ આપેલું એક ભાષણ. )

ગત કેટલાંક વર્ષોથી આપણામાંના ઘણાંના મનમાં ભાવિવિષેનો પ્રશ્ન ઘણો ઘોળાયાં કરે છે તેથી તથા ગત વર્ષથી માંડીને કેટલીક બાબતો આપણામાંના ઘણા ખરા ગતિમાન થવાની ધારતા હતા તેના કરતાં પણ ઘણી ઝડપથી આગળ વધવા માંડી છે તેથી આજે પ્રભાતમાં " નજીકના ભાવિ " વિષેનો વિષય મેં પસંદ કર્યો છે. આજથી બરોબર એક વર્ષ પૂર્વે ઈંગ્લેન્ડમાં ૧૯૦૯ ના મે માસમાં જ્યારે મારો "The Changing World" " પલટાઈ જતી દુનિયા " વિષેનો વ્યાખ્યાન ક્રમ ચાલતો હતો ત્યારે મેં જમાનાનાં અનેક ચિહ્નો દર્શાવી આપ્યાં હતાં, તથા કેવી રીતે વૈજ્ઞાનિક, ધાર્મિક, કલા વિષયક, સામાજીક અને નાગરિક જીવનો અમુક એક બિંદુ તરફ ખેંચાય છે કે જ્યાંથી જે ખાસ દિશાઓમાં અત્યાર સુધી એ સર્વે પ્રવર્ત્યાં છે તે ખાસ દિશાઓમાં વિશેષ વૃદ્ધિ બીલકુલ અસંભવિત છે, એ વિષે ભાર મૂકીને સૂચના કરી હતી; એના એજ ક્રમનાં પછીનાં વ્યાખ્યાનોમાં, મૂખ્યત્વે કરીને માનવજાત સ્વીકારી લેશે એવી કેટલીક ઉન્નતિ માર્ગની દિશાઓ મેં સૂચવી હતી; તથા આવી બાબતોને એક બદલાતા જતા ઝમાનાનાં લક્ષણો રૂપે દર્શાવી હતી; સાથે સાથે મેં આપણે જેને એક નવીન ઉપ-કુલના નામથી વ્યવહરીએ છીએ તેના ક્રમવાર ચાલતા બંધારણનું પણ દિગ્દર્શન કરાવ્યું હતું.

તમે સર્વે અભ્યાસિયોના જાણવામાં છે તેમ એક ઉપ-કુલ એ એક મૂલ-કુલના એક વિભાગ અથવા શાખા સમાન છે; મૂલ-કુલ એક મહાન્ આદર્શરૂપ છે, જેને અનુસરીને દુનિયાનાં અગ્રગણ્ય માનવિઓ વિકાસક્રમમાં આગળ વધ્યાં જાય છે; વળી તેમાં સંખ્યાબંધ ઉપ-વિભાગો, સપ્ત ઉપ-વિભાગો હોય છે, આમાંનો દરેક તેને મળતા આવતા મૂલ-કુલનાં સંપૂર્ણ લક્ષણો અપૂર્ણ રીતે દર્શાવે છે. " મળતા આવતા " એટલા શબ્દોથી સાધારણ ગણત્રી પ્રમાણે સમાન " સંખ્યા " વાળા કુલને સૂચવવા માગું છું; અથવા સમાન તત્ત્વવાળું કુલ સૂચવવા માગું છું; આ એક તેની તે વાતને અન્ય પ્રકારે કહેવાનો માર્ગ છે. જેમ કલ્પનાતત્ત્વ વિશેષ વિકસેલું આટલાંટીઅન મૂલ-કુલ થઈ ગયું, જેમ આપણે માનસિક તત્ત્વ વિકસેલું પંચમ અથવા આર્યકુલ જોઈએ છીએ તેમ મળતાં આવતાં ઉપ-કુલો સમાન ગુણો, લક્ષણો દર્શાવી આપે છે, એ સ્પષ્ટ થાય છે. તમે જાણો છો તેમ ચોથું અથવા કેલ્ટિક ઉપ-કુલ અત્યંત પ્રબલ રીતે કામના અને ઉર્મિના ગુણોને દર્શાવી આપે છે; તેવી રીતે પંચમ અથવા ટ્યુટૉનિક ઉપ-કુલ ઘણીજ આગળ પડતી રીતે સ્થૂલ મનને દર્શાવી આપે છે. બાહ્ય સૃષ્ટિના ફેરફારોને ઉપજાવતાં તથા તેમાં સમાવેશ થતાં આવાં તત્ત્વોના ક્રમવાર અનુસરણ વડે આપણે ભૂત અને વર્તમાનને સમજવાને શક્તિમાન થઈએ છીએ એટલુંજ નહિ પરંતુ અમુક સંકૂચિત હદ સુધી ભાવિનું પણ આગળથી સૂચન કરી શકીએ છીએ. પંચમકુલ અને પંચમ ઉપ-કુલ જે માર્ગે ચાલ્યાં જાય છે તે દિશાને અનુસરતાં સાદૃશ્યવડે આપણે એટલું જોઈ શકીએ કે હવે પછીના ઉપ-કુલમાં જે તત્ત્વ વિકાસ પામશે

તે બુદ્ધિ, શુદ્ધ વિવેકયુક્ત બુદ્ધિનું હશે; આવી બુદ્ધિ, સ્થૂલ, નૈયાયિક, વાદવિવાદ ગ્રસ્ત મનની પારની છે, તર્કને બદલે આંતરજ્ઞાનનો ઉપયોગ કરે છે; એકાદ મહાન ભાવના નજર આગળ ખડી કરાતાં, ઉર્મિથી ઉભરાઈ જતા લોકના એક લક્ષણરૂપ તાત્કાલિક ઉત્તર, આવી બુદ્ધિ એકાદ ઉચ્ચ ભુવનના દૃષ્ટિ બિંદુથી આપે છે. કેલ્ટિક શ્રોતાઓ સમક્ષ એકાદ-આઇરીશ શ્રોતૃમંડળ—ઉર્મિ અથવા નીતિ વિષેની કોઈક મહાન ભાવના ખડી કરો; તમને માલૂમ પડી આવશે કે આખું સભાગૃહ ભાવનામાં તણાઈ જાય છે, જોતજોતામાં તેના સૌંદર્યનો સ્વીકાર કરે છે, તેને શુભરૂપે સમજી શકે છે. વિકાસ પામેલી તાર્કીક શક્તિઓના પ્રબલ પાયા સહિત, એકાદ ઉચ્ચ ભૂમિકાએ માનવિમાં બુદ્ધિનો ગુણ આપોઆપ વિકાસ પામતો જાય છે; પછીથી તે અત્યાર સુધી વાદવિવાદ વડે બાહ્યપ્રદેશમાંથી મેળવેલા સત્યની અંતરમાં ઝાંખી પામવાને શક્તિવાન્ થાય છે. એક સમયે ( Dogmatism and Mysticism ) " મતવાદ અને અપરોક્ષજ્ઞાનવાદ " ના ભાષણમાં મેં તમને બતાવી આપ્યું હતું તેમ આ એક મહાન ભેદની બાબત છે; " મતવાદ "માં તમને બાહ્ય પ્રદેશમાંથી ઠોકી બેસાડવામાં આવેલી એકાદ સત્યની એકાદ માનસિક વ્યાખ્યા પ્રાપ્ત થાય છે. એકાદ સત્તારૂપ મનાતી વ્યક્તિની તે હોય તેમ તેનો સ્વીકાર કરવામાં આવે છે. આવો સ્વીકાર કરનાર માનવિ, આવી વ્યક્તિ પ્રત્યે પોતાને ભક્તિ હોય એમ ધારે છે. " અપરોક્ષ જ્ઞાનવાદમાં " તમને સત્યની આંતર પ્રતિતિ થાય છે; માનવિ અંતર્માંથીજ પદાર્થને સત્ય રૂપે પીછાને છે. આવીજ રીતે બુદ્ધિના વિકાસ, ઉન્નતિવડે—છઠ્ઠા ઉપ—કુલમાં જેટલાં સંકુચિત પ્રમાણમાં તેનો વિકાસ થશે તે લક્ષમાં લેતાં પણ—સમગ્ર શિક્ષાચાર કેલવણી રંગાશે,માત્ર પ્રજાઓની અંતર ઘટનાઓમાં ફેરફાર થશે એટલુંજ નહિ પરંતુ એક પ્રજાની અન્ય પ્રજા પ્રત્યેની રાજ્યનીતિમાં પણ ફેરફાર થશે. અલબત આવા સર્વ ફેરફારોમાં ગૌણપક્ષ માર્ગનો દોરનાર થઈ પડે છે. પ્રકૃતિ હમેશાં, પ્રજાસત્તાક રાજ્યવ્યવહારના માર્ગથી વિરૂદ્ધ રીતે ગૌણ પક્ષ વડેજ નિયમનનું કાર્ય થવા ક્રમે ક્રમે વધતી જતી સંખ્યાથી અનુસરાતી એકતાની ગૌણસંખ્યાને પસંદ કરે છે. તેથી સર્વ પ્રકારની મહાન હીલચાલોનો એકનાથી આરંભ થાય છે, પછીથી એ એકની આસપાસ એકઠા થયલા મંડલ સહિત આગળ વધે છે, પછીથી વિશાળ લોક સંખ્યાથી સ્વીકારાતા સુધી આગળને આગળ વધતી જાય છે; કારણ કે વિકાસ ક્રમમાં ખરેખરી ઉપયોગની બાબત ગુણ સંબંધી છે,: સંખ્યા સંબંધી નથી. પ્રાણીના કદથી નહિ પરંતુ મસ્તકના ગુણ વડેજ સ્થૂલ સૃષ્ટિમાં નિયામક પદ પ્રાપ્ત કરી શકાય છે. હાથીના કદ કરતાં સિંહની ચપલતા કરતાં, બળદના બળ કરતાં આટલી બધી અધમ કોટિનો માનવિ પોતાના મગજમાં કાર્ય કરતા અંતરાત્માના એક પ્રકારના ઉચ્ચ ગુણવડે એ સર્વેના ઉપર રાજ્ય ચલાવી શકે છે, પ્રકૃતિમાં પણ હમેશાં આમજ હોય છે; ગુણવડેજ સત્તાની પ્રાપ્તિ થાય છે.

આવા છઠ્ઠા ઉપ-કુલની તૈયારીઓ લક્ષમાં લેવા યોગ્ય અદ્ભુત ત્વરાથી આગળ ચાલ્યાં જાય છે. તેમાંથી પસંદ થવાના છઠ્ઠા મૂલ-કુલના નમૂનાને તે અપૂર્ણ રીતે દર્શાવશે, તેમાં બુદ્ધિનો ગુણ ઘણાજ ઉચ્ચ પ્રકારે આવિર્ભાવ પામશે. મૂલ-કુલમાં ભાગ ભજવનારા જીવાત્માઓની કસરત કરવાની ભૂમિરૂપ તે બનશે; તેઓ આ પ્રમાણે લાખો કરોડો વર્ષ પછી થવાના મૂલ-કુલના ગુણનો (બુદ્ધિ) સંપૂર્ણ વિકાસ સાધવાને સંપન્ન તથા શક્તિવાન બનશે.

ગયે વર્ષે લંડનમાં આ વિષય વિષે આપેલાં ભાષણ પછીથી આજ સુધીમાં બે મોટા ફેરફારો બન્યા છે, એ ઉભયે અર્થ સૂચક છે. પ્રથમ તો, ઇંગ્લેન્ડને બંધારણ સંબંધી મહાન્ પ્રશ્નના સામે ખડું કરનાર રાજકીય ખળભળાટ; આ પ્રશ્નના નિરાકરણ ઉપરજ ભાવિનો ઘણે મોટે ભાગે આધાર છે. આ પ્રશ્ન અત્યારની પેઠે આગળ તરીઆવવાનાં મેં ગયે વર્ષે ભાષણ આપ્યાં ત્યારે કોઈ પ્રકારનાં ખાસ ચિહ્ન નહોતાં. ભૂતકાલ તરફ દૃષ્ટિ ફેંકતાં મને યાદ આવે છે, કે અનેક વર્ષો પૂર્વે જ્યારે હું રેડીકલ હીલચાલના પૂર જોશમાં ઘૂમતી હતી ત્યારે હાઉસ ઑફ લૉર્ડસ વિરૂદ્ધની લાગણી તે સમયે હતી અથવા અત્યારે છે તેના કરતાં પણ ઘણીજ તીવ્ર પ્રકારની હતી, તે સમયે વારસાના તત્ત્વનો સંપૂર્ણ રીતે વિનાશ કરવાની, હકની ભાવનાનો નાશ કરવાની ઇત્યાદિ વાર્તાઓ લોકમાં પૂર જોસથી ચાલતી હતી; પછીથી આવી સર્વ વાર્તાઓ અસ્ત થતી ચાલી; વર્તમાનમાં એકાએક આ પ્રશ્ન નિશ્ચયાત્મક અદ્ભૂત પરિણામ સાથે ફરીથી આગળ તરી આવ્યો છે. શાંતિથી અને ઐતિહાસિક દૃષ્ટિબિંદુથી આ પ્રશ્નનો વિચાર કરતાં વર્તમાન રાજ્યનીતિ, જેમાં રાજાઓ, લૉર્ડ્સ અને કોમન્સ લોકો રાજ્ય કર્ત્રી સત્તારૂપ હોય છે એવા દેશના પ્રાચીન રાજ્ય બંધારણ ઉપર એક પ્રકારના સીધા હુમલા સમાન છે; જે વડે ઇંગ્લેન્ડ વૃદ્ધિ પામ્યું છે, જે વડે તે ભૂતકાલમાં વિશાલ અને બલવાન્ બન્યું છે, જે વડે તેનું વિશાલ સામ્રાજ્ય બંધાયું છે, એવા એક રાજ્ય બંધારણ સામે ફટકા સમાન છે. બે ચેમ્બરોવાળા દેશો પ્રત્યે નજર ફેરવતાં ઇંગ્લેન્ડે હમેશાં દુનિયાની અન્ય કોઈ પણ પ્રજાની પોતાના જેવી બીજી ચેમ્બર નહિ હોવાની મગરૂરી લીધી છે, અને તેમનાં બે જુદાં પડી આવતાં લક્ષણો સ્પષ્ટ જણાઈ આવે છે,—એક તો વારસાના તત્ત્વનો સ્વીકાર, બીજું પ્રજાના મહાન્ પુરૂષોને પીઅરોની ઉંચી પદ્વી આપવાનું વિધાન.

જો વર્તમાન વિજ્ઞાનશાસ્ત્ર લેશ પણ સત્ય હોય તો, તમારાથી જન્મના પ્રશ્ન વિષે, "ઉછેરની કીમત" વિષે દુર્લક્ષ કરી શકાશે નહિ. વર્તમાન પ્રજાસત્તાકવલણવાળાં માનવિઓનો મોટો વિરોધ ઉભો થાય છે, એ મારા લક્ષમાં છે; તેઓ પૂછે છે;—"અમુક માનવિને તેના જન્મને લીધેજ અમુક ખાસ પદ્વી અને મહાન્ હકો શા માટે મળવા જોઈએ?" આનો ઉત્તર એટલોજ છે, કે પ્રકૃતિમાં પ્રવર્તતા વારસાના નિયમવડે સ્થૂલ દેહનો ઘણે ભાગે આધાર વંશપરંપરા ઉપર હોય છે. અનેક શતકો થયાં તેમના પૂર્વજોની આસપાસ વિંટાઈ રહેલા શિક્ષણ વડે, તેમના પૂર્વજો પ્રવૃત્તિની અમુક ખાસ દિશાઓમાં જોડાયલા હોવાને લીધે, આવાં સર્વે કારણોને લઇને મોટે ભાગે તેમના દેહો ઘડાય છે તથા અમુક ખાસ પદ પ્રાપ્ત કરવાની તેમની શક્તિયો યોજાય છે. એક ક્ષણવાર મારી સાથે લેંકેશાયરમાં ચાલો—"કુલિનતા"નાં લાભનો અથવા વિરૂદ્ધનો તમારો પક્ષપાત દૂર કરવા માટે—જ્યાં મજુરોની એક ઉપજાતિ વધવા માંડી છે, એક વણકર અથવા લુગડું બનાવનાર જાતિ ઉભી થઈ છે. આવા ખાસ વર્ગના વણકરોના દેહો ઉપર અસર કરતા વારસાના નિયમનું પરિણામ લડ્વિગ બુકનેરના કહેવા પ્રમાણે એવું થયું છે, કે તેમનાં બાલકો, વણકરવિનાના વર્ગોમાં ના મળી આવે એવી આંગળાંઓની કુશળતા તથા બાપદાદાનો ધંધો શિખવાની સરલતા સહિત જન્મે છે. પગારનો પ્રશ્ન નિકળી આવતાં ઉછેરનો સ્થૂલલાભ આપોઆપ જણાઈ આવે છે. એટલું લેંકેશાયરમાં સારી રીતે જાણીતું છે, કે જ્યાં લાંબા સમયથી કુંભાર કામ ચલાવવામાં

આવે છે એવા સ્ટ્રૅફૉર્ડશાયરમાંથી એકાદ કુટુમ્બ ત્યાં વસવા આવે અને આ કુટુમ્બનાં બાળકોને લેંકેશાયરની મીલોમાં નોકરી મળે તો આવા ઉમેદવારોને આપવામાં આવતો પગાર, વણકર કુટુમ્બનાં લેંકેશાયરનાં છોકરાં છોકરીઓને આપવામાં આવતા પગાર કરતાં ઓછો હોય છે. શા માટે ? આનો ઉત્તર એટલો છે, કે વણકરનો છોકરો પોતાના બાપનો ધંધો, એકાદ કુંભારનું બાલક વણકરનો ધંધો શિખે તેના કરતાં ઘણી ઝડપથી શિખી શકશે. કુંભાર કામવાળા પરગણામાં ઉછરેલાં બાલકો કરતાં વિશેષ ચાલાકી અને ખાત્રીથી યંત્રોને ચલાવી શકે એવા ખાસ પ્રકારની આંગળીઓ તેમને વારસામાં મળેલી હોય છે. વર્ગો વિષેની સર્વ પ્રકારની ભૂલ ભરેલી ભાવનાઓ દૂર રાખતાં પણ વંશપરંપરા જણાઈ આવે છે; જો કે નિયત રીતે નહિ પરંતુ સામાન્ય રીતે મજુરવર્ગના યુવકને, ઉચ્ચકૂલના યુવક કરતાં ભિન્નરૂપે દૃષ્ટિપાતથીજ જોઈ શકાય છે. સ્થૂલવારસાને લીધે તે એક ભિન્ન પ્રકારના સ્થૂલ નમૂના રૂપ હોય છે.

અનેક દૃષ્ટાંતોમાં કુલિનકુટુમ્બોએ પૂરા પાડેલા દેહોમાં અવતરતા જીવાત્માઓ, આવા ખાસ નમુનાના દેહોમાં આવવાના કારણથીજ અવશ્ય કરીને કુલિન અથવા શ્રેષ્ઠ નિવડતા નથી, એ વિચાર સંપૂર્ણ રીતે સત્ય છે. વર્તમાનમાં સમગ્ર દુનિયામાં ઉપજી આવેલા ગૂંચવાડામાં, અક્ષરશઃ જ્ઞાતિઓના એક પ્રકારના ગૂંચવાડામાં, જેટલો અત્રે હિંદમાં તેટલોજ યુરપમાં પણ બધી દુનિયામાં સઘળે પથરાઇ ગયલો એક પ્રકારનો ગૂંચવાડો તમારી આસપાસ જોવામાં આવે છે, તેમાંથી પ્રજાસત્તાની ભાવનાનો ઉદય થયો છે; વારંવાર એકાદ અમીરના દેહમાં વસવાને બીલકુલ ના લાયક એકાદ જીવાત્મા તમારા જોવામાં આવે છે, તે " અમીરાઈ " વિનાનો હોય છે, એટલે તે પ્રજાના કલ્યાણને માટે પોતાની જાતનો ભોગ આપવાને તૈયાર હોતો નથી; પ્રાચીન દિનોમાં તો રાજ્યવાદકવર્ગનું આ એક મહાન્ લક્ષણ ગણાતું હતું. ઇંગ્લેન્ડનાં પ્રાચીન અમીર કુટુમ્બોના નામથી ઓળખાતાં બધાં કુટુમ્બોને તેમની અમીરી પોતાના દેશની સેવા કરવામાંથીજ પ્રાપ્ત થઈ હતી. એક યથાર્થ દૃષ્ટાંતથી જણાઈ આવે છે તેમજ હું અત્રે જણાવીશ. રાજા અને અમીરો વડે જ બધા લશ્કરનું પોષણ થતું હતું; વર્તમાનની પેઠે તે સમયે કોઈ પ્રકારનો લઢાઇ–વેરો નહોતો; લશ્કરને નિભાવી રાખવા માટે સામાન્ય જન સમૂહ ઉપર કોઇ પ્રકારનો કર નાખવામાં આવ્યો નહોતો; અત્રેના ક્ષત્રિય વર્ગની પેઠેજ, દેશનું રક્ષણ કરવાની ફરજ અમીર વર્ગની વંશપરંપરાના ધર્મ રૂપે ગણાતી હતી. પશ્ચિમની ફ્યુડલ સીસ્ટમમાં અમીરોની ક્ષત્રિયોના જેવીજ ફરજ હતી; દેશના રક્ષણ માટે જાન અને માલ આપવાની તેમની ફરજ હતી. લશ્કરી ભોગવટાની શરતે, લશ્કરી સેવા વડે જ તેમને તેમની જમીનોની માલેકી મળતી હતી. જ્યાં સુધી આંતર અને બાહ્ય સાથે સાથે આગળ વધ્યાં જાય છે ત્યાં સુધી સર્વ બાબતો સારી રીતે આગળ વધ્યાં જાય છે; પરંતુ એ ઉભયમાં વિરોધ થતાં વિપત્તિ આવી પડે છે. આંતર્ ધર્મ અને બાહ્ય પદ્ધિ વચ્ચે સર્વ દેશોમાં વિરોધ ચાલુ થયો છે, વંશપરંપરાની સત્તા ભયમાં આવી પડી છે:પરંતુ હાઉસ ઑફ્ લૉર્ડ્સના અન્ય લક્ષણને લીધે ઇંગ્લેન્ડમાં આ બાબતનો થોડો ઘણો અટકાવ થયો છે; પ્રજાકીય જીવનના વિવિધ માર્ગોમાં પોતાનીજાતે વિખ્યાતિ પામેલા લોકને વારંવાર હાઉસ ઑફ્ લૉર્ડસમાં દાખલ કરવામાં આવે છે. હાઉસ ઑફ લૉર્ડસની અપૂર્વતાનો આમાંજ

આવા ફેરફારો આવતાં થોડાંક વર્ષમાંજ થવાના છે; થોડાંક વર્ષ પૂર્વે થવા અસંભવિત લાગતા આવા મહાન ફેરફારો વર્તમાન કાલના વિચાર અને પ્રવૃત્તિની ઝડપથી થવાના છે, એમ માની લેતાં પ્રથમ પગલું અધમ મનસવડે નહિ પરંતુ બુદ્ધિની દિશાઓમાં દોરાતા એક રાજ્યંત્ર તરફ ભરવાનું છે; પ્રજાતંત્રનો વિનાશ થશે નહિ. પરંતુ દિવ્ય હકથી સાબીત થતા નેતાઓનેજ તે પસંદ કરશે; તેની પસંદગી રાજ્યદ્વારી પુરૂષોથી દોરાયલી નહિ પરંતુ સ્વાભાવિકજ બનશે, તે એક પક્ષની નહિ પરંતુ સમગ્ર પ્રજાની બનશે. એક વિભાગજ નહિ પરંતુ બધો પ્રજા સમૂહ તેમાં ભાગ લેશે. આ પ્રકારે ભાવિ રાજ્યતંત્રનું આપણને ઝાંખુ દિગ્દર્શન થાય છે, જેમાં ડાહ્યા પુરૂષો રાજ્ય શાસન ચલાવશે, ખરેખરા મહાપુરૂષોનેજ સત્તા આપવામાં આવશે. માનસિક વિકાસ પામેલા લોકવાળી એક પ્રજામાં બુદ્ધિ, પ્રજ્ઞાન, એજ માત્ર સંભવિ શકે એવી શ્રેષ્ઠ સત્તા છે,—પ્રજ્ઞા, ચાતુર્ય: આ બે જ સત્તાનાં ખરેખરાં મૂલ છે. જ્ઞાન અને પ્રજ્ઞાનનું રાજ્ય ના પ્રવર્તતા સુધી વિકટ પ્રસંગો અનિવાર્ય છે.

( આગળ ચાલુ. )

---

# सप्तम एडवर्ड हजुए साथमां रही स्हाय करे छे.

મી. સ્ટેડની એક સાથી મિસ. ઇ. કે. બેટસે લાઇટ પત્રમાં લખેલા એક આનંદકારક પત્રને અમૃત બઝાર પત્રિકાએ પ્રસિદ્ધ કર્યો છે. ગત રાજાધિરાજના મરણથી મિસ. બેટસને ઘણુંજ લાગી આવ્યું હતું, પરંતુ દુનિયાની પેલીપારના એક મિત્ર તરફથી એક સંદેશો મળવાથી આનંદ થયો હતો; એ સંદેશ નીચે પ્રમાણે હતો:—

તેમના પદવીના ગેરલાભોમાંથી છૂટા બનતાં તેમનો પ્રભાવ ઘણોઘણો વધી ગયો છે. તેમની પ્રજાઓનાં અન્યોન્ય સાથે સંબંધ ધરાવતાં કાર્યોમાં ગમે તેટલી ઝગઝગતી કારકીર્દી હોવા છતાં, તેમના પોતાના દેશનોજ કટાકટીનો પ્રસંગ પ્રાપ્ત થયો ત્યારે તેઓ રાજાધિરાજ હોવાની સત્ય બાબતને લીધેજ તેમના હાથ બાંધી લીધેલા હતા................ઇંગ્લન્ડના એક ઉત્કૃષ્ટ રાજ્યદ્વારી પુરૂષના ચાલ્યા જવાથી, તેમના હાથ દુનિયાદારીના જીવનમાં કોઈ કાલે જેટલા છૂટા ના થઇ શકે તેના કરતાં વિશેષ છૂટા થાય છે............છૂપા વેશમાં આ એક આશિર્વાદ સમાન છે—તમે આ સર્વ ટુંકામાંજ જોશો.

આ ઉપર ચર્ચા ચલાવતાં વિદુષિ વસંત લખે છે:—

મરી ગયલી ખરેખરી રીતે જીવતાં હોય છે, તેઓ ભુવર્લોકમાં ગયા પછી પણ દુનિયાની બાબતો સાથે સંબંધ ધરાવતા તેમના લાભ પ્રવર્તતા હોય છે, એટલી સત્ય બાબતનું પ્રજાને

પુનઃસ્મરણ કરાવવું એ ઉત્તમ છે. જ્યારે એક રાજા, એક ખરેખરા કટાકટીના પ્રસંગે, જેમાં પોતે ઘણોજ આનંદ લેતો હોય એવું કાર્ય અધુરૂં રહ્યું હોય તેવામાં પોતાનું રાજ્ય છોડી જાય તો તે નજીકમાંજ વસે છે, તથા હજુએ કોઇના ઉપર અસર કરવાનું, કોઇને દોરવાનું શોધતો હોય છે; આગળ ઉપર આવી પડવાનાવિકટ પ્રસંગોના સમયમાં, **સલાહકાર** ખાત્રીથી પોતાના સામ્રાજ્યને તજી જશે નહિ. પિતાનું કંઇ કંઇક પુત્રદ્વારા પ્રકટ થતું ચાલશે: આ ઉપરાંત રાજાધિરાજ એડવર્ડ, ઈંગ્લન્ડમાં ક્રમભાગ્યે બાદશાહી સત્તાને બંધન કરતા સર્વ પ્રકારનાં બંધનોથી બંધાયલા હોય અને કરી શકે તેના કરતાં સત્તાના લગામ-ધારીઓ ઉપર વિશેષ બલવાન અસર ઉપજાવવાને શક્તિવંત બનશે. તેમણે—કદાચ પોતાના પુત્રના લાભાર્થે—**એક એસ્કવીથના** હાથમાં સત્તા આપનાર તથા **એક સપ્તમ એડવર્ડના** હાથમાં તેને જતી અટકાવનાર રાજ્ય બંધારણના વર્તમાન ફારસની અસંગતતા તરફ વિ-શેષ નહિ તો ઈંગ્લેન્ડના લોકનું લક્ષ તો દોર્યુંજ છે. ઈંગ્લેન્ડના કોઈ પણ પ્રકારના કાયદા વડે, **પ્રધાનોની કાઉન્સિલ** ઉપર પ્રમુખપદ ભોગવવામાંથી રાજાને દૂર કરવામાં આવતા નથી, પરંતુ **પ્રથમ** જ્યોર્જ રાજાને ખ્યાત બનાવનાર અંગ્રેજી ભાષાના ફક્ત અજ્ઞાનને લઈને આમ થવું હતું. જો **પંચમ** જ્યોર્જ પોતાના પૂર્વજની અયોગ્યતાનાં પરિણામને દૂર કરશે તથા ઈંગ્લેન્ડની **રાજગાદીને** એકાદ **મહાન આત્માને** સ્વીકારવા યોગ્ય બનાવશે તો વફા-દાર પ્રજા આનંદમાં મ્હાલશે.

---

## ॥ काउन्ट टॉलस्टॉयनां केटलांक मननो ॥

## विचारः सोयमोदशः ॥ शंकर.

ટોલ્સ્ટોયને " कथं ? " ' कस्मात ? ' किमर्थं ? ' નો ઉત્તર, ખુલાસો મળી શકતો નથી. તેઓ કહે છેઃ—

" હમેશાં જેમાં મારૂં જીવન આશ્રય શોધતું હતું તેવું કંઇક મારામાંથી જતું રહ્યું હોય, આગળ ઉપર આધાર લેવાનું મારામાં કંઇ પણ ના રહ્યુંહોય, નૈતિક દૃષ્ટિથી મારા જીવનનો અંત આવ્યો હોય એમ મને લાગ્યું. મારી જીંદગીનો એક અથવા અન્ય પ્રકારે અંત લાવવાની, એક સમર્થ સત્તા મને ફરજ પાડતી જણાઈ. મારા જીવનનો અંત લાવવાનીજ મારી મરજી હતી એમ યથાર્થ રીતે કહી શકાય નહિ, કારણ કે જીવનના આનંદોમાંથી મને દૂર ઘસડી જનાર સત્તા એક સાધારણ વાસના-અથ-

વા તૃષ્ણા કરતાં વિશેષ સંપૂર્ણ, વિશેષ બલવાન્, વિશેષ સામાન્ય હતી. મારી પ્રાચીન દીનોની જીવવાની કામનાના જેવીજ આ એક શક્તિ હતી, માત્ર તે મને વિરૂદ્ધ દિશામાં દોરતી હતી. મારા સમગ્ર સ્વરૂપે જીવનમાંથી છૂટા પડી જવાની આ એક કામના હતી. " ત્યારે તો મને, એક સુખી અને સારા આરોગ્યવાળા માનવિરૂપે, દરરોજ રાત્રે જે ઓરડીમાં હું સુવા જતો હતો તેના ભારવટિયા સાથે મારી જાતને ના લટકાવી દેવા માટે દોરડીને સંતાડતો જુઓ; કદાચ મારી બંદુક વડે મારી જાતનો અંત લાવવાની સહેલી લાલચને તાબે ના થઇ જવાય માટે હવે વધારે વાર હું શીકારે જતો નથી.

" મારે શું જોઇએ છીએ તે મને સમજાતું નથી; મને જીવનનો ભય લાગવા માંડયો; તેને ત્યજી જવા તરફ હું દોરાયો; આ સર્વ છતાં તેમાંથી મને કશાકની આશા રૂહેતી હતી.

" મારા સર્વ પ્રકારના બાહ્ય પ્રસંગો જોતાં મારે મારી જાતને સંપૂર્ણ રીતે સુખી ગણવીજ જોઈએ, તેવા સમયે આ સર્વ બન્યું. મારે એક ભલી પત્ની હતી, તેનો મારા ઉપર અને મારો તેના ઉપર પ્રેમ હતો. મારે ભલાં બાલકો પણ હતાં તથા મારે જરા પણ મહેનત લીધા વિના વધતી જતી વિશાલ સમૃદ્ધિ હતી. મારાં સગાં અને ઓળખીતાં તરફથી કોઈ સમયે મળ્યું હોય તેના કરતાં વિશેષ માન મને મળતું હતું: અજાણ્યાં માનવિઓનાં વખાણના ભાર તળે હું દબાઈ ગયો હતો; જરા પણ અતિશયોક્તિ વિના મને મારૂં નામ ક્યારનુંએ ખ્યાતિ પામેલું લાગતું હતું. આ ઉપરાંત હું ગાંડો અથવા માંદો ન હતો. આથી ઉલટી રીતે મારી ઉમરનાં માનવિઓમાં ભાગ્યેજ મળી આવે એવું મારૂં શારીરિક અને માનસિક સામર્થ્ય હતું. ખેડુતોની પેઠે જ હું લણી શકતો હતો; હું મારી મગજ શક્તિ પાસે અટકયા વિના સતત આઠ કલાક કામ કરાવી શકતો હતો, તેનાં કંઈ પણ અશુભ પરિણામ અનુભવાતાં નહિ.

" છતાં એ મારા જીવનના કોઈ પણ કાર્યનો હું બુદ્ધિ ભર્યો અર્થ કરી શકતો નહિ. આરંભથીજ મારાથી આ ના સમજાવા માટે મને નવાઈ લાગતી. જાણે કે કોઈક મારી નિર્દયતા અને મૂર્ખાઈ ભરેલી મશ્કરી કરતું હોય તેવી મારા મનની દશાહતી. જીવનનો નશો ચઢયો હોય, તેમાં રચીપચી રહેવાયું હોય ત્યાં સુધીજ માત્ર કોઈ પણ જીવનવહન કરી શકે છે; પરંતુ કોઇને પણ વિચારશીલ બનતાં આ સર્વ મૌર્ખ્ય ભરેલી છેતરપીંડી જેવું લાગ્યા વિના રહેતું નથી. આ વિષે જે ખરેખરૂં સત્ય છે તે એટલું, કે આમાં કંઇ પણ જરાએ હાસ્યજનક અથવા મૂઢતા ભરેલું નથી; શુદ્ધ અને સાદી રીતે એ સર્વ નિર્દય અને કમઅક્કલવાળું લાગે છે.

"એક જંગલી પશુએ મુસાફરને ભડકાવ્યા બાબતી પૂર્વ દેશની વાર્તા ઘણીજ પ્રાચીન છે."

" ઘાતકી પશુથી પોતાની જાતનો બચાવ શોધતાં મુસાફર જરા પણ પાણી વિનાના કુવામાં કુદી પડે છે; પરંતુ કુવાના તળીએ જીવનનો તુરત અંત લાવે એવો એક મહા ઝેરી નાગ તેના જોવામાં આવે છે; અભાગી માનવિ, જંગલી પશુનો ભોગ થઈ પડવાની બ્હીકથી બહાર નીકળવાની હિંમત કરી શકતો નથી, ઝેરી નાગના ડંશના ડરથી તળીએ

કુદી પડવાની હિંમત ધરી શકતો નથી, તેથી કુવાની એકાદ ફાટમાંથી ઉગેલા વેલાની ડાંખળીઓને વળગી પડે છે. તેના હાથનું જોર કમી થતું જાય છે; અમુક ભાવિને અધિન થવુંજ પડશે, એમ તેને લાગી આવે છે; છતાં હજુએ તે વળગી રહે છે; એક કાળો અને બીજો ધોળો એવા બે ઉંદરો, જે વેલાએ તે લટકી રહ્યો છે તેની આસપાસ સમાન રીતે ફરતા, તેનાં મૂળીઆંને કાપતા તેના જોવામાં આવે છે.

"મુસાફર આ સર્વે જુએ છે, પોતાના અચૂક વિનાશની તેની ખાત્રી થાય છે. આ પ્રમાણે લટકતાં લટકતાં, આસપાસ જોતાં જોતાં, વેલાનાં પાંદડાં ઉપર કેટલાંક મધનાં બિંદુ તેના જોવામાં આવે છે. તે તરફ પોતાની જીભ લંબાવીને તેમને તે અતિ આનંદથી ચાટી જાય છે.

"આ પ્રમાણે હું જીવનની ડાળીઓએ લટકેલો છું; મૃત્યુ રૂપી ઝેરી નાગ ડંશ દેવાને તૈયાર થઈને રાહ જોઈ રહ્યો છે, એ મારા જાણવામાં છે; આ પ્રમાણે મારે શા માટે ધર્મવીર બનવું પડે છે, એ મારાથી સમજાતું નથી; પૂર્વે મને જેથી દિલાસો મળતો હતો તેવું મધ ચાટવાનો હું પ્રયત્ન કરૂં છું; પરંતુ મધથી મને હવે વધારે વાર આનંદ મળતો નથી; દિવસ અને રાત્રી રૂપી ધોળા અને કાળા ઉંદરો, હું જે ડાળીએ લટકું છું તેને કરડવા લાગ્યા છે. હું માત્ર એક જ ચીજ જોઈ શકું છું:—અનિવાર્ય ઝેરી નાગ અને ઉંદરો—તેમના તરફથી હું મારી દષ્ટિ દૂર ખેંચી શકતો નથી.

"આ કંઈ એક જોડી કાઢેલી, કાલ્પનિક વાર્તા નથી, પરંતુ દરેક જણ સમજી શકે એવું અક્ષરે અક્ષર બીનતકરારી સત્ય છે. હું આજે જે કરૂં છું તેનું પરિણામ શું થશે ? હું કાલે જે કરીશ તેનું કેવું પરિણામ આવશે ? મારા સમગ્ર જીવનનું કેવા પ્રકારનું પરિણામ આવશે ? મારે શા માટે જીવવું જોઇએ ? મારે શા માટે કંઈ પણ કરવું જોઇએ ? જીવનનો એવો કોઇ પણ હેતુ હશે કે જેને મારી વાટ જોઈ રહેલું અનિવાર્ય મૃત્યુ છિન્ન ભિન્ન કરી નાંખતું નથી, વિનાશ શરણ કરતું નથી ?

"દુનિયામાં આવા પ્રશ્નો ઘણા જ સાદામાં સાદા ગણાય છે. બુદ્ધિહિન બાલકથી તે ડાહ્યામાં ડાહ્યા વૃદ્ધ માનવિ સુદ્ધાંતમાં દરેક માનવના અંતરાત્મામાં આવા પ્રશ્નોનો સમાવેશ થાય છે. આ સર્વેના ઉત્તર વિના, મારા અનુભવ પ્રમાણે જીવનને લંબાવવાની બાબત અસંભવિત થઈ પડે છે.

"વારંવાર હું મારા મનમાં વિચાર કરતો, કે કદાચ એવું કંઈક હશે કે જે લક્ષમાં લેવાને અથવા સમજવાને હું નિષ્ફલ નિવડયો હતો. નિરાશાની આવી દશા માનવ જાત માટે સાહજીક હોય, એમ સંભવતું નથી. માનવિએ પ્રાપ્ત કરેલી જ્ઞાનની સર્વે દિશાઓમાં ખુલાસો મેળવવા માટે મેં શોધ ચલાવી. મેં દુઃખસહિત, વિલંબપૂર્વક પ્રશ્નપરંપરા ચલાવી, આમ કર્યું તે પણ આલસ્ય જીજ્ઞાસાથી પ્રેરાઈને નહિજ. મેં આલસુની પેઠે શોધ ચલાવી નહિ, પરંતુ અનેક દિનરાત્રીઓ સુધી સખ્ત મહેનત સહિત, હઠીલાઇથી ચલાવી. મરવાની અણી ઉપર આવેલા, પોતાની જાતનો બચાવ શોધતા એક માનવિની પેઠે મેં શોધ

ચલાવી—મને કંઈ પણ જડયું નહિ. આ ઉપરાંત મારી ખાત્રી થઈ, કે મારા પહેલાં જેમણે વિદ્યાઓમાંથી આવો ખુલાસો શોધવાની આશા રાખી હતી તે સર્વને કંઈ પણ જડી આવ્યું નથી. આટલુંજ નહિ પરંતુ તેમણે સ્વીકાર્યું છે, કે મને નિરાશામાં દોરી જનાર બાબત જ—જીવતની અર્થ વિનાની બેવકુફી વિષે—માનવિને મળી શકે એવું ફક્ત બીન તકરારી જ્ઞાન છે."

આ સાબીત કરવા માટે ટૉલ્સ્ટોય, બુદ્ધ, સૉલોમન, શૉપનહોરમાંથી ઉતારા આપે છે. તેમના જેવા વર્ગમાં માનવિઓ આવી બાબતનો ચાર પ્રકારે નિર્વાહ કરે છે. ઝેરી નાગ અથવા ઉંદરોને જોયા વિના મધ ચાટયાં કરવાની પ્રાકૃત અંધતા; "આવા માર્ગે" તેઓ કહે છે: "હવે હું જે જાણું છું તે ઉપરથી હું કંઈ પણ શીખી શકતો નથી." જ્યાં સુધી દિન પહોચતો હોય ત્યાં સુધી બને એટલું લુંટવી લેવું, પ્રથમના કરતાં આ વિશેષ વિચાર પૂર્વક સ્વીકારેલી અધિનતાની દશા છે; અથવા વીરને છાજતો આત્મઘાત; અથવા ઝેરી નાગ અને ઉંદરોને જોવા છતાં નિર્બલ અને દયાજનક રીતે જીંદગીના વેલાનો આશ્રય. આ વિષે તેમની વિચારપરંપરા નીચે પ્રમાણે ચાલી:—

"છતાંએ જ્યારે મારી બુદ્ધિ કાર્ય કરતી હતી ત્યારે અન્ય કંઈક પણ મારામાં કાર્ય કરતું હતું; તથા મારા ધારેલા કાર્યમાંથી મને દૂર રાખતું;—હું કદાચ એમ કહી શકું કે જીવનનું એવા પ્રકારનું ભાન કે જેથી મારા મનને અન્ય દિશામાં વળવાની ફરજ પડતી હતી, તથા નિરાશાની દશામાંથી મારો ઉદ્ધાર થતો હતો.........આ વર્ષનાં બધા સમયમાં જ્યારે હું લગભગ અટકયા વિના મારી જાતને, દોરીથી અથવા ગોળીથી કાર્યનો અંત લાવવાનો પ્રશ્ન પૂછયાં કરતો હતો તે બધા સમયમાં, મારા વિચારો અને ભાવનાઓની આવી સર્વ પ્રવૃત્તિઓના મધ્યમાં મારૂં હૃદય એક અન્ય ઉત્કંઠા ભરેલી ઉર્મિથી નિર્બલ બનતું જતું હતું. ઇશ્વર માટેની તૃષા વિના મારાથી આને અન્ય નામ આપી શકાતું નથી. ઇશ્વર માટેની આવી તૃષાને મારા વિચારોની પ્રવૃત્તિ સાથે કંઈ પણ લેવા દેવા ન હતી—ખરેખરી રીતે આવી પ્રવૃત્તિના એ સીધે સીધી વિરૂદ્ધ હતી—પરંતુ તેનો મારા હૃદયમાંથી ઉદય થયો હતો. તે એક પ્રકારના ભયની ભાવના સમાન હતી, જેથી હું એક બાલક જેવો તથા આ સર્વ અજાણી બાબતોના મધ્યમાં એકલા જેવો બની જતો હતો. કોઈકની મદદ મળવાની આશામાં આવા ભયની લાગણી ઓછી થતી હતી."

આ સર્વ ગમે તેમ હો તો પણ ટોલ્સ્ટોયને આવી અંત વિનાની પ્રશ્ન પરંપરાની શોધમાંથી એક પછી એક ખુલાસા મળતા ગયા. માત્ર એક અંતવાળા જીવનને લક્ષમાં લેવાથી, જીવન અર્થ વિનાનું છે, એવી ખાત્રી થઇ હતી, એમ તેને જણાઈ આવ્યું. અંતે તેઓ એવા સાર ઉપર આવ્યા, કે સાધારણ લોકની પેઠે અનહદ ઇશ્વરમાં શ્રદ્ધા રાખવાથી જીવન જીવવા યોગ્ય બની જાય છે. તેઓ કહે છે:—

"માનવજાતના આરંભથી જ્યાં જ્યાં જીવન ઉદ્ભવ્યું છે ત્યાં ત્યાં જીવાને સંભવિત બનાવતી શ્રદ્ધા પણ વર્તતી જોવામાં આવે છે. શ્રદ્ધા, જીવનના એક અનુભવ સમાન છે.

જે વડે માનવિ પોતાનો વિનાશ સાધતું નથી પરંતુ જીંદગી લંબાવવાનું ઇચ્છે છે. આપણે જે વડે જીવીએ છીએ તેવી એ એક શક્તિ છે. જો માનવિ એમ ના માને, કે તેને કંઇકને માટે જીવવાનું છે તો તે કોઈ પણ પ્રકારે જીવવાનું પસંદ કરશે નહિ. એક અનંત ઇશ્વરની ભાવના, જીવાત્માની દિવ્યતા, માનવ કાર્યોનો ઇશ્વર સાથેનો સંબંધ—આવા સર્વ વિચારો માનવ તર્કપરંપરાના અનહદ ગૂઢ ઉંડાણમાંથી શ્રમવડે સાધ્ય થાય છે. આ ભાવનાઓ એવી છે, કે તેમના વિના કોઈ પ્રકારનું જીવન સંભવતું નથી, તેમના વિના હું મારી જાતે પણ જીવવાની ઇચ્છા કરીશ નહિ. મારી જાતની તર્કપરંપરા ઉપર આધાર રાખવાનો તથા શ્રદ્ધાવડે પુરાપડતા આવા ઉત્તરોની ઉપેક્ષા કરવાનો મારો કોઇ પ્રકારનો હક નથી, એમ મને સમજાવવાનો આરંભ થયો; આવા ઉત્તરો એજ ફક્ત આવી પ્રશ્નપરંપરાને બંધ બેસતા છે."

છતાંએ સ્થૂલમાં સ્થૂલ વ્હેમોમાં ડુબેલા સાધારણ લોક શ્રદ્ધા રાખે છે તેવી રીતે કેમ કરીને શ્રદ્ધા રાખવી ? આતો અસંભવિત—પરંતુ તેમનું જીવન ! તેમનું જીવન ! એક સાધારણ પ્રકારનું હોય છે. તે સુખી હોય છે ! તેજ પ્રશ્નનો એક ઉત્તર છે ! !

ધીમે ધીમે ટૉલ્સ્ટૉયની નિશ્ચિત ખાત્રી થતી ચાલી—તેઓ કહે છે કે આમ થવામાં તેમને બે વર્ષ લાગ્યાં—કે તેમની મુશ્કેલી સામાન્યરૂપે જીવન વિષેની નહિ, સાધારણ માનવિના સાધારણ જીવન વિષેની નહિ, પરંતુ ઉચ્ચ, બુદ્ધિમાન, કલાવાળા વર્ગોના જીવન વિષેની, તેમણે જાતે હમેશાં ગાળેલા જીવન વિષેની, માનસિક જીવનની, વ્યવહાર કુશલતા, કૃત્રિમતા, અને સ્વાત્મ લોભના જીવન વિષેની હતી. તેઓ ખોટી રીતે જીવન ગાળતા હતા, તેમાં ફેરફાર થવો જોઈએ. પાશ્ચાત્ય જરૂરીઆતો માટે કાર્ય કરવું, જુઠાણું અને ફુલણજીવેડાનો ચપચપૂર્વક ત્યાગ, સામાન્ય તંગીઓને દૂર કરવી, સાદા બનવું, ઇશ્વરમાં શ્રદ્ધા રાખવી, આ સર્વમાંજ પુનઃ સુખનો સમાસ થાય છે. તેઓ કહે છેઃ—

"મને યાદ આવે છે, કે વસંત ઋતુના આરંભમાં એકદિને હું જંગલમાં એકલો હતો, તેના અદ્દભૂત સ્વરોનું શ્રવણ કરતો હતો. મેં ધ્યાનઆપ્યું, મારૂં મન આજ ત્રણ વર્ષથી દરરોજ જે શોધમાં લાગ્યું હતું તે તરફ વળ્યું—ઈશ્વરની શોધ. પરંતુ તેના વિષેની ભાવના, મેં વિચાર્યું, મારામાં એ ભાવનાનો કોઇ કાલે પણ શી રીતે ઉદય થયો ?

"આવી ભાવતાં સાથે મારામાં ફેરીથી જીવન પ્રત્યેની આનંદી લાલસાઓનો ઉદય થયો. મારામાં દરેક બાબત જાગ્રત બનીને એક પ્રકારનો અર્થ ગ્રહણ કરવા લાગી...... મારે આથી આગળ અવલોકન કરવાની શી જરૂર છે ! મારા અંતરાત્મામાંથી એક પ્રશ્ન થયો. તેનો ત્યાંજ નિવાસ છે, તેના વિના કોઇથી પણ જીવી શકાય એમ નથી. ઇશ્વરના અસ્તિત્વને માનવું અને જીવન ગાળવું એ બંને એકજ અને સમાન બાબતો છે. જે જીવન છે તેજ ઇશ્વર છે. ( માત્ર પ્રભુમય જીવનજ સંભવે છે. ) તો ભલે ! જીવો, ઇશ્વરની શોધ કરો અને કોઇ પણ જીવન તેના વિનાનું રહેશે નહિ........

"આ પછી મારા અંતરમાં અને મારી આસપાસ સર્વે બાબતો કોઈ પણ કાલે

હોય તેના કરતાં શ્રેષ્ઠ પ્રકારે સ્પષ્ટ બની ગઇ અને આવો પ્રકાશ કોઈ કાલે સંપૂર્ણ રીતે બુઝાઈ ગયો નથી. હું આત્મઘાત કરવામાંથી બચી ગયો. ક્યારે અથવા કેવી રીતે આવો ફેરફાર થયો એ મારાથી કહી શકાતું નથી. પરંતુ મારામાં જેવી રીતે ભાન વિના અને ધીમે ધીમે જીવનની શક્તિનો વિનાશ થયો હતો, તથા હું મારી નૈતિક મરણ પથારીએ પડયો હતો, તેવીજ રીતે ધીમે ધીમે, લક્ષમાં પણ ના આવે તેમ જીવનની શક્તિનો પુનઃ ઉદય થયો. આમાં જે નવાઇ પમાડતું હતું તે એટલું જ હતું, કે મારામાં પુનઃ ઉદય થયેલી આ શક્તિ કોઈ પણ પ્રકારે નવીન ન હતી. તે મારી જુવાનીની શ્રદ્ધાની પ્રાચીન શક્તિ હતી; મારા જીવનનો હેતુ ઉત્તમ બનવાનો હતો, એવા પ્રકારની તે માન્યતા હતી. વ્યવહાર કુશલ દુનિયાના જીવનનો મેં ત્યાગ કર્યો. તેને મેં કોઈ પ્રકારના જીવન રૂપે નહિ પરંતુ જીવનના એક હાસ્યજનક ફારસ રૂપે સ્વીકાર્યું; આવા જીવનની ઉપરચોટીયા બાબતોજ આપણને તેને ખરી રીતે સમજવામાંથી અટકાવે છે." આ પછી ટોલ્સ્ટોએ ખેડૂતનું સાદું જીવન ગાળવા માંડયું તથા ત્યારથી માંડીને પોતાની જાતને સત્ય અને સુખી માનવા લાગ્યા, વિશેષ નહિ તો સાપેક્ષ રીતે તેમજ બન્યું.

---

# भूत, वर्तमान ने भाविकाल.

વર્તમાનકાલ, ભૂતકાલનું બચ્ચું છે; ભાવિકાલ, વર્તમાનકાલની પેદાશ છે, છતાંએ હે વર્તમાન ક્ષણ! શું એટલું એ તારા જાણવામાં નથી કે તારે કોઈ પ્રકારનો વર્તમાનકાલ નથી, તેમજ તને એકાદ બાલક જન્મી શકે એમ નથી; ત્યારે તો તું હમેશાં તારી જાતનેજ જન્માવ્યાં જાય છે, "હું ગત ક્ષણનું વંશજ, ભૂતકાલનું બાલક છું" એટલું કહેવાનો તું આરંભ કરે તે પહેલાં તો તું તારી જાતેજ તે ભૂતકાલ રૂપ બની જાય છે. તું છેલ્લા શબ્દનો ઉચ્ચાર કરે છે તે પહેલાં તો જો! તારાથી જરાપણ વર્તમાનકાલના સ્વરૂપે રહી શકાતું નથી, પરંતુ ખરેખરી રીતે ભાવિકાલનું સ્વરૂપ ધારણ કરવું પડે છે. આ પ્રમાણે, ભૂતકાલ, વર્તમાનકાલ અને ભાવિકાલ, એક સ્વરૂપમાંજ સમાવેશ થતી હમેશાં વર્તતી ત્રિપુટી સમાન છે—પરિપૂર્ણ "સત્"ની મહામાયા.

એક મહર્ષિ.

---

[illegible]
[illegible]
[illegible]

# સુદર્શન.

મંત્રી
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि"—भागवतम्

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી

પુસ્તક ૨૫, અંક ૭ ] (માસિક) [ એપ્રીલ. ૧૯૧૦. ]

## અનુક્રમણિકા.



અમદાવાદ-યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડ

જોના હું અધિકારી ના તુંય અરે આંસુ ઉનાં લૂછવાં,
સૂકાયાં નયનેથી વ્હાલી વહતાં એ દેશ ભૂલી જવા;
દૃષ્ટિપાત ન પ્રેમીને ફરી હવે તોએ રહ્યાં પ્રેમીએ,
ક્હે શું ભૂલી શકાય માનવ થકી સાચો જડયો પ્રેમ જે.

ભૂલાતો નહિ પ્રેમ તૃપ્ત ન થતો રે'તો ન છૂપો કરી,
જ્વાલા અગ્નિ તણી ભભૂકી મહીંથી રે'તી સદા બાળતી;
જે પ્હેલાં સુરખી હતી મુખ પરે તેને સ્થળે શ્યામતા,
બાકી જે ટકતી જશે રહી સહિ નિશ્વાસ નાંખી અહીં.

આ આખી દૂનિયા ભરી વસતિથી ત્હોયે પડયાં એકીલાં,
છૂપું આપણું દુઃખ વ્હાલિ કળવા પાસે ન કોએ જરા;
કોને છે પરવા ગણાય નિજનાં સંબંધથી સ્વાર્થના,
કે આશ્વાસન દેઈ શાન્ત વચને કાંઈ ઘટાડે પીડા.

આંસુડાં વહતી બળી જળી રહી ચિતા મહિં જીવતાં,
થાશે આખર નષ્ટ દુઃખી જગતે જ્વાલાની તૃપ્તિ થતાં;
જો જીવું મરતો દઈ પ્રણયીને પ્રેમાંજલિ આંસુની,
અંતે હું હતભાગ્ય શાન્ત થઈને દિશા ગ્રહું તાહરી.

રે આશા ભરતી મળો હૃદયમાં કેવી ઠગારી ઠરી,
આ વ્હાલી ફળ આશ ધારી મળવા દુર્ભાગ્યને જો મળી;
લેશે ધાર્યું હતું પ્રીયે મન કહે મોહેથી ઘેલાં બન્યાં,
દેશે પ્રેમ પ્રસાદિ આવી દીનને અન્તે રહ્યાં શંકમાં.

પીડાતાં અહીં આમ દૈવ નિરખી રૂદયું શું આનંદનું,
હા હા એ નિષ્ઠુર અન્ય દુઃખથી ના આર્દ્ર કાંઈ થતું;
ઓન્યેથી મળશું હવે મરણુ જે વ્યાધીથી વ્હાલું થયું,
જો હું એ નહિ બોલું બોલીશ તું ના એ દુષ્ટ સાથે કશું.

"कविजन नागर बाल.

આદ્યદ્રષ્ટા.
શ્રી અભેદમાર્ગ પ્રવાસી
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઇ.

# સુદર્શન.

મન્ત્રી.
પ્રોફેસર આનંદશંકરબાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબન્ધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

પુસ્તક ૨૫, અંક ૭ ] (માસિક) [ એપ્રીલ. ૧૯૧૦. ]

## ॥ ना भूलातो प्रेम ॥

(મળેલું.)

ચાલ્યો એ વહીકાલ આમ જ વહી ક્યાં એ ન વ્હાલી ટક્યો,
મુક્યું માત્ર સતાવવા ઉભયને રે દેશનું ભાન જો;
ગુંથી પ્રેમની ગ્રંથિ શી પ્રીત સમે ગૂંથી ન ગૂંથી થઈ,
ધારેલી સુખ આશ સર્વ મનમાં ધારી ન ધારી થઈ.
તું તારે રહી ત્યાં અને અહીં હું આ દુર્ભાગ્ય કેમે જીવ્યાં,
નિશ્વાસે ભરપૂર દગ્ધ હૃદયે શાને ન ફાટી જતાં;
ઘેલાં જો કદિ રાખી આશ ઠરવા ભેટી કરી પ્રેમીને,
નાના અંતર ભાગશે જીવનના રે અંત સુધી હવે.
વ્હાલે આવી દીધાં પ્રિયે વચન જો સંગી પ્રવાસે થઈ,
આનંદે પયને કરી સુગમને સિદ્ધિ ખરી સાધવી;
તું ત્હારૂં પ્રીય પંખી મારૂં તું બની એકત્ર વાસિ રહી,
લેવા લ્હાવ ખીલી પરસ્પર એ આશા ભરી બાલની.
ભોળાં બેઉ ઠગાઈ મુગ્ધ વયમાં ગ્રંથિ ગૂંથી પ્રેમની,
ગૂંથી તે ન ગૂંથી થતાં રહી કથી બાકી કહે વીતવી;
આંસુડાં વહી થાકી તું ત્યમ હું એ તોએ ન સિદ્ધિ ફળી,
સૂકાયાં થઈ મ્લાન દીન નયને તેજઃ થી છાંડી ગઈ.

જોના હું અધિકારી ના તુંય અરે આંસુ ઉનાં લૂછવાં,
    સૂકાયાં નયનેથી વ્હાલી વહતાં એ દેશ ભૂલી જવા;
દૃષ્ટિપાત ન પ્રેમીને ફરી હવે તોએ રહ્યાં પ્રેમીએ,
    ક્‌હે શું ભૂલી શકાય માનવ થકી સાચો જડયો પ્રેમ જે.

ભૂલાતો નહિ પ્રેમ તૃપ્ત ન થતો રે'તો ન છૂપો કરી,
    જ્વાલા અગ્નિ તણી ભભૂકી મહીંથી રે'તી સદા બાળતી;
જે પ્હેલાં સુરખી હતી મુખ પરે તેને સ્થળે સ્યામતા,
    બાકી જે ટકતી જશે રહી સહિ નિશ્વાસ નાંખી અહીં.

આ આખી દુનિયા ભરી વસતિથી ત્હોયે પડયાં એકીલાં,
    છૂપું આપણું દુઃખ વ્હાલિ કળવા પાસે ન કોએ જરા;
કોને છે પરવા ગણાય નિજનાં સંબંધથી સ્વાર્થના,
    કે આશ્વાસન દેઈ શાન્ત વચને કોઈ ઘટાડે પીડા.

આંસુડાં વહતી બળી જળી રહી ચિતા મહિં જીવતાં,
    થાશે આખર નષ્ટ દુઃખી જગતે જ્વાલાની તૃપ્તિ થતાં;
જો જીવું મરતો દઈ પ્રણયીને પ્રેમાંજલિ આંસુની,
    અંતે હું હતભાગ્ય શાન્ત થઈને દિશા ગ્રહું તાહરી.

રે આશા ભરતી મળો હૃદયમાં કેવી ઠગારી ઠરી,
    આ વ્હાલી ફળ આશ ધારી મળવા દુર્ભાગ્યને જો મળી;
લેશે ધાર્યું હતું પ્રીયે મન કહે મોહેથી ઘેલાં બન્યાં,
    દેશે પ્રેમ પ્રસાદિ આવી દીનને અન્તે રહ્યાં શંકમાં.

પીડાતાં અહીં આમ દૈવ નિરખી રહ્યું શું આનંદનું,
    હા હા એ નિષ્ઠુર અન્ય દુઃખથી ના આર્દ્ર કાંઈ થતું;
મૌન્યેથી મળશું હવે મરણુ જે વ્યાધીથી વ્હાલું થયું,
    જો હું એ નહિ બોલું બોલીશ તું ના એ દુષ્ટ સાથે કશું.

" कविजन नागर बाल.

## પ્રવાસી પંખીડું.

(મળેલું.)

મઝા મુસાફિરિની છે: પ્રવાસી બાલ પંખી છે !
અજાણ્યા રાહમાં ઉડે : અનુભવ પામતું હોશે !
પ્રવાસે દૂર કૈં વાધે ઉડન્તાં કૈં નવું લાધે,
ઉડે પાંખો હૃદય સાથે, ઉચે એ ઉડતાં નાચે !
સુરભિ અનિલો કંઈ ભેટે, હૃદય કલાન્તિ સુખે માણે;
બધી એ લઝ્ઝતો લાગે, ઉંડા કૈં ભેદ ત્યાં ભાગે !
પ્રવાસીનું હૃદય ડોલે, મીઠું એ ગાન ઉચ્ચારે,
મદદ એ માર્ગમાં પામે, સફરમાં તાન કૈં જામે !
જુદી જુદી મઝાઓમાં હૃદયના રંગ બદલાયે,
જુદા સૌ ભાવ એ તોયે ન કૈં તાકાત ગાવા છે !
પ્રવાસે પામતું એવું હૃદય કૈં બાલ પંખીનું,
મુસાફિરિમાં બધું એવું હૃદય આપે અને લેતું !
પ્રવાસે એકલું જાતું, મગર કો સોબતી થાતું;
ઉડે થોડે સુધી સાથે, જુદું થાતું પછી જાતે !
પ્રવાસી પંખીડું પોતે બિમારી વેઠતું 'તું જે—
મુસાફિરિમાં સજા થઇ તે ! ઝુલે ઉર આર આનન્દે !

૨૨ : ૫ : ૧૦. કુઞ્જ.

---

## ॥ मायावाद ॥

( અનુસંધાન-પૃષ્ટ-૧૪૦ થી. )

### નિર્ગુણ બ્રહ્મજ માયાશક્તિનું અધિષ્ઠાન છે.

જે નિર્ગુણ બ્રહ્મ કહેવાય છે, તેજ માયા શક્તિનું અધિષ્ઠાન છે, એમ શંકરાચાર્યે કહેલું છે. ઐતરેયોપનિષદ ( ૫-૩ ) ના ભાષ્યમાં શંકરે કહ્યું છે કે—" નિષ્ક્રિય, સર્વ પ્રકારની ઉત્પત્તિથી રહિત એવો બ્રહ્મ જ જગત બીજ સ્વરૂપ અવ્યક્ત શક્તિ અથવા માયા

શક્તિનો પ્રવર્તક છે.[૪૫] " ઈશોપનિષદ ( મંત્ર ૪ ) નાં ભાષ્યમાં પણ તેઓએ તેજ પ્રમાણે કહેલ છે. તે ભાષ્યમાં કહેવાયું છે કે—" બ્રહ્મ પોતે તો નિર્વિકાર છે. જગતમાં પ્રકાશિત કરનાર સર્વ પ્રકારના કાર્યની અને કરણની શક્તિનું બીજ ' માતરિશ્વા ' એટલે પ્રાણશક્તિ અથવા માયાશક્તિ છે.[૪૬] તે શક્તિ ઓત પ્રોત રહેલ છે. તે પ્રાણ શક્તિ ( માયા શક્તિ ) ક્રિયા રહિત બ્રહ્મમાં રહીને, જગતની જેટલી ક્રિયા શક્તિઓ છે, તે સઘળાનો નિર્વાહ કરે છે. તેજ શક્તિને લીધે અગ્નિ અને સૂર્યાદિ દેવો જ્વલન દહન તથા વર્ષણાદિ ક્રિયા કરે છે; તેમજ પ્રાણી વર્ગમાં ચલનવલનાદિ જે ક્રિયાઓ રહી છે, તે સઘળી ક્રિયાઓ પણ તેજ શક્તિને લીધે થાય છે "[૪૭] તેથી સ્પષ્ટ થાય છે કે—જગતની બીજભૂત માયા શક્તિમાં જે કાર્ય નિર્વાહ કરવાનું વિવિધ પ્રકારનું સામર્થ્ય રહેલું છે, તે સામર્થ્ય અધિષ્ઠાન ભૂત બ્રહ્મ ચૈતન્યમાંથી પ્રાપ્ત થાય છે. ગીતા ( અ. ૧૩ શ્લો. ૧૩ ) ના ભાષ્યમાં પણ આનંદગિરિએ બ્રહ્મ ચૈતન્યને સત્તાપ્રદ અને સ્ફૂર્તિપ્રદ કહેલ છે. તેઓએ તે સ્થળે સ્પષ્ટ કર્યું છે કે—" બ્રહ્મ તો નિર્ગુણ, નિષ્ક્રિય અને સર્વોપાધિ રહિત છે. બ્રહ્મ વાણી અને મનથી અગોચર છે. તેમ હોવાથી કદિ કોઈ તેને શૂન્ય રૂપ માનવાનો ભ્રમ કરે, તેવી આશંકાથી કહેવામાં આવ્યું છે કે, " બ્રહ્મ શૂન્ય નથી; બ્રહ્મ ઈન્દ્રિયાદિની પ્રવૃત્તિનું કારણ છે; . અને તેમ હોવાથી તે માયાશક્તિને સત્તા અને સ્ફૂર્તિ આપનાર છે.[૪૮] બ્રહ્મ જ માયાનું અધિષ્ઠાન

૪૫ प्रत्यस्तमित सर्वोपाधि विशेषं निष्क्रियं शान्तं........सर्वसाधारणाव्याकृत जगद्बीज प्रवर्तकं नियन्तृत्वादन्तर्यामि संज्ञं भवति ॥ ' સર્વ પ્રકારની ઉપાધિથી થતા વિશેષપણાથી જે રહિત છે, નિષ્ક્રિય છે, શાંત છે, તે બ્રહ્મ સર્વમાં વ્યાપી રહેલ એવા જગતના વિકાર નહિ પામેલ બીજ રૂપ ( માયા શક્તિ ) ને પ્રવર્તાવનાર છે; તેમજ તે સર્વને તે બ્રહ્મ નિયમમાં રાખે છે, તેથી તેને અંતર્યામિ કહેવામાં આવે છે.' આ સ્થળે માયા શક્તિને પ્રજ્ઞા કહેવામાં આવેલ છે, તેનું કારણ હવે પછી કહેવામાં આવશે.

૪૬ કાર્યશક્તિ=દેહ અને દેહનાં અવયવો; કરણ શક્તિ=ઇન્દ્રિયાદિ.

૪૭ स्वयमविक्रियमेव सत् । तस्मिन्नात्मतत्त्वे सति नित्यचैतन्यस्वभावे मातरिश्वा........क्रियात्मको यदाश्रयाणि कार्यकरणजातानि ॥ 'બ્રહ્મ પોતે તો અવિક્રિયજ છે. તે આત્મ રૂપ અને નિત્ય ચૈતન્ય રૂપ હોવાથી, માતરિશ્વા ક્રિયાશીલ થાય છે; જે માતરિશ્વાનો આશ્રય લઇને કાર્ય અને કરણ ઉત્પન્ન થાય છે. ' अपः कर्माणि प्राणिनां चेष्टा लक्षणानि अग्न्यादित्यादीनां ज्वलनदहनादि लक्षणानि दधाति ॥ ' પ્રાણીઓનાં અપઃરૂપ કહેવામાં આવેલ ચેષ્ટાદિ કર્મો, તેમ જ અગ્નિ સૂર્યાદિ દેવોનાં જ્વલન દહનાદિ કર્મો તે માતરિશ્વા ઉત્પન્ન કરે છે. '

૪૮ सर्व विशेष रहितस्य अवाङ्मनसगोचरस्य शून्यत्वे प्राप्ते इन्द्रियादि प्रवृत्ति हेतुत्वेन कल्पित द्वैत सत्तास्फूर्तिदत्त्वेन च सत्त्वं दर्शयन्......देहादीनां चेतनाधिष्ठितत्वम् ॥ ' બ્રહ્મ કંઈ પણ પ્રકારના વિશેષ વિનાનો અને મનવાણીથી પણ અગોચર હોવાથી તેમાં શૂન્યની ભ્રાંતિ થવાનો સંભવ છે; તેથી શંકર સ્વામીએ, તે બ્રહ્મને ઈન્દ્રિયાદિની પ્રવૃત્તિનું કારણ છે તથા તે સર્વ કલ્પિત દ્વૈતને સત્તા અને સ્ફુર્તિ આપનાર છે, એમ કહીને, તેનું સતપણું દર્શાવ્યું છે, તેમજ દેહાદિને ચૈતન્ય આપનાર અધિષ્ઠાન રૂપ કહેલ છે. '

છે, તે જ માયા શક્તિ જગદાકારે પ્રકટ થયેલ છે. તે કારણથી જગતની સત્તા અને સ્ફૂર્તિ બ્રહ્મમાંથી આવેલ છે.[૪૯] તેથી આ આલોચનાથી આપણે જોઈ શકીએ છીએ કે—જગતના ઉપાદાન રૂપ માયાશક્તિની પ્રવૃત્તિ જ્યારે બ્રહ્મમાંથી ઉત્પન્ન થાય છે, ત્યારે શંકરના મત પ્રમાણે નિર્ગુણ બ્રહ્મ નિત્યશક્તિ સ્વરૂપ છે, તે સિદ્ધાન્તમાં શંકા લાવવાનું કંઈ કારણ રહેતું નથી. અમે પ્રથમ કહી ગયા છીએ કે, શંકરે પોતાના નિર્ગુણ બ્રહ્મને પૂર્ણ અને અનન્તસ્વરૂપ કહેલ છે. આ ઉપરથી આપણને સ્પષ્ટ થાય છે કે—નિર્ગુણ બ્રહ્મ જ્ઞાન સ્વરૂપ અને શક્તિ સ્વરૂપ છે. તે ઉપરથી એ સર્વ વચનોનો સમન્વય કરતાં એજ સિદ્ધાન્ત ઉપસ્થિત થાય છે કે—શંકરના મત પ્રમાણે તેઓનો નિર્ગુણ અને નિષ્ક્રિય બ્રહ્મ પૂર્ણજ્ઞાન સ્વરૂપ અને પૂર્ણશક્તિ સ્વરૂપ છે.

### સાક્ષાત્ સ્વરૂપથી બ્રહ્મના સ્વરૂપનો નિર્ણય થઇ શકતો નથી. લક્ષણાવડે જ બ્રહ્મસ્વરૂપનો નિર્ણય થઇ શકે છે.

૩ બ્રહ્મ અનન્ત સ્વરૂપ અને અનન્ત શક્તિ સ્વરૂપ છે, તે સિદ્ધાન્ત શંકરાચાર્યે અન્ય પ્રકારે પણ સ્થાપિત કર્યો છે. તેઓના તે સિદ્ધાન્તમાં ઘણો ચમત્કાર અને અત્યંત પ્રયોજન રહેલું છે. તેટલા માટે અમે આ સ્થળે તે સિદ્ધાન્તનો ઉલ્લેખ કરીએ છીએ. બ્રહ્મનું યથાર્થ સ્વરૂપ તો સર્વ પ્રકારના વિશેષત્વથી રહિત છે, એમ શ્રુતિઓએ નિર્દિષ્ટ કરેલ છે. બ્રહ્મ નિર્ગુણ છે, નિષ્ક્રિય છે; બ્રહ્મ સ્થૂલ પણ નથી તેમ સૂક્ષ્મ પણ નથી; તે હ્રસ્વ પણ નથી તેમ દીર્ઘ પણ નથી.[૫૦] તે સત્ તેમ અસત્, કારણ તેમ કાર્ય પણ નથી.[૫૧] બ્રહ્મઈન્દ્રિયાતીત એટલે વાણી તેમ મનથી અગોચર છે. તેને ચક્ષુ પોહોચી શકતી નથી, મન પામી શકતું નથી અને વાણી પણ તેને પોતાની સત્તામાં લાવી શકતી નથી.[૫૨] સર્વ પ્રકા-

---

૪૯ God is the being, the one universal being, whose power and essence penetrates and fills all spaces and times.—Paulsen's Introduction to Philosophy.

'ઈશ્વર સદ્રૂપ છે, તે વિશ્વનો આત્મા છે; જેની શક્તિ અને સત્ત્વ સર્વ દિશાઓમાં અને કાળમાં વ્યાપી રહેલાં છે; સર્વ દિશાઓ અને કાળ તેનાથી પૂરાઈ ગયેલ છે.' પોલસનની દર્શનશાસ્ત્રની ભૂમિકા.

૫૦ एतद्वैतदक्षरं गार्गि.........अस्थूलमनणु अह्रस्वमदीर्घमलोहितमस्नेहम् । इत्यादि ॥ (બૃહદારણ્યોકપનિષદ્ ૫-૮-૮).

'હે ગાર્ગિ તેજ બ્રહ્મ અક્ષર છે, અસ્થૂલ છે, અનણુ છે, અહ્રસ્વ છે, અદીર્ઘ છે, અવિક્રિય છે અને અસ્નેહ છે.'

૫૧ अनादिमत् परं ब्रह्म न सत् तन्नासदुच्यते ॥ (ગીતા ૧૩-૨૨.)

'પરબ્રહ્મ અનાદિ છે, તે સત્ પણ નથી અને અસત્ પણ નથી.'

अन्यत्रास्मात्कृताकृतात् ॥ (કઠ. ૧-૩) 'તે કાર્ય કારણથી પર છે.'

૫૨ न तत्र चक्षुर्गच्छति न वाग्गच्छति नो मनो न विद्मो न विजानीमः ॥

બહાર આવે છે. તે શક્તિ કાર્યની ' સત્તા ' કહેવાય છે. તેજ સત્તા અથવા શક્તિ કાર્યોના સમૂહમાં વ્યાપી રહેલ છે. જે કારણ હોય અથવા ઉપાદાન ( Material cause ) હોય, તે કાર્યમાં વ્યાપેલું હોય છે; જે કારણ અથવા ઉપાદાન ન હોય તે કાર્યમાં હોતું નથી.[૫૮] તેજ કારણથી શંકરના મત પ્રમાણે ' શક્તિ તેજ સત્તા છે ! કાર્યોના સમૂહમાં વ્યાપી રહેલ તે સત્તા અથવા શક્તિદ્વારાએ બ્રહ્મની સત્તા જે અનંત છે, તે લક્ષણાવડે જાણી શકાય છે.[૫૯] તે અનંત બ્રહ્મ સત્તાજ જગતની વિવિધ ક્રિયાઓના સંસર્ગમાં આવીને ખંડ ખંડ થઈને વિશેષ વિશેષ સત્તા રૂપે ભાસ્યમાન થાય છે. બ્રહ્મની સત્તા નિર્વિશેષ છતાં ઉપર કહ્યા પ્રમાણે તે જગતમાં વિશેષ વિશેષ રૂપે જણાય છે, તે ઉપરથીજ તે વિશેષ વિશેષ સત્તા અથવા શક્તિદ્વારા ( Energy ) એ, બ્રહ્મસત્તા અથવા બ્રહ્મ શક્તિ જે અનંત છે, તેનું જ્ઞાન થઈ શકે છે.[૬૦] તૈત્તિરીય ભાષ્યમાં શંકરે તે વિશે સારી પેઠે વિવેચન

---

आकाशादि कारणत्वात् ब्रह्मणो न नास्तिता ॥
" બ્રહ્મ આકાશાદિનું કારણ હોવાથી ' તે નથી ' એમ કહી શકાય નહિ. "

૫૮—प्रलीयमानमपि चेदं जगच्छक्त्यवशेषमेव प्रलीयते, शक्ति मूलमेव च प्रभवति ॥ શારીરિક ભાષ્ય ૧-૩-૩૦.
" પ્રલય પામતું આ જગત્ માત્ર શક્તિરૂપ થઇ જાય છે; અને શક્તિમાંથી ઉત્પન્ન થાય છે. "

इदमेव व्याकृतं जगत्प्रागवस्थायां बीजशक्त्यवस्थं, अव्यक्त शब्द योग्यम् ॥ તે જ ૧-૪-૨

" પ્રકટ થયેલું આ જગત્ પૂર્વાવસ્થામાં એટલે પ્રકટ થયા પૂર્વે બીજ રૂપ શક્તિમાં રહેલું હોય છે, તેથી તે અવસ્થામાં તેને ' અવ્યક્ત ' કહેવામાં આવે છે, તે યોગ્ય જ છે. "

उपादानमपि शक्तिः । રત્ન પ્રભા. " જગદ્રૂપ કાર્યનાં ઉપાદાન કારણ શક્તિ છે. "

सदास्पदं हि सर्वं सर्वत्र सद्बुध्यनुगम्यात् ॥ શંકર. ગીતા ૧-૩-૧૬.

" જે સદ્રૂપસ્થાન છે, તે આ સઘળું છે, અને તે સર્વત્ર છે; કેમકે તે સદ્રૂપ બુદ્ધિથી અનુમાન થવાને યોગ્ય છે. "

૫૯ कार्यस्य उपादान नियमात् ॥ આનંદગિરિ-ગીતા ૧૩-૨.
" કાર્ય રૂપ જગતનું તે, ઉપાદાન કારણ છે, એવો નિયમ હોવાથી "

नहि अकारणे कार्यस्य संप्रतिष्ठानमुपपद्यते सामर्थ्यात् ॥
પ્રશ્નોપનિષદ્ ૬-૧.

" કારણ સિવાય કાર્યની સ્થિતિ હોઈ શકે નહિ; કેમકે કારણમાં જ કાર્યનું સામર્થ્ય રહેલું છે. "

૬૦ रुपादिदञ्च अन्यज्ञेयस्य ( ब्रह्मणः ) सत्ताधिगमद्वारम् ॥
ગીતા ભાષ્ય ૧૩-૧૪.

" જ્ઞેય રૂપ બ્રહ્મનું જ્ઞાન સત્તાથી થઈ શકે છે, "
અર્થાત્ ઈન્દ્રિયાદિની વિકારી ક્રિયાઓ દ્વારાએ જ્ઞેય અને નિરૂપાધિક બ્રહ્મની સત્તાનો પરિચય થઈ શકે છે.

કર્યું છે. તેજ પ્રમાણે ગીતા ( ૧૩–૧૨ )ના ભાષ્યમાં પણ તેઓએ કહ્યું છે કે—ઇન્દ્રિયોની ભિન્ન ભિન્ન ક્રિયાઓ દ્વારાએ બ્રહ્મની નિત્ય શક્તિના અસ્તિત્વનો પરિચય થઈ શકે છે. નિર્ગુણ બ્રહ્મમાં જે નિત્ય શક્તિનું અસ્તિત્વ છે, તે ઇન્દ્રિયોની વિશેષ વિશેષ ક્રિયાઓ ઉપરથી અનુમિત થઈ શકે છે.[૧૧]

( ચાલુ )

માનશંકર પીતાંબરદાસ મેહેતા.

---

# ॥ धर्म, पदार्थ विज्ञान अने कलानी वर्तमान कुण्ठित दशा.

( અનુસંધાન ગતાંકથી. )

## ૧-ધર્મ.

વર્તમાન કાલે ધાર્મિક સૃષ્ટિની કેવી દશા છે ? પ્રથમ તો, અનેક વર્ષ થયાં સમયના ધર્મને કચરી નાખવાને પ્રવૃત્ત થયલી અમુક શક્તિયો, એ પ્રદેશમાં વર્તમાનમાં કાર્ય ચલાવી રહી છે. હાલ હું ધર્મ વિષે બોલું તે, પશ્ચિમમાં બોલતી હોવાથી પશ્ચિમના ધર્મ વિષે સમજવાનું છે; દુનિયાના અન્ય વિભાગોમાં પણ આવીને આવીજ શક્તિઓ આટલીબધી આગળ પડતી પ્રબલતાથી નહિ તો પણ પ્રવર્તમાન થઈ છે, ત્યાં પણ તેમનાથી કેટલીક હદ સુધી તેવાંને તેવાં જ પરિણામ આવ્યાં છે. વર્તમાન કાલે ધાર્મિક દુનિયા પોતાની જાતને જે ગુચવાડાઓમાં ગુંચાયલી જુએ છે તેનો પૂરાવો આ પ્રસંગે હું તમને મારા જેવી એક બ્રહ્મ વાદિનીના મુખથી સ્વીકારવાનું કહીશ નહિ; ધર્મનો વિનાશ કરનાર ઉચ્છેદક કારણો પ્રત્યે તમારૂં લક્ષ દોર્યા પછી, એ વિષયની ઘણીજ અગત્યની બાબતો વિષે હું ચર્ચા ચલાવીશ.

---

૧૧ पाणिपादादयो ज्ञेय शक्ति सद्भाव निमित्त स्वकार्या इति ज्ञेय सद्भावे लिंगानि ॥ सर्वेन्द्रियोपाधि गुणानुगुण्य भजनशक्तिमत् तद्ब्रह्म, न साक्षादेव जवनादि क्रियावत्त्वंप्रदर्शनार्थः ॥ ગીતા ભાષ્ય ૧૩–૧૪.

" ( જેમ અગ્નિનું લિંગ ધૂમ છે તેમ ) જ્ઞેય રૂપ બ્રહ્મનાં લિંગો તે જ્ઞેયની શક્તિના અસ્તિત્વનાં નિમિત્ત થયેલ તેનાં કાર્યો રૂપ હાથ પગાદિ ઈન્દ્રિયો વગેરે છે. તે બ્રહ્મ સર્વ ઇન્દ્રિયોની ઉપાધિના ગુણોને અનુરૂપ થતી શક્તિવાળો છે. વેગાદિ ક્રિયાઓનો તે સાક્ષાત્કાર કરાવનારો નથી. "

ઉભી થાય છે; આ મહાન્ સત્ય પૂર્વ દેશના શાસ્ત્રમાં દર્શાવ્યું છે. "મારા એક અંશવડે આ જગતની રચના કરીને હું વસું છું." આપણે જે વિચાર પરંપરા ચલાવી છે તેની વિનાશ કારક શક્તિઓમાંથી બચવાનો આવી ભાવનાનો એક નવીન પ્રકાર છે.

ક્રિશ્ચિયન ધર્મની કેટલીક બીજી મહાન ભાવનાઓ વિષે વર્તમાનકાલે ઘણોજ વિરોધ, તકરાર ચાલે છે. ગયા જાનેવારીના **હિબર્ટજર્નલમાં** પ્રસિદ્ધ થયલો એક અપૂર્વ લેખ મારા વિષે આપણે થોડીકવાર વિચાર ચલાવીશું; વર્તમાન સમયના આવા પ્રશ્ન વિષે ચર્ચા ચલાવતો આ અંક સર્વ કરતાં અતિ ઉત્તમ છે. આમાંના એક લેખનું, વર્તમાન સમયનાં માનવિઓનાં મનના ખરા ગૂચવાડાને દર્શાવતું નામ રાખવામાં આવ્યું છે; લેખનું નામ:" જીસસક્રાઈસ્ટ" " જીસસ અને ક્રાઈસ્ટ " એમ નથી પરંતુ " જીસસ અથવા ક્રાઈસ્ટ ? " એમ છે. જો કોઇ પ્રજ્ઞાવાદીએ આવો લેખ લખ્યો હોત તો આવું નામ તદન સ્વાભાવિક હતું, પરંતુ આ લેખ એક ક્રિશ્ચિયન દેવલના એક અધિકારીએ લખ્યો છે; એક પક્ષે એક આધ્યાત્મિક ભાવનાની અને અન્ય પક્ષે એક માનવિ વિષે ચર્ચા ચલાવનારના સમિપમાં ખડી થતી મુશ્કેલીઓનો તે નવાઇ પમાડ એવી સરલતા અને હિંમતપૂર્વક સ્વીકાર કરે છે. જે જે અધિકારો દર્શાવવામાં આવે છે તે જેને અલ્પકાલ માટે " ક્રાઇસ્ટ " શબ્દ યોજી શકાય એવી એક આધ્યાત્મિક ભાવના વિષે હોય છે અથવા " જીસસના " વર્ણન રૂપે હોય છે, એ વિષે તે પ્રશ્ન ઉઠાવે છે. પછીથી આવી અનેક મુશ્કેલીઓનું વર્ણન આપે છે; (અવકાશના સમયે તમારામાંના ઘણાને આ લેખ વાંચવાથી આનંદ મળશે. ) ન્યુટેસ્ટમેન્ટમાં ( નવીન કરાર ) કેટલાં બધાં દૃષ્ટાંતોમાં, બંધનો, કાલની ભાવનાનો સ્વીકાર, અન્ય અનેક ગૂચવાડામાં તમે આવી પડો છો, જે આ તો પ્રભુનો પણ પ્રભુ હતો એવી ભાવના સાથે વિરોધમાં અથડાઈ પડે છે, એ તેણે દર્શાવી આપ્યું છે. તે સુચવે છે. "**સર્મન ઓન ધ માઉન્ટના** ઉપદેશમાં દેવાદાર અને શાહુકારના કઠોર અને નિર્દય કાયદા વિષે કોઈ પ્રકાની દંડાજ્ઞા કરવામાં આવી નથી, તેમજ આ સ્થલે ગુરુના બોલોમાંથી ન્યાયના સુધારાને કોઈ પણ પ્રકારનું ઉત્તેજન મળી શકતું નથી. અપ્રતિકાર અને શપથ લેવા વિષેનો જીસસનો કાયદો સંપૂર્ણ છે. છતાં,એ સમગ્ર રૂપે ક્રિશ્ચિયન ધર્મ સામ્રાજ્યના સમગ્ર ઇતિહાસમાં તેનો ખુલ્લે ખુલ્લો ભંગ કરવામાં આવ્યો છે. પછીથી, સ્ત્રીના સંબંધમાં પુરાનો જે દૃષ્ટિબિંદુથી વિચાર ચલાવવામાં આવે છે તેની તે ચર્ચા કરે છે; " સ્ત્રીઓ વિરુદ્ધ ચાલતા જાતિ–અધમતાના નિર્દય સિધ્ધાન્ત " વિષે ઉહાપોહ કરવામાં આવ્યો છે; ": માનવ જાતના અર્ધ વિભાગ ઉપર હદપારનું દુઃખ દેનાર " આ એક સિદ્ધાન્ત છે. આ પ્રમાણે એક પછી એક બાબતો દર્શાવતો લેખ આગળ ચાલ્યાં જાય છે; આવા સાર ઉપર આવ્યા વિના હવે ચાલતું નથી, એમ દર્શાવી આપે છે:—જીસસ અને ક્રાઇસ્ટને એક ગણવાની બાબત, " પ્રભુને સર્વ સમર્થ છતાં જ્ઞાનમાં અપૂર્ણ બનાવવા જેવું છે; અનંત કલ્યાણકર હોવા છતાં, " પ્રભુ રૂપી તેના જ્ઞાનના કોઇ પણ વિભાગને માનવિ માટે વિધાતા રૂપમાં પલટાવી નાખવાની " ના પાડનાર બનાવવા સમાન છે. આ એક રહસ્ય છે, એમ કહેવું ભાષાનો દુરૂપયોગ કર્યા બરોબર ગણાશે. આ તો ખુલ્લે ખુલ્લો વિરોધજ ઉભો થાય છે. લગભગ માત્ર સાક્ષર વર્ગોમાંજ ચલતા એક માસિકમાં હવે જ્યારે એક પાદરી આવો લેખ લખે ત્યારે જીસસનાં અસ્તિત્વ વિષે

પ્રકારની ટીકા વા ચર્ચાનો પણ જન્મ હોય છે; પરંતુ વર્તમાનકાલે ગ્રંથોના ટુકડે ટુકડા કરી વિખેરી નાખીને ઝમાનાના ધર્મ ઉપર એક મોટો ધસારો કરવામાં આવ્યો છે.

પછી તમને લોકમાન્ય ધર્મનો ઉચ્છેદ કરનાર અન્ય શક્તિ પુરા-તત્ત્વશાસ્ત્રના શોધમાં મળી આવશે; આવી શોધનાં પરિણામોને આધારે બંધાયલા તુલનાત્મક-તત્ત્વશાસ્ત્રના નામથી વ્યવહરાતા શાસ્ત્રમાં પણ તમને તે મળી આવશે; ખોદી કાઢેલાં શહેરો, ભૂમિમાંથી જડી આવેલ ગ્રંથ ભંડારો, ઉઘાડેલી કબરો—આ સર્વમાંથી ઘણા સમયથી છૂપાઇ રહેલી છૂપી બાબતો પ્રાપ્ત થઈ છે, આવી બાબતોનો પશ્ચિમના ધર્મ સામે હથિયારો રૂપે ઉપયોગ કરવામાં આવે છે. તારિખોમાં ઉથલપાથલ કરી નાખવામાં આવે છે, હજારો વર્ષને લાખો વર્ષોમાં લંબાવવામાં આવે છે. પુરા-તત્ત્વશાસ્ત્ર, ભુસ્તરવિદ્યા, સર્વપ્રકારના પુરાતન કાલ સંબંધી શોધ, ઘણા સમય ઉપર થઇ ગયલાં કુશો વિષે ચલાવાતી શોધો, આ સર્વનાથી સમાન પરિણામ આવ્યાં છે, ગમે તો ખોટી રીતે તો પણ જે આધારો ઉપર ધર્મની રચના કરવાની ધારણા રાખવામાં આવી હતી તેમને ધ્રુજાવી નાખવામાં આવ્યા છે. આવા સર્વ પ્રકારના ઉચ્છેદ, વિનાશ, માનવિના હમેશના ટીકા વા ચર્ચાના જુસ્સામાંથી, શંકા અને પ્રશ્નો, અર્ધ-નાસ્તિકતાનો, જ્ઞાનને બદલે એક પ્રકારની આશાનો, એક પ્રકારના જીવતા જાગતા ધર્મને બદલે માત્ર એકાદ જાતની કામનાનો ઉદય થાય છે. આવા પ્રકારની ઉચ્છેદક ચર્ચાથી અસર થઇ શકે એવા ધર્મના આવા ગૌણ પ્રશ્નો ઉપરાંત, આ સર્વથીએ વિશેષમાં ધર્મની મધ્યસ્થ ભાવનાઓને તર્કની ભઠ્ઠીમાં નાખવામાં આવી છે. ઇશ્વર સંબંધી ભાવના જાતે જ વાદવિવાદનો વિષય થઇ પડી છે; તે વિષે ચર્ચા ચલાવવામાં, તર્ક કરવામાં આવે છે; ઇશ્વર સંબંધી ભાવનામાં પણ ફેરફાર થઇ ગયો છે. બટલરની એનેલોજીના ગ્રંથ સાથે હવે વધારે માથા ફોડ કરવાના કોણ મનોરથ બાંધે છે ? પેલીના એવીડન્સીસના ગ્રંથનું અધ્યયન કરવામાં હવે કોણ સમય ગાળવાનું પસંદ કરશે ? આવા ગ્રંથો હવે પુરાણા કાલના બન્યા છે, તેમાં વર્તમાન ઝમાનાના પ્રશ્નો સંબંધી ચર્ચા મળી આવતી નથી; કારણ કે વિકાસ ક્રમની ભાવનાએ ધર્મમાં અમર ઉપજાવી છે, તથા ઇશ્વિર વિષેની મધ્યસ્થ ભાવના પણ આવા વિચારના વાતાવરણની ક્રમનાશક અસરમાંથી બચવા પામી નથી. અત્રે પણ બાહ્ય પ્રદેશમાંથી આપવામાં આવતી સાબીતીઓ નકામી નિવડતી જાય છે, બાહ્ય પ્રદેશના દૃષ્ટિ બિંદુથી ચલાવવામાં આવેલા તર્કો પણ સંતોષ આપવામાં નિષ્ફલ નિવડે છે. જ્યાં સુધી તમે ઇશ્વર વિષે માત્ર બાહ્ય સૃષ્ટિમાં શોધ ચલાવો છો ત્યાં સુધી તર્ક ઉપર તર્ક ખડકવામાં આવે તેથી એક પ્રકારના તર્કગ્રાહ્ય સંભવ કરતાં કંઇ પણ વિશેષ મળી શકતું નથી, તમારા અંતરમાં વસતા પુરુષના શ્રેષ્ઠ આવિર્ભાવમાં તમારાથી તેને સમજી શકાતો નથી. યંત્રના એક વિભાગરૂપે વિશ્વને બનાવનાર, ચક્રો ફર્યા કરે અને પાટાઓ કાર્ય કર્યાં કરે ત્યારે તેની બહાર ઉભા રહેનાર એક ઇશ્વિરની ભાવના—આવી એક ભાવના મોટે ભાગે દૂર થઇ ગઈ છે. આને બદલે સર્વ પદાર્થમાં વ્યાપક એક ઇશ્વિરની, યંત્ર રૂપ નહિ પરંતુ જીવન રૂપ એક ઇશ્વિરની, એક તટસ્થ કર્તા રૂપે નહિ પરંતુ પ્રબોધક પુરુષ રૂપ એક ઇશ્વરની—વધારે શ્રેષ્ઠ, વિશેષ ઉત્તમ પ્રકારની ભાવનાનો વર્તમાનકાલની ધાર્મિક સૃષ્ટિમાં ઉદય થતો જાય છે. હજુએ ઇશ્વિરને વિશ્વમાં માત્ર વ્યાપક રૂપે જોવો, એ કંઇ ધર્મનો અંતિમ ઉત્તર નથી; વિશ્વના અંતરમાં તથા માનવિના અંતરમાં મળી આવતા ઇશ્વર કરતાં કંઇક વિશેષની જરૂર

ઉભી થાય છે; આ મહાન્ સત્ય પૂર્વ દેશના શાસ્ત્રમાં દર્શાવ્યું છે. "મારા એક અંશવડે આ જગતની રચના કરીને હું વસું છું." આપણે જે વિચાર પરંપરા ચલાવી છે તેની વિનાશ કારક શક્તિઓમાંથી બચવાનો આવી ભાવનાનો એક નવીન પ્રકાર છે.

ક્રિશ્ચિયન ધર્મની કેટલીક બીજી મહાન ભાવનાઓ વિષે વર્તમાનકાલે ઘણોજ વિરોધ, તકરાર ચાલે છે. ગયા જાનેવારીના **હિબર્ટજર્નલમાં** પ્રસિદ્ધ થયલી એક અપૂર્વ લેખ માલા વિષે આપણે થોડીકવાર વિચાર ચલાવીશું; વર્તમાન સમયના આવા પ્રશ્ન વિષે ચર્ચા ચલાવતો આ અંક સર્વ કરતાં અતિ ઉત્તમ છે. આમાંના એક લેખનું, વર્તમાન સમયનાં માનવિઓનાં મનના ખરા ગૂચવાડાને દર્શાવતું નામ રાખવામાં આવ્યું છે; લેખનું નામ: "જીસસક્રાઇસ્ટ" "જીસસ અને ક્રાઇસ્ટ" એમ નથી પરંતુ "જીસસ અથવા ક્રાઇસ્ટ?" એમ છે. જો કોઇ બ્રહ્મવાદીએ આવો લેખ લખ્યો હોત તો આવું નામ તદ્દન સ્વાભાવિક હતું, પરંતુ આ લેખ એક ક્રિશ્ચિયન દેવલના એક અધિકારીએ લખ્યો છે; એક પક્ષે એક અધ્યાત્મિક ભાવનાની અને અન્ય પક્ષે એક માનવિ વિષે ચર્ચા ચલાવનારના સમિપમાં ખડી થતી મુશ્કેલીઓનો તે નવાઇ પમાડે એવી સરલતા અને હિંમત પૂર્વક સ્વીકાર કરે છે. જે જે અધિકારો દર્શાવવામાં આવે છે તે જેને અલ્પકાલ માટે "ક્રાઇસ્ટ" શબ્દ યોજી શકાય એવી એક આધ્યાત્મિક ભાવના વિષે હોય છે અથવા "જીસસના" વર્ણન રૂપે હોય છે, એ વિષે તે પ્રશ્ન ઉઠાવે છે. પછીથી આવી અનેક મુશ્કેલીઓનું વર્ણન આપે છે; (અવકાશના સમયે તમારામાંના ઘણાને આ લેખ વાંચવાથી આનંદ મળશે.) ન્યુટેસ્ટમેન્ટમાં (નવીન કરાર) કેટલાં બધાં દૃષ્ટાંતોમા, બંધનો, કાલની ભાવનાનો સ્વીકાર, અન્ય અનેક ગૂચવાડામાં તમે આવી પડો છો, જે આ તો પ્રભુનો પણ પ્રભુ હતો એવી ભાવના સાથે વિરોધમાં અથડાઇ પડે છે, એ તેણે દર્શાવી આપ્યું છે. તે સુચવે છે. "**સર્મન ઓન ધ માઉન્ટના** ઉપદેશમાં દેવાદાર અને શાહુકારના કઠોર અને નિર્દય કાયદા વિષે કોઈ પ્રકાની દંડાજ્ઞા કરવામાં આવી નથી, તેમજ આ સ્થલે ગુરુના બોલોમાંથી ન્યાયના સુધારાને કોઈ પણ પ્રકારનું ઉત્તેજન મળી શકતું નથી. અપ્રતિકાર અને શપથ લેવા વિષેનો જીસસનો કાયદો સંપૂર્ણ છે. છતાં, એ સમગ્ર રૂપે ક્રિશ્ચિયન ધર્મ સામ્રાજ્યના સમગ્ર ઇતિહાસમાં તેનો ખુલ્લે ખુલ્લો ભંગ કરવામાં આવ્યો છે. પછીથી, સ્ત્રીના સંબંધમાં પુરૂષનો જે દષ્ટિબિંદુથી વિચાર ચલાવવામાં આવે છે તેની તે ચર્ચા કરે છે; "સ્ત્રીઓ વિરુદ્ધ ચાલતા જાતિ-અધમતાના નિર્દય સિધ્ધાન્ત" વિષે ઉહાપોહ કરવામાં આવ્યો છે; "માનવ જાતના અર્ધ વિભાગ ઉપર હદપારનું દુઃખ દેનાર" આ એક સિદ્ધાન્ત છે. આ પ્રમાણે એક પછી એક બાબતો દર્શાવતો લેખ આગળ ચાલ્યાં જાય છે; આવા સાર ઉપર આવ્યા વિના હવે ચાલતું નથી, એમ દર્શાવી આપે છેઃ—જીસસ અને ક્રાઇસ્ટને એક ગણવાની બાબત, " પ્રભુને સર્વ સમર્થ છતાં જ્ઞાનમાં અપૂર્ણ બનાવવા જેવું છે; અનંત કલ્યાણકર હોવા છતાં, "પ્રભુ રૂપી તેના જ્ઞાનના કોઇ પણ વિભાગને માનવિ માટે વિધાતા રૂપમાં પલટાવી નાખવાની" ના પાડનાર બનાવવા સમાન છે. આ એક રહસ્ય છે, એમ કહેવું ભાષાનો દુરૂપયોગ કર્યા બરોબર ગણાશે. આ તો ખુલ્લે ખુલ્લો વિરોધજ ઉભો થાય છે. લગભગ માત્ર સાક્ષર વર્ગોમાં જતા એક માસિકમાં હવે જ્યારે એક પાદરી આવો લેખ લખે ત્યારે જીસસની વ્યક્તિત્વ વિષે

તથા ક્રાઇસ્ટ રૂપે વિશાલ પ્રકટીકરણ વિષે વર્તમાનકાલના વિચારકો સામે કેવી ગંભિર મુસ્કેલી ઉભી થાય છે, એ તમારાથી સમજી શકાશે.

આવા પ્રકારના પ્રશ્નો હમેશાં અનુત્તરિતજ રહે તથા તેઓ હમેશાં પૂછાયાં જાય અને તેમના ઉત્તર ના જડી શકે, એમ બનવું અસંભવિત છે; ક્રિશ્ચિયન ધર્મ સામ્રાજ્યે અનિવાર્ય રીતે આ બાબતના કોઇક બુદ્ધિગમ્ય ખુલાસાનો માર્ગ શોધવાની જરૂર છે; એ અદ્ભુત વ્યક્તિમાં માનવિઓ આશા રાખતાં અને માનતાં હતાં તેવું એક દિવ્ય પ્રકટિકરણ કેવી રીતે થયું હતું તથા જો કે મતાંધતા તો હજુએ આપવાને તૈયાર નથી તેવા એક ઉત્તરનો કેવી રીતે તેમાં સમાવેશ થાય છે, એ ખોળી કાઢવાની જરૂર છે.

હવે જો તમે, આપણાથી એમ કહી શકાય તો યથાર્થ ધર્મના પ્રદેશમાંથી, તેની સાથે આટલાં બધા નિકટના સંબંધથી જોડાયલા નીતિ સિદ્ધાંતોના વિશાલ પ્રદેશમાં પસાર થાઓ તો તેમાં પણ વર્તમાન કાલે કેટલી બધી વિકટ દશા આવી પડી છે, એ તમારા જોવામાં આવશે. મારા ગયે વર્ષે લંડનમાં આવી ગયા પછી તમારે ત્યાં **મોરલ એજ્યુકેશનલ કોન્ગ્રેસ** ભરાઇ હતી, તેમાં લગભગ યુરપનાં બાવીશ રાજ્યોએ પોતાના શ્રેષ્ઠ પ્રતિનિધિઓ મોકલ્યા હતા. આવી કેલવણીના પ્રશ્નને ધર્મના એક વિભાગ રૂપે અથવા તેથી ભિન્ન રૂપે ગણવો એ વિષે રસાકસી ભર્યો ભાવ દર્શાવવામાં આવ્યો હતો. વર્તમાન સમયના સામાજીક પ્રશ્નોમાંનો આ એક અતિ ગંભિર છે, સમાજને જ આનો ઉત્તર આપવાનો છેઃ નૈતિક આચારો, ધર્મના આધારવાળા, ધર્મની અનુજ્ઞાવાળા હોવા જોઇએ અથવા તેનાથી ભિન્ન ભૂમિના આધારવાળા, અલગ હોવા જોઇએ ? નૈતિક આચારોનો ધર્મના પ્રમાણ વિના અલગ સ્વતંત્ર આધાર હોવો જોઇએ—એવા બીજા પ્રશ્નના ઉત્તરના લાભમાં આજ કાલ સામાન્ય લોક વલન છે. આ કંઇ અસ્વાભાવિક નથી, કારણ કે ધાર્મિક સંસ્થાઓની તકરારોથી, કેલવણીના પ્રશ્ન વિષેના તેમના વાદ વિવાદોથી, વ્યવહાર દષ્ટિએ જોતાં ઇંગ્લેન્ડના માનવિઓનાં મન કંટાળી ગયાં છે; જ્યાં હજારો અને લાખ્ખો બાલ બાલાઓ, દેશનાં ભાવિ પૌરજનોની નૈતિક કેલવણી વિષેનો પ્રશ્ન છે ત્યાં નકામી બાબતોનાં વાગ્યુધ્ધોથી સ્ત્રીપુરૂષો અધીરાં બની ગયાં છે. જો તમે **મોરલ એજ્યુકેશન** કોન્ગ્રેસનું જ દષ્ટાંત જોશો તો આ બાબતની અતિ સમર્થ, અત્યંત સ્પષ્ટ ચર્ચા ચલાવવામાં આવી હતી. આમાં પણ આપણે ઉપર દર્શાવી આવેલા **હિબર્ટ જર્નલના** અંકમાં આ વિષેની તથા આવી કેલવણીના ધર્મ સાથેના સંબંધ વિષેની ચર્ચા ચલાવતો એક લઘુ લેખ મળી આવે છે. લેખક, એજ્યુકેશન કોન્ગ્રેસમાં અપાયલા એક વખાણવા યોગ્ય ભાષણ વિષે ઇશારો કરે છે, તેમાં દર્શાવાયું હતું, કે બાલકોને " ધર્મની ભાવના પ્રત્યે ઘટતું માન આપતાં " શિખવવું જોઇએ તેમજ સાથે સાથે " એમ પણ શિખવવું જોઈએ, કે પોતાના અંતરાત્મા અને પોતાની બુદ્ધિ પ્રમાણે દરેકે પોતાનું કર્તવ્ય કરવામાં પણ પ્રભુપૂજાના મુખ્યમાર્ગનો સમાવેશ થાય છે. " વર્તમાન કાલે વિશાલતાથી સ્વીકારવામાં આવે એવો આ એક વિચાર છે, છતાંએ તેની ઓછી અથવા વધતી કીમતનો આધાર " ચિત્ત " અને " બુદ્ધિ " એ બે શબ્દો ઉપર રહે છે. જો અંતઃકરણ જ્ઞાનથી વિકસિત બન્યા વિનાનું રહ્યું હશે તો એ ચિત્તને સ્ત્રી અને પુરૂષો રૂપે અનુસરનાર બાલબાલાથી માનવિની ઘણી થોડીજ ઉપયોગી સેવા

બજાવી શકાશે. જ્ઞાનદીપવાળી ચિતશક્તિ એક રાજ્યના ખરેખરા આધાર રૂપ છે, પરંતુ જ્ઞાન દીપરહિત ચિતશક્તિ માનવિઓને દરેક પ્રકારના ગુનાહ કરવા તરફ દોરી જાય છે. ધર્મ વિરોધિને તીવ્ર વેદના ભોગવાવીને દહન સ્તંભે મોકલનાર ધર્માધિકારી પણ પોતાના અંતરાત્માનેજ અનુસરતો હતો. પોતાના આગળ ના નમનાર પ્યુરિટન લોકને સતાવનાર, અસહ્ય વેદના દેનાર, અંગ છેદ કરનાર લૉડ પણ પોતાના ચિત્તને અનુસરતો હતો પ્રજાઓ સામે, વ્યક્તિઓ સામે, ચિતશક્તિએ મોટા મોટા અપરાધ કર્યા છે; એક સુરક્ષિત રીતે દોરી જનાર નેતા થતા પૂર્વે ચિત્તમાં જ્ઞાન દીપ પ્રકટાવવોજ જોઇએ. બુદ્ધિ, તર્ક શક્તિનું પણ આમજ છે. જો તર્કબુદ્ધિ વિકાસવાળી, જ્ઞાનવાળી, શિક્ષિત, કેળવાયલી બની હોય તો જીવનના માર્ગમાં એ તર્કબુદ્ધિને ખાત્રીથી અનુસરી શકાય. પરંતુ ન્યાયશાસ્ત્રને યોગ્ય વિચારપરંપરા ચલાવવાના નિયમાનુસાર ના કેળવાયલી તર્કબુદ્ધિ કદાચ એટલી બધી બુદ્ધિ-વિહિન બની જાય છે, કે તેને તર્કબુદ્ધિનું નામજ ના આપવામાં આવ્યું હોય તો ઠીક. તમે તર્કબુદ્ધિને કેળવો નહિ તથા ચિત્તમાં જ્ઞાનદીપ પ્રકટાવો નહિ ત્યાં સુધી માનવિઓને ચિતશક્તિ અને તર્કબુદ્ધિને અનુસરવાનો ઉપદેશ આપવો બીલકુલ પૂરતો થઈ પડશે નહિ.

હવે આમ શી રીતે કરવું જોઈએ ? ભૂતકાલમાં તો આ કાર્ય ઘણે મોટે ભાગે ધર્મે બજાવ્યું છે, સમાજને ધર્મથી ભિન્ન રૂપે નીતિ આચારો ઉપદેશવાનો પ્રયત્ન કરવાનું પાલવશે ? સ્વાભાવિક રીતે અત્રેજ ઘણા વિરોધ ઉભા થાય છે; ધાર્મિકશિક્ષણની સામે ઉભા થતા વિરોધ પ્રત્યે તાસમાનિયાના બિશપે ઘણીજ હિંમતપૂર્વક સામ્રાજ્યનું લક્ષ દોર્યું છે. તેઓ દર્શાવે છે, કે સમગ્ર રૂપે ક્રિશ્ચિયન બાલકોના નૈતિક શિક્ષણમાં વાપરી શકાય એવો ગ્રંથ ઓલ્ડ ટેસ્ટામેન્ટ ( પ્રાચીન કરાર ) નથી. તેઓ પુછે છે, ઓલ્ડ ટેસ્ટામેન્ટનો આ રીતે ઉપયોગ થઈ શકે ? આનો ઉત્તર તે નકારમાં આપે છે. તે સૂચવે છે, કે ઓલ્ડ ટેસ્ટામેન્ટના ગ્રંથમાં તમને મનહર નૈતિક વાક્યો તેમજ આકર્ષક નૈતિક પ્રેરણાઓ મળી આવશે, પરંતુ આતો એક પ્રકારની પસંદ કરવાની રીતિથી થાય છે, જેમાં તમે નૈતિક અંતરાત્મા પાસે પ્રાચીન લેખોનો વિવેક કરાવો છો. તેઓ બિશપ હોવા છતાં, સમગ્ર રૂપે ઓલ્ડટેસ્ટામેન્ટના ગ્રન્થને બાલકની કેલવણીમાં સ્થાન નાજ મળવું જોઈએ, એમ દર્શાવવામાં તેમની જોઇએ તેટલી હિંમત જણાઇ આવે છે. તમારે સંભાળથી એકું કરવું, પસંદ કરવું જોઈએ—એટલું ધારો કે આપણે કબુલ કરીએ—ઘણા વિદ્યાવંત લોક કબુલ કરે—તો પણ આ કંઇ પ્રશ્નનો જોઇએ તેવો પૂરતો ઉત્તર કહેવાય નહિ. ધર્મનો આધાર લીધા વિના તમે બાલકને નૈતિક સિદ્ધાંતોનો ઉપદેશ અસરકારક રીતે આપી શકશો ? આપણે કહી લઇએ, કે વર્તમાનકાલે માનિતા થઈ પડેલા હરિફાઈ અને તકરારના સદાચારો નહિ, પરંતુ ધર્મના આધાર વિના અમુક નિશ્ચિત વર્ગના સદાચાર તમે શિખવી શકો, એમ માનવાને તૈયાર છો ? તમે એક બાલકને ડાહ્યું, કરકસરીયું, સાવધ થવાનું શિખવી શકો; તમે તેને પ્રાપ્ત કરવાની ઇચ્છાની તથા ભવિષ્ય માટે સંગ્રહ કરવાની ફ્રેન્ચની કીમત કરવાનું શીખવી શકો. આવા સર્વ પ્રકારના સદાચાર, કહેવાતા શુદ્ધ પ્રકારના જનહિતવાદના આધારે તમે શીખવી શકો. પરંતુ "ભાવિનો સામાજીક અંતરાત્મા" નામના અદ્ભુત પ્રકારે સમર્થ લેખમાં વર્ણ દર્શાવવામાં આવ્યું છે તેમ એક સમયે સદાચારી રૂપે મનાતાં અમુક પ્રાચીન રીતિનાં

વલનોને, હવે માનવિઓ સામાન્ય રીતે દુરાચાર રૂપે ગણી કાઢે છે. દૃષ્ટાંત તરીકે અપ્રતિકારને " બાયલાપણા રૂપે ગણવામાં આવે છે,§ નમ્રતાને વર્તમાનમાં ઘણું કરીને નિર્બલતા માનવામાં આવે છે; આવતી કાલનો કંઈ વિચાર ના કરવાના વલનને લાંબી નજરવાળું ગણવામાં આવતું નથી; દુનિયાદારીના વલનવિનાનાને સામાન્ય રીતે કલ્પનામાં વિહરના રૂપે માનવામાં આવે છે. " આ સર્વ જરેજર સત્ય છે. પરંતુ અત્યાર સુધી ધર્મમાં મૂલ ઘાલીને રહેલા સદાચારોને—જે સદાચારો વિના કોઈ પણ રાજ્ય ટકી શકતું નથી—તમે શી રીતે શિખવી શકશો? જ્ઞાનથી પ્રકાશિત સ્વાર્થના આધારે તમારાથી પૌરજનના સદાચાર શિખવી શકાશે નહિ. આ એક બાબત યુવકોના શિક્ષકોએ સ્મરી રાખવીજ જોઈએ. આત્માર્પણ, દયા, અન્યને માટે સહન કરવાની ઇચ્છા, બલવાન ખાંધ ઉપર નિર્બલના બોજાને ઉપાડી લેવાની બાબત, હક કરતાં ધર્મ, ફરજ મહાન હોવાનો અનુભવ, સ્વસંરક્ષણ કરતાં વિશેષ અગત્યની જવાબદારી—સ્વાર્થના આધારે તમે આવા સદાચારોનો શી રીતે ઉપદેશ કરી શકશો? મેં પ્રાચીન દિનોમાં આ વિષે દલીલ ચલાવી છે, તથા હું જ્યારે નાસ્તિક હતી ત્યારે દર્શાવવાનો પ્રયત્ન કર્યો છે, કે તમે લોકને તેમનામાં રહેલી માનુષના પ્રત્યે તથા જાતિ તરફની ફરજના ભાન પ્રત્યે પ્રાર્થના કરશો તો તેમનામાં આત્મભોગ, આત્માર્પણનો ગુણ કેળવાશે; પરંતુ જ્યાં સદાચારોની અત્યંત જરૂર હોય છે ત્યાં આવા પ્રાર્થના એકદમ નિષ્ફલ નિવડે છે.

તે અમીર વર્ગને વિચારવાની પ્રાર્થના કરે છે, પરંતુ મોટો ભાગ અમીરાઈ ભરેલો નથી; તે નિઃસ્વાર્થી અને વીર પુરુષોના આગળ અરજ ગુજારે છે, પરંતુ મોટો ભાગ મધ્ય પ્રકારની વીરતાવાળો તથા ઘણી થોડીજ નિઃસ્વાર્થ બુદ્ધિવાળો છે; જેમને તેની જરૂર નથી તેમને તે પ્રાર્થે છે; જેમને તેની અત્યંત જરૂર છે, તેમને તે ઉદાસીન, ગતિ વિનાના રહેવા દે છે. હજારો કુટુમ્બોને પાયમાલ કરીને પોતાની મહા સમૃદ્ધિએકઠી કરનાર કરોડાધિપતિ પાસે જઇને તમે તેને આત્મભોગના સૌંદર્ય વિષે, આત્માર્પણના પ્રતાપ વિષે સમજાવી શકશો? સ્વાર્થી નમુનાના લોકનો ઉત્તર આવો હોય છેઃ—ભાવિ માટે મારે મારી જાતનો શામાટે ભોગ આપવો જોઇએ? અથવા મસ્કરો ફ્રેન્ચમેન કહે છે તેમ, " સંતતિએ મારે માટે એવું શું કર્યું છે, કે મારે સંતતિ માટે મારી જાતનો ભોગ આપવો જોઇએ? " તમે કદાચ એમ કહેશો, કે આ એક અતિ અધમ, ઘણો સ્વાર્થી વિચાર છે. હા, તે તેમજ છે; પરંતુ આવા પ્રકારના લોકનેજ નૈતિક સામર્થ્યનું ફરજીઆત બલ લગાડવાની જરૂર ઉભી થાય છે. એ તમને ક્યાંથી પ્રાપ્ત થવાનું છે? આત્માર્પણ વિના કોઈ પણ સમાજ રક્ષિત નથી; ન્હાનાના મોટાને થતા, વ્યક્તિના સામાજીક આત્માને થતા આત્મ સમર્પણવિના પ્રજાકીય જીવનનો કોઈ પ્રકારનો સંભવ નથી, સામાજીક સંસ્થામાં કોઇ પ્રકારની દૃઢતા આવતી નથી; આવા સદાચારનો ઉદય ધર્મમાંથી થાય છે; અસત્ય રીતે ઉપયોગિતાના, જન હિતવાદના નામથી વ્યવહરાતા કંઈકમાંથી તેમનો ઉદય થતો નથી. પ્રજા માટે તો તેજ અત્યંત ઉપયોગિતાનું છે, કે જે એક વિભાગ અને સમગ્ર વચ્ચેના સંબંધને સમજે છે; પરમાત્માને પીછાનનાર,

§ સરખાવો—जाड्यंह्रीमतिगण्यतेव्रतरुचौदंभ:शुचौ कैतवं —ઇત્યાદિ— ભર્તૃહરિ—

## કીર્તિકુમારના ગત ત્રીસ જન્મ.

| સંખ્યા | જન્મનું વર્ષ. | મરણનું વર્ષ. | જાતિ | સ્થલ. | એક જન્મનાં વર્ષ, | બે જન્મ વચ્ચેના ગાળાનાં વર્ષ. | મૂલ-કુલ. | ઉપ-કુલ. |
|---|---|---|---|---|---|---|---|---|
| १ | ઇ.સ.પૂ.२२६६२ | २२५७८ | સ્ત્રી | ઉત્તરઅમેરિકા | ८४ | ८१७ | ४ | २ |
| २ | ,,—२१७५९ | २१७४२ | સ્ત્રી | હિંદુસ્તાન | १७ | २७५ | ४ | ६ |
| ३ | २१४६७ | २१३८२ | પુરૂપ | હિંદુસ્તાન | ८५ | ८०८ | ४ | २ |
| ४ | २०५७४ | २०४६५ | પુરૂપ | હિંદુસ્તાન | १०९ | ९११ | ४ | ३ |
| ५ | १९५५४ | १९४८५ | પુરૂપ | ચીન | ६९ | ६०० | ४ | ४ |
| ६ | १८८८५ | १८८०६ | પુરૂપ | મધ્ય એશિયા. | ७९ | ५९७ | ५ | १ |
| ७ | १८२०९ | १८१३८ | પુરૂપ | ઉત્તર આફ્રિકા | ७१ | ६७४ | ४ | ५ |
| ८ | १७४६४ | १७४०४ | પુરૂપ | મધ્ય એશિયા | ६० | ५२८ | ५ | १ |
| ९ | १६८७६ | १६७९२ | પુરૂપ | સુડોનીસ બેટ | ८४ | ७९७ | ४ | ६ |
| १० | १५९९५ | १५९३७ | સ્ત્રી | મધ્ય એશિયા | ५८ | ५३५ | ५ | १ |
| ११ | १५४०२ | १५३२३ | સ્ત્રી | હિંદુસ્તાન | ७९ | ७७२ | ५ | १ |
| १२ | १४५५१ | १४४६० | સ્ત્રી | હિંદુસ્તાન | ९१ | ८०९ | ५ | १ |
| १३ | १३६५१ | १३५६९ | સ્ત્રી | સુડોનિસ બેટ | ८२ | ६९२ | ४ | २ |
| १४ | १२८७७ | १२७९५ | પુરૂપ | હિંદુસ્તાન | ८२ | ७०२ | ५ | १ |
| १५ | १२०९३ | १२००३ | પુરૂપ | પેરૂ. | ९० | ८२१ | ४ | ३ |
| १६ | १११८२ | १११११ | પુરૂપ | હિંદુસ્તાન | ७१ | ६८२ | [illegible] | १ |
| १७ | १०४२९ | १०२५६ | પુરૂપ | હિંદુસ્તાન | ७३ | ६८४ | ५ | १ |
| १८ | ९६७२ | ९५८६ | પુરૂપ | સુડોનિસ બેટ | ८६ | ८०१ | ४ | ५ |
| १९ | ८७७५ | ८६९२ | પુરૂપ | હિંદુસ્નાન | ८३ | ८४० | ५ | १ |
| २० | ७८५२ | ७७७४ | પુરૂપ | હિંદુસ્તાન | ७८ | ७८८ | ५ | १ |
| २१ | ६९८६ | ६९०९ | સ્ત્રી | ઇજીપ્ત | ७७ | ९४५ | ५ | १ |
| २२ | ५९६४ | ५९४७ | સ્ત્રી. | હિંદુસ્તાન: | १७ | ३१२ | ५ | १ |
| २३ | ५६३५ | ५५८८ | સ્ત્રી | હિંદુસ્તાન | ४७ | ६१८ | ५ | १ |
| २४ | ४९७० | ४९०१ | સ્ત્રી | હિંદુસ્તાન | ६९ | ८६६ | ५ | १ |
| २५ | ४०३५ | ३९६० | સ્ત્રી | ઇજીપ્ત | ७५ | ९०१ | ५ | १ |
| २६ | ३०५९ | २९७८ | પુરૂપ | હિંદુસ્તાન | ८१ | ७९८ | ५ | १ |
| २७ | २१८० | २१२४ | પુરૂપ | હિંદુસ્તાન | ५९ | ५९६ | ५ | १ |
| २८ | १५२८ | १४४१ | પુરૂપ | ઇરાન | ८७ | ८११ | ५ | ३ |
| २९ | ६३० | ५५९ | પુરૂપ | હિંદુસ્તાન | ७१ | ११८३ | ५ | १ |
| ३० | ઇ. સ. ६२४ | ६९४ | પુરૂપ | હિંદુસ્તાન | ७० | १२०२ | ५ | १ |

# प्रथमजन्म.

આપણી વાર્તાના આરંભના જન્મમાં કીર્તિકુમારે ઉત્તર-અમેરિકાના ઉપસાગર ઉપર આવેલાં એક રાજ્યમાં એક બાળાના દેહમાં કીર્તિકુમારીના નામથી જન્મ ધર્યો હતો; તે સમયે આ રાજ્યનું નામ ટૉયૉકલિ હતું. આ સમયે મંગલદેવ રાજાનું રાજ્ય ચાલતું હતું. અત્યંત માયાળુ, નરમ સ્વભાવવાળાં, હેતાળ માતપિતા, કૌમુદિ અને પૂર્ણચંદ્રની કીર્તિકુમારી મોટી દીકરી હતી. પિતા પૂર્ણચંદ્ર એક અતિ સમૃદ્ધિવાળા પુરૂષ હતા; તેમની પાસે પશુનાં ટોળે ટોળાં હતાં એટલુંજ નહિ પરંતુ તેમની જાગીરમાં કોઈક ટેકરીઓવાળા પ્રદેશમાં ઝડપથી વ્હેતી નદિના તટો ઉપરના કાંકરામાંથી ધોવાઈ આવેલા રેતિમાં ભેળવાયલા સોનાનો એક મોટો જથ્થો પણ જામેલો હતો. આ ટોળામાં આપણે વર્તમાનમાં જોઇએ છીએ તેવાં બકરાં ઘેટાં નહતાં પરંતુ વર્તમાનમાં આફ્રિકામાં જોવામાં આવતાં ઘોડાને મળતાં આવતાં કાળીએરોના આકારનાં પ્રાણિઓ હતાં. એક નાના બળદને મળતાં આવતાં માથું, ગરદન અને શીંગડાંવાળો, એક પ્રકારે ભારે શરીરવાળો, લાંબા વાળવાળો બોકડો, વારંવાર જોવામાં આવતું પ્રાણિ હતું; તે દિનોમાં ઉપસાગરની આસપાસ આવેલા ટેકરી પ્રદેશનો વિસ્તાર પણ ભિન્ન આકારનો હતો. વર્તમાનકાલે મિસિસીપીના નામથી જાણીતી નદિ હાલની પેઠે એ રાજ્ય અને લ્યુસીયાનીયાની વચ્ચે વક્રાકારે આસપાસ વ્હેવાને બદલે, હાલના તે નામના રાજ્યના મધ્યમાંથી વ્હેતી હતી. વર્તમાનના કરતાં મેક્ષિકોના ઉપસાગરનો વિસ્તાર પણ ઓછો હતો તથા તેનો આકાર પણ તદ્દન ભિન્ન પ્રકારનો હતો.

કીર્તિકુમારીના ઘરથી થોડેક છેટે વૃક્ષોની એક સુંદર ઘટામાં પંચ-બિંદુ-તારકના આકારમાં બાંધેલું એક ભવ્ય મંદિર આવ્યું હતું; તેના ખૂણાઓમાં મધ્યમાં આવેલા સંસ્કાર-ખંડમાં લઈ જતી નિઃસરણિઓ આવેલી હતી. આ ખંડના ઉપર એક વિશાલ ઘૂમટ આવેલો હતો; તેને અંદરથી ભુરો રંગ લગાવેલો હતો. ઘૂમટની બરોબર નીચે અંદરની ભીંત ઉપર રૂપાના જેવી જણાતી કોઇક ધાતુનું, ત્રણ ફુટ લાંબુ, રૂપકો અને ચિત્ર ભાષાનાં ચિન્હોથી ભરેલું એક પ્રકારનું પટ્ટ આવેલું હતું. સ્પષ્ટ, ધેરા, પ્રતિધ્વનિ કરતા, મધુર અવાજ વાળા સાત રૂપાના ઘંટ, ઘૂમટના ઉપરના ભાગમાં લટકતા હતા. મંદિરની તળેના વિભાગમાં ભોંયરાં આવેલાં હતાં, તે ખાસ અને ગુપ્તપ્રસંગોએ ક્રિયા કાંડમાં વાપરવામાં આવતાં, તેમાં કીમતિ નંગોથી જડેલાં સોનારૂપાનાં પાત્રો વિગેરે રાખવામાં આવતું. ઘૂમટ નીચેનો મધ્ય ખંડ ગોળાકાર હતો, તેની ભીંતોને રૂપકોના આકારો કોતરેલાં બહુ મૂલ્યવાળાં જવાહિરોથી શણગારવામાં આવી હતી, સમગ્ર મંદિરનો આકાર બાઈઝેન્ટાઇન શિલ્પકલાનો નમુનો દર્શાવતો હતો. તેમાં સંસ્કારોની અને માંગલિક પ્રસંગોની ક્રિયાઓ કરવામાં આવતી-મંદિરને બીજે માળે તારકના ખૂણાઓમાં સાધુ-પૂજારીની કોટડીઓ આવેલી હતી; દરેક કોટડીની એક બારી મધ્ય ખંડમાં પડતી હતી; કોઈ કોઈવાર સાધુઓ પોતાની કોટડીઓમાંથી આવી મોટી બારીઓએથી ગૌણક્રિયાઓ અથવા આચારો કરાવતા હતા.

અત્રે કીર્તિકુમારીના જન્મનો અગત્યનો પ્રથમ પ્રવેશ આપણા જોવામાં આવે છે,

૭ માસની ઉમરે થયેલા તેના અર્પણ અથવા ઉપનયન સંસ્કારનો પ્રસંગ છે. આ ક્રિયામાં **બુધદેવે** આચાર્યપદ લીધું હતું, અન્ય ચાર સાધુઓ અને **મહાગુરુ** સહાયમાં હતા, માત્ર તેઓ દિવ્ય દૃષ્ટિવાળાને જણાતા સૂક્ષ્મસ્વરૂપમાં વેદિની આસપાસ ફરતા હતા. અન્ય સાધુઓની ત્રિપુટિ **શુક્રદેવ, ચિદંબરદેવ** અને **બૃહસ્પતિ** હતા. આ ટોળું વિચાર ચલાવતાં બહુજ આનંદ જનક નિવડે એવું છે; આગળ ઉપર **મહારાજસ્યોને** ચાર ભિન્ન પ્રકારે દર્શાવનારી વ્યક્તિઓ આ સમયે ત્યાં આગળ એકઠી થાય એ માત્ર એક અકસ્માત રૂપે ભાગ્યેજ ગણી શકાય. **કીર્તિકુમારિ**ની અર્પણ ક્રિયા મોટે ભાગે જ્યોતિષ સંબંધિ હોય એમ લાગે છે. વેદિ ઉપર વાપરવામાં આવેલો વર્ણ, બાલકના જન્મ સમયે ઉદયસ્થાનમાં આવેલા વારુણી ગ્રહનાવર્ણ સમાન વિજળીના જેવો ભુરો હતો. તેના જીવનમાં આગળ ઉપર આવિર્ભાવ પામતી સૂક્ષ્મશક્તિયોના સુપ્તદશામાં રહેલા સંભવો પણ કેટલીક રીતે આગ્રહની અસરનેજ આભારી છે. અર્પણવિધિના સમયે એક **દેવનાં** દર્શન થયાં હતાં; **મહાગુરુ**ની સંમતિ સહિત બાલકને તેમના રક્ષણમાં સોંપવામાં આવ્યું; ઉપર કહી આવ્યા તેમ **મહાગુરુ** આવા ખાસ પ્રસંગે હાજર રહીને, સૂક્ષ્મ લોકમાંથી **બુધદેવના** કાર્યને દોરતા હતા. **મહાગુરુ** આ લોકના ધર્મના સ્થાપક હતા; છાઇ લેતા **દેવ** અને બાલક વચ્ચે એક પ્રકારનો સંબંધ યોજવાને તેઓ હાજર રહ્યા હોય એમ લાગે છે. કુટુમ્બના આ પ્રથમ જન્મેલા બાલકને તેમણે સ્વાધિનમાં લીધેલું જણાયું તથા આ પ્રમાણે શબ્દો બોલીને પોતાના હાથ તેના ઉપર આશિર્વાદ દેતા હોય તેમ લંબાવ્યા. "આ એક વખત માટેજ નહિ પરંતુ સમગ્ર ભાવિ માટે હું આ જીવાત્માને સંભાળમાં લઉછું."

આ ક્રિયાનો જ્યોતિષ ભાગ સ્પષ્ટ રીતે **શુક્રદેવને** સોંપવામાં આવ્યો હતો; જોકે વિધિના ખરા આચારો **બુધદેવ** આચરતા હતા તોપણ બાલકની જન્મપત્રિકા તેમણે બનાવી હતી તથા તેમાંના ગ્રહોની દશાઓ અનુસાર તેમણેજ જરૂરનાં સાધનો પૂરાં પાડયાં હતાં. ધાતુની બનાવેલી, બહુજ પ્રાણબલ ભરાયલી એક નાની વેદિ ઉપર બાલકને મૂકવામાં આવ્યું હતું; આ વેદિ, મુખ્ય વેદિના અગ્ર ભાગમાં હતી, બાલક, **દેવ** અને **મહાગુરુ** વચ્ચે એક પ્રકારનો પ્રાણત્ત્વનો સંબંધ સાંધવાનાતથા કોઈ પણપ્રકારનાં વિરોધકારક અધમ સત્વોને દૂર રાખવાના ઉદ્દેશથી તે યોજવામાં આવી હતી. ક્રિયાના સમયમાં ઘુમટમાંના સાત રૂપાના ઘંટમાંથી ત્રણ ટુંકાં સંગીતમય વાક્યોનું સંગીત ચાલ્યું. મોટી ચોરસ વેદિની દરેક બાજુના મધ્યમાં તેના સામે મુખ કરીને ઉભા રહેલા પૂજારીઓએ તેની સાથે સમતાલમાં મંત્રોચ્ચાર ચલાવ્યો. ક્રિયાના પ્રસંગે બાલા **કીર્તિકુમારીએ** તેની માતા **કૌસુદ્ધિએ** બનાવેલું ભપકાદાર રીતે ભરેલું ઝભલું પહેર્યું હતું; મંદિરના કેટલાક શણગાર અને સાધુપૂજારીઓના ઝભ્ભા ભરવામાં તે વારંવાર આનંદ લેતી. બાલકના ઝભલામાં મધ્યાકૃતિને સ્થાને એક મોટો હંસ (કદાચ **કાલહંસે**) ભરવામાં આવ્યો હતો, વક્ર સ્વસ્તિકોની આકૃતિઓથી તેની કીનારી ભરવામાં આવી હતી. આ મંદિર પણ ઘણે દૂર **આટલાંટિસ ખંડમાં** (કુશદ્વિપ ?) આવેલા એક મહાન્ મધ્યસ્થમંદિર સાથે સંબંધ વાળું હતું; તેના ઉપર **મહંત** રૂપે **સૂર્યનું** આચાર્યપદ હતું; **સોમદેવ** અને **શનીદેવ** તેમના સહાયકો હતા.

લોકો સહજ ભુરાશ પડતા રંગની જાતિના હતા, ચોથા **મૂલ–કુલના ટલાવટલી**

ઉપ-વિભાગના હતા. વર્ણવાયલી ક્રિયાને એક વર્ષ થયા પછી, કીર્તિકુમારિ એક નાની ડગલાં પગલાં કરતી, ધોળાશ પડતા ભુરા વર્ણની, ખરેખરાં તેની માતાનાં કંકણોને સ્વર્ણનાં ઝાંઝરોને સ્થાને પહેરેલી બાલા રૂપે આપણા જોવામાં આવે છે; માતાના ખોળામાં હોય ત્યારે એમની સાથે રમવામાં બાલક આનંદ લેતું હોવાથી તેણે તેમને નાની ઘુંટણીઓ ઉપર પહેરાવ્યાં હતાં; બાલક ડગલાં પગલાં કરતું ત્યારે તેઓ વારંવાર નિકળી પડતાં હતાં.

આવી જન્મોની વાર્તાઓનાં પાત્રોમાંના એક **સુધન્વાની** સાથે આપણું વારંવાર મળવું થશે, તેની અને આપણી નાયક **કીર્તિકુમારીની** વચ્ચે પ્રબલ પ્રેમભાવ વર્તતો હમેશાં આપણા જોવામાં આવશે. આ સમયે **સુધન્વા** સાધુબૃહસ્પતિનો પુત્ર હતો, ઉપર દર્શાવાયલા અર્પણ વિધિની ક્રિયાના પ્રસંગે **કીર્તિકુમારી** તેની પ્રથમવાર દૃષ્ટિએ ચઢી. તે માત્ર ત્રણ વર્ષની ઉમરનો હતો તોપણ તેનાં માત પિતા તેને આ અર્પણ ક્રિયા જોવાને લાવ્યાં હતાં; માત પિતા સમૃદ્ધિવાન હોવાથી શણગારમાં અને જનયાત્રામાં ઘણોજ પૈસો ખરચવાને લીધે આ ક્રિયા અપૂર્વ પ્રકારે ભભકાભરેલી બની હતી. આ સર્વ ઠાઠમાઠથી તેના ઉપર ઉંડી અસર થઈ, તેનું એકદમ બાળા સાથે પ્રેમનું સંધાન થયું. મોટા થતાં તેણે પોતાનો તેની સાથે લગ્ન કરવાનો વિચાર દર્શાવ્યો. જ્યારે તે થોડાંક વર્ષે મોટો થયો અને ફરીથી આવાને આવા વિચાર તેણે જણાવ્યા ત્યારે તેનાં માતપિતાએ તેને મનમાંથી આવો વિચાર દૂર કરવાની સલાહ આપી, કારણ કે તેઓ ગરિબ હતાં અને **કીર્તિકુમારિનાં** માતપિતા સમૃદ્ધિવાન હતાં. આ ઉભય કુટુમ્બો નદિના સામસામેના કિનારાઓ ઉપર વસતાં હતાં, આ સ્થલે તેની પ્હોળાઇનો વિસ્તાર આશરે એક માઇલ હતો. **સુધન્વાના** વિચારો પોતાનાં માતપિતાંના જેવા નહતા કે પોતાના પ્રેમના સંબંધમાં દારિદ્ર એક પ્રકારના વિક્ષેપ રૂપ ગણાય; તેથી તે બારેક વર્ષનો થતાં અને **કીર્તિકુમારિની** ઉમર નવેક વર્ષની થતાં, પોતાની હૃદયહારિણીને એકાદ મુલાકાત આપવા માટે તે વારંવાર આ નદિને તરી પાર ઉતરતો આપણા જોવામાં આવતો એક પ્રસંગે તે શેરડીના સાંઠાનો એક ટુકડો લેતો આવ્યો હતો તે તેણે એકલાં ખાવાની ના પાડી, તેથી તેમણે જે દિવાલની છાયામાં બેઠાં હતાં ત્યાં તેને વારા ફરતી બચકાં ભરીને ખાવાનો નિર્ણય કરીને આ બાબતનો સલાહ ભર્યો અંત આણ્યો. **સુધન્વા, કીર્તિકુમારીને** વિસારે પાડી શકતો નહિ તેથી તેનો વારંવાર ભેટો કરવાની યુક્તિઓ રચતો. નદિનો પ્રવાહ ઘણો ઝડપવાળો હોવા છતાં, તેની પાર જવામાં ઘણી હિંમતની જરૂર હોવા છતાં હવે તો તેણે તેમાંથી દરરોજ તરી પાર જવા માંડ્યું. આવા પ્રસંગો એ તે ક્યાં જતો હતો તે કોઈના જાણવામાં ના હોવાથી એકલાજ લાંબે લાંબે ભટકતા વિહરતા એક ૦ વિચિત્ર યુવક રૂપે તેની ખ્યાતિ પસરી. આવા એક પ્રસંગે નદિને તરી જતો હતો તેવામાં એક મગરે તેના ઉપર હુમલો કર્યો પરંતુ થોડાક સમય પહેલાં એક મગર જોયલો હોવાથી ઘણા દિવસ સુધી સાથે લઈ જવાતા એક છરા વડે તેના આગલા પગનીચે યુક્તિવડે ઘા કરીને તેને મારી નાખ્યો. **ભાલચંદ્ર, સુધન્વાનો** એક ગાઢ મિત્ર બન્યો, બલ્કે કેટલાંક વર્ષ ઉમરે નાનો હોવાથીમે ાટી ઉમરના યુવકને પૂજવા લાગ્યો; ખુશીથી તે તેની પત્રિકાઓ **કીર્તિકુમારિ** પાસે લઈ જતો, આ પ્રમાણે આ યુવકોના પ્રેમતંત્રમાં મોટે ભાગે સહાયકારક બનતો.

અનેક વર્ષવીત્યાં, બાલકો યુવા અને કુમારિકા દશામાં ખીલ્યાં, પરંતુ હજુએ તેઓ અન્યોન્ય પ્રત્યે દૃઢ ભક્તિવાળાં રહ્યાં. યુવાન કુમારિકાનાં માતપિતા આ સમયે ખાત્રીથી આ સર્વ બાબતથી ભોમીયાં બન્યાં હતાં, પરંતુ પાસે પાઈ વિનાના સહચારિ, ઉપર તેમને વિશેષ સ્નેહ ન હતો, કારણ કે રાજા મંગલદેવના પુત્ર, ગાદીના વારસ વજ્રદેવની પરિણિતા બનવાનો કીર્તિકુમારિ માટે એક ખાસ પ્રસંગ પ્રાપ્ત થયો હતો. કીર્તિકુમારિ પણ કોઈક દિને રાણિ બનવાનું આનંદકર નિવડે, એટલું કબુલ કરતી છતાંએ સુધન્વા માટેના પોતાના પ્રેમનો ત્યાગ કરવાને તૈયાર ન હતી, તેની સાથે પરિણિત થવાની ઈચ્છા દર્શાવતી. લગ્નના સંબંધમાં છેલ્લો નિશ્ચય કરવાના સમયે, તેનાં માતપિતાએ વજ્રનું પાણિગ્રહણ કરવાનો આગ્રહ કર્યાથી, તે હુસકે હુસકે રોવા લાગી, અત્યંત વ્યાકુલ થઈને નિરાશ બની ગઈ. તેની માતાના કોમળ હૃદયથી આ ખમ્યું નહિ, તેના પિતાને પણ ઘણું લાગી આવ્યું તેથી આખરે તેની ઈચ્છા પ્રમાણેનો માર્ગ લેવા દઈને તેને સુધન્વાનું પાણિગ્રહણ કરવાની રજા આપવામાં આવી. સર્વ નક્કિ થયા પછી કૌમુદિએ આ નવીન યુગલને પૈસાની એક મોટી રકમ પલ્લામાં આપવાની તથા વિવાહ કાર્યને શોભા ભરી રીતે ઉદારતાથી પાર ઉતારવાની ઈચ્છા દર્શાવી. સુધન્વા અને તેના પિતા અહંતાવાળા હોવાથી આ બાબતનો સ્વીકાર કરવો ભારે થઈ પડયો, પરંતુ આખરે એ વિષે સમજુતિ કરવામાં આવી. કૌમુદિ અને પૂર્ણચંદ્રે જેટલું જેટલું થાય તેટલું કર્યું, મંદિરમાં આટલી બધી ખ્યાતિ પામેલા બૃહસ્પતિના પુત્રને તેમની પુત્રીએ પસંદ કરવા માટે પોતાની જાતનું અહોભાગ્ય માનવા લાગ્યાં.

ઉભય પક્ષનાં માતપિતાએ છેવટની ગોઠણો કર્યા પછી, સુખી, યુવાન પ્રેમી યુગલનો લગ્નોત્સવ મંદિરમાં પૂર્ણ ઠાઠમાઠથી ઉજવવામાં આવ્યો, મહંત બુધદેવે સુધન્વાના પિતા બૃહસ્પતિની સહાયથી ક્રિયા કરાવી હતી. શ્વેતવસ્ત્રોમાં સજ્જ થયલી કીર્તિકુમારિ અતિ મનોહર લાગતી હતી, સુવર્ણ અને જવાહિરોથી પોશાક ખીચોખીચ ભરેલો હોવાથી આમાં પણ વળી કૌમુદિનું કલા ચાતુર્ય ફરિથી જણાઈ આવતું હતું. ગ્રીસના એક દેવ જેવા સુંદર બુધદેવ અત્યંત અસરકારક અને ગંભિર પ્રકારે લગ્નવિધિના મંત્રોચ્ચાર ચલાવતા હતા, પોતે વરવધુને બાલ્યકાલથી ઓળખતા અને ચ્હાતા હોવાથી પોતાના મંત્રોના વર્ણોચ્ચારમાં પોતાની વિશેષ પોષક લાગણીને વ્યંજીત કરતા હતા. આ લગ્ન ક્રિયામાં કરવામાં આવેલો એક ખાસ સંસ્કાર લક્ષ ખેંચે એવો હતો. આચાર્યે મહાગુરુનું આમંત્રણ કરીને પછીથી સંસ્કારિત કટોરો સુધન્વાને આપ્યો, તેણે તે કીર્તિકુમારિના હાથમાં મૂકયો. તેણે તેમાંથી થોડુંક પાન કરીને, તેને પાછો તેના હાથમાં આપ્યો, તેણે પણ અનુક્રમે તેમાંથી પાન કર્યું. કટોરામાં અને તેમાંના પ્રવાહિ પદાર્થમાં બહુ પ્રબલ પ્રાણતત્ત્વ દાખલ કરવામાં આવ્યું હતું, તેથી તેમાંથી સર્વ પ્રકારનો આ લોકનો પ્રભાવ દૂર થઈને માત્ર મહાગુરુનો પ્રભાવજ પ્રબલ વર્તતો હતો. મહાગુરુનો આશિર્વાદ મળ્યા પછી વર વધુને ગુલાબના ફુલની માળાઓથી વિંટી લેવામાં આવ્યાં; તેઓ ક્રિયામાં ભાગ લેનારા દરેક સાધુ પૂજારીને વારા ફરતી નમસ્કાર કરતાં, હાથો હાથ મેળવીને વેદિની આસપાસ ફર્યાં. આ પ્રમાણે ફેરા ફરી રહ્યા પછી તેમને સાથે સાથે એક જાતની પાલખીમાં બેસાડયાં; એ પાલખીને દોરડાં વતે

ઉંચે ખેંચીને લોકનાં માથાં ઉપર ઉપરિ ભાગમાં હિંચકા ખાતી રાખવામાં આવી, આ સમયે વિશેષમાં આશિર્વાદાત્મક મંત્રોચ્ચાર કરવામાં આવ્યા. આથી, તેમનો અન્યોન્ય પ્રત્યેનો નવીન સંબંધ, અન્ય સર્વ દુનિયાથી અલગ હવેનો તેમનો એકાંત સહવાસ, ઉભયમાંનું એકાદ જણુ શક્તિવાન થાય તેના કરતાં સાથમાં રહીને વધારે વધારે સૂક્ષ્મલોકોમાં જવાનો સંભવ, એક પ્રકારના શ્રેયસ્કર કલ્યાણ માટે સાથમાં રહીને કાર્ય કરવાની યોગતા, વિગેરે વિગેરેનું સૂચન થાય છે. પછીથી વળી તેમને જમીન ઉપર ઉતારવામાં આવ્યાં, મંદિરમાંથી જવાની પૂર્વ તૈયારી રૂપે સાધુ પૂજારીઓએ છેવટના આશિર્વાદ ઉચ્ચાર્યા. તેમને અનેક મનોહર ભેટો આપવામાં આવી, એ સર્વને પ્રાણતત્ત્વથી ભરપૂર બનાવવા માટે મંદિરમાં સાધુઓ પાસે પ્રથમથી લાવવામાં આવી હતી, એ લક્ષમાં લેવા જેવું છે. આ સર્વમાં કમળાકારે બનાવેલું કૌમુદિએ આપેલું એક સુવર્ણ પાત્ર હતું. પૂર્ણચંદ્રે આપેલા કેટલાક સુંદર કોતરકામવાળા લટકાવવાના રૂપાના દિવાઓ મધુર સુગંધિત તેલથી ભરવામાં આવ્યા હતા, તેમનાથી આખું મંદિર મધમધાટ બની રહ્યું.

**કર્મદેવોએ અધ્યાત્મમંડલના** એક વિશાલસંઘને એકઠો કરવા માટે આ જન્મનો ઉપયોગ કરવો ધાર્યો હોય એમ લાગે છે, કારણ કે **કૌમુદિનાં** નવ બાલકો ઉપરાંત **સુધન્વા અને કીર્તિકુમારિનાં** સોળ જન્મ્યાં હતાં. આ સર્વે આગળ ઉપરના જન્મોમાં ફરી ફરી જણાનાર જીવાત્માઓ હતા. જો **રાજાનાં, વજ્રનાં** અને **ભાલચંદ્રનાં** બાલકોનો આમાં સમાવેશ કરવામાં આવે તો એક મોટી સંખ્યા થવા જાય છે, તેમાં **કીર્તિકુમાર અને આદિત્કુમારના** જન્મોમાં સમાવેશ થતાં સર્વે પાત્રો આપણા જોવામાં આવે છે. મંદિરના મહંતો, સાધુપૂજારીઓ પણ **મહાત્માઓ** હોય છે; આપણી વાર્તા આગળ ચાલતાં આપણને તેમનો વારંવાર ભેટો થશે. આ કુટુમ્બોનાં ઘણાંખરાં બાલકોને મંદિરના સાધુઓ શિક્ષણ આપતા તથા કેટલાક પુત્રો તેમના અંતેવાસિઓ બનતા. **કીર્તિકુમારિ અને સુધન્વાએ** સોલ છોકરાં ઉપરાંત એક માત પિતા વિનાના બાલકને દત્તક લીધું, કારણ કે **બુધદેવનો** તેના ઉપર અત્યંત અનુરાગ હતો.

( ચાલુ ).

# નજીકનું ભાવિ.

( અનુસંધાન ગતાંકથી. )

જેમ પ્રજાતંત્રની રાજ્યભાવના છઠ્ઠા ઉપ-કુલના સિદ્ધાંતો સાથે જરાપણ બંધ બેસતી આવતી નથી, તેમ વર્તમાનકાલની અપરિમિત લશ્કરીતૈયારીઓ, એક પ્રકારના સલાહ પરાયણ અને પરસ્પર સહાયક શિષ્ટાચાર સાથે જરાપણ બંધબેસતી થઈ શકતી નથી. **હેગ કૉન્ફરન્સની** સ્થાપના વડે યોગ્ય દિશામાં પ્રથમ પગલું ભરાયું હતું, તેના ફેંસલાવડે ક્યારનાં એ બે ત્રણ નાનાં યુદ્ધો અટકાવી શકાયાં છે. અમેરિકાથી હમણાંજ મારા સાંભળવામાં આવ્યુ છે, કે **અમેરિકન કૉન્ગ્રેસમાં** થોડા સમયમાંજ એક નીચે પ્રમાણે દરખાસ્ત મૂકવામાં આવનાર છેઃ-કૉન્ગ્રેસે એક કમિશન નિમવું, જે અમેરિકાથી દુનિયાનાં વિવિધ રાજ્યોમાં ફરી વળે, સર્વ પ્રકારના તકરારી પ્રશ્નો જેને નિરાકરણ માટે સોંપી શકાય એવી એક **ઇન્ટરનેશલ ટ્રીબ્યુનલ** સ્થાપવાની દરખાસ્ત કરે. મને નથી લાગતું કે આવું કાર્ય સફલ થાય એવું નિવડે; ઝમાનાના એક ચિહ્ન તરીકેજ આ બાબત પ્રત્યે હું માત્ર લક્ષ દોડાવું છું. હમણાં હમણાંજ આવી એક દરખાસ્ત થઈ છે, તે માત્ર ખાનગી મંડલો તરફથી નહિ, માત્ર પરોપકારી પુરૂષો તરફથી નહિ. પરંતુ અમેરિકાની પ્રજાની કૉન્ગ્રેસેજ દુનિયાની સલાહ જાળવી રાખવાનું પગલું ભરવું જોઇએ એવી છે. આવા પ્રકારના એક સંબંધમાં લક્ષ બહાર ના રાખી શકાય એવી એક અન્ય બાબત છે, અને તે **થીઓડૉર રૂઝવેલ્ટની** વ્યક્તિ વિષે છે; દુનિયાની સામાજીક રંગભૂમિ ઉપર ભાગ ભજવનાર અત્યંતખ્યાતિ પામેલા માનવિઓમાંના તે એક છે. તેઓ બે વાર **પ્રેસિડેન્ટ** થયા હતા તથા તેમનું સ્થાન અન્ય પુરૂષે લીધું છે, તેથી કંઈ તેમનુ કાર્ય પૂર્ણ થયું નથી. યૂરપમાં સઘળે ફરતાં માત્ર તાજ ધારીઓને જ મળે એવું માન મેળવનાર એક માનવિ પ્રત્યે દુર્લક્ષ કરી શકાય એમ નથી. માત્ર ગઈ કાલેજ પારિસમાં **સોર્બોર્નના** સ્થલમાં પારિસનાં અગ્રગણ્ય ત્રણ હજાર માનવિઓ, એક પ્રજાસત્તાક રાજ્યના પૌરજનો માટે જરૂરના ગુણોના તેમણે આપેલા વર્ણનને એકીટસે સાંભળી રહ્યાં હતાં. ફ્રાન્સના તે યુવાન અને તોફાની **પ્રજાસત્તાકરાજ્યમાં** તેમણે પૌરજનના ધર્મ સમજાવ્યા, તેમને તીવ્ર ધ્યાનપૂર્વક સાંભળવામાં આવ્યા, તેમનું ભાષણ બધાં પત્રોમાં ઉતારવામાં આવ્યુ'. જો એજ માનવિ અમેરિકામાં ફરીથી **પ્રેસિડેન્ટ** તરીકે પસંદ થાય—આ બાબત વ્યાહારિક રાજ્યનીતિના પ્રદેશની પારની જરા પણ નથી— અને કદાચ તેમને એક **ડીકટેટરના** હક આપવામાં આવે તો સલાહસ્થાપક મંડલનેએક પ્રજાકીય પક્ષરૂપે દુનિયામાં બહાર આવવાનો સંભવ ખાત્રીથી ઉભો થાય; સલાહ સ્થાપવાના ઉદ્દેશ પાછળ લાગેલી એક પ્રજા આપણા જોવામાં આવે; યૂરપની કોઈ પણ પ્રજાઓ કરતાં આ ભાગ ભજવવાને ખરેખરી રીતે અમેરિકાજ વધારે લાયક છે, કારણ કે મોટે ભાગે તે હૂમલાથી સુરક્ષિત છે.

પરંતુ અનિવાર્ય રીતે અત્રેજ પ્રશ્ન ઉભો થાય છે; પ્રાથમિક યુદ્ધ વિના સલાહની સ્થાપના થઈ શકશે ? યૂરપમાંથી નવાઈ પમાડે એટલી બધી ઝડપથી, યૂરપને

સલાહશાંતિમાં જાળવનાર એક વ્યક્તિ ચાલી ગઈ છે; તે વ્યક્તિ આપણા મર્હૂમ **મહારાજાધિરાજની** છે; તેમને **સલાહસ્થાપક**ના નામથી વ્યવહારવામાં આવતા હતા તે કંઈ વૃથા નહોતું. કેટલાક યુદ્ધને વધારે ચ્હાનારા **રાજાઓના** સર્વ પ્રકારના ધૂંધવાટ છતાં તેમણે સમગ્ર યૂરપને સલાહશાંતિમાં જાળવી રાખ્યું હતું. યૂરપની રાજ્ય નીતિ ઉપર આથી કેવી અસર થશે એ કહેવું ઘણું ઉતાવળીઉં ગણાય, પરંતુ હવે **મહારાજા એડવર્ડ** અદૃશ્ય થતાં **જર્મન મહારાજાધિરાજની** અતિ વિખ્યાત આકૃતિ તરફ સ્વાભાવિક રીતે જ એકદમ નજર દોરાય છે; યૂરપની સલાહના રક્ષક તરીકે તેમના મામાનું નામ જેટલું ખ્યાત બન્યું હતું તેટલું તેમનું નામ ખ્યાત હોવાનો ભાગ્યેજ સંભવ છે. તેઓ એક અદ્‌ભૂત શક્તિ અને આકાંક્ષાવાળા છે—ગમે તો તેઓ પોતાની પ્રજાની ઉત્તમ પ્રકારની સેવા યુદ્ધ અથવા સલાહ સ્થાપવા વડે થયલી માનતા હશે, એ કોઇથી કહી શકાય એમ નથી. આટલું તો નકીજ છે, કે એ **મહારાજાધિરાજના** ચાલી જવાથી યૂરપમાં મહાન્ ફેરફારો સૂચવાય છે. અત્યાર સુધી દબાવી રાખેલાં અનેક કારણો હવે સંપૂર્ણ રીતે પ્રવૃત્તિમાન બનશે; વર્તમાનમાં અનેક ફેરફારો થવાનો સંભવ છે; આપણે વિશેષ નહિ તો એટલી તો આશા રાખીએ, કે જેમના હાથમાં રાજાઓ માત્ર પૂતળાં સમાન છે એવી સમર્થ સત્તાઓ વડે આવા ફેરફારો નિયમાશે; જેથી દુનિયાની રંગભૂમિ, પ્રથમ તો પરસ્પર સહાયક અને સલાહપ્રિય છઠ્ઠા ઉપ-કુલની સ્થાપના અને આવાગમન માટે, તથા પછીથી જેના તે પ્રથમ-સૂચક રૂપ છે તેવા, હજારો લાખો વર્ષમાં બુદ્ધિનો વિકાસ સાધનારા છઠ્ઠા મૂલ-કુલના જન્મ માટે તૈયાર બનાવી શકાય. બ્રહ્મવિદ્યાના સિદ્ધાંતોનો અભ્યાસ કરેલા તથા તેમને દરરોજના જીવનમાં, સામાજીક અને પ્રજાકીય જીવનમાં ઉપયોગમાં લેવાનો પ્રયત્ન ચલાવનારા આપણે માટે તો પરિણામ સ્પષ્ટ અને અનિવાર્ય છે. ગમે તો વાદવિવાદદ્વારા અથવા યુદ્ધદ્વારા એક પ્રકારે દુનિયામાં સઘળે ફેલાયલી સલાહની સ્થાપના થશે.

ત્યારે તો, આપણે આશા રાખી હતી તેના કરતાં ઘણીજ ઝડપથી આપણા ઉપર આવી પડતા એક ભાવિને લક્ષમાં લેતાં, જેમાં બનાવો દુનિયાની રંગભૂમિ ઉપર ધસતાં ધસતાં, નવાઇ ભરેલી તાકીદથી બાબતોના વલનને ફેરવી નાખતા, જાણે કે એક બીજા ઉપર ગબડી પડવાનો સંભવ જણાય છે, તેવામાં અધ્યાત્મમંડલનું કર્તવ્ય કેવા પ્રકારનું હોવું જોઇએ ? આપણું કર્તવ્ય સ્પષ્ટ રીતે, ગત પાંત્રીશ વર્ષથી આપણે જે સિદ્ધાંતો ચર્ચીએ છીએ તે ભાર મુકીને દર્શાવવાનું છે; નજીકના ભાવિમાં થવાના અનિવાર્ય ફેરફારો, વર્ષો વર્ષ વધતા જતા વિગ્રહખાતાના અસહ્ય બોજાને લીધે વર્તમાન માર્ગોએ પ્રજાઓને આગળ વધવાના અસંભવ પ્રત્યે લોક લક્ષ દોરવાનું છે. અત્યંત બલવાન બની જવાની ગાંડી શરતનો, અન્ય પ્રજાઓને હઠાવવાની હરિફાઇનો, સર્વ પ્રકારના ઉત્પાદક ઉદ્યોગને કચરી નાખતા ભૂદળ અને જળદળને બલવાન બનાવવાના જબરા અને જીવતોડ પ્રયત્નોનો—આ સર્વેનો, વિગ્રહ પરાયણતાના હમેશાં વધતા જતા બોજાનો, ગમે તો પ્રથમથી એક અંત થઇને ભૂદળ જળદળોને વિખેરી નાખીને અથવા સમગ્ર દુનિયામાં ફેલાયલા વિગ્રહ વડે અંત લાવવાની જરૂર છે. નજીકના ભાવિમાં આમાંનું એક અથવા અન્ય નિશ્ચિત થયલું છે. આપણું કર્તવ્ય સ્પષ્ટ છેઃ સલાહશાંતિમય જીવન ગાળવું, તેનોજ ઉપદેશ આપવો. વ્યક્તિઓની

પેઠે પ્રજાઓના સંબંધમાં પણ કર્મ એક પૂરી થયલી બાબત સમાન નથી. વર્તમાનમાં વિગ્રહ માટે અનેક કારણો પ્રવૃત થયાં છે. ઉપર ચોટીયા અવલોકનકારને પણ આતો સ્પષ્ટ જણાઇ આવે છે. સલાહ માટે પ્રવૃત્ત થયલાં કારણો આટલાં બધાં સ્પષ્ટ નથી, જો કે તેઓ પણ અતિ બલવાન છે. લોક સમૂહોમાં, પોતાના રાજ્યકર્તાઓને ખાતર, તેમને જરા પણ આનંદ ના પડે એવા યુદ્ધમાં ઝંપલાવા પ્રત્યે, દુનિયાનાં બઝારો માટે પાશવ વિગ્રહમાં પોતાનાં જીવનો હોમવા પ્રત્યે, એક પ્રકારનો અણગમો વધતો જાય છે; આવો વધતો જતો અણગમો, એજ સલાહશાંતિ માટે એક મહાસમર્થ સત્તા સમાન છે; આવી એક સત્તા પ્રત્યે દુર્લક્ષ કરવાની કોઈ રાજાધિરાજની હિમત ચાલી શકશે નહિ. વળી અનેક મંડલોવડે, દરેક પ્રજામાં ઘણા લોકવડે સલાહશાંતિ માટે ચલાવાતી મહાન્ હીલચાલો, એ પણ એક અસરકારક સત્તા સમાન છે; આપણે પણ આપણા પ્રયત્નો આવા માર્ગોએ દોરવાની જરૂર છે. ત્યારે તો એક બાજુએ આ સર્વ છે, અને અન્ય બાજુએ પ્રજાકીય વૃદ્ધિ માટે પ્રવર્તતાં લોભ અને તૃષ્ણા છે; દુનિયાના એકઠા કર્મમાં આ શક્તિયો એટલી બધી સમાન થવા આવી છે, કે ગયાં ત્રીશવર્ષમાં અનેકવાર કોનો જય થશે, એ સંશયવાળું થઈ પડ્યું છે; પ્રબલ પ્રયત્નવડે, સલાહ તરફ દોરતી સર્વ શક્તિઓની સહાય લઇને, દુનિયાની સલાહશાંતિ જાળવી રાખવાને મહાન્ **ધવલસંઘ** શક્તિવાન બન્યો છે. વિગ્રહની અણી ઉપર વાત આવી પહોચતામાંજ, દષ્ટાંત તરીકે દક્ષિણ આફ્રિકામાં વિગ્રહ થવા દઇને, અનેકવાર યૂરપમાં જાગી ઉઠે એવા વિગ્રહને દૂર રાખવામાં આવ્યો છે. ફરીથી વળી દુનિયા એક વિગ્રહની અણી ઉપર આવી પડી છે, તેને ઉપજાવે એવી શક્તિયોને નિર્બલ બનાવવાને **ધવલસંઘ** પોતાનાથી બની શકે તેટલું કરી રહ્યો છે; પરંતુ આવો પ્રશ્ન એટલો બધો ચર્ચાઈ રહ્યો છે, કે ત્રાજવાનાં પલ્લાંને સમતોલ બનાવવામાં સલાહ શાંતિ માટેની દરેક વધારાની શક્તિ અમૂલ્ય થઈ પડે એમ છે. તમારામાંના કેટલાકને એમ લાગતું હશે, કે **ધવલસંઘ** કંઈ પણ કરવાને સમર્થ હોવો જોઇએ. આમ નથી. તેતો સમાધાની કરે છે. તે થોડું ઘણું દબાણ ચલાવી શકે. તેતો એક પક્ષને સહજ નિર્બલ બનાવે, અન્યને સહજ પ્રબલ બનાવી શકે. તે કંઈ દુનિયાના કર્મના મહાભારને ઉઠાવી શકે નહિ. તેતો માત્ર જ્યાં ત્રાજવું લગભગ સમાન હોય ત્યા એક અન્ય પલ્લાંને ભારે બનાવી શકે. તેથી આપણા **મંડલની** મુખ્ય ફરજ સઘળે સલાહ શાંતિનો ઉપદેશ કરવાની છે, આપણો ખાસ લાભ એ છે, કે દુનિયાની દરેક શિષ્ઠ પ્રજામાં આપણે વેરાયલા છીએ, છતાં એ આપણે એક સમૂહ છીએ- બંધારણની ઉપયોગીતાની ઓછી કીમત આંકશો નહિ. બંધારણમાં બંધાયલા, સાથમાં રહી કાર્ય કરતા લોકનો એક એકત્ર સમૂહ માત્ર તેમની સંખ્યાથી સૂચવાય તેના કરતાં વિશેષ બલવાન છે; દરેક પ્રજામાં પથરાયલું આપણું આ મંડલ જેમાં વિચારવંત અભ્યાસિઓ, ઉત્સુકલોક એકઠા થયલા છે-આવું એક મંડલ દરેક પ્રજામાં **બોધિગુરુઓ** માટે એક માર્ગ સમાન થઇ શકે; આપણે એક સમૂહ રૂપે ઉપજાવી શકીએ તેના કરતાં સલાહકારક હીલચાલોનો વિશેષ બલવાન પ્રવાહ આપણા દ્વારા દરેક પ્રજામાં વહેવરાવવાને **તેઓ** સમર્થ થઈ શકે. ત્યારે તો તમારાં દરેરોજનાં પ્રાર્થના અથવા ધ્યાનમાં સલાહ શાંતિના વિચાર ચલાવો; ગમે તો કુટુમ્બમાં, કલબમાં, નાની મીટીંગોમાં અથવા વિશાલ સભાગૃહોમાં સઘળે સલાહ શાંતિનીજ વાર્તા ચલાવો. હમેશાં વિગ્રહનાં

ઘટાડે" એવાં હોય તેમના વચ્ચે પરસ્પર સમજુતિ કરાવવાનો છે. એવી દરખાસ્ત લાવવામાં આવી છે, કે **અમેરીકાનાં યુનાઇટેડ સ્ટેટસની કૉંગ્રેસ, પ્રેસિડેન્ટને** પાંચ મેમ્બરોનું એક કમિશન નિમવાની સૂચના કરીને, આમાં આગળ પડતો ભાગ ભજવશે; આવું કમિશન એક **ઈન્ટરનેશનલ-ફેડરેશન** સ્થાપવાની દરખાસ્ત લઇને વિવિધ રાજ્યોની સરકારો પાસે જશે; આવું ફેડરેશન, "પ્રજાઓ વચ્ચે ઉઠતી સર્વ પ્રકારની તકરારોનો છેવટના ફેંસલા આપીને નિર્ણય કરનારી એક **કૉર્ટની** સ્થાપના કરીને, તે દ્વારા સલાહ શાંતિ જાળવી રાખવાની હદમાં બંધાયલું રહેશે." **આ કૉર્ટના** અધિકારમાં "છેવટના ફેંસલા પાર ઉતારવા માટે" એક હથિયારબંધ ફોજ રહેશે. આવા સર્વ પ્રકારના પ્રયત્નો યોગ્ય દશાએ પ્રવર્તે છે; પ્રજાઓની પરસ્પરની તકરારનો નિર્ણય લાવવા માટેના યુદ્ધને, બે માનવિઓ વચ્ચેની તકરારનો નિર્ણય લાવવાને કરવામાં આવતા દ્વંદ્વ યુદ્ધ અથવા મુક્કાબાજીના જેટલુંજ ઘાતકી અને જંગલી માનવામાં આવશે, એવા એક દિનનો ઉદય નજીકમાં આવતો જાય છે. જો આ બાબતમાં એક પ્રજાકીય **પાર્લામેન્ટ** આગળ પડતો ભાગ ભજવે—**યુનાઇટેડ સ્ટેટસની કૉંગ્રેસ** (પાર્લામેન્ટ) કરતાં અન્ય કોઇ પણ આ ભાગ ઉત્તમ પ્રકારે ભજવી શકશે નહિ—તો એક આગળ પડતું મહા પગલું ભરવામાં આવે.

*
**

વર્તમાનપત્રોમાં અર્થસૂચક બે બાબતો ચર્ચાતી જોવામાં આવે છે. અમેરિકાના ટેક્ષસ પ્રાંતમાં આવેલા **ગેલ્વેસ્ટનમાં** લોકો પોતાની મ્યુનીસીપાલીટીથી એટલા બધા કંટાળી ગયા, કે તેમણે તેનો નાશ કરીને ચાર અથવા પાંચ માણસની એક **ડીકટેટરશીપની** પસંદગી કરી છે, તેને વ્યાવહારીક રીતે પ્રતિબંધ વિનાની સત્તા આપવામાં આવી છે. આ બાબત એટલી બધી ઉત્તમ પ્રકારે ચાલી છે, કે બીજાં શહેરોએ **ગેવેસ્ટનનો** દાખલો લીધો છે, **મ્યુનિસીપાલીટી**ઓ ઘસડાઈ જવા માંડી છે અને તેનું સ્થાન "શિષ્ઠ પુરુષોએ" લેવા માંડ્યું છે. કલકત્તાનું **સ્ટેટસમેન** લખે છે:—

**નવીન માર્ગનો લાભ એટલી યથાર્થ બાબતમાં સમાય છે, કે નાગરિક રાજ્ય કર્તાઓની સંખ્યાની ચાર અથવા પાંચની હદ બાંધીને, પોતાના સાથિઓમાં આગળ તરી આવતા તથા નાગરિકોના સામાન્ય સમૂહથી વિશ્વાસ રાખી શકાય એવા, સામાજીક ઉત્સાહવાળા તથા સત્ય માટે જાણીતા થયલા પુરૂષોને પસંદ કરવાનું સંભવિત થઇ શકે છે.**

*ઠીક; પ્રજા તંત્રની ભાવના, કંઈ પણ હિસાબ વિનાના એક અજ્ઞાની ટોળાને પસંદ કરવાને બદલે શિષ્ઠ પુરૂષોમાંના થોડાકને પસંદ કરીને તથા તેમને સત્તા આપીને મ્યુનીસીપલ કારભારના એક પ્રકારના ઉત્તમ નમુના તરફ પોતાનો માર્ગ લેતી જાય છે. આ માર્ગે કંઈક આશાનો સમાવેશ થાય છે. એટલું સ્મરી રાખવું આનંદકારક છે, કે પ્રજાસત્તાક* **રોમના** *પ્રજાતંત્રને* **કંઈ કાર્ય કરવાનુ** *આવતું ત્યારે તે એકદમ એક* **ડીકટેટરને** *પસંદ કરતું.*

એક બીજી અર્થ સૂચક બાબત એ છે, કે લંડનમાં **એમ. પીકોન** સાથે જર્મન રાજાધિરાજે એક **યૂરોપીઅન કૉન્ફીડરેશન** સ્થાપવાની યોગ્યાયોગ્યતા વિષે વાદવિવાદ ચલાવ્યો હતો, એવી એક વાર્તા પ્રચલિત બની છે. સ્વાભાવિક રીતે આવી વાર્તાનો "ઑફીશીઅલ રીતે નકાર ભણવામાં આવે છે," પરંતુ આવી એક વાર્તાહેલાય એ પણ એક ઝમાનાનું ચિહ્ન છે. આ સંબંધમાં એટલું લક્ષમાં લેવા યોગ્ય છે, કે **ક્રિશ્ચિયાનીયામાં મી. રૂઝવેલ્ટે** ભાષણ કરતાં-બાવન મ્યુનીસીપાલીટીઓએ પૂરા પાડેલા ગાર્ડ ઑફ્ ઓનરના રક્ષણમાં **નોર્વેના** રાજા રાણી સાથે તેમને નેશનલ થીએટરમાં લઇ જવામાં આવ્યા હતા—એવી દલીલ કરી હતી કે, **હેગમાં** સ્થપાયલી કોર્ટો મારફતે પ્રજાઓની પરસ્પરની સલાહ શાંતિ અને ન્યાય માટે એક **વર્લ્ડ-ફેડરેશનની** સ્થાપના કરી શકાય, તથા **મોટાં રાજ્યોએ** "માત્ર પોત પોતાના મધ્યમાં સલાહ શાંતિ જાળવી રાખવા માટે નહિ, પરંતુ બીજા તેમાં ભંગ કરે તે બલવડે અટકાવવા માટે એક **લીગ-ઑફ્-પીસની** સ્થાપના કરવી જોઇએ. "આવો સંયોગ સાધનાર એક રાજ્ય કર્તા અથવા રાજ્યદ્વારી પુરૂષ સર્વ સમય માટે ઇતિહાસમાં પોતાનું નામ અમર કરી જશે તથા તે બધી માનવ જાતના આભારને પાત્ર થશે." શામાટે **મી. રૂઝવેલ્ટ** જ આવા એક રાજ્ય કર્તા ના નિવડે ? અમેરિકાના રિપબ્લીકના પ્રેસિડેન્ટ તરીકે તેઓ ફરીથી ચૂંટી કઢાવાની ચર્ચા ચાલે છે. અમેરિકાના એક વર્તમાન પત્રમાં થોડા સમય પૂર્વેજ લખવામાં આવ્યું હતું, કે જો તેમની ફરીથી ચૂંટણી થશે તો, એક ડીક્ટેટરનો અધિકાર તેમને અર્પવા માટેજ તેમ કરવામાં આવશે. એક બીજા વર્તમાનપત્રમાં દર્શાવ્યું છે, કે જ્યારે તેઓ **હેપ્સબર્ગની** ઘોરોની મૂલાકાત લેવા ગયા ત્યારે ત્યાં એક વાવાઝોડું થયું હતું; વળી "એવી દંત કથા ચાલે છે, કે જ્યારે જ્યારે 'એકસીઝર' આ ઐતિહાસિકવિશ્રામસ્થલોની મૂલાકાત લે છે ત્યારે ત્યાં વાવાઝોડું થાય છે." એક બીજા વર્તમાનપત્રમાં એક ચોપાનીયા વિષે ચર્ચા કરે છે, તે ભાવિ સૂચન કરે છે, કે આજથી દશ વર્ષ પછી **હેગમાં** દુનિયાની એક સંપમાં જોડાયલી પ્રજાઓના પ્રેસિડેન્ટ તરીકે થીઑડૉર-રૂઝવેલ્ટને નીમવામાં આવશે. **ધર્મદાસ મેર્ઇલના** લેખ પ્રમાણે "લંડનનું એક વર્તમાનપત્ર" જણાવે છે, કે એ ખંડનું **ફેડરેશન** સિદ્ધ થાય તો **યૂરપનું** પ્રેસિડેન્ટપદ સ્વીકારાવવા માટે **મી. રૂઝવેલ્ટ** પાસે જવામાં આવ્યું હતું, પરંતુ તેમના સુપ્રસિદ્ધ વ્યાવહારિક જ્ઞાન સહિત તેમણે કોઈ પ્રકારનો નિશ્ચિત ઉત્તર આપ્યો નથી." શું પ્રવાહના વ્હેણને દર્શાવતાં આ બધાં તણખલાંજ હશે ? માર્ચ માસના **થીઑસૉફિસ્ટમાં મી. લેડબીટરે** (ઝાડ મૂલ-ફુલ વિષે) દોરેલા ચિત્રનો જલદીથી અનુભવ થાય, એવા પ્રકારની એક લાગણી આ સર્વથી સૂચવાય છે.

*
* *

ઓગસ્ટ માસના થીઑસોફીસ્ટમાં વિદુષિ વસંત નિચે પ્રમાણે જણાવે છે:—

ગયા માસના આપણા પ્રથમ પેરેગ્રાફમાં સલાહ જાળવવા જુદાં જુદાં રાજ્યો પાસે જનાર પાંચ મેમ્બરોનું એક કમિશન નીમવાની કોન્ગ્રેસને ભલામણ કરવા વિષે લખવામાં

આવ્યું હતું. હમણાં એવું વાંચવામાં આવે છે, કે પ્રતિનિધિઓના બનેલા હાઉસમાં એક દરખાસ્ત પસાર થઈ છે; પ્રેસિડેન્ટ ટેફ્ટને "વિશ્વવિસ્તૃત સલાહ સ્થાપવાના ઇરાદાથી વિદેશી સરકારો સાથે મસલત ચલાવવા જનાર સુવિખ્યાત પાંચ અમેરિકનોનું એક કમિશન" નિમવાની ભલામણ કરવામાં આવી છે. આ દિનોમાં બનાવો ઝડપથી બન્યાં જાય છે. એમ સૂચવાય છે, કે મી. રૂઝવેલ્ટે આ કમિશનનું મુખીપદ લેવું જોઇએ, સ્પષ્ટ રીતે તેઓ જ આ કાર્ય કરી શકે એવા પુરૂષ છે. ક્રિશ્ચિયાનિયામાં તેમણે આપેલું ભાષણ—જે વિષે પ્હેલાં આપણે સૂચના કરી હતી—અમેરિકામાં ઘણું વખાણ પાત્ર બન્યું છે; "પ્હેલાંના પ્રેસિડેન્ટ યુદ્ધને અસંભવિત બનાવતી એક હીલચાલનું મુખી પદ લેશે, એવી કેટલાક અમેરિકાવાસિઓની દૃઢ ખાત્રીને" તેથી ટેકો મળી રહે છે. એમ પણ સૂચવવામાં આવે છે, કે "દુનિયાની સલાહ શાંતિનો આધાર આઠ પુરૂષોના હાથમાં રહ્યો છે..........ઓછામાં ઓછા આ આઠમાંના ૭ પુરૂષો તો સલાહના ઉપદેશકો છે." હાઉસને સ્વાધીન કરવામાં આવેલા ઠરાવો નીચે પ્રમાણે હતાઃ—

યુનાઇટેડ સ્ટેટ્સના પ્રેસિડેન્ટે પાંચમેમ્બરોનું એક કમિશન નિમવું, આવા કમિશનનાં કામો નીચે પ્રમાણે હોવાં જોઇએઃ—

પ્હેલું—બીજાં રાજ્યોના લક્ષમાં એટલી સત્યવાત ઠસાવવી, કે એક ઇન્ટરનેશનલ ફેડરેશનની સ્થાપના વડે, લશ્કરી ખરચના ભારે બોજામાંથી તથા વિગ્રહનાં સંકટોમાંથી ઉત્તમ પ્રકારે છૂટકો થઈ શકે એમ છે.

બીજું—એક ઇન્ટરનેશનલ કોર્ટની સ્થાપના વડે સલાહ જાળવી રાખવાની હદમાં બંધાયલા એક ફેડરેશનની કલમોનો મુસદ્દો બનતી તાકીદથી કૉન્ગ્રેસને પૂરો પાડવો; આવી એક કોર્ટને પ્રજાઓ વચ્ચેની તકરારોનો ફેંસલો આપીને નિર્ણય કરવાની, તથા ફેડરેશનના લશ્કર વડે આવા ફેંસલા પ્રમાણે વર્તાવવાની સત્તા હોવી જોઇએ; આવું એક લશ્કર ફેડરેશનના હવાલે હોવું જોઇએ, તે સંપૂર્ણ રીતે તેની આજ્ઞામાં રહે.

ત્રીજું—લશ્કરી બાબતો માટેનાં રાજ્યનાં ખર્ચોને ઓછાં કરવાનાં તથા વિગ્રહના સંભવ ઓછા કરે એવાં અન્ય કોઈ પણ સાધનોનો વિચાર કરીને રીપોર્ટ કરવો.

આ પ્રમાણે પ્રથમ મહા પગલું ભરવામાં આવ્યું છે.

---

# આનું નામ તે કદરદાની!!!

વર્ષોથી પોષણ આપતી ઘરની ગરીબડી ગાય કે ભેંસ છેક ઘરડી થઈ, અને દૂધ દેતી હમેશને માટે બંધ થઈ. તેનાથી હવે સ્વાર્થ સરવા જેવું રહ્યું નથી. પાધરી પધરાવી દો તેને પાંજરા પોળમાં ગાયને વાછડો આવ્યો, વળી ભેંસે પાડો જણ્યો, તે દૂધ નાહક ખાવી જશે, અને ઘરમાં તેથી ઉલટું પડશે; તેને વધારે મુદત ઘેર ગોંધી ન રાખતાં મુંગે મોઢે પાંજરા પોળનો રસ્તો પકડાવો। ઘોડા કે ઘોડીએ લાંબી મુદત નોકરી આપી. આખરે તે તદન નાકોવત થઈ પડી, સ્વારી લાયક બીલકુલ રહ્યાં નથી, તે ફોકટનું ખડ ખાય છે. અને નકામી જગો રોકે છે. તેને પાંજરા પોળમાં પરમાર્થે અર્પણ કરી દો। બેલમાં ખેતી ટરવાનું કે ગાડું ખેંચવાનું બળ ખીલકુલ રહ્યું નહીં, તેથી નિરર્થક ઘેર બાંધી રાખી ખોટનો ધંધો કોણ કરે ? તેથી તેને તરતજ પાંજરા પોળમાં મોકલી આપો। બકરીઓએ લવારા જણ્યા, તે છોને જ્યાં ત્યાં જંગલમાં પડ્યા। તે જીવે કે જીંદગીથી જાય, અગર કસાઇને કામ આવી જાય, તેનું માલિકને સ્નાનસુતક શાનું ? પ્રાણ બચાવવાની જેને પરવા હશે, તે પોતે પાંજરાપોળમાં પહોંચતા કરી દેશે। આપણે તેમાં કાંઇ લેવા દેવા નહીં। એવાં અનાથ અબોલ, લુલાં લંગડાં અને આંધળાં પાંગળાં, અવદશામાં આવી પડેલાં પામર પશુઓ જેઓ આપણી દિલસોજી માટે મજબૂત હક્ક ધરાવે છે, તેના નિભાવને માટે કાઢેલી **જુનાગઢ પાંજરા પોળ લૉટરી ભાગ ચોથાની ટિકેટો હાલ વેચાય છે, તે ખરીદ કરીને સૌએ પોત પોતનો બનતો હિસ્સો અવશ્યમેવ આપવો જોઇએજ.** દર ટિકેટની કિંમત રૂપિયો એક છે. ટિકેટો ટપાલ દ્વારા " વેલ્યુપેયેબલ " રીતે પણ મોકલાય છે. કુલ ઇનામની સંખ્યા એક હજાર છે. તેમાં પહેલું ઇનામ રૂપિયા ચાર હજારનું છે. ટિકેટો વગર વિલંબે ખરીદીને સ્વાર્થની સાથે પરમાર્થ સાધો। તમારૂં નશીબ અજમાવો, આવી તક ખોશો નહીં ભાગ્ય દેવી પ્રસન્ન થશે તો એકદમ પૈસાદાર થઈ પડશો।

**પુરૂષોત્તમ કહાનજી ગાંધી લીંબડીવાળા.**

જુનાગઢ ( કાઠિયાવાડ. )

---

# અમૂલ્ય ભેટો.

નીચેનાં પુસ્તકો કે વસ્તુઓમાંથી કોઈ એક પુસ્તક કે વસ્તુ મગાવનારને તેની કિંમત કે પોસ્ટેજ કંઇ પણ લીધા વગર તદન મફત મોકલવામાં આવે છે, પણ એક કરતાં વધારે પુસ્તક કે વસ્તુ મગાવનારે તે વધારાના દરેક પુસ્તક કે વસ્તુ બદલે અરધા અરધા આનાની ટીકીટ મોકલવી.

---

**બ્રહ્મચર્ય**—બ્રહ્મચર્યનો અલૌકિક પ્રભાવ દેખાડનારો દાખલા દલીલો સાથનો ઉત્તમ નિબંધ.

**સ્ત્રીસમાગમ**—દીર્ઘાયુ તથા આરોગ્યની જાલવણી માટે સર્વોત્તમ શાસ્ત્રીય નિબંધ.

**સ્વપ્નવિચાર**—શુભાશુભ સ્વપ્નોનાં ફળોના નિરૂપણની ચોપડી.

**સતી દ્રૌપદી**—શ્રીકૃષ્ણ પરમાત્માનાં પત્ની સત્યભામા પ્રત્યે સતી દ્રૌપદીએ પાતિવ્રત્ય વિષે જણાવેલા ઉત્તમ વિચારો.

**ફેન્સી બુકમાર્ક્સ**—પુસ્તકો વાંચતી વખતે તેમાં નિશાની રાખવાનું ઉત્તમ સાધન માત્ર અંગ્રેજી જાણનારાઓએજ આ બુક માર્ક્સ મગાવવા.

**માલિની**—ઘણી બાબતોનું જ્ઞાન આપનારી રસીલી વાર્ત્તા.

**કામશાસ્ત્ર**—ઉછરતી વયના અજ્ઞાન બાળકોથી થતી ભૂલોપર લક્ષ ખેંચનારો અપૂર્વ વિષય.

**સંગીત કામશાસ્ત્ર**—મનપસંદ ઢબની અસરકારક કવિતાઓમાં આખું કામશાસ્ત્ર.

**બહાદુર**—ભીમસેન તથા અર્જુનના ગર્વનો નાશ કરવાની શ્રીકૃષ્ણની અપૂર્વ યુક્તિ.

**દૈવજ્ઞવિદ્યા**—ભવિષ્યપ્રશ્નના જવાબોનું પુસ્તક.

**પુનર્લગ્ન અને પશ્ચાત્તાપ**—એક અસરકારક નિબંધ.

**આયુર્વેદ રહસ્ય**—હિંદી અને અંગ્રેજી ભાષાનું વૈદક ચોપાનીયું. માત્ર નમુનોજ મફત.

**ફેન્સી પોસ્ટ કાર્ડ**—ઉંચી જાતનાં જાડાં, લીસાં, સુશોભિત કાર્ડો,

**બાવીસ રસીલી વાર્ત્તાઓ**—લક્ષ્મી અને સરસ્વતી, જેવી વૃત્તિ તેવું ફળ કૃતઘ્નપણું, ઇશ્વરનો અનુગ્રહ, વાદીના ગેરલાભમાં અપાયેલો ફેંસલો; એ પ્રમાણે બાવીશ વાર્તાઓનો સંગ્રહ.

**સિકંદર બાદશાહે કરેલી અમૃતની શોધ**—એરિસ્ટોટલ, ખ્વાજા ખીજર અને અહેતર અલીયાસના ચમત્કારિક ચોકસ ઈતિહાસ સહિત જાણવાજોગ રમુજી વાર્તા.

**અલંકાર મણિમાળા**—ઉપમા આદિ ૬૩ અલંકારોનાં દૃષ્ટાંત તથા સમજ સાથનું સંસ્કૃત પુસ્તક, માત્ર બી. એ. કલાસમાં અભ્યાસ કરતા સંસ્કૃત ભાષાના અભ્યાસીઓનેજ ભેટ અપાય છે.

**આયુર્વેદ માર્ગોપદેશિકા**—જુદાં જુદાં ત્રેસઠ દરદોનું વર્ણન, કારણ તથા ઉપાયોનું ઘણું સરસ પુસ્તક, આ પુસ્તક માત્ર અમારા ગ્રાહકોનેજ ટપાલ ખર્ચનો અરધો આનો લઇ મોકલવામાં આવે છે.

**સુવાવડ**—સ્ત્રીઓને પ્રસવ થવાના નાજુક અને ગંભીર મામલા વખતે ધ્યાનમાં રાખવાની જરૂરની સૂચનાઓ.

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી,**
આતંકનિગ્રહ ઔષધાલય,
જામનગર-કાઠીઆવાડ.

RG. No. B 764

આદ્યતંત્રી.
શ્રી મણિલાલ નભુભાઈ [illegible]
[illegible] દ્વિવેદી.

# સુદર્શન.

મંત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि"—भागवतम

તંત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી

[ પુસ્તક ૨૫, અંક ૯ ] (માસિક) [ જુન. ૧૯૧૦. ]

## અનુક્રમણિકા.



અમદાવાદ-યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડ

આદ્યદ્રષ્ટા.
એક અભેદમાર્ગ પ્રવાસી
[illegible] મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

મન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૫, અંક ૯ ] (માસિક) [ જુન. ૧૯૧૦. ]

## प्रास्ताविक-संग्रह.

( મળેલું. )

વાર વાર વ્હાલી ઓ એ વારી વારી રાખી પણ,
વાતમાં ને વાલમાં વીતી ગઈ વિભાવરી;
વાર વાર પ્રેમના પયોધિરૂપ પ્રાણનાથ,
પાય પડયો તોય મતિ રહી ગઈ વ્હાવરી;
ગુંથી ગુંથી હાર વાડી સખીમાં તૈયાર ગયો,
યાર, કરમાય છે ગુલાબ ગુલદાવરી;
રસિક રસાલ કર્યો બાલને બેહાલ તને,
ધીક્કરે હઠીલી જેને મહા મોહમાં વરી.

*
* *

ચકોરીઆ મતિ મારી નયન ન્યારાં વિકાસિ રહી,
પીયૂ દર્શન સુધા સુની જનમ જન્મોની પ્યાસી રહી;

ગયો કો દેશમાં પ્યારો જગત અંધારૂં મૂકીને,
ભલે બારે ઉગે ભાનુ મને મ્હારે ઉદાસી રહી.

*
* *

કહો કોઈ નહીં કાંઈ મદીરા મસ્ત મ્હારાને;
નજર બદ ના કદિ લાગો વિરહના પ્રાણ પ્યારાને.

*
* *

રહે રહેરે દીપની શિખા હવે જો નિશા રહી થોડી છે;
મગજે મદિરા મસ્તની હવે જો નિશા રહી થોડી છે.

*
* *

અરે દીલ થઈ રહે તૈયાર સજન ભર પ્યાર આવે છે;
સુગંધી હાર ગજરાની ભભક્ત મ્હેંક આવે છે;
સુરાહી એક કર બીજે પયાલો પૂર મદીરાથી;
બગલમાં પ્રેમની પોથી કઈ નુખરાં બતાવે છે.

*
* *

ઉઠ ઉઠ મનડારે ધર કાંઈ ધીરજ ખાસી;
મળશે અધર રસ થા તો પીયુનો ઉપાસી.

*
* *

અલક બંધ ખોલતાં ભલા મીજાજી યાર;
હજાર લાખ માશુકનાં ખુટે .ખુત ના બઝાર.

*
* *

કોઈ પ્રીતમને પ્રણામ જઈ લળી લળી કહો;
મુજ ખબર જો ખરેખરી વળી વળી કહો.

*
* *

સખી કોણ એહવી તાહરી હડીલી ધ્રુને ફરી;
બદમાસાસને કરૂં સપ્ત સજા જો મળે..ફરી.

*
* *

અલી એ ખૂની જઈ તાહરી ફરીયાદ ક્યાં કરીએ:
કઈ કોર્ટે કે અદાલતે પુકાર જઈ કરીએ?

"कविजन नागर बाल."

---

# सामाज़ीक दशाओनी वर्तमान कुंठित स्थिति.

(૨).

## સ્હામ સ્હામે આવી રહેલાં સમૃદ્ધિ અને દારિદ્ર્ય.

બંધુઓ: આજે રાત્રે, સાધારણ રીતે આપણાં બ્રહ્મવિદ્યાનાં ભાષણોના સહજ બહારના પ્રદેશના એક વિષયવિષે મારો બોલવાનો ઈરાદો છે. એક નિયમ રૂપે બ્રહ્મવાદી પરિણામો કરતાં કારણો વિષે વિશેષ અભ્યાસ અને ચર્ચા ચલાવે છે; આવાં કારણોમાંથી ઉપજી આવતાં તથા દુઃખનાં અમુક ખાસ સ્વરૂપોમાં જણાઈ આવતાં પરિણામો સાથે માથા ફોડ કરવા કરતાં દુઃખનાં કારણોનેજ દૂર કરવાનું તે વધારે પસંદ કરે છે. આવા કારણથીજ કોઇક કોઇકવાર તેને વ્યાવહારિક અનુભવ વિનાનો ગણવામાં આવે છે; પરંતુ આ તો માત્ર શબ્દોનોજ ગેરઉપયોગ છે, કારણ કે રોપાના મથાળાનાં ડાંખળાં કાપી નાંખીને, નીચેનાં મૂળીયાંને કાલપ્રભાતમાં નવીન ડાંખળાં રૂપે ઉગી નિકળવાને રહેવા દેવા કરતાં દુઃખનાં કારણોને સમજીને દૂર કરવાની બાબત હજારવાર વધારે વ્યાવહારિક છે. આમાંથી ઉપજી આવતી ચર્ચાનો અભ્યાસ વ્યાવહારિક અનુભવવિનાનો છે, એમ કહેવું એ લગભગ, એક રણક્ષેત્રમાં ધાત્રીઓ અને ડૉક્તરોને તૂટેલાં અવયવો કાપી નાંખીને અવયવ હીનોને આરોગ્યમાં લાવવા માટે મોકલવાની બાબત વ્યાવહારિક છે, તથા લડાઈનાં કારણોને દૂર કરવાનો પ્રયત્ન કરવાની બાબત અવ્યાવહારિક છે, એમ કહેવા બરાબર છે. હું એટલું કબુલ કરૂંછું, ધાત્રીઓ અને ડૉક્તરો મોકલવાની બાબત એક પ્રકારની વ્યાવહારિક વાત છે, પરંતુ હું એટલું પણ સૂચવવા માગુંછું કે લડાઇને બદલે લવાદીથી નિકાલ કાઢવાની સંસ્થાઓની સ્થાપના કરવાની બાબત અનેક રીતે ઘણીજ વ્યાવહારિક છે. કેટલીક ખાસ બાબતો વિષે આજે રાત્રે મારે બોલવાનું છે, તે વિષે પણ આમનું આમજ છે. હું પરિણામો વિષે ચર્ચા ચલાવીશ, પરંતુ તે માત્ર તમને કારણોના અભ્યાસ તરફ, એક પ્રકારના મહાન, સદાચારી શિષ્ટાચારના બંધારણ માટે કરવા જેવા મૂલ ફેરફારો તરફ દોરી જવાના હેતુથીજ ચલાવામાં

આવરી. આ દિશામાં માનવિઓનાં મનને થોડાં ઘણાં માર્ગે પાડવાં, ઉચ્ચ, વિશાલ પ્રકારની ભાવના માટે જરૂરનો ઉત્સાહ તેમને પૂરો પાડવો, એ તેમને વર્તમાન દિનોમાં આપણે જેવી દશાઓમાં વસીએ છીએ તેની અસલ પ્રકૃતિ દર્શાવવા સમાન છે. તે મહાન અને ગેરસમજનું પાત્ર થઈ પડેલી સ્ત્રી કે જેને મારા જીવનમાંનું જે જે અત્યંત સુખ ભર્યું અને શ્રેષ્ઠ પ્રકારનું હોય તે સર્વ આભારી છે તેના સિદ્ધાંત અને દૃષ્ટાંતથી, આમ કરવામાં હું કોઈ પણ પ્રકારે વિદૂર ખસી જતી નથી; એ સ્ત્રી તે અન્ય કોઈજ નહિ પરંતુ એચ. પી. બ્લાવાટ્સ્કી છે. તમારામાંના કેટલાક બ્રહ્મવિદ્યાના અભ્યાસિઓના સ્મરણમાં હશે, કે તેમણે પોતાના કી-ટુ-થીઑસૉફી નામના ગ્રંથમાં લંડનના ઇસ્ટ એન્ડના સ્થલનાં દુઃખો વિષે ચર્ચા ચલાવી છે, તેમાં ફેરફાર કરનારા પ્રયાસો માટે તેમણે ધન્યવાદના શબ્દો ઉચ્ચાર્યા છે. સ્તુતિના શબ્દો ઉચ્ચારવા કરતાં પણ તેમણે ઘણું ઘણું વિશેષ કર્યું છે; ઇસ્ટ એન્ડ ઑફ લંડન સ્કુલ બોર્ડના એક સભાસદ તરીકે દરરોજ મારા જોવામાં આવતા કેટલાક દયાજનક દેખાવોનું એક દિને તેમને વર્ણન આપ્યા પછી, બીજે દિને પ્રભાતમાં મને તેમના તરફથી એક ખાસ લક્ષમાં લેવા જેવી નાની ચીઠ્ઠી મળી, તેમાં તેમણે નીચે પ્રમાણે લખીને બેસોવરેન મોકલાવ્યા હતા; "હું માત્ર એક ભીખારી જેવી છું, એ તમારા જાણવામાં છે, પરંતુ ગઈ કાલે જે નાનાં બાલકોએ તમારી પાસે એકાદ ફૂલ માગ્યું હતું, તેમને તે આપજો." તેમનો માનવ દુઃખ માટેનો આવો એકદમ ઉદય પામતો દયાભાવ આવાજ એક અન્ય દૃષ્ટાંતમાં એટલો બધો જણાઈ આવે છે, કે આપણામાંના કોઇકજ એ દૃષ્ટાંતનું અનુકરણ કરવાને તૈયાર થાય. તેઓ અમેરિકા જવાની તૈયારીમાં હતાં; તેમની પાસે ટીકીટ ખરીદવા જેટલાજ પૈસા હતા; તેમણે તે ખરીદ કરી, પરંતુ બંદર ઉપર કેટલાંક બાલકો સાથે એક સ્ત્રી રડતી તેમના જોવામાં આવી. તેમણે તેને ભયનું કારણ પૂછ્યું; કોઈ બદદાનતા દલાલ પાસેથી કેવી રીતે ખોટી ટીકીટો ખરીદવામાં આવી હતી, તેથી સમુદ્રપાર પતિને મળવા જઈ શકશે નહિ, એમ તે રડતી સ્ત્રીએ ખુલાસો કર્યો. એચ. પી. બી એકદમ ટીકીટ ઑફિસ તરફ પાછાં ફર્યાં, પોતાની ફર્સ્ટક્લાસ ટીકીટને બદલે, તે નિરભાગી સ્ત્રી, તેનાં બાલકો અને પોતાને માટે ટીકીટો ખરીદ કરી, એકાદ ઍટલાંટિક સ્ટીમરના પાછલા ભાગમાં આવેલી નીચવર્ગના ઉતારૂઓની ઓરડીમાં મુસાફરી કરી; તેમનાથી ઉપદેશાતા બંધુભાવનું આમાં એક ખરેખરૂં વ્યાવહારિક દૃષ્ટાંત મળી આવે છે. તેથી સર્વ રીતે વીચાર કરીને માનવ દુઃખનો, માનવ વિપત્તિનો આવો ખાસ વિષય પસંદ કરવામાં હું ઘણી દૂર ખસતી નથી; હું ખાત્રીથી કહુંછું, કે તમે સર્વે મારી રીતે જાણોછો તેવાં, કાર્ય કરવાના ઉત્સાહમાં પ્રેરે એવાં કેટલાંક દૃષ્ટાંત હું તમારા સમક્ષ દર્શાવવા માગુંછું. જો તમે એમ કહેશો, કે આ તો તમે અમને જુનીને જુની વાતજ કહોછો, તો તમને મારો એટલોજ ઉત્તર છે, કે આવા દોષો દૂર થતા સુધી આવી વાર્તા વારંવાર કહેવાની જરૂર છે.

હવે આવા મહાન્ સિદ્ધાંતનું અવલોકન કરીને, હું જેને "સામાજીક દશાઓની વર્તમાન દુઃખિત સ્થિતિ" કહુંછું, તે વિષે વિચાર ચલાવીએ. આરંભની ભૂમિકા રૂપે આપણે એટલું યાદ રાખવાનું છે, કે સમૃદ્ધિ અને દારિદ્ર્યના આવા અદ્ભૂત વિરોધને લીધે ભૂતકાલના મહાન્ સામ્રાજ્યો વિનાશ કારણ થયા છે, ભૂતકાલમાં જે વારંવાર બન્યું છે, તે વર્તમાન દિનોમાં આપણા મધ્યમાં કાળજીથી સારી રીતે બને; કારણ કે રોમ, આસિરિયા

અને ઈજીપ્તના શિક્ષાચારો કરતાં આપણા શિક્ષાચારમાં આપણે કાંઈ પણ પ્રકારે વધારે બલવાન નથી. ઇજીપ્તના શિક્ષાચારમાં, જાણે કે દુનિયા આ બાબતમાં આગળ ના વધી હોય તેમ, વર્તમાનકાલે ઉભા થઈ આવે છે તેવાજ પ્રશ્નો તે સમયે આપણને મળી આવે છે. મજુરોની મજુરી વિષે, તેમને અસંતોષી ના બનાવવાનો ઉપદેશ આપવા વિષે, તેમને મળતી મજુરીથી અસંતોષી બનીને કામ કરવાનો નકાર ના ભણવા વિષે એક આજ્ઞા દેટલાક નહિ દટાયલા શિલા લેખ અને કોતર કામોમાં આપણને મળી આવે છે; એક બીજા લેખની આજ્ઞામાં, આપણા દિનોમાં આપણે જેને મજુરોની હડતાલ કહીએ છીએ તેવું થાય ત્યારે તેવી મુશ્કેલીઓને શી રીતે પહોચી વળવું તે વિષેની સૂચનાઓ મળી આવે છે. આવા વિકટ પ્રસંગો ઘણા પ્રાચીન સમયના છે, હજુએ પણ દુનિયા તેનો ખુલાસો કરી શકી નથી. ભાવિ શિક્ષાચાર આમનો ખુલાસો કરશે એવી આશાથી હું આજે રાત્રે તમારૂં ધ્યાન તે તરફ ફરીથી દોરવા માગુંછું. હવે અત્રે પણ આપણે જેમને ડુબતા વર્ગોના નામથી ઓળખીએ છીએ તેવા વર્ગો છે, તેઓ વસતિના એક દશાંશ જેટલા છે—જો તમે આ વિષે વિચાર કરો તો આ વિભાગ ભયંકર છે. કોઈ કોઈ વાર એકાદ લશ્કરમાં બળવો થઈ આવે છે ત્યારે એક આખી ટુકડીને હારબંધ હારમાં ઉભી રાખવામાં આવે છે, દરેક દશમા પુરૂષને ગોળીબાર કરવા યોગ્ય ગણવામાં આવે છે. બીજા બચી જાય છે. વર્તમાનકાલે આપણા શિક્ષાચારની આવી દશા છે—દરેક દશમો પુરૂષ સંકટો સહન કરવાને નિર્માયલો હોય છે. હિંદુસ્તાનમાં વળી આ પ્રમાણ ઘણું મોટું મળી આવે છે. ત્યાં આગળના ડુબતા વર્ગો બધી વસતિના એક ષષ્ઠાંશ જેટલા છે, પરંતુ ઉલટું તેઓ તેમની સાથે મળતા આવતા અત્રેના તેવા વર્ગો જેટલા દુઃખી નથી. તેઓ વધારે તિરસ્કારના પાત્ર બન્યા છે, પરંતુ તેઓ વધારે સુખી છે; આનું થોડે ભાગે કારણ એટલુંજ છે, કે એકાદ માનવિની વર્તમાનકાલની દશા ભૂતકાલમાં તેણે જાતે ઉભાં કરેલાં કારણોને આભારી હોય છે, એવી માન્યતામાં તેઓ તેમના શિક્ષાચારનાં ભૂતકાલનાં હજારો વર્ષો થયાં ઘડાયાં જાય છે. તેથી એ લોકો પોતાના પાડોશીઓને ઠપકો આપવાને બદલે પોતાની દશાના દુઃખને માટે પોતાની જાતનેજ જવાબદાર ગણે છે; કોઈ કોઈવાર તો તેઓ એવા નિશ્ચય ઉપર આવે છે, કે વર્તમાન જન્મનો બને તેટલો સારો ઉપયોગ કરવાથી તેમનો બીજો જન્મ વધારે સુખી બનશે. આ ઉપરાંત, વળી એ દેશનું દારિદ્ર્ય ખરેખરી રીતે અહિંયાંના જેટલું ભયંકર નથી; લાખો કરોડો લોકને ઘસડી જનાર દુકાળો વિષે તમારા વાંચવામાં આવે છે, પરંતુ આપણા ડુબતા વર્ગો હમેશાં ઓછું ખાવાની જે દશામાં વસે છે તેના કરતાં શું આ ખરેખર વધારે ભયંકર છે? રેજીસ્ટ્રાર જનરલ તેમને "ભુખથી મરી ગયલાં" ના કોલમમાં દાખલ કરતો નથી—કારણ કે તેથી સામાજીક રૂચિને આંચકો લાગે. આ બાબતમાં ઉંડા ઉતરતાં તમારા સમજવામાં આવશે, કે કામ લઇને ઘેર જતી ભુખી દરજણને પાતળાં કપડામાં સુસવાટ કરતો આવતો પૂર્વ દિશાનો પવન માંદી બનાવે છે, તેના ભૂખમરો વેઠતા દેહનો પાત કરે છે, તેને રીપોર્ટમાં "મુઝારો, છાતીનું દરદ અથવા ક્ષયથી મરણ પામી" એમ દાખલ કરવામાં આવે છે, પરંતુ કર્મના ચોપડામાં તો "ભુખમરાથી મરણ પામી" એમ નોંધાય છે, કારણ કે હમેશના ભુખમરાને લીધેજ ગરીબ વર્ગમાં મરણ પ્રમાણ મોટું આવે છે. આવા દારિદ્રયથી શું સૂચવાય છે, એ દર્શાવા માટે મારે માત્ર થોડાક બનાવો દષ્ટાંતરૂપે આપવાની

જરૂર છે. ગયા અઠવાડીઆમાં આકસ્મિક હાથમાં આવી પડેલાં પત્રોમાંથી મેં તે પસંદ કર્યો છે. મારા ભૂતકાલના અનુભવ ઉપરથી હું જાણુંછું કે તેમના વિષે જરા પણ અતિશયોક્તિ કરવામાં આવી નથી, પરંતુ આ ખાસ દષ્ટાંતો તો વર્તમાનકાલે પણ પ્રચલિત છે. આમાનું એક તો દુકાનોમાંથી આપણે સસ્તી કીમતે ખરીદીએ છીએ તેવા આંકડા અને નાકાં કાર્ડ ઉપર સીવનારી સ્ત્રીઓનું દષ્ટાંત છે. આવી એક સ્ત્રીને એક શીલીંગ અઢી પેન્શ માટે આશરે ૪૭૦૦૦ આંકડાને નાકાં શીવવાં પડે છે—એક ફાર્ધીંગનાં લગભગ એક હજાર લેખે પડવા જાય છે. આથી શું સૂચવાય છે, એ વિચારો; સ્વાભાવિક રીતે તે પોતાનાં બાલકોને સહાયમાં લે છે, આપણે અહિંયા ફરજીયાત કેલવણી હોવાથી શાલામાં જવાની ફરજ વાળાં બાલકોને આથી શાલામાં પાઠ શીખીને ઘેર પાછા આવતાં, માતાનો થોડોક સમય બચાવવા માટે આંકડા અને નાકાંને એકઠાં શીવવા માટે બેસવું પડે છે; રમતમાં લાગવાં જોઇએ એવાં, બલવાન, આરોગ્ય દેહવાળાં બનવાં જોઇએ એવાં બાલકોને આવી રીતે કલાકના કલાક સુધી આંકડા અને નાકાં એકઠાં સાંધવાના કામમાં ગોંધી રાખવામાં આવે છે, જે માટે માતાને મેં ઉપર જણાવી તેવી બાદશાહી રકમ લવાજમમાં મળવાની છે. દરેકના જાણવામાં છે એવું અન્ય દષ્ટાંત લ્યો—ખમીસ બનાવવાનો ધંધો: પુરૂષનાં ખમીસ એક શીલીંગે એક ડઝન, આમાં પણ સાધારણ રીતે ઘણી મહેનત કરવાની હોય છે; હજુ આ પણ અધમમાં અધમ દશા નથી, કારણ કે એક શીલીંગનાં ડઝનને લેખે આવાં બદન તૈયાર કરવાનું માથે રાખનાર સ્ત્રી, પોતાના કરતાં પણ વધારે કંગાલ સ્ત્રીને આઠ પેન્સે ડઝન લેખે તૈયાર કરવા સોંપે છે. આ પ્રમાણે આ બાબત એક ઘેરથી બીજે ઘેર, એક વ્યક્તિથી બીજી વ્યક્તિ તરફ ફર્યા જાય છે. આ અને એના પ્હેલાંનું દષ્ટાંત મેં ધ ક્રીશ્ચિયન કોમન્વેલ્થ નામના પત્રના ગત અંકમાંથી પસંદ કર્યું છે. તેમાં એક અન્ય સ્ત્રીનું દષ્ટાંત આપવામાં આવ્યું છે, જે આવી દિશાઓમાંજ કાર્ય કરતી હતી; મારા ધારવા પ્રમાણે તેનું કાર્ય પાંચ પેન્સના ડઝન લેખે કોલરો તૈયાર કરવાનું હતું, આ પછીની વિચાર પરંપરા તમારી મેળેજ પૂરી કરી લ્યો. રૉયલ કમિશન આગળ તેને એક સૂચક દષ્ટાંતરૂપે લાવવામાં આવી હતી. આપણે હમેશાં રૉયલ કમિશનો નિમવાને તૈયાર હોઇએ છીએ, પરંતુ તેમણે શાહેદી એકઠી કર્યા પછી તેમાંથી કંઈ પણ ઘણું ઘણું બની આવતું નથી. પાર્લામેન્ટના એક મેમ્બરે તેને પૂછ્યું, તું અને તારાં બાલકો આ પ્રમાણે તું જે મેળવે છે તે ઉપર શી રીતે રહી શકોછો?" "અમે રહેતાં-જીવતાં નથી," તે સ્ત્રીએ ઉત્તર આપ્યો, તે સાચે સાચુંજ બોલી હતી. પોતાનું અને બાલકોનું પૂરતું પેટ ભરવા માટે કોઈ કોઇવાર તેને સવારના ૭ વાગ્યાથી રાતના બે વાગ્યા સુધી દરરોજ વીશ કલાક કામ કરવું પડતું હતું. આવાં દષ્ટાંતો હું તમને કલાકના કલાક સુધી આપ્યાં કરૂં, પરંતુ મારે તો માત્ર કેટલાંક સૂચક દષ્ટાંતોનીજ જરૂર છે, કે જેથી આપણે જ્યારે સુખ અને આનંદમાં મ્હાલીએ છીએ ત્યારે આટલાં બધાં માનવિઓ કેવી દશામાં વસે છે, એ બાબતનો તમને સાક્ષાત્કાર થઈ આવે.

દેખીતી રીતે હાથથી પણ સ્પર્શ ના થઇ શકે એવા દારિદ્રયના આવા ભયંકર વિભાગમાંથી હવે આપણે, હું જે કહું છું તેની સાથે સહજ સંબંધવાળા અન્ય પ્રશ્ન તરફ વળીએ; સામાન્ય રીતે સ્ત્રી મજુરીનો, ખાસ કરીને અનેક હુન્નરનાં કારખાનાંની મજુરી વિષેનો આ પ્રશ્ન છે. મીલો વીગેરેમાં સ્ત્રીઓએ કામ કરવા માંડ્યું ત્યારે સ્ત્રી માટે ગૃહના સુખમાં

કંઇક વધારો કરનાર ઉત્તમ માર્ગ રૂપે તે ગણવામાં આવ્યું હતું. આ કાર્ય કેવી રીતે ચાલ્યું છે ? આની અસર એવી થઇ છે, કે પુરૂષની મજુરી ઓછી થઈ ગઇ છે, પહેલાંના કરતાં પૈસાની બાબતમાં પણ ગૃહમાં વધારે સંકટ ઉભું થયું છે. પછીથી ગૃહે પોતાના ગૃહ રૂપનો ત્યાગ કર્યો છે, કારણ કે જ્યાં આગળ માતાને બાલકોને પાછળ રહેવા દઇને તેમને પોષવાના પેન્સ અથવા શીલીંગ કમાવા માટે મીલ વીગેરેમાં જવું પડે છે ત્યાંઆગળ કોઇ પ્રકારના ગૃહની ભાવના સંભવતી નથી. એક કારખાનાના માલીકે એક બીજા રૉયલ કમિશન આગળ ઘણીજ પ્રમાણિક અને સ્પષ્ટ રીતે આનું કારણ આપ્યું છે તેવી રીતે આ બાબતને ઉત્તેજન મળે છે. " અહો, " તેણે કહ્યું, " હું પરણેલી સ્ત્રીઓને કામમાં રાખવાનું પસંદ કરૂં છું કારણ કે તેઓ વધારે સાલસ સ્વભાવની હોય છે. " આ વાત સત્ય છે. પરણેલી સ્ત્રી ઘણીજ નમ્ર સ્વભાવની હોય છે, કારણ કે કોઇ પણ પ્રકારના વિરોધનો પ્રશ્ન ઉભો થતાં ઘરમાં ખોરાકની જરૂરવાળાં બાલકોનો તેને વિચાર કરવાનો હોય છે. બાલકોના હસ્તોજ તેમને નમ્ર બનાવનાર હસ્ત છે; ના આવતા દુધ માટે સ્તનોને દબાવનાર બાલકની અંગુલિઓજ માતાના હૃદયને નમ્ર બનાવે છે, નાના બાલક માટે તે દરેક બાબતને આધિન થાય છે; આથી તો માત્ર પુરૂષોને મહોલ્લાઓમાં નિરૂદ્યમી ભટકવા માટે બહાર હાકી કાઢવામાંઆવ્યા છે; ગૃહમાં માતાની ફરજ પૂરી પાડવા સરજાયલી સ્ત્રીઓ તેમને બદલે કારખાનાંમા મજુરી કરવા લાગી છે, આથી તો માત્ર મજુરીનું બજાર વધારે ગૂંગળાતું જાય છે, મજુરીના દર પણ વધારે કંગાલ બનતા જાય છે, જો કે પુરૂષોથી ગૃહમાં સ્ત્રીઓનું સ્થાન લઈ શકાતું નથી, છોકરાંની સંભાળ રાખીને, નાનાં બાલકોને સાચવી શકાતાં નથી; માત્ર એક માતાજ આ કાર્ય બજાવી સકે, કારણ કે કુદરતે માતાઓને એ કાર્ય માટે સરજી છે; ગમે તેટલા નરમ સ્વભાવનો અને સ્નેહી હૃદયવાળો હોવા છતાં એક પિતાથી તેમનું સ્થાન લઈ શકાય એમ નથી. આ પ્રમાણે તમારા સામે એક અન્ય પ્રશ્ન ઉભો થાય છે; તેનું નિરાકરણ મુશ્કિલ છે; તેને સીધે માર્ગે દોરવાનું કાર્ય વિકટ છે; આ પ્રશ્નનું નિરાકરણ કરવાની હમેશાં વધારેને વધારે જરૂર ઉભી થતી જાય છે; આથી જ મજુર વર્ગની વિશાલ સંખ્યાના લોકનાં સંકટો હમેશાં વધતાં જાય છે.

વળી આ પ્રશ્નને રહેવા દઈને—હું દરેક બાબતની માત્ર સુચનાજ આપું છું, એ તમારા લક્ષમાં હશે—પ્રજાકીય ઉપયોગિતાના, આપણાં વિશાલ શહેરોમાં વસતા લોકના બાંધાના ઘટાડા વિષેના પ્રશ્ન વિષે ચર્ચા ચલાવીએ. વર્તમાનમાં આ બાબત અનેક ઝમાના થયાં ચાલ્યાં જાય છે, લશ્કરમાં દાખલ થવાની ઉંચાઇમાં કરવામાં આવતો ઘટાડો, આ બાબત સ્પષ્ટ રીતે દર્શાવી આપે છે. આથી ઉલટી રીતે શ્રીમંત વર્ગો તરફ જોશો તો તેમનામાં, ખાસ કરીને સ્ત્રીઓમાં બલ અને કદમાં વધારો થયલો તમારા જોવામાં આવશે, કારણ કે ભૂતકાલના કરતાં તેઓ ઘર બ્હારના જીવનમાં વધારે ભાગ લે છે તેથી તેઓ ઉંચા કદનાં અને બલવાન તમારા જોવામાં આવે છે, પરંતુ વસતિનો વિશાલ લોકસમૂહ તો ઠીંગણો અને નિર્બલ બનતો જાય છે. આ લોકસમૂહની સંખ્યાની વૃદ્ધિ પણ જલદી થતી જાય છે, રેજીસ્ટ્રાર જનરલનાં રીટર્નોમાં ઉભરાઈ જતી સંખ્યા આવા લોકનીજ હોય છે. આવા વર્ગમાંથીજ મોટે ભાગે ભાવિની પ્રજા ઉપજી આવે છે; જો તમારી લોક સંખ્યાનો વિશાલ સમૂહ બલ અને ઉત્સાહમાં અધમ બનતો જતો હોય તો ઉચ્ચવર્ગોને બલવાન, ઉત્સાહી અને સારી રીતે પોષાતા બનાવવાની બાબત જરા પણ સારા ઉપયોગની નથી. અત્રે પણ

વળી એક ઘણોજ અગત્યનો પ્રશ્ન ઉપજી આવે છે, તેનો ઉત્તર આપવાની જરૂર છે: કારણ કે આવા પ્રશ્નો **સ્પીન્ક્ષ** પક્ષિના પ્રશ્નોના જેવા છે; એ પક્ષી પ્રશ્ન પૂછતું, જો માનવિ તેનો ઉત્તર ના આપી શકતું તો તે તેનો ભક્ષ કરી જતું. સામાજીક બંધારણના આવા પ્રશ્નોનું પણ આમજ છે; ઉત્તર નહિ આપવાની શિક્ષા, ભક્ષ થઈ જવા રૂપે, શિષ્ટાચાર અદૃસ્ય થઇ જવા રૂપે થાય છે.

ડૉક્ટરો અને સમાજશાસ્ત્રીઓ વિવિધ પ્રકારના ઉપાયો આગળ ધરે છે; વર્તમાન દિનોના ઉંટવૈદના ઉપાયોમાંનો એક અયોગ્યને સંતાનોત્પત્તિ રહિત બનાવવાનો છે. પરંતુ આવા ઉપાયો રોગના કરતાં પણ અતિ ભયંકર છે, કારણ કે તેઓ ઘાતકી પ્રકારના હોય છે, કદ અને વર્તનની બાબમાં બીગાડ કરનારા હોય છે. આમને અયોગ્ય બનાવતાં કારણોના ઉંડાણમાં તમારે તપાસ ચલાવી જોઇએ; સામાજીક બંધારણમાંથી તેમને માત્ર વિશાલ સંખ્યામાં બ્હાર લાવીને, તેમની સંખ્યા ઘટાડવાનાં સાધનો શોધી કાઢીને તમારાથી કંઈબિનવાનું નથી. આ પ્રમાણે આ પક્ષમાં પણ નિરાકરણ ના થઈ શકે એવી મુશ્કેલી આપણા સ્હામે ખડી થાય છે.

નિરાકરણ માટે આપણા **સ્પીન્ક્ષે** આપણને પૂછેલા આટલા પ્રશ્નોમાં બધાનો સમાવેશ થતો નથી. ભયંકર દારિદ્રય વિષે આપણે વિચાર કર્યો; સ્ત્રી મજુરીના પ્રશ્નની પણ આપણે ચર્ચા ચલાવી; કદના ઘટાડા અને અયોગ્યની શીઘ્ર વૃદ્ધિ વિષેના પ્રશ્નનો આપણે ઉહાપોહ કર્યો; ગુન્હેગાર વસતિ વિષે શું વિચાર્યું ? અતિત્વરાથી વધતા જતા ક્રમ પ્રમાણે આપણે ટેવાયલા ગુન્હેગારો ઉપજાવીએ છીએ, આપણે યુવાન પુરૂષો અને યુવાન સ્ત્રીઓને પકડીને, એકઅઠવાડીઉ, એકમાસ, એકવર્ષ, પાંચવર્ષ, દશવર્ષ માટે કેદખાને મોકલીએ છીએ. આ આમનેઆમ વધ્યાંજ જાય છે, આખરે ટેવાયલા ગુન્હેગારને એટલી બધી સજાઓ થાયછે કે તે તેની આ દુનિયાની જીંદગીપર્યંત પહોંચ્યાં જાયછે. પરંતુ આવા માનવિને સુધારવા માટે આથી કંઇપણ કરવામાં આવતું નથી; તેને એક ભલો અને ઉપયોગી પૌરજન બનાવે એવું આથી કંઇપણ કરવામાં આવતું નથી. કાયદો તેને સપડાવેછે ત્યારે તેને તેણે એક સારા પ્રકારનો માનવિ બને એમ કરવુંજ જોઇએ. આને બદલે તે વારંવાર ફરીફરી આવેછે, આખરે મોટે ભાગે કાયદાએ બનાવેલી ઘણી ટેવાઈ ગયલી ગુન્હેગારીની દશાનેજ કારણરૂપે ગણીને માજીસ્ટ્રેટ તેને વિશેષ સખ્ત પ્રકારની સજા કરેછે. પરંતુ આનું નામ બુદ્ધિ કહેવાય નહિ; આતો મુર્ખાઇજ છે. વારંવાર એકાદ ઉત્સાહી, ચાલાક યુવક ગુન્હો કરી બેસે છે. જો તેને બચાવવામાં આવે તથા ધીમે ધીમે ટેવાયલા ગુન્હેગારની સંખ્યમાં તે ના ઉમેરાઇ જાય તો હજારોમાં માત્ર એ એક ભાવિરૂપજ ગણવાનુંછે. શિષ્ટાચારની વર્તમાન ભૂમિકાએ ખરેખરીરીતે કોઈ ઉત્તમ પ્રકારનો માર્ગ યોજાવોજ જોઇએ; સામાજીક જીવનમાં બંધુત્વની ભાવના વિષે હું બોલીશ ત્યારે તમને દર્શાવવાનો પ્રયત્ન કરીશ તેમ એક પ્રકારનો ઉત્તમ માર્ગ સંભવી શકે છે.

આવાં હદપારનાં દૃષ્ટાંતોનીપાર જઇને, આમદાની અને ખપત, ઉત્પાદન અને વ્હેંચણીના સામાન્ય પ્રશ્નો વિષે હવે ચર્ચા ચલાવીએ; ધીમે ધીમે સમાજ કેવી રીતે એક એવી દશામાં આવતો જાયછે, કે જ્યાં આગળ બાબતો જેવી છે તેવી આગળ વધી શકતી નથી, છતાંએ તેમાં ફેરફાર કરવો એ આપણી સમગ્ર ઉત્પાદક અને વ્હેંચણીની સંસ્થાઓમાં ઉથલ

પાયલ કરવા સમાનછે, એ લક્ષમાં લેવાનું છે, કદાચ જો આપણે અમેરિકા જઇએતો આ બાબત ઉત્તમ પ્રકારે જોવામાં આવે છે, કારણ કે અમેરિકામાં હજુએ થોડી ઘણી હદમાં અત્રે પ્રવર્તતી નરમ બનાવનારી અસરો જોવામાં આવતી નથી, ત્યાં આગળ માત્ર વિત્તના પ્રશ્નના આધારને બદલે વિશેષ માનુષતા ભરેલા આધાર ઉપર એક સમયે સમાજનું બંધારણ બાંધવામાં આવ્યું હતું. દરિઆપાર અમેરિકામાં જઇએ તો આપણી સંસ્થાઓ કેવી છે તે આપણા સમજવામાં આવે, ત્યાં આગળ તેઓ સંપૂર્ણરીતે પ્રવર્તે છે, તેમની સંપૂર્ણ વૃદ્ધિમાં કંઇપણ બાધ કરે એવું હોતું નથી. વિશેષ નવાઈ ભરેલા વલનવાળી એકબે બાબતો આપણને અમેરિકામાં મળી આવે છે. બીજાની નાની સમૃદ્ધિનો વિચાર પૂર્વક વિનાશ કરીને પોતાની વિશાલ સમૃદ્ધિ એકઠી કરનાર માનવિની વૃદ્ધિનો પ્રથમ બાબતમાં સમાવેશ થાયછે. હું તમને એક દ્રષ્ટાંત આપીશ. મોટે ભાગે ગરીબ લોકની એક મોટી સંખ્યા જ્યાં તેઓ વસતા હોયછે તે દેશવિભાગની વૃદ્ધિ કરવા માટે જરૂરની રેલ્વે બાંધવા સારૂ એક કંપની કાઢીને તેમાં એકઠી થાયછે. તેમને ઉતાવળા વ્યવહારની જરૂર ઉભી થાયછે, તેમને દાણા માલ લઇ જવાનાં ઉત્તમ પ્રકારનાં સાધનો જોઇએ છીએ, તેથી તેઓ રેલ્વે બાંધેછે. તે સાધારણછે. તે સાધારણ રીતે સારી ચાલેછે, જોકે વિશાલતાથી નહિ તોપણ સાધારણ રીતે સારી સંતોષકારક પેદાશ થાયછે. આ લોકના કરતાં વિશેષ બુદ્ધિવાળો મનુષ્ય આગળ નીકળી આવેછે, એનો એ પ્રદેશ વિભાગ વિશેષ વિસ્તારથી ખુલ્લો થઈ શકે એવો તેના જોવામાં આવેછે—જ્યાં આગળ રેલ્વેઓ અત્યંત કીમતિ મિલ્કતરૂપ થઇ પડે એમ તેના સમજવામાં આવેછે. પ્રથમની જમીન ઉપર થઇને જનારી બીજીરેલ્વે બાંધવાનું તે માથે ઉઠાવેછે; તેને પૈસાદાર બનાવવા વિના આની કંઇપણ જરૂર હોતી નથી. થોડાં ભાડાં લઇને, માલનું ભાડું ઓછું કરીને બીજી રેલ્વેને ખરાબ કરવાનો તે આરંભ કરે છે; આ પ્રમાણે તે વર્ત્યાજ જાય છે, પોતાની મૂડી તેમાં રોકાયાં જાયછે કારણ કે તેણે ઠેરવેલા દરે કંઈ ઉપજ થતી નથી, આખરે બીજીરેલ્વે અસંભવિત દશામાં આવી પડેછે, તેણે ઠેરવેલા દર તેને પાલવતા નથી. એ બીજી રેલ્વે કંપનીના શેર બજારમાં કંઇપણ કીમત વિનાના બની જતાં તે આગળ આવીને તે બધાને ખરીદીલેછે. બધા શેરો ખરીદી લીધા પછી તે પોતાની ઢોંગીરેલ્વેનો વિનાશ કરેછે. બધો જીલ્લો તેના હાથમાં આવી પડેછે, તે અગણિત દોલત એકઠી કરેછે. પોતાને વસવાના સ્થાનનાં વ્યવહારનાં સાધનો સુધારવા માટે બીજીરેલ્વેમાં પૈસા રોકનાર બધા શેર હોલ્ડરોની ખોટ એ તેની સમૃદ્ધિની અન્ય પાસા હોયછે. એ જાતે વિશાલ સમૃદ્ધિ એકઠી કરે એટલા માટે એ સર્વનો ભોગ આપવામાં આવ્યો હોયછે. આવા લોકને અમેરિકામાં "ઉચ્છેદકોનું" નામ આપવામાં આવેછે, પરંતુ તેમને સમાજમાં માન મળેછે; તેઓ હોસ્પીટાલો અને દેવલો પણ બંધાવેછે; તેમણે લઈ લીધેલા વિનાના ટુકડાઓ વડે તેઓ સર્વ પ્રકારની બાબતો કરેછે પરંતુ મારે તમને એટલું દર્શાવવુંછે, કે દેશના કાયદા વડે નહિ પરંતુ સદાચારના કાયદા વડે આવા લોકો, એકાદ સ્ત્રીનાં જવાહીર ચોરનાર અથવા એકાદ લક્ષાધિપતિની એકાદ સવર્ણની ચીજ લઇ જનાર ચોરના કરતાં ઘણા અધમપ્રકારના, અત્યંત તિરસ્કારને પાત્ર છે. ચોર પકડાય છે ત્યારે તેને સખ્ત સજા થાય છે, તે સજાને પણ પાત્ર છે; ચોરીનો ધંધો સ્પષ્ટ રીતે ખોટોજ છે; પરંતુ કાયદાથી શિક્ષા થાય એવી આવી ખુલ્લી ચોરી કરતાં, મૂર્ખ માનવિ સામે બુદ્ધિશાળી માનવિથી થતી છૂપી ચોરી અત્યંત નિંદ્ય પ્રકારની છે; ઉચ્છેદકના સંગ્રહમાં એકઠું કરવા માટે લોકની મહેનતનાં પરિણામોની આ વડે લૂંટ ચલાવવામાં આવે છે.

---

( ચાલુ. )

# कालना पडदामां चोरा.

( અનુસંધાન ગતાંકથી. )

## બીજો જન્મ.

ઈ. સ. પૂ. ૨૧૭૫૯ માં વર્તમાનમાં જ્યાં આગળ ચિતાગોંગ આવ્યું છે ત્યાં આગળથી થોડેક દૂરના એકાદ શહેરમાં ફરીથી વળી સ્ત્રી દેહમાં કીર્તિકુમારનો કીર્તિકુમારીરૂપે જન્મ થયો. તે બૃહસ્પતિ અને વરૂણતારાની પુત્રી હતી; ચાર માનવિઓના બનેલા કુટુમ્બમાંની તે એક હતી. તેનો મોટો ભાઈ વારૂણી હતો, પૂર્ણચંદ્ર (સ્ત્રી) તેની નાની બ્હેન હતી. પરંતુ એ બંને યુવાવસ્થામાંજ મરણ પામ્યાં; વારૂણી અરાઢ વર્ષની ઉમરે મરણ પામ્યો; પૂર્ણચંદ્રનું (સ્ત્રી) પંદર વર્ષની ઉમરે સુવાવડમાં મરણ થયું. આ ઉપરાંત એક નાનો ભાઈ હતો, તેને નાનપણથીજ મંદિરના સાધુ પૂજારીઓ શિક્ષણ આપતા. પિતા બૃહસ્પતિ એક નાની સરખી જાતિના અથવા એક નાના સરખા રાજ્યના રાજા અને સાધુ ઉભયે હતા. તે સમયની ધાર્મિક ભાવનાઓમાં જ્યોતિષશાસ્ત્ર એક મુખ્ય અવયવ હતું; કીર્તિકુમારીની જન્મ પત્રિકા બહુજ વિસ્તારથી બનાવવામાં આવી હતી. તેમાં એક દૂરના સગા શનિદેવ સાથે તેનું લગ્ન થવાનું નિર્માણ થયું હતું; તેમાંથી વળી એટલું વધારે ભવિષ્ય સૂચન મળી આવતું, કે તેને એક અદ્દભૂત શક્તિ અને પવિત્રતા વાળું બાલક જન્મશે; તેથી તેની આરંભની બધી જીંદગી આ આવતા બનાવની તૈયારી રૂપેજ ગળાવી જોઇએ. આવી સર્વ સૂચનાઓ માન્ય કરવામાં આવી; આવા ઉદ્દેશથીજ સાધુ પૂજારીઓએ તેને ખાસ શિક્ષણ આપવા માંડયું.

તેનો બાલ્યકાલ બહુજ સુખમાં વ્યતીત થયો; લાંબા ઉડતા કાળા વાળવાળી, નાની મનોહર, સુંદિર બાલિકારૂપે તે આપણા જોવામાં આવે છે. માથું હોળવાનો એકનો એક રીવાજ, આગળના વાળને પાછળ લઈ જઇને સોનાના ચાપડાઓ વડે બાંધી લેવાનો હતો; આવા ચાપડાઓમાં બહુજ કીમતિ નંગ જડવામાં આવતાં; તે એટલાં બધાં મોટાં રાખવામાં આવતાં, કે તેના કાળા વાળના ગુચ્છાઓમાં તેઓ ચકચકીત તારકો જેવાં જણાતાં હતાં. માથું દરરોજ ઓળવામાં આવતું; પ્રાણતત્ત્વ દાખલ કરેલું તેલ ઘાલીને તેને ઘણુંજ સ્વચ્છ રાખવામાં આવતું; આવા તૈલવડે બુદ્ધિ શક્તિને પ્રોત્સાહન મળતું માનવામાં આવતું. સર્વ પ્રકારનાં સંભવિ શકે એવાં સંકટ અને વિઘ્નોથી તેને સંભાળથી દૂર રાખવામાં આવી હતી. પોતાના અત્યંત સ્નેહનું પાત્ર, મોટા ભાઈ વારૂણીનું મરણજ માત્ર તેને શોક કરાવતું હતું.

પંદર વર્ષની ઉમરે ખૂબ ઠાઠમાઠ સહિત શનિદેવ સાથે તેનાં યથાવિધિ લગ્ન કરવામાં આવ્યાં; આ પછી એક વર્ષે એક મહાનુભાવ પુત્રનો (સર્ય) જન્મ થયો. આ બનાવથી સર્વ પાસા બહુજ ખુશાલી પથરાઈ; મહાન્ નિવડનાર બાલકની સર્વ પ્રકારે સંભાળ લેવામાં આવતી. કીર્તિકુમારી બહુજ મૃદુ પ્રકૃતિની અને સંસ્કાર ગ્રહણ કરવાને સમર્થ હતી, તેનામાં બાલકનો પ્રવેશ થવાના અરસામાં તેને એક નવાઇ ભરેલું સ્વપ્ન આવ્યું, તેમાં તેણે એક પ્રકાશિત તારકને આકાશ છોડીને પોતામાં પ્રવેશ પામતો જોયો. આવા પ્રકારના સ્વપ્નને

લીધે તેને એક અત્યંત પવિત્ર પ્રકારની વ્યક્તિ ગણવામાં આવતી. વળી તેને સૂક્ષ્મદૃષ્ટિવડે તેની સાથે આપોઆપ જોડાતા જીવાત્માની હાજરીનું પણ ભાન હતું.

અત્યંત લાભકારક દશાઓમાં તેને દરેક બાબત એક લાંબા અને ખ્યાત જીવનની આગાહિ કરતી લાગતી; પરંતુ આવી સર્વે પ્રકારની આશાઓ નિરાશામાં પલટાઈ ગઈ, કારણ કે એક અકસ્માતથી સત્તર વર્ષની ઉમરેજ તેના જીવનનો અણધાર્યો અંત આવ્યો; આ અકસ્માતમાં પોતાના બાલકને બચાવવા માટે રાજી ખુશીથી તેણે પોતાની જાતનો ભોગ આપ્યો. આ બનાવ નીચે પ્રમાણે બન્યો:—

રાજ ભવનની અંદર આવેલા એક પ્રકારના ચોકની આસપાસ બાંધવામાં આવેલી એક વિશાલ ગૃહ પરંપરાના એક વિભાગમાં કીર્તિકુમારીનું નિવાસ સ્થાન હતું. એક દાસી સુવર્ણ–મત્સ્યોવાળી એક કાચની બરણીમાંનું પાણી કાઢી લઇને નવું નાખતી હતી તેવામાં તેને એકાદ બીજા કામ માટે બોલાવવામાં આવી; સૂર્યનાં ભરપૂર કીર્ણો પડે તેવા એક ટેબલ ઉપર બરણીને રહેવા દઇને તે ચાલી ગઇ. કાચ એક પ્રકારના તાલ (Lens) સમાન થઇ પડયો, તેના મારફતે સૂર્યનાં કીર્ણોનો પ્રવાહ ચાલ્યો, પાસેના લક્કડ કામ ઉપર કીર્ણો એક કેન્દ્રમાં જામ્યાં, તેમાં અગ્નિ પ્રદિપ્ત કર્યો. આ ગૃહ ભપકાદાર સુવર્ણનાં પતરાં મઢેલાં તદન લાકડાનુંજ બાંધવામાં આવ્યું હતું, તેથી દરેક દિશામાં અગ્નિની જ્વાલાઓ વિજળીની પેઠે ફરી વળી, એક ભઠ્ઠીની પેઠે ધીકવા લાગી. આ સમયે કીર્તિકુમારી થોડેક દૂર ગઇ હતી, પરંતુ ચાકર નોકરો ખુમ બરાડા પાડતા ચારે તરફ દોડવા લાગ્યા તેથી તેનું લક્ષ દોરાયું, હરિણીના જેટલી ઝડપથી તે બળતા ઘર તરફ દોડી ગઇ. ઉપરના ઓરડામાં ધાત્રીની સંભાળમાં બાલકને રહેવા દઇને, તેને તેના કેટલાક સાથી સેવકોને સોંપીને તે બ્હાર ચાલી ગઇ હતી. આ સર્વે આગની ખુમ સાંભળતાં, બાલકને વીસરી જઇને નીચે દોડી ગયા હતા; ભયાકુલ ધાત્રી, બાલકને લેવાને હાંફળી હાંફળી દોડી ગઇ, પરંતુ ધાત્રીભુવનમાં જવાના માત્ર એક માર્ગરૂપ ધીગધીગતી નિઃસરણિનો દેખાવ જોઇને તે પાછી હઠી ગઇ. હાથ પછાડતી તે બુમ પાડી ઉઠી: "અરે બાલક! અરે બાલક!" પરંતુ માર્ગમાં અટકાવરૂપ ઉછળી રહેલી અગ્નિની જ્વાલાઓ સામે થવાની તેની હિંમત ચાલી શકી નહિ. કીર્તિકુમારી ગળગળી થઇને બોલી, "મારો લાડકો?" જેવી દાસીએ ડૂસકાં ભરતાં ઉપરના ભાગ તરફ નિશાની કરી કે તુર્તજ તેણે પોતાનો માર્ગ આગળ કાઢીને, અગ્નિના સમુદ્રમાં ઝંપલાવ્યું. ક્યારનીએ ઘણીખરી નિઃસરણિઓ બળીને તૂટી પડી હતી, માત્ર કેટલાંક સ્થલોમાં ધગધગતા પરંતુ બધાએ બળી ગયલા નહિ એવા કેટલાક લાકડાના આધારરૂપ ટેકાઓ બાકી રહ્યા હતા. સાહસિક બનીને તે આગળ ધસી, હાથ પગ વડે ટેકો ટેકીને ચડતી ગઇ, ગાળાઓની આરપાર કુદતી ગઇ, તેમના મધ્યમાં આવેલા ઉંચી શિખા ઉડતા ભડકાઓમાં તેનાં લુગડાં ઝડપાયાં, તેનો દેહ દાઝી ગયો. ખરેખર તેને ઉપર લઇ જવામાં કોઇ પ્રકારનું માનુષિબલ તેને પુરતું કામ આવે એવું નહતું! પરંતુ માતાનો પ્રેમ સર્વ શક્તિમાન છે; આ વર્ણન આપતાં લાગે છે તેના કરતાં પણ ઘણા થોડા સમયમાં બાલક જ્યાં હતું તે ઓરડામાં તે પહોંચી ગઇ. તેમાં ચારે પાસા ધુમાડો છવાઇ ગયો હતો, તેથી પોતાના મુખની આસપાસ બળ્યા વિનાનો લુગડાનો એક ટુકડો વીંટીને તેણે પાટીમાંની જમીન ઉપર પેટે ચાલવા માંડ્યું. નાચતી અગ્નિ શિખા-

એને જોઇને ખડખડ હસતા બાલકે, પોતાની માતા તરફ ટુંકા હાથ લંબાવ્યા; તેને એકદમ પકડીને, તેનું મુખ છાતી સરસું દબાવીને, પોતાના હાથમાં સારી રીતે સંભાળથી વીંટેલા બાલકને લઇને તે નીચે દોડી ગઇ. અગ્નિના વર્તુલમાંથી તે ફરીથી પસાર થઇ, તેનો દેહ નગ્ન બન્યો હતો, તેના વાળ સળગતા હતા, તેમાંના કેશ ગભરી પડીને અગ્નિશિખાઓના ચળકાટને પાછો હઠાવતા હતા. કોઇક પ્રકારે તે નીચે પહોંચી, ખુલ્લી હવામાં ગઇ, બહાર લાંબી થઇને પડી, પડતાં પડતાં પણ બાલકનું ઢાલરૂપે રક્ષણ કરતી ગભરી. બાલકને કંઇ પણ નુકશાન થયું નહતું, પરંતુ તે તો મરવા પડી, એક કલાક કરતાં પણ ઓછા સમયમાં તેણે પ્રાણ છોડયો. લાગણી ના લાગી શકે એટલી બધી ભયંકર રીતે નુકશાન પામેલા દેહમાં તે હતી તેના કરતાં તેમાંથી બહાર નીકળ્યા પછી તેને દુઃખનું ભાગ્યેજ ભાન હતું; બચાવેલા બાલક ઉપર નમી રહેલા તેના કામના દેહમાં તેનું છેલ્લી ઘડીનું હાસ્ય પ્રતિબિંબ પામેલું જણાતું હતું. તે સમયે સૂર્ય માટે પોતાના પ્રાણનું અર્પણ કરીને કરેલા કર્મનો બદલો, કીર્તિકુમારીને વર્તમાનમાં પૂજ્ય પુરુષોની સેવા કરવાનો લાભ મળવાથી વળી રહેતો નથી ?

*માતાના મરણ પછી બાલકની સંભાળ તેની ફોઇ વિરાજે (સ્ત્રી) ( શનિદેવની બ્હેન)* લેવા માંડી; તે પણ તે સમયે એક આગળ વધેલો જીવાત્મા હતી, ત્યારથી માંડીને તે શુભ મંડલની એક અગત્યની સભ્ય બની છે. તે સૂક્ષ્મ દૃષ્ટિવાળી હતી, તેની મારફતે હજુએ કીર્તિકુમારી પોતાના બાલકની સંભાળ લઇ શકતી, સહાય કરતી. ફોઇ કોઇ પણ નોકરને બાલકને અડકવાની રજા આપતિ નહિ; બાગમાં બે ઝાડ વચ્ચે બાંધવામાં આવેલી એક પ્રકારની ઝોળીમાં તે જાતેજ તેને ઝુલાવતી. આ સ્થલે આવી શાંત ઘટામાં કીર્તિકુમારી સૂક્ષ્મ રીતે તેની સાથે બાલક વિષે વાતચીત ચલાવતી; બાલકને આ પ્રમાણે બીલકુલ પવિત્ર વાતાવરણમાંજ ઉછેરવામાં આવ્યું; સાત વર્ષની ઉમરે મંદિરમાં ઉપદેશ આપીને તે એકદમ એક નવાઇનું પાત્ર બન્યું, તેથી સર્વ દિશાઓથી લોકો તેને સાંભળવા આવવા લાગ્યા.

જીવન્મુક્તોના વર્તમાન મંડલના સભ્યો, એકાદ નવીન ધર્મની અથવા પ્રાણ તત્વથી ઉભરાઇ જતા કેન્દ્રની સ્થાપના કરવામાં સહાય કરવા માટે સમયેસમય જાણે કે જુદા જુદા દેશોમાં એકઠા જન્મતા હોય એમ લાગે છે. તેઓ ધર્મનો પ્રચાર કરતા તથા બીજાં દૂરનાં સ્થલોમાં સંઘને યાત્રાએ મોકલતા આપણા જોવામાં આવે છે; ગયા જન્મમાં ઉત્તર અમેરીકાના રીકામાંચુકટનમાં એક યાત્રાળુ સંઘ મોકલવામાં આવ્યો હતો. વર્તમાન જન્મમાં કીર્તિકુમારીના મરણ પછી આશરે પચીશ વર્ષે, સાસ્વન શહરના ઉત્તરમાં એક સંઘ મોકલતો સૂર્ય આપણા જોવામાં આવે છે. આ સંઘમાંના કેટલાકે સહન કરવાં પડેલાં સંકટોને લીધે પોતાની જીંદગી ગૂમાવી. આમાં આશરે પાંત્રીશ વર્ષની ઉમરનો કીર્તિકુમારીનો નાનો ભાઇ હતો.

# બીજી વાર્તાનાં પાત્રો.

કીર્તિકુમારી............પિતા-બૃહસ્પતિ. માતા-વરૂણતારા બંધુઓ-વારૂણી, (પુ). સુખવર્મા. બ્હેન-પૂર્ણચંદ્ર (સ્રી). પતિ-શનિદેવ. પુત્ર-સૂર્ય. નણંદ—વિરાજ (સ્રી.)

( પ્રથમ જન્મમાં આપેલાં નામ તેનાં તેજ બધા જન્મોમાં આવવાનાં હોવાથી જ્યાં પ્રથમ જન્મમાં પુરૂષપાત્ર હશે અને બીજા જન્મમાં તેનોજ સ્રી પાત્ર રૂપે જન્મ થયો હશે ત્યાં તેનું તેજ પુરૂષ નામ વાપરવામાં આવશે પરંતુ તે અમુક જન્મની જાતિ બતાવવા માટે કૌંસમાં (સ્રી) આવી સૂચના આપવામાં આવશે. આવીજ રીતે એક જન્મના સ્રી પાત્રનો બીજા જન્મમાં પુરૂષ પાત્ર રૂપે જન્મ થતાં, તેનું તેજ નામ રાખવામાં આવશે પરંતુ કૌંસમાં પુરૂષ સૂચક (પુ) આવી સંજ્ઞા નામ સાથે આપવામાં આવશે.—તંત્રી.

---

## ત્રીજો જન્મ.

મછલીપટ્ટણથી થોડે દૂર જ્યાં આગળ વર્તમાનમાં તૈલંગણ દેશ આવેલો છે ત્યાં આગળ રાજાના ( મુદ્રા) (પુ) પુત્ર રૂપે પુરૂષ દેહમાં ઈ. સ. પૂ. ૨૧૬૭ માં કીર્તિકુમારનો જન્મ થયો. તેની માતા આદિત્ય કુમારી હતી, તેણે તેના જન્મોના વૃત્તાંતમાં સંપૂર્ણ રીતે વર્ણવવામાં આવશે તેવી વામ માર્ગની એક વિચિત્ર તાંત્રિક ક્રિયાને લીધે પોતાની પુત્રીના ( ગંગા ) દેહમાં તે દશ વર્ષનો થતાં નિવાસ કર્યો; આ સમયે કીર્તિકુમાર અગીઆર વર્ષનો હતો તેથી અત્યાર સુધી જે તેની માતા હતી તેજ તેની બ્હેન થઈ. તેને એક શાન્તિ (પુ) નામનો નાનો ભાઇ, અને ઇન્દિરા નામની એક નાની બ્હેન હતાં. તે સમયની રાજ્યદ્વારી બાબતો ગૂંચવાડાભરેલી અને સંકટકારક હતી; પોતાની ફરજ પાર પાડવાને ઉત્સુક હોવા છતાં યુવકને રાજ્યદ્વારી બાબતો કરતાં પોતાના અભ્યાસમાં વિશેષ રસ આવવા લાગ્યો. તેના જેવી સ્થિતિના અને તે ઝમાનાના યુવકો માટે જે જે જરૂરનું હતું તે સર્વ તે શીખ્યો, ઘોડેસ્વારીમાં, નિશાન તાકવામાં, તરવામાં, એ જાતિની વિવિધ પ્રકારની રમતોમાં તે નિપુણ બન્યો. ઉમરે આવતાં તે પાડોશના રાજાની પુત્રી ભાલચંદ્ર (સ્રી) સાથે પરણ્યો; ધાર્મિક અભ્યાસમાં એ ઉભયે અત્યંત આનંદ લેવા લાગ્યાં. તેને નવ બાલકો થયાં; વજ્ર, તેજપાલ, વારૂણી અને મહીપાલ તેના પુત્રો હતા; અજબસિંહ (સ્રી), રંભા, પૂર્ણચંદ્ર (સ્રી), હુમીર (સ્રી) અને સુભદ્રા તેની પુત્રીઓ હતી. સાધુપૂજારી બુધદેવ એક પાડોશી અને નિકટના સાથી હતા.

એક સંપ થયલાં પાડોશી રાજ્યોને હાથે ખમવી પડતી અમુક પ્રકારની હારમાંથી રાજા મુદ્રાને (પુ) બચાવવા માટે કીર્તિકુમારની માતા આદિત્યકુમારીએ રાજ્યને આટલાંટીસના મહારાજા સોમ દેવની સત્તામાં સોંપવાની રાજાને સલાહ આપી; આ બાબત વિષે લોકમાં ઘણોજ અસંતોષ ફેલાયો; થોડાંક વર્ષોપછી આદિત્યકુમારીને દેહનો અદલો બદલો કરી

લેવો પડયો, તેથી મુલ્લાના (પુ) રાજ્યકારભારને વધારેવાર દોરી શકી નહિ ત્યારે અસંતોષ ખૂબ્બા બળવા રૂપે ફાટી નિકળ્યો, રાજાને હરાવીને મારી નાખવામાં આવ્યો. રાજા સોમદેવે આ-ટલાંટીસ ખંડથી સુધન્વાને આ રાજ્યનો સુબો નીમીને મોકલ્યો; આવી રીતે આ રાજ્ય વિશાલ આટલાંટીસના સામ્રાજ્યના એક પ્રાંત રૂપ બન્યું. સુધન્વાને, કીર્તિકુમાર અને આ-દિત્યકુમારી સાથે મૈત્રી બંધાઈ; પ્રથમ તો કદાચ રાજ્યકારભારના ઉદ્દેશથી આમ બન્યું, પરંતુ આવી મૈત્રી થોડાક સમયમાં જ સ્નેહ રૂપે પરિપાક પામી. આદિત્ય કુમારી માટે તે-નામાં પ્રેમનો પ્રણુણો ફૂટયો, કીર્તિકુમાર પાસે તેના હાથની માગણી કરી, તેણે તે ખુશીથી મંજુર કરી, બંને કુટુંબો નિકટના સંબંધથી જોડાયાં, સાધુ પૂજારી બુધદેવનું કુટુમ્બ પણ આમાં સામેલ થયું. ઉભય પક્ષના અધિકારી મુખીઓ હવે આટલા બધા સંપૂર્ણ નિકટના સંબંધમાં જોડાવાથી આ પ્રાંતનો રાજ્યકારભાર ઘણોજ રહેલો થઈ પડયો. ખરૂં કહેવા માગીએ તો આ ત્રણે કુટુમ્બો લગભગ એક જેવાંજ બની ગયાં; તેમણે તેમનું પોતાનુંજ એક પ્રકારનું નાનું મંડલ ઉભું કર્યું, તેમાં સર્વ પ્રકારના આનંદકર પ્રશ્નોની ચર્ચા ચલાવવામાં આવતી. હિંદમાં આર્યોના આવતા પહેલાંના સમયના ધર્મવિષેની ચર્ચા કદાચ આનંદ-જનક નિવડશે.

આપણને માલુમ પડી આવે છે, કે સામાન્ય રીતે વાપરવામાં આવતી ભાષા સંસ્કૃત નહતી; ઘણું કરીને ધાર્મિક ક્રીયાઓનો આરંભ "ૐ" થી નહિ પરંતુ "ટો" થી થતો હતો. પુનર્જન્મ અને કર્મના સિદ્ધાન્તો સામાન્ય રીતે લોકના જાણવામાં હતા. કોઇક કોઈક-વાર મદદ કરનાર પડદા પાછળ રહેલા મહંતલોકને ગુરુદેવ ( બુધદેવ ) ઓળખતા હતા. વર્તમાનકાલનાં આપણા પરિચયવાળાં વાક્યો તે સમયે પણ ઉપયોગમાં આવતાં હતાં; દષ્ટાંત તરીકે " सोऽहमस्मि " બુધદેવ લોકને ઉપદેશતા, કે તમારાથી કેળવી શકાય એવા સર્વ સદ્ગુણો કરતાં, તમે સિદ્ધ કરી શકો એવાં સર્વ પ્રકારનાં સાધનો કરતાં, આ સર્વે तत् સ્વરૂપ હોવાનો અનુભવ મેળવવો, એ ઘણુંજ ઉપયોગનું છે.

" તમે એક વૃક્ષને પાડી નાંખો છો, " તેઓ કહેતા, " એ વૃક્ષનું જીવન तत् છે; એકાદ પત્થરને ખોદી કાઢો, તેના પરમાણુઓને એકઠા સંગ્રહી રાખનાર तत् છે; સર્વનું જી-વનપણ तत् છે; વાદળાંમાં, ઘૂઘવતા સમુદ્રમાં, ઇન્દ્રધનુષ્યમાં, પર્વતશ્રીમાં પણ तत् વ્યાપી રહ્યું છે, " ઇત્યાદિ આટલા શબ્દો બુધદેવના મૃત્યુવિષેના વ્યાખ્યાનમાંથી લેવામાં આવ્યા છે. તેઓ લોક સમક્ષ જે પુસ્તક વાચતા હતા તેમાં નીચેના જેવાં સારી રીતે જાણીતાં વાક્યો મળી આવતાંઃ—" શ્રેય (મોક્ષ) અન્ય છે, પ્રેય ( પ્રિયતર ભોગ્ય ) અન્ય છે; આ શ્રેયસ અને પ્રેયસ ઉભયે પુરૂષને ( જીવ ) સ્વ સ્વપ્રયોજનમાં બાંધી લે છે; પરંતુ એ ઉભ-યના મધ્યમાંથી શ્રેયસનું ગ્રહણ કરનારનું કલ્યાણ થાય છે; જે પ્રેયસનો અંગિકાર કરે છે તે પરમાર્થથી ચ્યુત થાય છે. મનુષ્યને શ્રેયસ અને પ્રેયસ ઉભયે પ્રાપ્ત થાય છે, પરંતુ ધીર વિવેકી પ્રાપ્ત પદાર્થોનો સમ્યક્ વિચાર કરીને, ફલ-સાધન સ્વરૂપથી પ્રથક્ કરીને સમજે છે; પ્રાજ્ઞ પુરૂષ પ્રેયસનો ત્યાગ કરીને શ્રેયસનો અંગિકાર કરે છે; અવિવેકી મંદ પુરૂષ અપ્રાપ્તની પ્રાપ્તિ અને પ્રાપ્તના પરિપાલનરૂપ યોગ ક્ષેમને માટે પ્રેયસનો અંગિકાર કરે છે. " ( કઠોપનિષદ-બીજીવલ્લી-૧-૨ ) બુધદેવના ગ્રંથમાં આ શબ્દો આવાને આવા જ મળી આવતા ન હતા, પરંતુ તે સ્પષ્ટ રીતે આવા પ્રકારનાજ શ્લોક હતા.

એક બીજું આવું વાક્ય મળી આવતું:—" જો કોઇને હણવામાં આવે તો, તે હણ-નાર હું છું, છતાં એ હણનારની તલવાર પણ હું જ છું; કોઈ હણતુંએ નથી ને હણાતું એ નથી, કારણ કે સર્વે એક રૂપ જ છે. કોઇ પ્રકારનો આરંભ નથી તેમજ અંત નથી, કોઈ પ્રકારનું જીવન નથી તેમજ મરણ પણ નથી, કારણ કે સર્વે **તત્** માં એક સ્વરૂપજ છે. "×

બુધદેવ જે ગ્રંથોનો ઉપયોગ કરતા હતા તે આર્યો પાસેથી આવેલા નહોતા. જે ગ્રંથમાંથી ( સ્પષ્ટ રીતે કઠોપનિષદનું મૂલ ) તેઓ વાચતા હતા તે બંધુમંડલના એક સભ્યે સુવર્ણના દરવાજાવાળાશહેરમાં લખ્યો હતો. એક મોટા સંગ્રહમાંનો તે એક હતો, સૈકાંનાં સૈકાં થયાં પરંપરાથી ચાલ્યો આવતો હતો. હજુ સુધી **નચિકેતસનું** આખ્યાન આની સાથે જોડાયું નહતું.

અમે તપાસેલા એક મંદિરમાં કોઈ પ્રકારની મૂર્તિઓ બીલકુલ જોવામાં આવી નહિ. સૂર્ય પૂજાનો ધર્મ પ્રવર્તતો હોય એમ લાગતું નથી—વિશેષ નહિ તો કેવલ તેજ પ્રવર્તતો હોય એમ લાગતું નથી—વિશેષ નહિ તો કેવલ તેજ પ્રવર્તતો નથી; આને બદલે કુદરતની શક્તિયોની પૂજા થતી જોવામાં આવે છે. મંદિરની બહાર, તેના સામે આવેલો, અંદર જોઇ રહેલો પત્થરનો એક મોટો નંદિ આવેલો હતો. અંદરના ભાગમાં એક વિચિત્ર પ્રકારની ગોઠવણ હતી—એક પ્રકારની ઉંચી વેદીને બદલે એક ખાડો જોવામાં આવતો હતો. બે ત્રણ પગથીઆં ઉતરીને એક મોટી, નીચી, ચતુષ્કોણ ભૂમિમાં જવાતું, તેમાં સુંદિર લાદી જડી લેવામાં આવી હતી, તેના મધ્યમાં એક પોલો ખાડો હતો, તેની આસપાસ કઠેરો આવી રહ્યો હતો, આ પોલાણમાં લોકો પુષ્પો નાંખતા, તેના મધ્યમાં ખાસ પવિત્ર ગણાતી એક પથ્થર શીલા હતી, તેના ઉપર કેટલીક નીશાનીઓ હતી, અમારાથી તેનો કોઈ પ્રકારનો અર્થ સમજી શકાતો નથી.

એક બીજા મંદિરમાં અસંખ્ય મૂર્તિઓ જોવામાં આવી; તેમને મંદિરની પાછળના ભાગમાં આવેલી ભીંતમાં ગોખલાઓમાં બેસારવામાં આવી હતી. પ્રથમ મંદિરના કરતાં આ મંદિરના લોકોએ ભિન્ન પ્રકારનો પોશાક પહેર્યો હતો; અત્રે એવાં પણ કેટલાંક માનવિઓ હતાં જેઓ પૂજારી તરીકે સ્પષ્ટ જણાઈ આવતાં; પ્રથમ મંદિરમાં આવું કંઈ જોવામાં ના આવતું. મૂર્તિઓને અર્ધ પદ્માસનવાળીને બેસારવામાં આવી હતી, તેમના હાથ કુદરતી સંખ્યા કરતાં વધારે નહતા. અનુમાનાનુસાર યથાર્થ રીતે આ **જૈન ધર્મનું** પ્રાચીન સ્વરૂપ હતું; મૂર્તિઓ **તિર્થંકરોની** હતી. કેટલીક મૂર્તિઓ નગ્ન દશામાં હતી; બીજી કેટલીક મૂર્તિઓ ઉપર બહુ છિદ્રોવાળું લુગડું ઓરાડવામાં આવ્યું હતું, તેમને ઘણું કરીને વસ્ત્ર ધારેલી માનવામાં આવતી; અથવા આથી કદાચ એકાદ રૂઢ થયેલું ચિહ્ન દર્શાવવાનો ઉદ્દેશ રાખવામાં આવ્યો હોય.

---

×સરખાવો:— हंताचेन्मन्यते हंतुं हतश्चेन्मन्यते हतम्
उभौ तौ न विजानितो नायं हन्ति न हन्यते ॥
कठ. उ. व. २. श्लो. १९

ઉત્તર દિશામાં ઘણે દૂર એક બીજા મંદિરમાં પ્હેલાંનું એક લિંગમ્ જોવામાં આવતું હતું. આ સ્થલે ત્રિમૂર્તિનો સંપૂર્ણ રીતે સ્વીકાર કરવામાં આવતો હતો, જો કે તેને માટે વર્તમાનમાં જેવાં નામ વાપરવામાં આવે છે તેવાં નામ વાપરવામાં આવતાં નહોતાં. એક ગુફા-મંદિરમાં ખડકમાંથી એકમાં ત્રણ મુખાકૃતિઓનો સમાવેશ કરતી એક રાક્ષસી મુખાકૃતિ કોતરી કાઢવામાં આવી હતી; આની એવી વ્યવસ્થા કરવામાં આવી હતી, કે એક સમયે એકજ મુખાકૃતિ સ્પષ્ટ રીતે જોવામાં આવતી. દક્ષિણ હિંદમાં એક મોટું દેવાલય આવ્યું હતું તેમાં પણ ત્રિમૂર્તિ જોવામાં આવતી. તેને આપવામાં આવેલા નામનો અર્થ શોધી કાઢવાનો અમે પ્રયત્ન ચલાવ્યો; પૂજારીઓના મનમાં એ નામથી કેવા પ્રકારની ભાવનાનો ઉદય થતો હશે તે તપાસ્યું; એક પૂજારીના મનમાં એ વિષે, "જેનું જીવન સર્વમાં વહી રહ્યું છે," એવી ભાવના અમારા જોવામાં આવી; બીજા પૂજારીના મનમાં ત્રણ પુરૂષો વિષે એવી ભાવના જોવામાં આવી, કે "જે દ્વારને ઉઘાડે છે, જે સ્રોતનું નિયમન કરે છે, તથા જે દ્વારને બંધ કરે છે." વર્તમાનકાલે આટલી બધી ઉભરાઈ જતી ઘણા હાથવાળી મૂર્તિઓના કોઈ પ્રકારના નમુના તે સમયે અમારા જોવામાં આવ્યા નહિ.

પૂજારીઓમાં "જ્યોતિ સરોવર" વિષે ઘણી બલવાન્ ભાવનાઓ પ્રવર્તતી હતી; તેને વળી મરણ, જીવન અને પ્રેમ સમાન ગણવામાં આવતું હતું; ગમે તે સ્થલેથી આરંભ થતા જણાવા છતાં બધાએ ઝરાઓ જ્યોતિ સરોવરમાંજ લઈ જતા હતા. આપણે જે જે જોઇએ છીએ તે માયા જાલ સમાન છે, પરંતુ ખરેખરી સત્યવાત તો જ્યોતિ સરવર છે, એવા વાદનાં ચિહ્નો પણ આ સમયે મળી આવતાં. "આપણે જ્યોતિ સરવરમાં વસિએ છીએ છતાં તેને જાણતા નથી; આપણી જાતનો એક ભિન્ન વ્યક્તિરૂપે વિચાર ચલાવીએ છીએ, પરંતુ આપણે દરેક એ સરોવરનાં બિંદુઓ સમાન છીએ." સાધુ પૂજારીઓ નિરંતર લોકને, ઇન્દ્રિયોની માયા જાળ પાછળ જઇને સર્વની પાછળ રહેલી તત્ત્વ રૂપ યથાર્થ સત્તાનો અનુભવ કરવાનો આગ્રહ કરતા; વળી તેઓ એમ પણ ઉપદેશતા, કે ભિન્નભિન્ન વ્યક્તિઓ ભિન્ન ભિન્ન બિંદુઓ સમાન છે. જ્યારે એ સર્વે એકઠાં થાય છે ત્યારે સર્વે એકરૂપજ હોય છે," તેઓ કહેતા "સર્વ પ્રકારનાં શોક સંતાપ આપણે આપણી જાતેજ ઉપજાવીએ છીએ."

"જ્યોતિર્મય, જ્યોતિના અધિપો" ને કરવાની એક પ્રાર્થના પણ તેમનામાં પ્રચલિત બની હતી.

ઉપર જે લખવામાં આવ્યું છે તેથી લોકને કેવા પ્રકારનો ઉપદેશ આપવામાં આવતો તેનું થોડું ઘણું સૂચન મળી રહે છે; પરંતુ આ નાના અને તદ્દન ખાનગી કુટુમ્બમંડલમાં, બુધદેવ ખુશીથી થોડાક આગળ વધતા, રૂપકો, ચિહ્નો, સંજ્ઞાઓના ખરા અર્થ સમજાવતા, જ્યોતિસરવર વિષે તથા જ્યોતિર્મય અધિપોવિષે ઘણું ઘણું જાણવા જેવું કહેતા. તેમણે તેમને એક મહાગુરુ વિષે ઉપદેશ આપ્યો; અમુક પ્રાર્થનાઓ અને ક્રિયાઓવડે તેમનું આવાહન કરી શકાય છે, એમ તેમણે જણાવ્યું; ઔત્સુક્ય અને શુદ્ધ હૃદયથી માગવામાં આવે તો તેમનો આશિર્વાદ મળી શકતો. તેઓ તેમની સભાઓમાં તેમનું આવાહન કરતા, હમેશાં પ્રતિઉત્તર મળતો, બે ખાસ પ્રસંગોએ તો તેમણે જાતે પણ દર્શન આપ્યાં હતાં.

આપણે જેમને મહાગુરુના નામથી ઓળખીએ છીએ તેજ આ મહાપુરુષ હતા; આ મંડલ સાથેનો તેમનો ખાસ સંબંધ એવો હતો, કે એકાદ પૂર્વજન્મમાં તેમણે આ મંડલના ધર્મની સ્થાપના કરી હતી: તેમણે એવી ગોઠવણ કરી હતી, કે તેના ખરા અનુયાયીઓ યોગ્ય વિધિઓ અનુસાર અમુક આવાહનમંત્રો ભણશે તો તેઓ સ્થાપક તરીકે તેનો પ્રતિ ઉત્તર આપશે. બુધદેવના મનમાં, તેમના સિદ્ધાંતોના ખુલાસાઓ તથા ધાર્મિક બાબતો વિષેના તેમના પ્રશ્નોના ઉત્તરો તેઓજ સૂચવતા હતા; એકાદ બે પ્રસંગે તો તેમને કેટલીક સૂચનાઓ:જાતોજત આપવામાં આવી હતી, જો કે આવો બનાવ કોઈક વારજ બનતો.

સાધુપૂજારી બુધદેવનાં લગ્ન માલતિ સાથે થયાં હતાં. સંજય, ઉર્મિલા (પુ) અને રમણ તેમના પુત્રો હતા; નવીનચંદ્ર (સ્ત્રી) શારદા અને કાંતિકુમારી તેમની પુત્રીઓ હતી. આ કુટુમ્બો વચ્ચેનો પરસ્પરનો આનંદી સંબંધ, તથા તેમને ઉંડો આનંદ આપતા પ્રશ્નોનો તેમનો અભ્યાસ ઘણાંક વર્ષ સુધી એક સરખો ચાલ્યો; ઈ. સ. પૂ. ૨૧૪૨૩ ના વર્ષમાં આદિત્યકુમારીએ બુધદેવ અને સુધન્વા પાસે પોતાના વામાચારની કબુલાત કરીને યોગીનું જીવન ગાળવાને નિવૃત્તિ નિવાસ અંગિકાર કર્યો ત્યારે આ મંડલમાં પ્રથમ ભંગાણ પડયું. તેણે પોતાની સખી કૌમુદિની સંભાળમાં પોતાનાં બાલકો સોંપ્યાં; ચાર વર્ષ પછી કૌમુદિ, કીર્તિકુમારના નાના ભાઈ શાંતિ (પુ) સાથે લગ્ન સંબંધથી જોડાઈ.

આ કુટુમ્બોનાં બાલકો, બધાંએ સાથેજ મોટાં થયાં; સ્વાભાવિક રીતેજ તેઓ અન્યોન્ય માટે પ્રેમ ગાંઠમાં આકર્ષાયાં, તેથી તેઓ પુરૂષો અને સ્ત્રીઓ રૂપે મોટાં થતાં તેમનામાં પરસ્પરના ઘણા લગ્ન સંબંધ બંધાયા. અજીતસિદ્ધિ, પૂર્ણચંદ્ર (સ્ત્રી) સાથે લગ્ન કર્યું, વારૂણી (પુ) એ, રાજપાલ (સ્ત્રી) નું પાણિ ગ્રહણ કર્યું; મહીપાલ, જ્ઞાનચંદ્ર (સ્ત્રી) સાથે પરણ્યો. પરંતુ કર્મપાલે એક ખરાબ વર્તણુકની સ્ત્રી(યમુના)સાથે ફસાઇને લગ્ન કરીને કુટુમ્બમાં ક્લેશ કરાવ્યો; તેણે તેનું જીવન ખરાબ કર્યું તથા આખરે તે એક પૈસાદાર પરંતુ વ્યભિચારી વેપારી સાથે તેને છોડીને નાશી ગઈ ત્યારે તેને કમનશીબ દુઃખી દશામાં રવડતો મૂકી ગઈ. વજ્ર પણ તેની ગાંડી ઘેલી થઈ જતી માતા ભાલચંદ્રને (સ્ત્રી) ચિંતાનું કારણ થઈ પડયો, કારણ કે તેને ભટકવાની ટેવ પડી હતી, જ્ઞાન અને અનુભવની શોધમાં એક મોટો મુસાફર થઈ પડયો હતો. છતાં એ તેણે પોતાની મુસાફરીઓનું સુરસ વર્ણન આલેખ્યું, કુટુમ્બ મંડલ તે વારંવાર વાંચતું, યુવકોને તો તેનો ખરેખરો મુખ પાઠ થઈ ગયો હતો, તેમાંનાં કેટલાંક આબેહુબ વર્ણનોમાં કીર્તિકુમારને એટલો બધો રસ પડયો હતો, કે પોતાના પુત્રે આટલું બધું આકર્ષક વૃત્તાંત આપેલાં સ્થલો જોવા માટે તેણે ખરેખરી રીતે ત્રણ ત્રણવાર વિકટ અને ભયંકર મુસાફરીઓ કરી. માર્ગમાં તેને કેટલાક વિકટ પ્રસંગ પ્રાપ્ત થયા. એકવાર તેને ચોરોએ પકડીને છૂટકારાનો દંડ મેળવવા માટે કેદ કર્યો, જો કે સ્ત્રીનો વેષ ધારણ કરીને નાસી જવાની તેણે યુક્તિ કરી; આ પ્રસંગ તેને માટે અત્યંત ગંભિર પ્રકારનો હતો. અન્ય પ્રસંગે પૂર આવેલી નદીનીપાર ઉતરવા પ્રયત્ન કરવા જતાં તેના પગ તણાયા, એક માઇલ કરતાં વધારે દૂર ઘસડાઈ ગયો, લગભગ ડૂબવાની અણી ઉપર આવ્યો. પ્રાંતમાં જતી સુધન્વાની અનેક એરિશીઅલ સ્વારીઓમાં પણ તે સાથે જતો. ખરેખર સુધન્વા, આટલાંટીસની

સત્તા અને પ્રાચીન રાજ્ય કુટુમ્બ વચ્ચે કેવો સંપૂર્ણ પ્રકારનો સંબંધ વર્તતો હતો તે લોકને દર્શાવવાની ઇચ્છાથી તેને પોતાની સત્તાઓનો પ્રતિનિધિ નિમતો. આ ઉભય માનવિઓ વચ્ચેનો સંબંધ અદ્ભૂત પ્રકારે નિકટનો બનતો ગયો; ભિન્ન ભિન્ન જાતિઓના હોવા છતાં, તેઓ હમેશાં અન્યોન્યને સારી રીતે સમજતા હોય એમ જણાતું. અત્યંત દેશાભિમાની સુધન્વાએ કીર્તિકુમારને સુડોનીસબેટના મહિમા વિષે ઘણું ઘણું કહ્યું, તેના વિષે તેનામાં પ્રબલ ઉત્સાહ પ્રકટાવ્યો, તેનામાં તે જોવાની ઉત્કટ ઇચ્છા પ્રકટી નીકળી.

ઈ. સ. પૂ. ૨૧૩૯૬ માં પૂર્ણચંદ્રનું (સ્ત્રી) સીત્તેર વર્ષની ઉમરે મૃત્યુ થયું. ખાસ નિકટની સાથી હોવાથી સુધન્વાને પણ કીર્તિકુમારના જેટલોજ શોક થયો; તેની મરણ ક્રિયા ઘણીજ ભપકાબંધ કરવામાં આવી. આ બનાવથી કીર્તિકુમાર ઘણોજ એકલો પડી ગયો, પ્રથમના કરતાં વિશેષ નિકટતાથી તે પોતાના મિત્ર સુધન્વા સાથે જોડાતો ગયો, તે પણ તેના પ્રેમનો સંપૂર્ણ બદલો વાળતો હતો, તેથી આ ઉભય વૃદ્ધ પુરૂષો ભ્રાતાઓ જેવા બન્યા, સુધન્વા, યોગીનું જીવન ગાળતી પોતાની પત્ની આદિત્યકુમારીની ત્રીશ વર્ષ સુધી નિયમિત મુલાકાત લેતો. ઈ. સ. પૂ. ૨૧૩૯૮ માં જ્યારે તેનું મરણ થયું ત્યારે તેને હિંદમાં વધારે વાર રહેવાનું યોગ્ય લાગ્યું નહિ, તેથી સુબાગીરીનું રાજીનામું આપીને સુડોનીસ પાછા જવા માટે અરજી કરી. કીર્તિકુમારે પણ પંચોતેર વર્ષનો હોવા છતાં તેની સાથે જવાની ઇચ્છા દર્શાવી તથા ખરેખર તે પ્રમાણે વર્ત્યો.

આ ઉભય સીત્તેર વર્ષ ઉપરના વૃદ્ધ પુરૂષોની મુસાફરી આનંદી નિવડી; કીર્તિકુમારને તો રાજધાનીની જાહોજલાલી આશા રાખવા કરતાં પણ વધારે જણાઇ. ચુંવાળીસ વર્ષ ઉપર સુધન્વા જેમને ઓળખતો હતો તેમાંના ઘણા થોડાજ તેને ભેટવાને હજુએ જીવતા હતા. રાજાધિરાજ સોમદેવ ઘણા સમયથી મરણ પામ્યા હતા, તેમને બદલે તેમનો પુત્ર મંગલદેવ રાજ્ય ચલાવતો હતો; તેણે આ ઉભય વૃદ્ધ પુરૂષોને ઘણા માનસહિત આવકાર આપ્યો, તેમને પોતાની દરબારમાં માનવંત અધિકાર આપ્યા, અનેક કૃપાના પાત્ર બનાવીને તેમને ખ્યાત કર્યા. તેને તેમને માટે આકર્ષક લાગણી થયલી હોવી જોઇએ, કારણ કે તેણે દરબારી જ્યોતિષિઓને તેમની સાથેના તેના સંબંધ વિષેની ખાસ બાબતોની ગણત્રી કરવા બેસાડયા; તેમણે જણાવ્યું કે એ બંને જણે ભૂતકાલમાં એક કરતાં વધારેવાર આપની સાથે રહીને કાર્ય કર્યું છે, તથા સમયની ગણત્રીમાં આશરે પા લાખ વર્ષ ઉમેરાયા પછી દૂરના ભાવિ કાલમાં અમુક મહાકાર્યમાં આપને સહાય કરવાને એ ઉભયનું નિર્માણ થયું છે. એમનામાંનો કોઈ પણ આ ભવિષ્યવાણી સમજ્યો હોય એમ લાગતું નથી, પરંતુ એટલું સ્પષ્ટ છે, કે આશરે ઈ. સ. ૨૭૫૦ માં કેલિફોર્નિયામાં સ્થપાવાની જાતિમાં એ વાણી પાર પડશે. પોતાના પિતાના સાથમાં આવેલા વજ્રે રાજાધિરાજના હાથ તળે એક અગત્યનું સ્થાન રોક્યું, તેનો સંપૂર્ણ વિશ્વાસપાત્ર બન્યો. આશરે દશ વર્ષ સુધી એકજ ગૃહમાં સુધન્વા અને કીર્તિકુમારે નિવાસ કર્યો. સાજાતાજા અને અન્યોન્ય માટે સદ્ભાવવાળા ઉભયે ઈ. સ. પૂ. ૨૧૩૮૨ માં મરણ પામ્યા. આ દશ વર્ષમાં એમણે ઉભયે સાથે રહીને દક્ષિણ હિંદ વિષે એક ગ્રંથ તૈયાર કર્યો; અનેક સૈકા સુધી સુડોનીસમાં તેને આ વિષયના એક

શિક્ષગ્રંથ રૂપે માનવામાં આવતો. તેના બે ભાગ હતા, પ્રથમ ભાગમાં વિવિધ ધર્મોની ચર્ચા ચલાવવામાં આવી હતી—આ ભાગમાં ઘણા સમય પૂર્વે ગુરુ બુધદેવે તેમને આપેલા ઉપદેશોના મોટા ભાગનો સમાવેશ કરવામાં આવ્યો હતો.

---

## ત્રીજીવાર્તાનાં પાત્રો.

મહાગુરૂ:—......અદૃશ્ય ગુરુ.

બુધદેવ:—......સાધુ પૂજારી. **પત્ની**-માલતિ. **પુત્રો**—સંજય, ઉર્મિલા (પુ), રમણુ. **પુત્રીઓ**—નવીનચંદ્ર, (સ્ત્રી), શારદા, કાંતિકુમારી.

સોમદેવ<br>મંગળદેવ. } રાજાધિરાજો.

કીર્તિકુમાર...—**પિતા**—મુદા (પુ.) **માતા**—આદિત્યકુમારી. **બંધુ**—શાન્તિ (પુ). **બ્હેનો**—ગંગા, ઇન્દિરા. **પત્ની**—ભાલચંદ્ર ( સ્ત્રી ). **પુત્રો**-વજ્ર, તેજપાલ, વારૂણી. મહીપાલ. **પુત્રીઓ**—અજબસિંહ ( સ્ત્રી. ) રંભા, પૂર્ણચંદ્ર ( સ્ત્રી ), હમીર ( સ્ત્રી ), સુભદ્રા.

સુધન્વા........સુબો **પત્ની**-ગંગાના દેહમાં આદિત્યકુમારી. **પુત્રો**—અજીતસિંહ. કર્મપાલ, રણસિંહ. **પુત્રીઓ**—રાજપાલ ( સ્ત્રી ), જ્ઞાનચંદ્ર ( સ્ત્રી ).

કૌમુદિ.........આદિત્યકુમારીની સખી. **પતિ**-શાન્તિ ( પુ. )

પ્રમિલા ( પુ. )...એક વેપારી.

વારૂણી ( પુ. )...**પત્ની**—રાજપાલ ( સ્ત્રી. ) **પુત્રો**-કાંતિ ( પુ ), બૃહસ્પતિ શુકદેવ. **પુત્રીઓ** ઉમા, વરૂણતારા.

પૂર્ણચંદ્ર ( સ્ત્રી )...**પતિ**—અજીતસિંહ.

મહીપાલ........**પત્ની**—જ્ઞાનચંદ્ર ( સ્ત્રી ).

કર્મપાલ.........**પત્ની**-યમુના.

વજ્ર..............**પત્ની**-સુલોચના.

કર્મપાલ.........**પત્ની**-નર્મદા, **પુત્રીઓ**-દુર્ગા, ત્રિવિક્રમ ( સ્ત્રી ).

પૂર્ણચંદ્ર ( સ્ત્રી. )...**પતિ**-અજીતસિંહ. **પુત્રો**-કીર્તિવર્મા, રાજસિંહ.

મહિપાલ........**પત્ની**-જ્ઞાનચંદ્ર ( સ્ત્રી ). **પુત્રો**-વિજ્ઞાનચંદ્ર, યશપાલ, જશવંતસિંહ. **પુત્રીઓ**-સાવિત્રિ, મણિ.

હમીર ( સ્ત્રી. )...**પતિ**-ઉપ:પાલ. **પુત્રો**-શાંતિકુમાર, પૃથ્વીપાલ.

સુભદ્રા..........**પતિ**-વિક્રમ. **પુત્રો**-ભદ્રાયુ, વિકાસવર્મા. **પુત્રી**-તારા.

રણસિંહ........**પત્ની**-કાલિકા. **પુત્રી**-દીપસિંહ, વિવેકાનંદ.

---

# ગ્યોરડાનો બ્રુનોનો વૃત્તાંત.

( અનુસંધાન ગતાંકથી. )

એકાદ કલાક સુધી ગ્યોરડાનો બ્રુનો, તેનો શુભેચ્છક તેને જ્યાં આગળ રહેવા દઇને ચાલ્યો ગયો હતો ત્યાં આગળ બેસી રહ્યો; હજુએ તે ઉપર ઉપરથી આલસુની પેઠે સમુદ્રની પાર તાકી રહ્યો હતો. પોતાની ભયંકર દશાનો ખ્યાલ લાવવાની માથા ફોડ કરતાં, તુર્તના બચાવનો માર્ગ શોધી કાઢતાં તેનું હૃદય ગડમથલ કરતા, ઉછળી રહેલા વિચારોથી ઉભરાઈ જતું હતું. તુર્તજ તેનાં ચક્ષુઓમાં તેજનો ચમકાટ થયો, તેના મુખ ઉપર હાસ્ય છવાઈ રહ્યું તે એકદમ ઉઠીને ઉભો થઈ ગયો. "હે બધાએ ભલા પાદરીઓ." -તે આનંદમાં આવી જઇને બોલ્યો, "હું આજે રાત્રે નોઆહની આર્કને ( મઠ ) છોડી જઇશ; કારણ કે આર્ક હવે મારૂં રક્ષણ કરી શકે એવી રહી નથી, એવી મને ધાસ્તી છે."

તેથી તે રાત્રે, પોતાની આસપાસના બધાએ નિદ્રાવશ હતા ત્યારે ગ્યોરડાનો બ્રુનો પોતાની ઓરડીમાં છાનોમાનો ઉઠયો, પોતાના વિના કોઈ પણ હાલતું ચાલતું નથી એ તપાસવાને થોડીકવાર લક્ષ્ય આપ્યા પછી, પોતાના સાધુના ઝભ્ભા તળે કેડે વીંટાળી રાખેલા દોરડાને છોડયું, તેનો એક છેડો પોતાની ઓરડીની બારીના સળીયા સાથે મજબુત બાંધીને, સાંકડા ગાળામાંથી તે બહાર નીકળ્યો, ઝડપથી જમીન ઉપર સરકી ગયો, દેશની ઉત્તર દિશા તરફ પુરજોસથી દોડયો: નવીન પ્રકારના સ્વાતંત્ર્યથી તેનું હૃદય ઉછાળા મારી રહ્યું હતું; ઝડપથી દોડી જવાના શ્રમમાં તેનાં યુવાન અવયવો આનંદતાં હતાં. તે નાશી છુટયો એજ સારૂં થયું; કારણ કે હોલી ઑફિસ તરફ મોકલેલો દૂત એવા સમાચાર લઈ આવ્યો, કે પ્રભાત થતા પહેલાં તો પરિચિત પુરૂષો મઠમાં આવી પહોંચશે, તેઓ યુવાન બળવાખોરને પકડીને એકદમ નેપલ્સ લઈ જશે, હોલી ઑફિસના હૉલમાંજ સવાલ જવાબ કરવામાં આવશે. પરંતુ ધર્મ પરિક્ષણ મંડલના શીકારી કુતરાઓ આવી પહોંચ્યા ત્યારે તેમને ખાલી કોટડી જણાઈ. તેમાંથી ભક્ષ નાશી છુટયું હતું. તેમણે તેને જાતિ બહાર મૂકીને-તેના દેહ અને આત્માને સેતાનના હવાલે સોંપી દઇને આનંદથી સંતોષ માન્યો: જ્યારે તેણે તો પોતાના બલમાં આનંદ માનીને એપીનાઈન પર્વતો તરફ ઉત્તર દિશામાં પોતાનું મુખ ફેરવ્યું.

નાશી છુટેલો સાધુ હમેશાં ઉત્તરમાં ને ઉત્તરમાં આગળ ધસ્યાં ગયો: મોટે ભાગે તો પગેજ ચાલવું પડતું, પરંતુ કોઈ કોઈવાર એકાદ ભલા મુસાફર તરફથી બેસવાનું મળતું; તેની તેજ દિશામાં તે પોતાનો માર્ગ કાપ્યાં જતો. એકાદ શહેર પાસે આવી પહોંચતાં, પુછપરછ થવાની બ્હીક લાગવાથી, ઘણું કરીને તે સાંજ પડતા સુધી છુપાઈ રહ્યો, જાણે કે કંઈ ગુન્હો કર્યો હોય અને ન્યાયના પંજામાંથી સટકી જવા માગતો હોય તેમ, પછીથી તે તેની પાસે થઇને કોઇના લક્ષમાં ના આવે તેમ આગળ પસાર થઈ ગયો. વ્હેમનાં અશુભ પરિણામોમાંનું એક એવું હોય છે, કે જે દેશોમાં એ પ્રબલ વર્તતો હોય છે ત્યાં પ્રમાણિક પુરૂષોને ગુન્હેગાર ગણવામાં આવે છે અને ગુન્હેગારોને પ્રમાણિક પુરૂષો માનવામાં આવે છે,

આમાં માત્ર શરત એટલીજ હોય છે, કે ગુન્હેગારોને ભક્તિવાળા, પાદરીને આધિન અને દેવલમાં વારંવાર જનારા બનવું પડે છે. ક્રિશ્ચિયનધર્મ સ્વતંત્રવિચારવડે નરમ અને ઉદાર વૃત્તિનો બનતા સુધી, એ ધર્મસામ્રાજ્યવાળા દરેક દેશમાં એક પાખંડી બનવા કરતાં, ખુની અથવા ચોર બનવું, વધારે સહીસલામતી ભરેલું હતું; કારણ કે ખુની અને ચોર, સુવર્ણ અને પ્રાર્થના વડે માફી અને સહીસલામતી મેળવી શકતા, પરંતુ પાખંડીને તો શુદ્ધ જીવન અને પ્રમાણિક વાણીની સજારૂપે દેહપિડકયંત્ર અને દહન સ્તંભના ભોગ બનવું પડતું.

મનોહર સ્વીસ ભૂમિથી ઈટાલિને જુદા પાડતા પર્વતોનાં ધવલ શિખરો આખરે ગ્યોરડાનોની દૃષ્ટિએ પડયાં; સ્વીટઝરલેન્ડે મોટે ભાગે પોપની સત્તામય રોમની તાબેદારીની ઝુંસરી દૂર ફેંકી દીધી છે, પ્રોટેસ્ટંટ સુધારકો ત્યાં આગળ સલામતી અને માન સહિત રહી શકે છે, એવું જાણતો હોવાથી તેણે એવી કલ્પના ચલાવી, કે એ પવર્તોની હદ ઓળંગી જતાં ધર્મ પરિક્ષણ મંડલના ભયંકર પંઝામાંથી ઘણે દૂર તે સલામતીનો છુટથી શ્વાસ લઇ શકશે. હે ખુનો! હજુ તારે એટલું શીખવાનું છે, કે વિદ્યાનો દ્વેષ અને સતાવણીની ઉલટ, એ કંઈ ક્રિશ્ચિયનપંથોમાં, બીજા પંથો કરતાં કંઈ એક ખાસ પંથનાંજ ચિહ્ન નથી, પરંતુ ક્રિશ્ચિયન ધર્મના ખરા અંતર તત્ત્વરૂપ છે.

સેઇન્ટ બર્નાર્ડ પર્વતની ઉભા ઢોળાવવાળી બાજુએ ઉપર તે ચઢી ગયો, સૂર્યાસ્તના સમયે તે તેની ટોચ ઉપર પહોચ્યો; ત્યાં ઉભા રહીને તેણે પોતાના પાદ નીચે ઉંડાણ પ્રદેશમાં આવેલાં ઝુકી રહેલાં ઈટાલિનાં મેદાનો તરફ પોતાની નજર ફેરવી; આ દેખાવ જોતાંમાંજ તેનું ઇટાલિયન હૃદય પીગળી ગયું, અસ્ત પામતા સૂર્યના પ્રકાશમાં ચળકી રહેલા દૃષ્ટિમર્યાદાના પ્રદેશ તરફ પોતાના બંને હાથ લાંબા કરીને, તે ઘુંટણીએ પડયો.

"ઇટાલિ! ઇટાલિ!" તેણે તાણીને બૂમ પાડી; હમણાં દુઃખથી કરમાઇ ગયલા શુરવીર યુવાન ચ્હેરા ઉપર ચક્ષુઓમાંથી ઉષ્ણ અશ્રુ ગરવા લાગ્યાં; "હે ઇટાલિ, મારાં સૌંદર્યનાં સ્વપ્નોની, મ્હારી વ્હાલી ભૂમિ! પર્વતના શિખર ઉપર પ્રોમીથીઅસની પેઠે બંધાઇને પણ, પ્રકૃતિના બળતા હૃદયમાંથી ચોરીને માનવિઓને જ્વલંતજવાલા પૂરીપાડનાર, દિવ્ય, સ્વાત્મસંતોષિ, સર્વની માતારૂપ ભૂમિ! ગીધોની ચાંચથી ચૂંથાતા પ્રોમીથીઅસના જેવી, પાદરીઓ અને પોપવડે ચીરાયલી, છતાંએ પ્રોમીથીઅસના જેવી અમર, ભાવિના ઉદ્ધારને જોનારી ભૂમિ તુંજ છે! ઇટાલિ! ક્રિશ્ચિયન ધર્મે માનવિઓમાંથી બનાવેલાં અવતારી પિશાચોના મુખમાંથી હું નાશી છૂટુંછું; તારી ભૂમિમાં જીવવાને અને મરવાને શું હું ફરી કોઇ કાલે તારે ત્યાં આવીશ? શું તું મ્હને એકાદ ગૃહ, એકાદ આશ્રયસ્થાન પૂરૂં પાડશે? અથવા હે મારા વ્હાલા ઇટાલિ! શું તું મારે માટે માત્ર ઘોરજ પૂરી પાડશે?"

અધોપાત પામેલા ઇટાલિના કુલિન પુત્ર, હે ગ્યોરડાનો બ્રુનો! તારૂં ઇટાલિ તને કોઈ પ્રકારનો આશ્રય અથવા ગૃહ પુરૂં પાડશે નહિ; તારૂં ઇટાલિ તારે માટે એકાદ ઘોર પણ પૂરી પડવાનું નથી, તારી ભસ્મને ઇટાલિનોપવન ઈટાલિયન ભૂમિની દશે દિશાઓમાં ઉરાડશે; આવી ભસ્મનાં બીજકોમાંથી બે શતકો પછી તારે માટે સ્મરણ અને આભારરૂપી પુષ્પો ખીલી નીકળશે!

# ગ્યોરડાનો ફ્રુનોનો વૃત્તાંત.

( અનુસંધાન ગતાંકથી. )

એકાદ કલાક સુધી ગ્યોરડાનો ફ્રુનો, તેનો શુભેચ્છક તેને જ્યાં આગળ રહેવા દઇને ચાલ્યો ગયો હતો ત્યાં આગળ બેસી રહ્યો; હજુએ તે ઉપર ઉપરથી આલસુની પેઠે સમુદ્રની પાર તાકી રહ્યો હતો. પોતાની ભયંકર દશાનો ખ્યાલ લાવવાની માથા ફોડ કરતાં, તુર્તના બચાવનો માર્ગ શોધી કાઢતાં તેનું હૃદય ગડમથલ કરતા, ઉછળી રહેલા વિચારોથી ઉભરાઈ જતું હતું. તુર્તજ તેનાં ચક્ષુઓમાં તેજનો ચમકાટ થયો, તેના મુખ ઉપર હાસ્ય છવાઈ રહ્યું તે એકદમ ઉઠીને ઉભો થઈ ગયો. "હે બધાએ ભલા પાદરીઓ." તે આનંદમાં આવી જઇને બોલ્યો, "હું આજે રાત્રે નોઆહની આર્કને ( મઠ ) છોડી જઇશ; કારણ કે આર્ક હવે મારૂં રક્ષણ કરી શકે એવી રહી નથી, એવી મને ધાસ્તી છે."

તેથી તે રાત્રે, પોતાની આસપાસના બધાએ નિદ્રાવશ હતા ત્યારે ગ્યોરડાનો ફ્રુનો પોતાની ઓરડીમાં છાનોમાનો ઉઠયો, પોતાના વિના કોઈ પણ હાલતું ચાલતું નથી એ તપાસવાને થોડીકવાર લક્ષ્ય આપ્યા પછી, પોતાના સાધુના ઝભ્ભા તળે કેડે વીંટાળી રાખેલા દોરડાને છોડયું, તેનો એક છેડો પોતાની ઓરડીની બારીના સળીયા સાથે મજબુત બાંધીને, સાંકડા ગાળામાંથી તે બહાર નીકળ્યો, ઝડપથી જમીન ઉપર સરકી ગયો, દેશની ઉત્તર દિશા તરફ પૂરજોસથી દોડયો: નવીન પ્રકારના સ્વાતંત્ર્યથી તેનું હૃદય ઉછાળા મારી રહ્યું હતું; ઝડપથી દોડી જવાના શ્રમમાં તેનાં યુવાન અવયવો આનંદતાં હતાં. તે નાશી છુટયો એજ સારૂં થયું; કારણ કે હોલી ઑફિસ તરફ મોકલેલો દૂત એવા સમાચાર લઈ આવ્યો, કે પ્રભાત થતા પ્હેલાં તો પરિચિત પુરૂષો મઠમાં આવી પહોંચશે, તેઓ યુવાન બળવાખોરને પકડીને એકદમ નેપલ્સ લઈ જશે, હોલી ઑફિસના હૉલમાંજ સવાલ જવાબ કરવામાં આવશે. પરંતુ ધર્મ પરિક્ષણ મંડલના શીકારી કુતરાઓ આવી પહોચ્યા ત્યારે તેમને ખાલી કોટડી જણાઈ. તેમાંથી ભક્ષ નાશી છુટયું હતું. તેમણે તેને જાતિ બહાર મૂકીને-તેના દેહ અને આત્માને સેતાનના હવાલે સોંપી દઇને આનંદથી સંતોષ માન્યો: જ્યારે તેણે તો પોતાના બલમાં આનંદ માનીને એપીનાઈન પર્વતો તરફ ઉત્તર દિશામાં પોતાનું મુખ ફેરવ્યું.

નાશી છુટેલો સાધુ હમેશાં ઉત્તરમાં ને ઉત્તરમાં આગળ ધસ્યાં ગયો: મોટે ભાગે તો પગેજ ચાલવું પડતું, પરંતુ કોઈ કોઈવાર એકાદ ભલા મુસાફર તરફથી બેસવાનું મળતું; તેની તેજ દિશામાં તે પોતાનો માર્ગ કાપ્યાં જતો. એકાદ શહર પાસે આવી પહોંચતાં, પૂછપરછ થવાની બ્હીક લાગવાથી, ઘણું કરીને તે સાંજ પડતા સુધી છુપાઈ રહેતો, જાણે કે કંઈ ગુન્હો કર્યો હોય અને ન્યાયના પંઝામાંથી સટકી જવા માગતો હોય તેમ, પછીથી તે તેની પાસે થઇને કોઇના લક્ષમાં ના આવે તેમ આગળ પસાર થઈ ગયો. વ્હેમનાં અશુભ પરિણામોમાંનું એક એવું હોય છે, કે જે દેશોમાં એ પ્રબલ વર્તતો હોય છે ત્યાં પ્રમાણિક પુરૂષોને ગુન્હેગાર ગણવામાં આવે છે અને ગુન્હેગારોને પ્રમાણિક પુરૂષો માનવામાં આવે છે,

આમાં માત્ર શરત એટલીજ હોય સુધારકો તરફથી બ્રુનોને આવકાર મળ્યો કારણ કે તેઓ
દેવલમાં વારંવાર જનારા બન તખોરરૂપે માનતા હતા; આ સમયે માત્ર ત્રીશ વર્ષની ઉમરના આ
વૃત્તિનો બનતા સુધી, એ ‘‘ માત્ર રોમનાંજ બંધનો તોડી નાંખ્યાં છે એટલુંજ નહિ પરંતુ ક્રિશ્ચિયન
અથવા ચોર બનવું, વધ તોડી નાંખ્યાં છે, રોમનો બાદશાહી પંથ તેને આકર્ષી શકે તેના કરતાં
અને પ્રાર્થના વડે મા વશાસ્ત્ર તેને જરા પણ આકર્ષી શકે એમ નથી, આ સર્વનું તેમને સ્વપ્નુંએ
અને પ્રમાણિક વાં હમેશાં પોતાના બરોબરીઆઓ સાથે વાગ્યુદ્ધમાં ઉતરવાનો તેનો વિરોધિ
· સ્ટોટલના તત્વશાસ્ત્ર વિષેના પ્રાચીન વિવાદની ગરમાગરમ તકરારમાં આપોઆપ
મનોહર કો સુધી થોડાક સમય માટે તો તેને વિશ્રાંતિ મળી. સત્ય કહેવા માગીએ તો
દાનોની દૃષ્ટિ પૌરજનોએ એક ઢંઢેરો પસાર કર્યો હતો, ‘‘ એકવાર અને હમેશાં માટે ન્યાય·
દૂર ફેંકી ‘તેમજ વિદ્યાની અન્ય કોઈ પણ શાખામાં તેમનામાંનો કોઈ પણ એરિસ્ટોટલના
છે, એવાંથી વિરૂદ્ધ વર્તશે નહિ. ’’
ધર્મ ’
હે ’ આવું લોઢાના બીબામાં ઘડાયલું વિચારનું વલન કોઈ પણ પ્રકારે બ્રુનોની શોધક અને
દિમિશાં વૃદ્ધિ પામતી બુદ્ધિને જરા પણ બંધ બેસતુ થઈ પડયું નહિ; તેને તૂર્ત માલૂમ પડી
ધઆવ્યું, કે પ્હેલાં મઠમાં બન્યું હતું તેમ તેના તરફ શંકાની નજરથી જોવામાં આવતું, તેને
માટે સખ્ત શબ્દો બોલાવા માંડયા. પ્રથમ તો નવાઇ તરીકે અને પછીથી તદન તિરસ્કારપૂર્વક
તેના સમજવામાં આવ્યું, કે જીનોવાના પ્રોટેસ્ટંટો રોમથી જુદા પડવાના હકનો દાવો કરતા
હતા તથા તેમનાથી જેઓ ભિન્ન મતના હોય તેમને શિક્ષા કરવાનો હક ધરાવતા હતા;
આખરે તેના સાંભળવામાં આવ્યું, કે શહરના રાજ્યકાર્યવાહકોએ એજ શહરમાં કેલ્વિને
બાળી નાખેલા સર્વીટસના દૃષ્ટાંતનું સ્મરણ કરવા માંડયું હતુ; સત્તાવીશ વર્ષ પૂર્વે બ્રુનોને,
ઇટાલિમાંથી જે કેદખાનામાંથી નાશી છૂટયો હતો તેજ પાછું સ્વીટઝરલેન્ડમાં શિક્ષારૂપે સામું
આવી ખડું થાય એવા ભયથી ફરીથી વળી નાશી જવાનું કાર્યજ ડા’પણ ભર્યું લાગ્યું.

બીજીવાર વળી ગ્યોરડાનો નાસ ભાગના જીવનમાં પડયો. બીજીવાર વળી પૃથ્વી ઉપર રાત્રીની સુંદિર સ્યામતા પથરાતાં ગ્યોરડાનો નાસવાનો લાગ તપાસતો એક ઉઘાડી બારી આગળ ઉભો રહ્યો. તેના મિત્રે તેને શહરના કીલ્લાની એક દિવાલ ઉપર આવેલા ગૃહમાં આશ્રય આપ્યો હતોઃ આજે રાત્રે સર્વે શાંત થતાં, રાત્રીની શાંતિમાં ચોકીદારનાં દૂરથી સંભળાતાં પગલાંનોજ અવાસ આવતો હતો ત્યારે ગ્યોરડાનો બ્રુનોએ બારીમાંથી એક દોરડું નીચે લટકાવ્યું, સહીસલામત ભોંય ઉપર પહોંચ્યો, ઉપરના ભાગમાં વસતા નિમકહલાલ મિત્રને ચૂપકીથી છેલ્લી સલામ કરીને તેણે પોતાના પાદ ફ્રાન્સ તરફ વાળ્યા; ફરીથી વળી તે નાશ ભાગ કરનારો, જાતિ બહારનો થઇ પડયો; તેણે ધીમે ધીમે લાયોન્સ તરફનો માર્ગ લીધો.

ગ્યોરડાનો બ્રુનોના લાયોન્સમાં વસવાટ વિષે કંઈ પણ આપણા જાણવામાં નથી. આ સમયે લાયોન્સ છાપવાના ઉદ્યોગના કેન્દ્ર સમાન બન્યું હતું; લાયોન્સનાં છાપખાનામાંથી પ્રકાશ ફેલાવતો, યૂરપમાં સઘળે વિસ્તાર પામતો પુસ્તકોનો વર્ષાદ વર્ષી રહ્યો હતો. તે સમયે આટલા બધાં નવાઇ ભરેલાં લાગતાં છાપખાનાંને નજરો નજર જોવાની બ્રુનોની મરજી થઈ

હશે ? આ આપણાથી કહી શકાય એમ નથી. પરંતુ લાયોન્સમાં તે ટુંક સમય રહ્યો, પછીથી ટુલુઝ તરફ ચાલી નિકળ્યો, એટલું આપણા જાણવામાં છે. ટુલુઝમાં બ્રુનોને માટે કોઈ પ્રકારનું સુરક્ષિત વિશ્રામ સ્થલ નહતું. સુધારક પૂરની વિરૂદ્ધની શ્રદ્ધાના એક કીલ્લા સમાન ટુલુઝ બન્યું હતું; પાખંડી મુસાફર માટે ચારે પાસાથી ધમકી ભરેલી વાણીનો ઉચ્ચાર થવા લાગ્યો, કેલ્વિનના શહરમાંથી આવનારને કેલ્વિનનાના પોતાના કરતાં પણ વધારે ખરાબ પ્રકારનો પાખંડી માનવામાં આવ્યો. છત્રીશ વર્ષ પછી બ્રુનોના સાથીદેશવાસી નેપલ્સવાસી વાણીનીને પાખંડ મત માનવા માટે આજ ટુલુઝ શહરમાં બાળી નાખવામાં આવ્યો હતો; તેનો ત્યાગ કરીને વિશેષ ઉદાર દિલના પારિસમાં વિશ્રામ શોધવામાં બ્રુનોએ ડહાપણ વાપર્યું હતું. આપણા ઈટાલિયન યુવકની ફ્રાન્સ દેશની મુસાફરી ઉશ્કેરનારી થઈ પડી હતી; તે જાતે તેને "લાંબા સમયના, વિશાલ પ્રદેશમાં વિસ્તરેલા ખળભળાટનું" નામ આપતો. પોપ પક્ષવાળાઓ અને હ્યુજેનૅાટ લોકો, સમાન ધાર્મિક ક્રૂરતાથી, સરખા પ્રકારની ધાર્મિક મતાંધતાથી અન્યોન્ય સામે યુદ્ધ ચલાવતા હતા. "પોપ પક્ષવાળાઓ હ્યુજેનૅાટ લોકનાં દેવલોનો નાશ કરતા હતા; હ્યુજેનૅાટ પક્ષવાળાઓ પોપપક્ષનાં દેવલોમાં આવેલી પૂજાનાં પાત્રોની ઓરડીઓની લૂંટ ચલાવતા: શહરો અને દેશમાં લોહીની નીકો વહવા લાગી; ઘેલછાને લીધે, કોટુમ્બિક પ્રેમ અને નાગરિક મૈત્રીગુંગળાવા લાગ્યાં; ઘંટો વગાડતાંવગાડતાં, મશાલો બુજાવી નાંખીને પાદરીઓનો બહિષ્કાર કરવામાં આવ્યો; મૂખ્ય ધર્માધિકારીઓએ બમધ્યાન અને મૂર્તિપૂજાનો શ્રાપ દઈને તિરસ્કાર કર્યો; આવા ડગમગતા પંથોના ગૂંચવાડામાં થઈને આપણો પાખંડી પોતાને માર્ગે આગળ પડ્યો; ક્રિશ્ચિયન ભૂમિને ધર્મ કેવી રીતે પાયમાલ કરી રહ્યો હતો, કૅથલિક અને પ્રોટેસ્ટંટ પંથવાળાઓ તેમના દેવોના મહિમાની ખાતર સમાન રીતે લૂંટ અને ખૂન ચલાવી રહ્યા હતા.

ઈ. સ. ૧૮૫૨ માં બ્રુનોની નજર સમીપ ઘણા સમયથીઝંખાતું પારિસનગર વિસ્તરી રહ્યું—પારિસમાં તેને વિશ્રામ સ્થાન મળવાની, આવકાર પામવાની આશા હતી. એકત્ર મતાંધતાના નમુનારૂપ, સર્વ પ્રકારના નવીન વિચાર સામે વિરોધરૂપ સોર્બોન ત્યાં આગળ આવેલું હતું; શાસ્ત્રીય જુસ્સાને આવકાર આપતી, નવીન પ્રકાશને ધન્યવાદ દેતી, ફ્રાન્સની રૅાયલ કૅાલેજ તેના બરાબર સામા સ્થલમાંજ આવી હતી. અત્રે ખરેખર સ્વતંત્ર વિચારના વિસ્તાર માટે મનોહર ક્ષેત્ર પ્રાપ્ત થયું હતું; સોર્બોન નેતો પ્રતિમા સમાન, પરંતુ પોતાના પ્રાચીન શત્રુ એરિસ્ટોટલ સામે વીરશ્રી પૂર્વક ધસી જવા માટે તેણે પોતાનો ભાલો બલ સહિત પકડ્યો. સમાજમાં તત્ત્વશાસ્ત્રનો ઉપદેશ આપવાની તેણે પરવાનગી માગી, તે તેને આપવામાં આવી; ઇટાલિયન યુવકની આસપાસ પૂજ્ય બુદ્ધિવાળા શિષ્યોનાં ટોળે ટોળાં ઉભરાવા લાગ્યાં; "તેની હાજરજવાબી ભરેલી બુદ્ધિ, તેના ભાષણમાં ઉભરાઈ જતા નેપલ્સ દેશના પ્રેમને જોઈને," તેઓ આકર્ષાતાં હતાં. શુષ્કમાં શુષ્ક વિષયને રસિક બનાવનાર, સખ્તમાં સખ્ત વિષયને સ્હેલો બનાવનાર એક શિક્ષા ગુરુ અત્રે મળી આવ્યો હતો. ત્રીજા હેનરી રાજાએ યુવક સાક્ષરને કોર્ટમાં હાજરી આપવાની આજ્ઞા કરી; સાધુની કાટડીને બદલે તેને રાજભવનનો ભપકો મળ્યો; કંટાળો ભરેલા એકાંત કલાકોને બદલે તેને સાક્ષર યુદ્ધના આનંદનો, પારિસ શહરના ચંચળ જીવનનો લાભ મળ્યો. "ગ્યોરડાનો," એક દિવસે પોતાના માનીતા

આશ્રિતના ખંડમાં પેસતાં હેનરીએ મધુરતાથી કહ્યું, " ગ્યોરડાનો, મારે તને ખુશ ખબર આપવાની છે, યુનિવર્સીટીમાં તત્ત્વશાસ્ત્રનું એક આસન ખાલી પડ્યું છે: તેમણે મને કહ્યું છે, કે શહરને અચંબામાં ગરકાવ કરી નાખનાર બ્રુનો નામના, છટાથી ભાષણ કરનાર ઈટાલિયન વિના, અન્ય કોઇ પણ એ આસન ઉત્તમ પ્રકારે પૂરી શકે એમ નથી."

રાજા પ્રવેશતાં ઉભા થયલા બ્રુનોના મુખ ઉપર સઘળે એક પ્રકારની સુરખી છવાઇ ગઇ. " મહારાજા ! શું એક ખાલી આસન !" તે કટકે કટકે બોલ્યો. " પારિસની યુનિવર્સીટીમાં મારે માટે એક ખાલી આસન ! કોઇક ભાવિના દિને આ સ્થાન મળવાનાં મેં સ્વપ્ન બાંધ્યાં છે, પરંતુ હજુ તો હું ઘણોજ યુવાન, ઘણોજ અખ્યાત-" "છટ, છટ !" રાજા વચમાં બોલી ઉઠયો. " તારા કરતાં ઉત્તમ રીતે પારિસના યુવકોને કોણ આકર્ષી શકે છે અથવા એવા ખળભળાટ મચાવતા યૌવનને કોણ બીજું કબજે રાખી શકે છે ? હું તને ખાત્રીથી કહુંછું, કે આવું કાર્ય કંઈ સહેલુંસટ નથી; મારા ગ્યોરડાનો ! કોઈ પણ પ્રકારની આનાકાનીની જરૂર નથી; મારી માતાના દેશનો એક માનવિ આટલી બધી યોગ્યતા સહિત આ ખાલી આસનને પૂરશેજ, એવી મારી મરજી છે." " મહારાજા ! હું આપની મરજીને આધિન થાઉંછું." બ્રુનોએ આભાર પૂર્વક કહ્યું. " મારી લાંબી મુસાફરીઓ પછી ખરેખર મને અત્રે વિશ્રાંમ અને શાંતિ મળશેજ. મારા રાજવંશી ઉદાર મિત્ર ! મારા કાર્યનો આરંભ ક્યારથી કરવાનો છે ?"

" આરંભ કરવાનો ? અરે એકદમજ," રાજાએ ઉત્તર વાળ્યો. " કેટલીક જરૂરી વિધિઓ આચરવાની છે, કેટલાંક કાગળીઆંમાં સહીઓ કરવાની છે, વિગેરે. માંહ્યથી માંહ્ય ગ્યોરડાનો, મારે એટલું ઉમેરવું જોઇએ કે તું તારી ધાર્મિક ક્રિયાઓ માટે બેદરકાર છે. આપણા ધર્મની પ્રાર્થના, ભક્તિના સમયમાં તને જોયો હોય એમ મને યાદ નથી. મારા વ્હાલા પ્રોફેસર ! એટલું ભુલી જવાની જરૂર નથી, કે તમારી જગ્યાનાં કર્તવ્યોમાંનું એક પ્રાર્થનામાં હાજરી આપવાનું છે."

બ્રુનો ચમક્યો, તેનો મનોહર ઉત્સુકચહેરો પલટાઈ ગયો, સ્યામ અને ચકમકના જેવો દૃઢ બન્યો.

" મારાથી આપ મહારાજાનું કહેવું બરોબર સમજાયું છે ?" તેણે ગંભિરતાથી કહ્યું " પ્રોફેસર તરીકે મારે પ્રાર્થનામાં હાજર થવું જોઇએ ?"

" હા, ખાત્રીથી તેમજ છે," પોતાના સાથીના અવાજ અને મુખના ફેરફારને લક્ષમાં ના લેતાં રાજાએ કહ્યું." એકાદ પ્રોફેસર યુનિવર્સીટીને અધાર્મિકતાનું દૃષ્ટાંત ના બેસાડે એવીજ તારી મરજી હશે ! હું તને ખાત્રીથી કહુંછું, કે એ કાર્યમાં બહુ સમય જતો નથી. સર્વ માનવિઓમાં અતિ પ્રવૃત્તિવાળા અભ્યાસિ ! તારે આવા થોડાક સમયના નુકશાન માટે બડબડાટ કરવાનો નથી."

બ્રુનો ફરીને બારી તરફ ચાલી ગયો, તેના હૃદયમાં તુમુલ યુદ્ધ મચી રહ્યું. પ્રૉફેસરની પદ્વીથી એક હરી દામ બેસવાનું ઠેકાણું મળતું હતું, ઘટતી આવક પણ થતી હતી. આ બધું તો ઠીક, પરંતુ પ્રાર્થનામાં હાજર થવું, એટલે શું ? મુર્ખાઈ ભરેલા શબ્દો અને અર્થ વિનાનાં વાક્યો, કે કંઈ વિશેષ. એ સર્વમાં તેણે માત્ર શ્રદ્ધા હોવાનો ઢોંગ કરવો જોઇએ, તો તે સહી સલામત રહી શકે, તથા શાંતિથી પોતાનો તત્ત્વશાસ્ત્રનો અભ્યાસ આગળ વધારી શકે. જો તે ના કહે તો તેને પ્રૉફેસરની પદ્વીનો ત્યાગ કરવો પડે એટલું જ નહિ, પરંતુ નબળા મનનો મતાંધ રાજા તેના સામો ફરી બેસે તથા ઇટાલિ, સ્વીટ્ઝરલેન્ડ અને ટુલુઝની માફક તેને કદાચ પારિસમાંથી કાઢી મૂકવામાં આવે. માત્ર એક પ્રાર્થના મંડલમાં હાજરી આપવાની બાબત ? "માત્ર એકજ જુઠાણું," બ્રુનોએ પોતાના દાંત વચ્ચે આત્મભાષણ ચલાવ્યું; પછીથી તેનાં ભવાં સીધાં બન્યાં, પ્રકાશ અને સત્યવડે તેનાં ચક્ષુઓ પુન: ઝગઝગાટ કરવા લાગ્યાં; તેના તરફ નવાઇથી જોઇ રહેલા રાજા તરફ તે ફર્યો:—

"મહારાજા," તે નરમાશથી બોલ્યો, "એક દેશનિકાલ થયલા ઇટાલિયન પ્રત્યે આપ સાક્ષાત શ્રેયસના અવતારરૂપ છો; તમે જે બક્ષિસનું માન મને આપવા માગોછો તે સાથે જોડાયલી શરતનો હું સ્વીકાર કરી શકતો નથી માટે ગુસ્સે થશો નહિ."

"શરત ?" રાજાએ કહ્યું, "કઈ શરત ?"

"મહારાજા ! પ્રાર્થનામાં હાજરી આપવા વિશેની."

"બ્રુનો ! એ તો મુર્ખાઈ કહેવાય. મેં તને જણાવ્યું છે, કે આ ક્રિયા ટુંકી હોય છે; ધાર્મિક ક્રિયાઓ પ્રત્યે તું ગમે તેટલો બેદરકાર હોય તો એ કોઈ પણ કેથોલિક પંથના સારા માનવિએ પ્રાર્થના ક્રિયામાં હાજર થવામાં બાધ લેવો જોઇએ નહિ."

"પરંતુ, મહારાજા !" યુવકે ધીમેથી, ગંભીરતાથી કહ્યું, "હું કેથોલીક પંથનો નથી," પ્રામાણિકતાથી રાજા પાછો હઠતાં તેણે આજીજીથી કહ્યું," મેં આપને ઇરાદાપૂર્વક છેતર્યા નથી; મારાં ભાષણો તત્ત્વશાસ્ત્ર વિષે હોય છે, પુરાણવાદ વિષે હોતાં નથી, તેથી મારા પોતાના ધર્મ વિષે કોઈ પ્રકારનો પ્રશ્ન ઉભો થયો નથી. ઘણા લાંબા સમયથી મારામાં શંકાનો ઉદય થયો છે; ૧૫૭૨ માં હું સાધુ થયો પરંતુ અભ્યાસે મારી શ્રદ્ધાને ડગમગાવી"—

તે અટક્યો, કારણ કે તેની આજીજી સાંભળવામાં આવતી નહતી. હેનરી ખંડમાં આમ તેમ ફેરા ફરતો હતો, તેનો ચ્હેરો નિશાના જેવો શ્યામ બન્યો હતો. આખરે તે અટક્યો, ઈટાલિયન યુવકના સામે ઉભો રહ્યો.

"હું તારૂં કહેવું બરોબર સમજ્યું ?" તેણે કરડાકીમાં કહ્યું. "શું તું કેથોલીક પંથનો નથી, એ હું બરોબર સમજ્યું ! તું હોલી ચર્ચની સત્તાનો તિરસ્કાર કરે છે; તું

અન્ય સર્વને સ્તુતિ અને નિંદા સમાન બનશે. આપણું તો અત્રે માત્ર કર્તવ્યપરાયણ થવા માટે આવવું થયું છે; છેલ્લો સંદેશો આવી પહોંચતાં બધુંએ છોડી જવું પડે છે.

સુરેન્દ્ર૦—આપણે કેટલા બધા તુચ્છ પ્રકારના છીએ !

**સ્વામીજી**—યથાર્થ છે ! તમે ઠીક કહ્યું ! લાખ્ખો, કરોડો સૂર્ય મંડળોવાળા અનંત બ્રહ્માંડનો વિચાર કરો, કેટલી બધી અનહદ સૂક્ષ્મશક્તિવડે આ સર્વનું નિયમન થાય છે, જાણે કે એ સર્વ **અજ્ઞાતના** પાદને સ્પર્શવા જતું હોય એમ લાગે છે, એ સર્વનો વિચાર ચલાવો—અને જુઓ આપણે કેટલા બધા અલ્પ છીએ ! ત્યારે તો આપણી જાતે નીચ મનના બનીને દુષ્ટતામાં મહાલવાનો અત્રે અવકાશજ ક્યાં રહ્યો ? પરસ્પરના દ્વેષભાવનો, પક્ષાપક્ષીના ભાવનો પ્રચાર કરીને આપણે અત્રે શું મેળવવાનું છે ? આટલી મારી સલાહ માનજો: તમારી કૉલેજોમાંથી ભણી પાર ઉતરી બહાર આવ્યા પછી તમારી જાતને સંપૂર્ણ રીતે સત્યની સેવામાં અર્પણ કરી દેજો. પૈસાથી છલકાઇ જતી એક મોટી તીજોરી, અને બીજા કેટલાક કીમતિ પદાર્થો તમારા તાબામાં હોય અને વર્તો તેના કરતાં ઉપર પ્રમાણે વર્તશો તો તમે ઘણામાં ઘણા સુખી બનશો, એટલું મારૂં કહેવું માનજો. જેમ જેમ અન્યની સેવા કરતા કરતા તમે તમારે માર્ગે આગળ ચાલ્યા જશો તેમ તેમ તમે સમપ્રમાણમાં **જ્ઞાનમાર્ગમાં** પણ આગળ વધતા જશો.

સુરેન્દ્ર—પરંતુ સ્વામીજી ! અમે તો અત્યંત ગરીબ દશામાં વસિએ છીએ.

**સ્વામીજી**—તમારા દારિદ્ર વિષેના વિચારો દૂર કરો ! તમે કઈ બાબતમાં ગરીબ છો ? તમારી પાસે બે ઘોડાની ફેટીન નથી અથવા તમારી પાસે બોલાવતાં વારજ હાજી હા કરે એવા સેવકોનો એક સંઘ નથી તેથી તમે દીલગીર થાઓછો ? તમારા હૃદયના ખરા ભાવથી દિન રાત તમે અન્યને માટે કાર્યપરાયણ બનો તો તમારા જીવનમાં કેવી રીતે કંઈ પણ કર્યા વિનાનું રહેતું નથી, એ તમારાથી થોડું સમજી શકાય એમ છે ! જુઓ, અવલોકન કરો ! પૂજ્ય જીવન નદની અન્ય પાસા તમારા ચક્ષુ સમક્ષ ખુલ્લી બની જાય છે—મરણનો પડદો દૂર ખસી જાય છે, અદ્દભૂત અમર દેશના તમે, વારસો, વાસિઓ બનો છો.

સુરેન્દ્ર—અહો સ્વામીજી ! આપની પાસે બેસીને આપના સચેતન વાણીપ્રવાહમાં અવગાહન કરતાં કેટલો બધો આનંદ થાય છે !

**સ્વામીજી**—આટલાં બધાં વર્ષો થયાં હિંદમાં મારી યાત્રાઓના પ્રસંગે, અનેક મહાત્માઓનાં, પ્રેમમય દયાથી ઉભરાઈ જતાં હૃદયવાળા અનેક સંતપુરૂષોનાં મને દર્શન થયાં છે, એટલું તમારા લક્ષમાં હશે; આવા મહા પુરૂષોના પાદ આગળ બેસવાથી તે સમયે જાણે કે મારા હૃદયમાં બલનો મહાપ્રવાહ વહતો હોય એમ લાગતું; આવા પુરૂષોના સંસર્ગમાં આવવાથી મળેલા પ્રવાહની શક્તિવડેજ હું તમારા આગળ આટલા બે શબ્દો બોલી શકુંછું ! હું મારી જાતે મહત્તાવાળોછું, એમ તમે ધારશો નહિ !

સુરેન્દ્ર—પરંતુ અમે તો સ્વામીજી તમને પરમાત્માનો અનુભવ મેળવેલા એક પુરૂષ જોવા જોઇએ છીએ।

આટલા શબ્દો બોલતામાં તો તેમનાં મોહક ચક્ષુઓમાં પાણી ભરાઈ આવ્યાં, (અત્યારે પણ આ દેખાવ કેવો મારી નજર સમીપ તરે છે,) પ્રેમથી ભરપૂર હૃદયે, ધીમે, નરમાશથી તેઓ બોલ્યા, " જ્ઞાનીઓથી શોધાતા જ્ઞાનની સંપૂર્ણતાનો એ વંદનીય પાદમાં સમાવેશ થાય છે ભક્તોથી શોધાતા પ્રેમની પરિપૂર્ણતા પણ એ પૂજનીય પાદ વડેજ પ્રાપ્ત થાય છે। એ પૂજ્યપાદ વિના માનવિઓ અને સ્ત્રીઓ અહા! અન્ય કોનો આશ્રય લેશે।"

થોડીવાર રહીને તેમણે ફરીથી કહ્યું, " અરે! આ દુનિયાનાં માનવિઓ વર્તમાનમાં વર્તે છે તેમ એક બીજા સાથે વઢવાડ, તકરાર કરવામાં પોતાના દિનો ગૂમાવે છે, એ કેટલું બધું મૂર્ખાઈ ભરેલું છે? પરંતુ આમને આમ તેઓ આ માર્ગે ક્યાં સુધી જાય? શકરી જીવનની સંધ્યા* સમયે માજીના આશ્રયમાં બધાએ ગૃહમાં આવવાજ જોઇએ."

—xxxx—

( ૨ ).

## હિંદમાં શ્રદ્ધાનો નાશ, તેના ઉદ્ધારની જરૂર—આપણે ખરા પુરૂષોની જરૂર છે—ખરો સામાજીક સુધારો.

શનીવાર, તા. ૨૨ જાન્યુઆરી ૧૮૯૮.

કલકત્તામાં, ૫૭-રમાકાન્ત બોઝની સ્ટ્રીટમાં બલરામ બાબુના ગૃહમાં સ્વામીજી વસતા હતા ત્યારે હું તેમની પાસે એકવાર સવારમાં વ્હેલોગયો. શ્રોતાઓથી ખંડ ભરાઈ ગયો હતો સ્વામીજી બોલતા હતા.

આપણે શ્રદ્ધાની જરૂર છે; આપણી પોતાની જાત માટેની શ્રદ્ધાની જરૂર છે. સામર્થ્ય જીવન સમાન, નિર્બલતા મરણ સમાન છે ' આપણે અમર, સ્વતંત્ર, શુદ્ધ, પ્રકૃતિથી શુદ્ધ આત્મ સ્વરૂપ છીએ. આપણે કોઈ કાળે કંઈ પાપ કરી શકીએ? તદ્દન અસંભવિત!'—આવા પ્રકારની શ્રદ્ધાની જરૂર છે; આવી શ્રદ્ધાજ આપણને માનુષતામાં લાવે છે, આપણને દેવ સમાન બનાવે છે. શ્રદ્ધાની આવા પ્રકારની ભાવનાનો નાશ થવાથીજ દેશ વિનાશકારક દશામાં આવી પડ્યો છે."

પ્રશ્ન—આપણામાંથી આવી શ્રદ્ધાનો કેવા પ્રકારે નાશ થયો?

સ્વામીજી—આપણને બધા બાલ્યકાલમાં એક પ્રકારની નિષેધાત્મક કેલવણી આપવામાં આવે છે. આપણે કંઈ પણ વિસાત વિનાના છીએ, એટલુંજ આપણે શીખ્યા છીએ.

* એકાદ વ્યક્તિની અપરિમિત જન્મ પરંપરાના અંતે.

મહાપુરૂષો આપણા દેશમાં પણ જન્મ્યા હતા એવું આપણને ભાગ્યેજ સમજાવવામાં આવે છે. આપણને કંઇ પણ ભાવાત્મક શીખવવામાં આવતું નથી. આપણા હાથ પગનો કેવી રીતે ઉપયોગ કરવો તે પણ આપણે જાણતા નથી: અંગ્રેજોના પૂર્વજો વિષેનાં વૃત્તાંતો અને સાલવારીઓ આપણે ગોખી મારીએ છીએ, પરંતુ આપણા પોતાના પૂર્વજોની બાબતમાં આપણે દીલગીરી કરાવે એટલા બધા બેદરકાર બનીએ છીએ! આપણે માત્ર નિર્બળ બાબતોનો અભ્યાસ કર્યો છે. એક જીતાયલી જાતિ હોવાથી આપણે આપણી જાતને એવું માનતી બનાવી છે, કે આપણે નબળા છીએ. કોઇ વાતમાં કોઈ પણ પ્રકારનું આપણું સ્વાતંત્ર્ય નથી. આ પ્રમાણે શ્રદ્ધાના નાશ વિના બીજું શું થવું જોઇએ? ખરી શ્રદ્ધાની ભાવનાનો આપણામાં વળી ફરીથી ઉદય થવો જોઇએ, આપણી જાત માટેની શ્રદ્ધા પણ પુનઃ જાગ્રત બનવી જોઇએ; માત્ર આમ થયા પછીજ આપણા દેશ સમક્ષ ખડા થતા બધાએ પ્રશ્નોનો ધીમે ધીમે આપણે જાતેજ ખુલાસો કરી શકીશું.

પ્રશ્ન—આવું કોઈ કાળે પણ શી રીતે બનશે? આપણા સમાજમાં ઘર કરી બેઠેલા અસંખ્ય અશુભ આચારોમાં એકલી શ્રદ્ધા વડે શી રીતે સુધારો થઈ શકશે? આ ઉપરાંત પણ દેશમાં અનેક અશુભ બાબતો ઉભરાઈ જાય છે, તેમને દૂર કરવાને ને કૉંગ્રેસ અને બીજાં દેશાભિમાની મંડળો, મહેનતથી લોકમત કેળવવાની, અંગ્રેજ સરકારને અરજીઓ કરવાની હીલચાલ ચલાવી રહ્યાં છે. તેમની જરૂરીઆતો આથી ઉત્તમ પ્રકારે શી રીતે જણાવી શકાય? આ બાબતમાં શ્રદ્ધા વડે શું થવાનું છે?

સ્વામીજી—મને કહો, આ બધી જરૂરીઆતો કોની છે—તમારી કે રાજકર્તાઓની? જો તે તમારી જાતનીજ હોય તો શું તેઓ તે તમારે માટે પૂરી પાડશે અથવા તે તમારે જાતેજ પૂરી પાડવી પડશે?

પ્રશ્ન—પરંતુ તાબાની પ્રજાની જરૂરીઆતો પૂરી પાડવી એ રાજકર્તાઓનો ધર્મ છે. જો રાજા પાસેથી નહિ તો અમારે દરેક બાબતની કોની પાસેથી આશા રાખવી જોઇએ?

સ્વામીજી—એકાદ ભીક્ષુકની જરૂરીઆતો કોઈ દિવસ પૂરી પાડી શકાતી નથી. ધારો કે સરકાર તમને જે જે માગો છો તે સર્વ આપે, પરંતુ માગેલી બાબતોને બરોબર જાળવી શકે એવાં માનવિઓ ક્યાં છે? તેથી પ્રથમ તો જોઇએ તેવાં યોગ્ય માનવિઓ બનાવો; આપણે યથાર્થ માનવિઓની જરૂર છે; આમાં શ્રદ્ધાને સ્થાન ના હોય તો આવાં માનવિઓ શી રીતે ઉપજાવી શકાશે?

પ્રશ્ન—પરંતુ સાહેબજી! ઘણા મોટા ભાગનો આવો અભિપ્રાય નથી.

સ્વામીજી—તમે જેને ઘણો મોટો ભાગ માનોછો તે મુખ્યત્વે કરીને મૂર્ખાઓનો અને સાધારણ સમજનાં માનવિઓનો બનેલો હોય છે. પોતે પોતાનો વિચાર ચલાવી શકે એવા

મસ્તકવાળાં માનવિ સઘળે ગણ્યાં ગાંઠ્યાંજ હોય છે. બલવાન મસ્તકવાળાં આવાં મુઠ્ઠીભર માનવિઓજ દરેક બાબતમાં, કાર્યના દરેક વિભાગમાં ખરેખરાં નેતાઓ હોય છે. એક દોરી વડે હોય તેમ મોટો વિભાગ આમનાવડેજ દોરાય છે; એજ સારૂ છે, કારણ કે તેઓ આવા નિયામકોના માર્ગને અનુસરે છે ત્યારે બધી બાબતો સારી રીતે ચાલે છે. અન્ય આગળ પોતાનું માથું નમાવવાની બાબતમાં પોતાની જાતને અતિમહત્વની માનનારાઓ ખરેખરા મૂર્ખાઓજ હોય છે, પોતાની બુદ્ધિ અનુસાર વર્તીને આવાં માનવિઓ પોતાનો વિનાશ પોતાને હાથેજ સાધે છે. તમે સામાજીક સુધારાની ચર્ચા ચલાવો છો? પરંતુ તમે શું કરોછો? તમારા સંસાર સુધારા વડે તમે જે સર્વ સૂચવવા માગોછો તેમાં ગમે તો વિધવાના પુનર્લગ્નનો અથવા સ્ત્રી સમાનતાનો અથવા કોઇક એવા પ્રકારની બાબતનો સમાવેશ થાય છે. શું તમે આમ સૂચવવા માગતા નથી? આમનો પણ વળી માત્ર ગણી ગાંઠી નાતોના પ્રદેશમાંજ પ્રચાર કરવામાં આવે છે. સુધારાનો આવો ક્રમ નિઃસંશય રીતે થોડાંકનું ભલું કરી શકે, પરંતુ સમગ્ર પ્રજાનો એથી શો લાભ થવાનો છે? ગમે તે પ્રકારે પોતાની કોટડીને સાફ રાખીને શોભીતી બનાવવી, અન્યનીને તો ખરાબ દશામાંથી વિશેષ ખરાબ દશામાં જવા દેવી–શું આને તે સુધારો માનવો કે સ્વાર્થનું એક પ્રકારનું રૂપાંતર માનવું?

**પ્રશ્ન**—ત્યારે તો તમે એમ કહેવા માગોછો, કે સામાજીક સુધારાની કોઇ પ્રકારની જરૂર નથી?

**સ્વામીજી**—એવું કોણે કહ્યું? અલબત તેની જરૂર છે. તમે સામાજીક સુધારારૂપે જે ચર્ચા ચલાવોછો તેનો ગરિબ વર્ગોને સ્પર્શ થઈ શકતો નથી. તમે જે માટે બૂમો પાડોછો તે–વિધવા-પુનર્લગ્ન, સ્ત્રી સમાનતા ઇત્યાદિ–બાબતો તેમનામાં ક્યારનીએ પ્રચલિત છે. આવા કારણથી તેઓ આવી બાબતોને જરાપણ સુધારારૂપે જોશે નહિ. મારે જે સૂચવવાનું છે તે એટલુંજ, કે આપણા મધ્યમાંની બધી અશુભ બાબતો શ્રદ્ધાના અભાવને લીધે ઉપજી આવી છે, તેથીજ આવી બાબતો હજુએ વધારે ને વધારે વધતી જાય છે: મારી રોગો પચારની વિધિ, રોગનાં કારણોનાં મૂળીયાંને ઉખાડી નાખવાની છે, તેમને માત્ર દબાયલાં રાખવાની નથી. આપણે અનેક પ્રકારના સુધારાઓની જરૂર છે; તેમનો સ્વીકાર ના કરવા જેટલો કોણ મૂર્ખ બનશે? દષ્ટાંત તરીકે હિંદમાં એક વિભાગનાં અન્ય વિભાગ સાથે માંહો માંહે લગ્ન થવાની ઘણી જરૂર છે; આના અભાવમાં દિને દિને જાતિ સ્થૂલરીતે નિર્બલ બનતી જાય છે.

સૂર્યગ્રહણનો દિવસ હોવાથી ઉપરના પ્રશ્નો પૂછનાર ગૃહસ્થ સ્વામીજીને પ્રણામ કરીને નીચે પ્રમાણે કહીને ચાલ્યા—

"હવે મારે ગંગાજીમાં સ્નાનાર્થે જવુંજ જોઇએ; છતાં એ હું કોઇક અન્યદિને જરૂર આવીશ."

(ચાલુ.)

---

# અમૂલ્ય ભેટો.

નીચેનાં પુસ્તકો કે વસ્તુઓમાંથી કોઈ એક પુસ્તક કે વસ્તુ મગાવનારને તેની કિંમત કે પોસ્ટેજ કંઈ પણ લીધા વગર તદન મફત મોકલવામાં આવે છે, પણ એક કરતાં વધારે પુસ્તક કે વસ્તુ મગાવનારે તે વધારાના દરેક પુસ્તક કે વસ્તુ બદલ અરધા અરધા આનાની ટીકીટ મોકલવી.

---

**બ્રહ્મચર્ય**—બ્રહ્મચર્યનો અલૌકિક પ્રભાવ દેખાડનારો દાખલા દલીલો સાથનો ઉત્તમ નિબંધ.

**સ્ત્રીસમાગમ**—દીર્ઘાયુ તથા આરોગ્યની જાળવણુ માટે સર્વોત્તમ શાસ્ત્રીય નિબંધ.

**સ્વપ્નવિચાર**—શુભાશુભ સ્વપ્નોનાં ફળોના નિરૂપણની ચોપડી.

**સતી દ્રૌપદી**—શ્રીકૃષ્ણ પરમાત્માનાં પત્ની સત્યભામા પ્રત્યે સતી દ્રૌપદીએ પાતિવ્રત્ય વિષે જણાવેલા ઉત્તમ વિચારો.

**ફેન્સી બુકમાર્ક્સ**—પુસ્તકો વાંચતી વખતે તેમાં નિશાની રાખવાનું ઉત્તમ સાધન માત્ર અંગ્રેજી જાણનારાઓએજ આ બુક માર્ક્સ મગાવવા.

**માલિની**—ઘણી બાબતોનું જ્ઞાન આપનારી રસીલી વાર્તા.

**કામશાસ્ત્ર**—ઉછરતી વયના અજ્ઞાન બાળકોથી થતી ભૂલોપર લક્ષ ખેંચનારો અપૂર્વ વિષય.

**સંગીત કામશાસ્ત્ર**—મનપસંદ ઢબની અસરકારક કવિતાઓમાં આખું કામશાસ્ત્ર.

**બાજીગર**—ભીમસેન તથા અર્જુનના ગર્વનો નાશ કરવાની શ્રીકૃષ્ણની અપૂર્વ યુક્તિ.

**દૈવજ્ઞવિદ્યા**—ભવિષ્યપ્રશ્નના જવાબોનું પુસ્તક.

**પુનર્લગ્ન અને પશ્ચાત્તાપ**—એક અસરકારક નિબંધ.

**આયુર્વેદ રહસ્ય**—હિંદી અને અંગ્રેજી ભાષાનું વૈદક ચોપાનીયું. માત્ર નમુનોજ મફત.

**ફેન્સી પોસ્ટ કાર્ડ**—ઉંચી જાતનાં જાડાં, લીસાં, સુશોભિત કાર્ડ.

**બાવીસ રસીલી વાર્તાઓ**—લક્ષ્મી અને સરસ્વતી, જેવી વૃત્તિ તેવું ફળ કૃતઘ્નપણું, ઈશ્વરનો અનુગ્રહ, વાદીના ગેરલાભમાં અપાયેલો ફેંસલો; એ પ્રમાણે બાવીશ વાર્તાઓનો સંગ્રહ.

**સિકંદર બાદશાહે કરેલી અમૃતની શોધ**—એરિસ્ટોટલ, ખ્વાજા ખીજર અને અહેતર અલીયાસના ચમત્કારિક ચોકસ ઇતિહાસ સહિત જાણવાજોગ રમુજી વાર્તા.

**અલંકાર મણિમાળા**—ઉપમા આદિ ૬૩ અલંકારોના દૃષ્ટાંત તથા સમજ સાથનું સંસ્કૃત પુસ્તક, માત્ર બી. એ. કલાસમાં અભ્યાસ કરતા સંસ્કૃત ભાષાના અભ્યાસીઓનેજ ભેટ અપાય છે.

**આયુર્વેદ માર્ગોપદેશિકા**—જુદાં જુદાં ચેપક દરદોનું વર્ણન, કારણ તથા ઉપાયોનું ઘણું સરસ પુસ્તક. આ પુસ્તક માત્ર અમારા ગ્રાહકોનેજ ટપાલ ખર્ચનો અરધો આનો લઈ મોકલવામાં આવે છે.

**સુવાવડ**—સ્ત્રીઓને પ્રસવ થવાના નજીક અને ગંભીર મામલા વખતે ધ્યાનમાં રાખવાની જરૂરની સૂચનાઓ.

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી,**
આતંકનિગ્રહ ઔષધાલય,
જામનગર-કાઠીઆવાડ.

સ્થાપક
શ્રી અભેદમાર્ગ પ્રવાસી,
મણિલાલ નભુભાઈ દ્વિવેદી

# સુદર્શન.

પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि "—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી

[ પુસ્તક ૨૫, અંક ૧૦ ] (માસિક) [ જુલાઇ, ૧૯૧૦. ]

## અનુક્રમણિકા.



અમદાવાદ—ધી 'યુનીયન' પ્રીન્ટિંગ પ્રેસ કંપની ઈલેક્ટ્રિક મશીનમાં છાપ્યું.

RG. No. 764

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि"—भागवतम्

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૫, અંક ૧૦ ] (માસિક) [ જુલાઇ. ૧૯૧૦. ]

## દૈવી જિવન.

ધ્રૂજતી કમ્પતી કાયા, હૃદયે ધ્રૂજતું હતું,
લેખિની હસ્તથી છૂટે, છતાં ઇચ્છા લખાવતી.

× × × ×

ચક્ષુઓ બધ રાખીને, બંધતા હૃદયે ભરૂં,
સંકેલી ગાત્ર સર્વેને, બેઠો તો ખડ ગુપ્તમાં.



૨

ગાત્રો હતાં જ્યમ પડ્યાં સમ તે રહ્યાં સૌ,
ને ભાન દેહ તણુંયે ગયું ક્યહાંય ચાલ્યું;
નિદ્રા કહો નહિ હતું કશું ભાન તેથી,
મૂર્છા હતી કદી કરો વળી કલ્પના એ. ૩

સ્થિતિ દેહે એવી કંઇ ગહન ભાવે ધરી હતી,
હતી શાન્તાવસ્થા હૃદય સ્થિતિયે અન્ધ સરખી;
વિચારોનાં ઝુન્ડો હૃદય ફરતાં સૌ ફરી વળ્યાં,
અને એ ધમ્પાળે ઉલટ સુલટું કૈં હૃદય ને. ૪

દેહને ચિત્તનું ભાન અચિન્ત્યું કે જતું રહ્યું.
મૂર્છાના દાબ નીચે આ સ્વપ્નાવસ્થા અનુભવું. ૫

× × × ×

એકો તો લઈ મૂક એ હૃદયને સાથે હતી અન્ધતા,
ચક્ષુબન્ધ હતાં અને શિથિલ આ ગાત્રો સહુ દેહનાં;
એવી મૂઢ સ્થિતિ લઈ સ્થિત હતો હું ગુપ્ત કો સ્થાનકે,
આવી ત્હાં દ્વય દેવીઓ, ઉચકીને ચાલી મ્હને જંગલે. ૬

લાવી વિશાળ વનમાં નહિ કોઈ વસ્તી,
ના પક્ષીકો, નહિ પશુ, નહિ કાંઈ બીજું;
વેરાનમાં ઉભું હતું તરૂ એક નીલું,
ખીલેલ દીસતું કંઈ સહ ડાળીઓએ. ૭

મ્હને ત્હાં લાવીને મૂક્યો ધીરેથી વૃક્ષ છાંયડે,
લખ્યા'તા અક્ષરો ત્હેના થડે 'ભાગ્યનું વૃક્ષ' આ. ૮

ખીલ્યું હતું તરૂ વિશાળ બહુ રૂપાળું,
શાન્તિ વળે હૃદયમાં હતી છાંય એવી;
વિસ્તીર્ણ એ હતું બહુ વળી દીર્ઘ શાખા,
પુષ્પો અને ફળ વળી કંઈ છે લચેલાં. ૯

ભાગ્યનું ખીલતું વૃક્ષ શાન્તિ ચિત્ત કંઈ ભરે,
શાન્ત એ ભાવથી ચિત્ત વિરામે વૃક્ષ આશ્રયે. ૧૦

ત્હાં કર્મનો રવિ તપે શિર ઉગ્ર તાપે,
ત્હેમાં વળી પ્રસરતાં કિરણો તપેલાં;
છાયા વિકાસ મહીંથી કરીને પ્રવેશ,
બાળે રહ્યાં હૃદયને બહુ ઉષ્ણ રીતે. ૧૧

વૃક્ષની શીત છાયા એ હૃદયે શાન્તિને ભરે,
રવિનાં ઉષ્ણ બિમ્બોનું ચાલે ના કાંઈ તે સ્થલે. ૧૨

એવી હતી ઉલટી ને સુલટી સ્થિતિ જ્યહાં,
સંસાર વાયુ વહતો વળી પૂર્ણ જોસે;
તે જ્વાલ કાંઈ અધૂરૂં પૂરતું કરે છે,
શોકે રહી હૃદય ફેરવી ફેરવીને. ૧૩

એવામાં વળી વામ શાખ તરૂની ફાટી ચિરાઈ પડી
ત્હેમાંથી નીકળી પ્રદીપ્ત પ્રતિમા શબ્દો 'નિરાશા' લખ્યા;
વસ્ત્રો શ્યામ ધરેલ સર્વ શરીરે, ને શ્યામ છે મુખએ,
દેખાતી વિકરાલ આમ કુંડની, જ્વાલા મુખે અગ્નિની. ૧૪

આવી સમીપ ઉભી ને, ક્રૂર દૃષ્ટિ ફેંકે,
જાણે હું છું સબલ દોષ તલે ગયેલો;
ધૂણાવતી શિર કંઈ વળી બ્હીવરાવે,
પ્રારમ્ભતી મુખથી ફુંકવી ઉષ્ણ જ્વાલા. ૧૫

ધારીને ધૈર્ય હું ઉભો સ્હામે વીર શૂરા સમો;
" કરી લે કરવું હોયે ત્હારાથી ન જરી ડરૂં. " ૧૬

એ ભાગ્ય વૃક્ષ ઉર શાન્તિ પ્રસારતું 'તું,
તેથી હતી ધીરજ એટલી બોલવાની;
ત્હાં અન્ય શાખ તરૂની કંઈ ફાટતી ને
આશા ઉભી સમીપમાં પ્રસરે સુશાન્તિ. ૧૭

નિરાશા જ્વાલ ફુંકે જે પ્રસરતી સર્વત્ર તે,
આશાનું બિમ્બ તેજસ્વી, શાન્તિ શાન્તિ બધે કરે. ૧૮

નિરાશાએ આશા પ્રબલ સમજી, રૂપ બદલ્યું,
કરી પાંખો પ્હોળી, નયન વિકસ્યાં દન્ત કચતાં
કર્યા બન્ને ઉંચા કર, વળી મુખે ચીસ કરતાં,
ઉભી આવી ત્હેની સમીપ સખીઓ દુષ્ટ સઘળી. ૧૯

ચિન્તા, અવિદ્યા, દુઃખદા દુરાશા,
આધિ વળી વ્યાધિ, કુસંગતિ ત્હાં
અશાન્તિ આદિ સહ એ નિરાશા,
ધારે જુદાં રૂપ બ્હીહામણાં બ્હો. ૨૦

સૌનું ઝેરજએક કે હૃદયને બાળી કરે ભસ્મસાત્,
જાણે કે જન તેથી સર્વ બનશે દુઃખી–અતિશે દુઃખી.
બાળે છે હૃદયો નિરાશા જનતાં, ચિન્તાજ તેથી વધે,
માનુષી સ્થિતિ તેથી સર્વ ફરતા મૂંઝાય સૌએ ખઇ. ૨૧

સર્વ એ આસુરી વ્યક્તિ ધારી રૂપ ભયાનક,
મ્હને કૈં બ્હીવરાવે છે જાણે દોષિત એમનો. ૨૨

હું તો રહ્યો નિડર, લક્ષ ન કાંઈ દીધું,
તેથી વિશેષ બનતી સહુ ક્રુદ્ધ એતો;
ડોળા વિકાસતી, પ્રસારતી ઉષ્ણ જ્વાલા,
દેખાડતી પ્રબળતા સહુ ત્હાં રહેલી. ૨૩

આશા છે એક બાજૂ આ એકલી દૈવી પ્રકૃતિ,
આસુરી વ્યક્તિ પ્રાબલ્ય, બીજી બાજુ. વધી પડ્યું. ૨૪

વ્યક્તિઓ આસુરી સર્વ એક રૂપે ફરી ગઈ,
છવાયું ગાઢ અન્ધારૂં ' ઉપાધિ ' અક્ષરો પડ્યા. ૨૫

પ્રાબલ્ય પૂર્ણ ધરીને, વળી ધૈર્ય પૂર્ણ,
ઉભો થયો વચન કાંઈ શુણાવવાને:
શું એ વળી સમજતી કંઈ કાલથી કે
બાળે રહી હૃદયને બ્હીવરાવવાને ૨૬

"જા જા દુષ્ટ! કરે અહિં પ્રકટતું પ્રાબલ્ય આવું કશું;
જ્વાલાઓ મુખથી ફુંકી હૃદયને બાળી કરે ભસ્મવત્;
શું તેથી વળશે? નહિં કંઇ સરે તું સ્વાર્થી જો સ્વાર્થ તો,
મિથ્યા ગર્વ ધરે, બધો ઉતરશે એ ગર્વ ત્હારો અહિં. ૨૭

મ્હારે તો સહુ ઠીક તેથી બનશે જો દાહ તે લાગશે,
એ દાહે બળશે દુઃખી હૃદયને અન્તે થશે ભસ્મ તે;
મિથ્યા આ જગની બધી ખટપટો વેંઢારવી જે પડે.
જાશે એમ થતાં બને હૃદય આ જો લાગણી હીન તો. ૨૮

આશા રહી તદપિ પૂર્ણ પ્રકાશતીને,
ફેલાવતી મમ હિતાર્થંજ તેજ ત્હેનું;
શાન્તિ થતી અસર તેજની શીત થાતાં,
તોયે પછી પ્રબલતા વધી એ અસુરી ૨૯

(ચાલુ.)

વિશ્વાશ્રમ.
ડીસેમ્બર—૧૯૦૫

સ્વામિ. સ્નેહજ્યોતિ.

# ભાવિ.*

**હરિણી.**

સમય-નદી વક્ષે જન્મે માનવી કંઈ નાવમાં,
અટન કરતો તે જન્મી ઉડુપ મહીં રહી.
મુખ વિકસતુ આશ્ચર્યાનંદમાં, પ્રસરાવતો
સ્વભુજ, પ્રતિ જ્યોતિઃ, ચક્ષુ તાકતો કૂલ સ્રોતને. ૧

ગરડરવ ધોધો કારી ઉચ્ચ જે હિમ પર્વતો
સલિલ જંહિ અચ્છાં શાં આન્તર્ગુહા મહિં ઉદ્‌ભવે;
વમળ ચળકંતાં મેદાને નદી રમતી વહે;
રસળતી સરે વારિધીમાં ઉંડા ધ્વનિ ગર્જતા. ૨

સમય નદી કેરાં તે ને ઉદ્‌ભવે, વહને, મુખે,
જંહિ તંહિ બને જાગૃતિ માનવી તણી નાવમાં,
હૃદય મહિં સ્ફુરે ભાવો દૃષ્ટીગોચર વસ્તુના:
કૂલ ઉપર દીસંતું જે વિશ્વ તે નરના મને. ૩

જનમ ધરતાં પ્હેલાં વક્ષે સરિતની કાલની,
મરણ પળમાં વા,—ભૂમિ જ્યાંથી પ્રવાસ શરૂ કર્યો,
ભૂમિ વિરમવાની,—તેનાં તો વૃથા સ્વપનાં અરે,
પરિચિત, પ્રદેશો ભાવો ને વહે જ્યંહિ નાવડું. ૪

ભૂમિ લીલી શું પેખે નરો કાલ ઉદ્‌ભવને વિશે ?
રવિથી તપતાં ક્ષેત્રો અક્ષુણ્ણ માનવ કલ્પશે ?
મૃતુ જનની વીરા વક્ષે કાલની ચરી જે ગયા,
તદનુરૂપ ક્યાં છે આચારે વિચારમહિં નર ? ૫

× × ×

* મેથ્યુઆર્નોલ્ડનાં એક કાવ્યનો અનુવાદ: વિવરણ: કાલ-સરિતા ઉપર પુરૂષ નાવડું વહે છે. જે સ્થળે ( ઉદ્‌ભવે ( ભૂત ), મેદાને ( વર્તમાન ), મુખે ( ભવિષ્ય ) તે તરતું હોય છે તે સ્થળ પરથીજ સરિતાના કાંઠા ઉપર દૃષ્ટી પડે છે. કાંઠા ઉપર જે કાંઈ દેખાય છે, યા અનુભવાય છે તેજ ખરૂં જોતાં માનવી જાણે છે. ભૂત અને ભવિષ્યનાં તો માત્ર સ્વપ્નાં છે. × × × × ભૂતકાલની પ્રશાંતિ ચાલી ગયેલી છે; વર્તમાનકાળમાં પ્રવૃત્તિ વ્યાપી રહી છે અને તેને અંગે હૃદય વૈફલ્ય પણ અમુક અંશે વધવા પામ્યું છે; કોણ જાણે છે કે ભવિષ્ય કેવું થશે ?...પરંતુ બીજી રીતે જોતાં કાલસરિત ઉપર બુદ્ધિજ્યોતિઃ વધારે વધારે પ્રકાશતું જાય છે; અને જેમ જેમ કાલ-સરિતને અનન્ત અર્ણવમાં ( Ocean of Eternity ) પ્રવેશવાનું નજીક આવતું જાય છે તેમ તેમ પુરૂષના આત્મામાં કંઈક દૈવી પ્રશાંતિ સ્ફુરી આવે છે.

## શિખરિણી.

વહેતાં નાવો આ પણ સમય મેદાન સરિતે,
પુરાણી શાંતિ તો ગઈ સરિતના ઉદ્‌ભવ તણી.
કૂલે શે'રો જામ્યાં, અતિ ઘુઘવતી કર્કશ સરિત્,
કૃણી પેખી આ સૌ અમ હ્રદય કૈં ક્ષોભ ઉછળે ! ૬

ગઈ વિશ્રાન્તિ સૌ સમય સરિતા બ્હેન તુજની !
તહારે કાંઠે નિર્મિત પુર થશે હો પ્રતિદિને;
કૂલે ધીંધાટો, સ્રોત અધિક કંઈ વ્યાપાર મચશે.
વહેશે મેદાને સરળ રવિને ચંડ તપશે. ૭

નહિ જોશો પાંથો કંઇ સુખદ આનંદપ્રદકે,
નહિ પીશો પાંથો અમૃત જળ શાંતિ અનુપનાં ।
પરંતુ જાણુંના ભૂત સમય કેરો થઈ ગયો !
ન જાણું ભાવિમાં જગત પર શું શું શું બનશે ! ૮

## વસંતતિલકા.

સ્રોતે વિશાળ પુર ભવ્ય તણાં, સુભાગ્યે,
જ્યોતિઃ પ્રતિદિન સ્ફુરંત કંઈ પ્રકાશે;
પામે ન શાંતિ ગિરિ ઉદ્‌ભવની કદાચ,
આન્તર્ તું ગંભીર અતિ કંઈ શાંતિ મ્હાલે. ૯

વિસ્તાર રાન નજરે જખમ કૈં પડે છે,
ફૂલોની ઝાંખી નજરેથી કંઈ સરે છે,
તારા દિસે, રજની વાયુ કંઈ ભણે છે,
મંત્રો અગમ્ય ઉદધીની અનન્તતાના, ૧૦

વારિધીની સમીપ સ્રોત વિશાળ વ્હેતો,
જૂનાં જલે પુરૂપ નાવડું તે રમંતું,
સંયોગમાં જલ પ્રવાહ બને હસંતો,
ને માનવી હૃદયમાં સ્ફુરતી પ્રશાંતિ ! ૧૧

પ્રકૃતિ વિલાસ. }
સુરત. } વૈકુણ્ઠ.

---

# मायावाद.

( અનુસંધાન-પૃષ્ઠ-૨૦૫ થી. )

એ પ્રમાણે શંકરાચાર્યની આ મીમાંસાથી ' બ્રહ્મ જ્ઞાનસ્વરૂપ છે, અને અનંત સ્વરૂપ છે, ' તે આપણે પ્રકારાન્તરે જાણી શકીએ છીએ. તેમ જ તે ઉપરથી આપણે નિશ્ચય કરી શકીએ છીએ કે—નિર્ગુણ બ્રહ્મ જગતથી અતીત છતાં તેનાથી તે કેવળ નિઃસંગ છે નહિ. ગીતાના ભાષ્યમાં પણ કહ્યું છે કે—ઈન્દ્રિયોની વિવિધ ક્રિયાઓ વિકારવાળી અને પરિણામ પામનારી હોય છે, પરંતુ તે ક્રિયાઓનું મૂળ જે નિર્વિકાર શક્તિ છે, તે નિર્વિકાર શક્તિનું જ્ઞાન આપણને લક્ષણા વડે થઈ શકે છે. એ પ્રમાણે તે નિર્વિશેષ શક્તિ વિકાર નહિ પામતાં છતાં તે સઘળી વિકાર પામનારી ક્રિયાઓમાં વ્યાપી રહે છે. તેટલા જ માટે શંકરે કહ્યું છે કે **सर्वेन्द्रियोपाधि गुणानुगुण्य भजन शक्तिमत् तद्ब्रह्म ।** ( સઘળી ઈન્દ્રિયોના ઉપાધિના ગુણ પ્રમાણે અનેક રૂપો ધારણ કરનારી શક્તિવાળો બ્રહ્મ છે. ) ' અર્થાત્ બ્રહ્મની નિર્વિકાર શક્તિ સઘળા પદાર્થોમાં અનુગત રહેલી છે. માત્ર ભ્રાંતિથી જ આપણે તે સઘળી વિકારી ક્રિયાઓમાં વ્યાપી રહેલી નિર્વિકાર શક્તિ વિકારી છે, એમ જાણીએ છીએ. તેવો જ આશય સ્પષ્ટ કરવાને માટે શંકરે અનેક સ્થળોએ કહ્યું છે કે—' કેવળ સન્નિધ રહેવાથી જ બ્રહ્મ ઈન્દ્રિયોનો પ્રેરક થાય છે. ' તાત્પર્ય એ જ છે કે, બ્રહ્મ નિર્વિકાર છતાં પદાર્થ માત્રનો પ્રેરક છે. ' કદાચ શંકરાચાર્યનો આશય તેવો ન હોત તો તેઓ એવો સિદ્ધાન્ત કેમ કરે કે—' જડને પોતાની સ્વતંત્ર ક્રિયા નથી; ચેતનના અધિષ્ઠાનથી જ જડ ક્રિયાવાન્ થઇ શકે છે ! ' શ્વેતાશ્વતરના ભાષ્ય ( ૧-૩ ) માં કહ્યું છે કે—' જુદા જુદા વિકાર પામનારા પદાર્થોમાં વ્યાપી રહેવાથી બ્રહ્મની સ્વરૂપભૂત શક્તિનું ભાન થતું નથી. "[૬૨] પ્રિય પાઠક ! ઉપર કહેલ વિવેચન ઉપરથી સારી રીતે જાણવામાં આવ્યું હશે કે—શંકરાચાર્યે કેવી રીતે બ્રહ્મને લક્ષણાદ્વારાએ જ્ઞાનસ્વરૂપ તથા શક્તિસ્વરૂપ કહીને નિર્દિષ્ટ કરેલ છે. ગીતા ભાષ્યમાં તેઓએ જ તે નિર્વિકાર અને નિર્વિશેષ બ્રહ્મશક્તિને ' બળશક્તિ ' રૂપે ઓળખાવેલ છે.[૬૩] તે શ્લોકના પેહેલાંના શ્લોકના ભાષ્યમાં માયા શક્તિનો ઉલ્લેખ કરવામાં આવેલો છે. તે સ્વરૂપભૂત ' બળશક્તિ ' માયા શક્તિથી ભિન્ન છે, એમ

---

૬૨ **तत्तद्विशेषरूपेणावस्थितत्वात् स्वरूपेण शक्तिमात्रेण अनुलभ्यमानत्वं ब्रह्मणः ॥** તે સ્વરૂપ શક્તિથી જ સઘળા વિકારોમાં અનુગત રહેલ છે.

૬૩ **नित्यशुद्धबुद्धमुक्तस्वभावः........अनन्त विलक्षण आभ्यां ( क्षराक्षराभ्यां ) स्वकीयया चैतन्यशक्त्या आविश्य......स्वरूपसद्भाव मात्रेण बिभर्ति ॥** ગીતા ભાષ્ય: ૧૬-૧૭.

" તે આત્મા નિત્ય, શુદ્ધ, બુદ્ધ અને મુક્ત સ્વરૂપ તેમજ ક્ષર ( જગત્ ) અક્ષર ( માયા શક્તિ ) થી અત્યંત વિલક્ષણ છતાં પોતાની ચૈતન્ય બળશક્તિથી તેમાં પ્રવેશ કરીને અને પોતે તે સત્તા માત્ર સ્વરૂપે રહીને તે સર્વને ધારણ કરે છે. "

તેજ સ્થળે તેઓએ સ્પષ્ટ કર્યું છે.[૬૪] કઠ ( ૫-૪ ) ભાષ્યની ટીકામાં આનંદગિરિએ પણ કહ્યું છે કે—', અસત્ અથવા શૂન્યમાંથી કોઈ પદાર્થ ઉત્પન્ન થઈ શકતો નથી. કોઈ પણ રીતે ' શૂન્ય ' જગત્‌ના પદાર્થોનું ઉપાદાન કારણ થઈ શકે નહિ. તેથી જગત્‌નું મૂળરૂપ એક ' સત્તા ' છે; તે સત્તાનું નામ ' શક્તિ ' અથવા ' પ્રાણ, ' તે પ્રાણની પ્રવૃત્તિ એટલે ક્રિયાનું એક મૂળ કારણ છે.' તે મૂળ કારણ નિર્વિકાર બ્રહ્મ સત્તા અથવા બ્રહ્મશક્તિ કહેવાય છે."[૬૫] તે ઉપરથી પણ સિદ્ધ થાય છે કે—નિર્વિશેષ બ્રહ્મશક્તિથી પ્રેરિત થઈને માયાશક્તિ ( પ્રાણ ) જગદાકારે વિકસિત થાય છે.

ઉપરની સઘળી આલોચના ઉપરથી **શંકરનો નિર્ગુણ બ્રહ્મ પૂર્ણ જ્ઞાન સ્વરૂપ અને પૂર્ણ શક્તિ સ્વરૂપ છે**, એમ પ્રતિપાદન થાય છે.

## :૪ માયાશક્તિ એટલે શું ?

હવે આપણે શંકરાચાર્ય માયાશક્તિ કોને કહે છે, તે વિશે સંપૂર્ણ રીતે વિચાર કરીશું. તેમ કરવાથી તેઓનો નિર્ગુણ બ્રહ્મ પૂર્ણ શક્તિ સ્વરૂપ છે, એમ પ્રકારાન્તરે પણ સ્થાપિત કરી શકીશું.

સૃષ્ટિનો પ્રથમ વિકાસ થાય છે, તે સમયે
બ્રહ્મશક્તિ સૃષ્ટિ ઉત્પન્ન કરવાને પરિણામ પામે છે.

પ્રથમ આપણે કહી ગયા છીએ કે—બ્રહ્મ અનંતજ્ઞાન સ્વરૂપ અને અનંતશક્તિ સ્વરૂપ છે. સૃષ્ટિનો પ્રથમ વિકાસ થતી વેળાએ તે અનંત શક્તિ જગદાકારે પ્રકટ થવાનો આરંભ કરે છે. સૃષ્ટિના આરંભમાં તે નિત્ય શક્તિ સૃષ્ટિ ઉત્પન્ન કરવાને પરિણામ અથવા અવસ્થાન્તર પામે છે.[૬૬] શક્તિના તે પરિણામને અથવા આગન્તુક ( ઉપાધિ ) અવસ્થાન્તરને

---

૬૪ क्षरश्च विनाशी एको राशिः । अपरः अक्षरः तद्विपरीतः भगवतो मायाशक्तिः ॥ ગીતા ભાષ્ય ૧૫-૧૬.

" નાશ પામનારો પદાર્થોનો એક સમૂહ ક્ષર કહેવાય છે; તેથી વિપરીત સ્વભાવવાળાને અક્ષર કહેવાય છે, તે માયાશક્તિ કહેવાય છે. "

૬૫ शशविषाणादसतः समुत्पत्त्यदर्शनात् अस्ति सद्रूपं वस्तु, जगतो मूलं । तच्च प्राणपदलक्ष्यं, प्राणप्रवृत्तिरपि हेतुत्वात् ॥

" સસલાનું શીંગડું અત્યંત અસત્ હોવાથી, તેની ઉત્પત્તિ જોવામાં આવતી નથી; તેથી જગતનું મૂળ કંઈ સદ્રૂપ વસ્તુ છે, એમ માનવાની જરૂર પડે છે. તે જગત્‌નું મૂળ પ્રાણ છે, એમ લક્ષમાં આવી શકે છે; કેમકે પ્રાણથી જ પદાર્થો પ્રવૃત્તિ કરી શકે છે. " અર્થાત્ માયાશક્તિ પરિણામી નિત્ય અને બ્રહ્મશક્તિ અપરિણામી નિત્ય કહેવાય છે. તે માયાશક્તિ ' સવિશેષ સત્તા ' અને બ્રહ્મ શક્તિ ' નિર્વિકલ્પ સત્તા ' છે. તે વિશે આપણે હવે પછી વિવેચન કરીશું.

૬૬ अविद्यायाविविधसृष्टिसंस्कारायाः प्रलयावसानेन उद्बुद्ध संस्कारायाः सर्गोन्मुखः कार्याकारपरिणामः ॥ વેદાન્ત ભાષ્ય, રત્ન પ્રભા ટીકા ( ૧-૧-૫ ).

ધ્યાનમાં રાખીને તે આગન્તુક અવસ્થાનું એક જુદું નામ આપવામાં આવ્યું છે. પરિણામ પામવાના સ્વભાવવાળી તે શક્તિને ' અવ્યક્ત શક્તિ ' અથવા ' પ્રાણ શક્તિ ' કહે છે. તે માયાશક્તિમાંથી ક્રમવિકાસ ( Evolution ) થી જગત્ પ્રકટ થાય છે. તેથી તે માયાશક્તિ જગત્‌નું ઉપાદાન કારણ ( Material cause ) છે. પૂર્ણ શક્તિ અને પૂર્ણ જ્ઞાન સ્વરૂપ નિર્ગુણ બ્રહ્મ જ્યારે તે આગન્તુક ( ઉપાધિ ) માયાશક્તિ દ્વારાએ સૃષ્ટિ કાર્યમાં પ્રવૃત્ત થાય છે, ત્યારે તેને શંકરાચાર્યે 'કારણ બ્રહ્મ' અથવા 'સદ્‌બ્રહ્મ' રૂપે ઓળખાવેલ છે.[૬૭]

---

" જેમાં સૃષ્ટિના વિવિધ સંસ્કારો રહ્યા છે, તેવી અવિદ્યામાં પ્રલયનો જ્યારે અંત આવે છે, ત્યારે તે સઘળા સંસ્કારો જાગ્રત્ થાય છે, અને તે જાગ્રત્ સંસ્કારો સહિત સૃષ્ટિ ઉત્પન્ન કરવાને તે અવિદ્યા પરિણામ પામે છે. " શંકરાચાર્યે પોતે જ તેવે પ્રસંગે ' जायमान ' અને ' व्याचिकीर्षित ' શબ્દો વાપરીને सर्गोन्मुख परिणाम પદનો અભિપ્રાય દર્શાવ્યો છે. व्याचिकीर्षित એટલે પ્રકટ થવાને માટે ઉન્મુખ; તેથી તે પૂર્ણ શક્તિ એક અવસ્થા વિશેષ અથવા રૂપાન્તર માત્ર છે. सर्गोन्मुख એટલે પ્રકટ થવાને માટે તત્પર.

૬૭ कार्येन हि लिंगेन कारण ब्रह्म अदृष्टमपि सदित्यवगम्यते ॥ આનંદગિરિ. " કાર્ય રૂપ હેતુથી કારણ બ્રહ્મ અદૃષ્ટ છતાં તે સત્ છે, એવું અનુમાન થઈ શકે છે. " (अन्यथा) ग्रहणद्वाराभावात् ब्रह्मणः असत्त्व प्रसंगः ( શંકર ), " જો તેમ ન હોય તો કાર્યનું ગ્રહણ નહિ થઈ શકવાથી, બ્રહ્મ અસત્ છે, એમ માનવાની જરૂર પડે.

માંડૂક્યોપનિષદ્ ઉપર ગૌડપાદાચાર્યની કારિકા ( ૧-૫ ) ના ભાષ્યમાં શંકરે કહ્યું છે કે—
सर्वं बीजत्वाभ्युपगमेनैव सतः प्राणत्वव्यपदेशः सर्वश्रुतिषु च कारणत्वव्यपदेशः ॥

" શક્તિ જગત્‌નું બીજ છે; તેથી તે માયાશક્તિ રૂપ બીજના યોગથી નિર્ગુણ બ્રહ્મ ' સદ્‌બ્રહ્મ ' અથવા ' કારણ બ્રહ્મ કહેવાય છે. " રત્ન પ્રભાની ટીકામાં પણ કહ્યું છે કે—

एतदव्यक्त कूटस्थ ब्रह्मणः सृष्टिन्ह सिद्धयर्थे स्वीकार्यम्। अर्थवती हि सा; अन्यथा जगत्स्रष्टृत्वं न सिद्ध्यति ॥ શંકર, વેદાન્ત દર્શન ૧-૪-૩.

" કૂટસ્થ બ્રહ્મની તે અવ્યક્ત શક્તિને સૃષ્ટિની પ્રસિદ્ધિ માટે સ્વીકારવાની જરૂર છે. તે અવ્યક્ત શક્તિ પ્રયોજનવાળી છે. જો તેમ ન હોય તો જગત્ ઉત્પન્ન કરનાર કોઈ સિદ્ધ થઈ શકતું નથી. "

શારીરિક ભાષ્ય ( ૧-૨-૨૧ ) માં શંકરે કહ્યું છે કે—जायमान प्रकृतित्वेन निर्दिश्य, अनन्तरमपि जायमान प्रकृतित्वेनैव ' सर्वज्ञ ' निर्दिशति ॥ " जायमान" એટલે પ્રકટ થવાને ઉન્મુખ થયેલ પ્રકૃતિ દ્વારાએ બ્રહ્મને ' સર્વજ્ઞ ' અને ' ભૂતયોનિ ' ( કારણ બ્રહ્મ ) કહેવામાં આવે છે. "

जगत्कारणत्वेनोपलक्षितं सत्–शब्दवाच्यं ब्रह्म ॥ ઉપદેશ સાહસ્રી ટીકા, ૧૮–૭૮. જે જગત્‌નું કારણ છે, એમ ઉપલક્ષણથી કહેવામાં આવે છે, તેમ જ જે ' સત્ '–શબ્દથી ઓળખાવાય છે, તે બ્રહ્મ છે.

નિર્ગુણ બ્રહ્મની શક્તિના યોગથી જ
કારણ બ્રહ્મ અથવા સદ્બ્રહ્મ કહી શકાય છે.

તે જ સગુણ બ્રહ્મ છે.

નિર્ગુણ બ્રહ્મ જ આગન્તુક ( ઉપાધિ રૂપ ) માયાશક્તિથી જગત્‌ને સરજે છે,[૬૮] તે નિર્ગુણ બ્રહ્મની અવસ્થાને ' સગુણ બ્રહ્મ ' અથવા સદ્બ્રહ્મ નામ આપેલું છે. સૃષ્ટિ ઉત્પન્ન થયા પેહેલાં પ્રલયકાળમાં તે અવસ્થા એક રૂપે હોઇને બ્રહ્મ રૂપે રહેલી હતી; તેમ જ તે સમયમાં ( પ્રલયકાળમાં ) તે શક્તિનું કંઈ અવસ્થાન્તર થયેલું ન હતું. તે જ અભિપ્રાયથી માયાશક્તિ આગન્તુક કહેવાય છે.[૬૯] સૃષ્ટિના આરંભમાં એક અવસ્થાન્તર થાય છે; તે અવસ્થાન્તરને ધ્યાનમાં રાખીને, તેનું **માયાશક્તિ** એવું સ્વતંત્ર નામ આપેલું છે. વસ્તુતઃ તે માયાશક્તિ પૂર્ણ શક્તિથી બિલકુલ સ્વતંત્ર પદાર્થ નથી. નિર્ગુણ બ્રહ્મ આગન્તુક શક્તિનું અધિષ્ઠાન હોવાથી,[૭૦] તેને જ **सगुण ब्रह्म** તરીકે ઓળખાવવામાં આવે છે. ખરી રીતે સગુણ બ્રહ્મ પણ પૂર્ણ જ્ઞાન સ્વરૂપ નિર્ગુણ બ્રહ્મથી કોઈ સ્વતંત્ર પદાર્થ નથી.

માયાશક્તિનાં જુદાં જુદાં નામો.

શંકરાચાર્યે તે આગન્તુક શક્તિને **अव्यक्त, अव्याकृत, अक्षर, नामरूपनुं बीज, आकाश, प्राण, माया, अविद्या** તેમજ **अज्ञान**—એ સઘળાં નામોથી ઓળખાવેલ છે. તે સઘળાં નામોનો એક જ અર્થમાં તેઓએ પ્રયોગ કરેલો છે.

---

૬૮ ઉપનિષદ્‌માં માયાશક્તિને **प्रज्ञा** પણ કહેલ છે. જગત્‌માં વિવિધ ક્રિયાઓ અને વિવિધ વિજ્ઞાનો પ્રકટ થાય છે. તે સઘળી ક્રિયાઓ અને વિજ્ઞાનોના સમુદાયનું બીજ માયા છે. તે માયા જગત્‌ની સઘળી ક્રિયાઓના બીજ રૂપે **शक्ति** કહેવાય છે, અને વિજ્ઞાનોના બીજ રૂપે **प्रज्ञा** કહેવાય છે. તેટલા જ માટે તેનામાં વિશુદ્ધ સત્વ ગુણ પ્રધાન છે, એમ કહેલું છે. તે શક્તિ નિત્ય છતાં પરિણામ પામે છે; તેથી તે શક્તિ જગદાકારે પરિણામ પામે છે. પરંતુ તે શક્તિના અધિષ્ઠાનભૂત નિત્ય ચૈતન્ય ( નિત્ય જ્ઞાન ) નું કંઈ પણ પરિણામ અથવા વિકાર થતો નથી. પરંતુ પરિણામ પમનારી શક્તિનાં જુદાં જુદાં સ્વરૂપોની સાથે ચૈતન્યની પણ જુદી જુદી અવસ્થાઓનોં આભાસ થાય છે; તેથી તે રીતે જુદે જુદે રૂપે ભાસમાન ચૈતન્ય **विज्ञान** ( શબ્દ જ્ઞાન, સુખ જ્ઞાન, રૂપ જ્ઞાન વગેરે ) કહેવાય છે. તેથી માયાશક્તિમાં સર્વ પ્રકારનું વિજ્ઞાન પ્રકટ કરવાની શક્તિ હોવાથી, તે **प्रज्ञा** કહેવાય છે.

૬૯ આગન્તુક એટલે બ્રહ્મશક્તિની ઉપાધિ. આગન્તુક કહેવાથી બ્રહ્મ માયા શક્તિથી સ્વતંત્ર છે, એમ બોધ થાય છે.

૭૦ **मायायां स्थितं तदध्यक्षतया** ॥ ગીતા ભાષ્ય ૧૨-૩.

" માયામાં રહેલ બ્રહ્મ તે માયાનો અધ્યક્ષ હોવાથી " વગેરે.

## માયા શક્તિ કેવળ માત્ર વિજ્ઞાન ( Idea ) નથી.

ક. કેટલાક તત્ત્વવેત્તાઓ વળી એવા અનુમાન ઉપર આવ્યા છે કે—શંકરાચાર્યની **માયાશક્તિ** અથવા **પ્રાણશક્તિ** જીવના અંતઃકરણનો એકાદ સંસ્કાર ( અથવા Idea ) માત્ર છે. એવા વિચારને વશ થઈને ઘણાઓ શંકરાચાર્યને ' પ્રચ્છન્ન બૌદ્ધ ' અને ' માયાવાદી ' કહીને, તેઓનો ઉપહાસ કરે છે. પરંતુ અમારો તો એ જ નિશ્ચય છે કે, તેઓનો વિચાર કેવળ ભૂલભરેલો જ છે. આ વિષય ઘણો સૂક્ષ્મ અને ગંભીર હોવાથી તેના ઉપર સારી પેઠે ધ્યાન આપવાનું પાઠકગણને વિનતીએ છીએ. આરંભમાં જ અમે કહી દઈએ છીએ કે—શંકરાચાર્યે પોતે અથવા તેઓના ટીકાકારોમાંના કોઈએ પણ માયાનો તેવો અર્થ કદિ પણ કર્યો નથી. શંકરાચાર્યે સ્પષ્ટ રીતે માયાને જડજગતનું ઉપાદાન કારણ ( Material cause ) કહ્યું છે, તેમ જ તેને ' શક્તિ ' રૂપે ઓળખાવેલ છે.

જગતમાં પશુ, પક્ષી, તરુ, લતા, મનુષ્યાદિ વિવિધ નામ રૂપાત્મક પદાર્થો પ્રકટ થયેલ છે. પ્રલયકાળમાં તે સઘળા પદાર્થો અવ્યક્ત ( અપ્રકટ ) સ્થિતિમાં હતા. તેનું નામ જ જગતની ' પૂર્વાવસ્થા. ' જગતની એ ' પૂર્વાવસ્થા ' ' અવ્યક્ત, ' ' અવ્યાકૃત ' અવસ્થા ના નામથી શ્રુતિમાં કહેલ છે.[૭૧] જેટલાં જેટલાં નામ રૂપો છે, તે સઘળાં પ્રલયકાળમાં અવ્યક્તરૂપે બ્રહ્મમાં જ લીન થાય છે.

### માયાશક્તિ જડ જગતનું ઉપાદાન કારણ છે.

શંકરાચાર્યે કહ્યું છે કે—તે ' પૂર્વાવસ્થા ' અથવા ' અવ્યક્તાવસ્થા ' જ જગતનું કારણ છે.[૭૨] કાર્ય ઉપરથી, તેનું કારણ પણ છે, એમ બોધ થઈ શકે છે. કાર્ય ન હોય તો કારણ છે કે નહિ, તે જાણવામાં આવી શકે નહિ. કાર્યની સત્તાથી કારણની સત્તાનું અનુમાન થઈ શકે છે. તેટલા માટે જગતનાં વિચિત્ર કાર્યો ઉપરથી તે કાર્યોનાં કારણો પણ છે, તેથી જાણી શકાય છે.[૭૩] શંકરાચાર્યે તે **कारण** ( એટલે **अव्यक्तावस्था** ) ને કાર્યની બીજ

---

૭૧ जगदिदमनभिव्यक्तनामरूपं......प्रागवस्थं अव्यक्तशब्दार्हत्वं अभ्युपगम्यते ॥ વેદાન્ત દર્શનનું શાંકર ભાસ્ય ( ૧-૩-૪ ). प्रागवस्थायां जगदिदमव्याकृत मासीत् ॥ રત્નપ્રભા.

" હજુ પ્રકટ થયું નથી, તેવું નામ રૂપાત્મક જગત ' પૂર્વાવસ્થા ' અથવા ' અવ્યક્ત ' શબ્દથી જાણવાને યોગ્ય છે. " " પૂર્વાવસ્થામાં આ જગત અવ્યાકૃત હતું. "

૭૨ यदि वयं स्वतंत्रां काञ्चित् प्रागवस्थां जगतः कारणत्वेनाभ्युपगच्छेम न स्वतंत्रा ॥ વેદાન્ત ભાષ્ય ૧-૪-૩.

" જો આપણે કોઈ " સ્વતંત્ર પૂર્વાવસ્થા " જ " જગતું કારણ છે એમ અનુમાન કરીએ તો વસ્તુતઃ તે પૂર્વાસ્થા સ્વતંત્ર નથી. "

૭૩ कार्येन हि लिंगेन कारणं ( ब्रह्म ) अदृष्टमपि सदित्यवगम्यते। तच्चेदसम्भवेत्......असदेव कारणमपिस्यात् ॥ ગૌડ પાદકારિકા ૧-૬, આનંદગિરિ. " કારણ ( એટલે બ્રહ્મ ) અદૃષ્ટ છે, છતાં કાર્ય રૂપ હેતુથી, તે સત્ છે, એમ સિદ્ધ થાય છે;

शक्ति અથવા દૈવીशक्ति કહે છે.[૭૪] તેઓ કહે છે કે—જગતનાં જેટલાં કાર્યો (પદાર્થો) પ્રલયકાળમાં બીજ શકિતરૂપે લીન હતાં, તેજ બીજશકિત પ્રકટિત નામરૂપોની 'પૂર્વાવસ્થા' છે." વળી તેઓએ વિશેષતઃ કહ્યું છે કે—"જ્યારે જગતનો લય થાય છે, ત્યારે તે શકિત રૂપ જ થઈ જાય છે; અને તેજ શકિતમાંથી ફરીથી તે પ્રકટ થાય છે;[૭૫] શંકરાચાર્યે પોતેજ એ પ્રમાણે કાર્યની અવ્યકતાવસ્થાને શકિત શબ્દથી ઓળખાવેલ છે. રત્ન પ્રભામાં પણ શકિતનું વ્યાખ્યાન પણ તેજ પ્રમાણે કરેલું છે. તેમાં પણ કહ્યું છે કે—જ્યારે સકલ કાર્ય કારણમાં લીન થઈ જાય છે, ત્યારે તે કારણ બીજને 'શકિત' કહી શકાય છે.[૭૬]

### ઉપાદાનજ શકિત કહેવાય છે.

તે કારણશકિત કર્યમાત્રનું ઉપાદાન કારણ છે. પ્રલયકાળમાં કાર્યની સ્થિતિ ઉપાદાન સિવાય બીજામાં રહી શકતી નથી.[૭૭] રત્ન પ્રભામાં પણ એમ કહ્યું છે કે—જે રીતે એક

---

જો એવું અનુમાન ન ઉપજાવીએ તો सद्रूप કાર્યનું કારણ અસત્ થઈ જાય." કાર્યનું જે કારણ છે, તે તેની શકિત જ છે, તે વિશે પણ શંકરાચાર્યે કહ્યું છે કેઃ—

कारणस्यात्मभूता शक्तिः, शक्तेश्च आत्मभूतं कार्यम्॥ વેદાન્ત ભાષ્ય ૨-૧-૧૮.
" કારણનું અવસ્થાન્તર, તે શકિત છે, અને શકિતનું અવસ્થાન્તર કાર્ય છે.."

૭૪ इदमेव व्याकृतं नामरूपाविभिन्नं जगत् प्रागवस्थायां....बीजशक्त्यवस्थं अव्यक्त शब्दयोग्यं दर्शयति ॥ શારીરિક ભાષ્ય, ૧-૪૨.

सैव दैवीशक्ति रव्याकृत नामरूपा नामरूपयोः प्रागवस्था ॥१-८-४.

(दैवी शक्तिः परमेश्वराधीना, अस्वतंत्रा)

"આ દૃશ્યમાન વ્યાકૃત (વિસ્તાર પામેલું) તેમજ નામ રૂપથી વિભિન્ન થયેલું જગત્ જે પૂર્વાવસ્થામાં બીજ રહેલું હતું, તે સમયે તે 'અવ્યકત' સંજ્ઞાને યોગ્ય હોય છે."

"નામ અને રૂપનો જેમાં ભેદ પડયો નથી, તેમ જ નામ રૂપની જે પૂર્વાવસ્થા છે, તેજ दैवी शक्ति છે." [દૈવી શકિત પરમેશ્વરને અધીન અને અસ્વતંત્ર હોય છે.]

૭૫ प्रलीयमानमपि चेदं जगत् शक्त्यवशेषमेव प्रलीयते, शक्ति मूलमेव च प्रभवति । इतरथा आकस्मिकत्व प्रसंगात् ॥ શારીરભાષ્ય ૧-૩-૧૦

"આ જગત્ જ્યારે પ્રલય પામે છે, ત્યારે શકિત સ્વરૂપ જ થઈ જાય છે; અને સૃષ્ટિ કાળમાં તેજ જગત્ શકિતમાંથીજ ઉત્પન્ન થાય છે. જો એમ ન હોય તો આખું જગત્ અકસ્માત્ ઉત્પન્ન થાય છે, એમ માનવાનો પ્રસંગ આવે."

૭૬ कारणात्मना लीनं कार्यमेव अभिव्यक्तिनियामकतया शक्तिः॥ ૨-૧-૧૮.
"કારણ રૂપે લીન થયેલ કાર્યજ શકિત છે; કેમકે તે શકિત જ કાર્યના પ્રકટીકરણમાં નિયામક હોય છે."

૭૭ न हि अकारणे कार्यस्य सम्प्रतिष्ठानमुपपद्यतेऽसामर्थ्यात् ॥ પ્રશ્નોપનિષદ્-ભાષ્ય ૬-૧.

મોટું વાનું વૃક્ષ બીજ શક્તિ રૂપે રહેલું હોય છે, તે રીતે પ્રલયકાળમાં કાર્યમાત્ર પોતાના ઉપાદાનમાં શક્તિ રૂપે રહે છે.[૭૮]

તે ( પૂર્વાવસ્થા અથવા બીજ શક્તિ અથવા અવ્યાકૃત )

વસ્તુતઃ બ્રહ્મથી સ્વતંત્ર નથી.

ત્યાર પછી શંકરાચાર્યે આપણને કહી દીધું છે કે—જગત્‌નાં સઘળાં કાર્યો, ઉત્પન્ન થયા પહેલાં, બ્રહ્મચૈતન્યમાં પ્રાણશક્તિરૂપે રહેલાં હતાં. પણ બીજ શક્તિદ્વારાએ બ્રહ્મ ચૈતન્ય જગતનું કારણ છે, એમ પણ તેઓએ કહેલું છે.[૭૯] વસ્તુતઃ તે બીજ શક્તિ બ્રહ્મથી બિલકુલ ભિન્ન નથી. બ્રહ્મની સત્તાથીજ તે બીજ શક્તિની સત્તા રહેલી છે; કેમકે તે બીજશક્તિ બ્રહ્મસત્તાની એક વિશેષ અવસ્થા જ છે; અને તે પ્રમાણે જે વિશેષ અવસ્થા હોય તે કેવળ સ્વતંત્ર શી રીતે હોઈ શકે? તેટલા માટે જ બ્રહ્મને બીજશક્તિના યોગથી જગતનું કારણ

---

કારણ વિના કાર્યની સ્થિતિ સિદ્ધ થઈ શકતી નથી; કારણ કે તે કારણ વિના કાર્યને રહેવાનું પોતાનામાં કંઈ સામર્થ્ય નથી. "

૭૮ સ્વોપાદાને લીનકાર્યરૂપા શક્તિસ્તુ બીજે મહાન્યગ્રોધ ઇવતિષ્ઠતિ ૧-૩-૩.
परतन्त्रत्वात् उपादानमपि शक्तिः ॥ १-२-२२.

" પોતાના ઉપાદાન રૂપ બીજમાં લીન થયેલી છે કાર્યરૂપ જેની શક્તિ, તેવું વટ વૃક્ષ તે બીજમાં જ રહેલું હોય છે. " " ઉપાદાન પરતંત્ર હોવાથી તે શક્તિ રૂપ જ છે. "

૭૯ सबीजत्वाभ्युपगमेनैव सतः प्राणत्वव्यपदेशः सर्वश्रुतिषु च कारणत्वव्यपदेशः ॥ શંકર, ગૌડપાદકારિકા ૧-૨.

बीजात्मकत्वम परित्यज्यैव......सत्=शब्द वाच्यता ॥ શંકર.

" પદાર્થ માત્રનું બીજ સત્ છે, એમ અનુમાન થવાથી, સઘળી શ્રુતિઓએ તેનો પ્રાણરૂપે તેમ જ કારણ રૂપે બોધ કર્યો છે. " " પદાર્થ માત્રના બીજપણાનો સંબંધ રાખતાં... સત્‌નું સત્પણું સાર્થક થાય છે. "

सर्वभावानामुत्पत्तेः प्राक् प्राण बीजात्मनैव सत्त्वम्......सर्वभावान् प्राण बीजात्मा जनयति ॥ શંકર ૧-૬.

સર્વ પદાર્થોની ઉત્પત્તિ પૂર્વે પ્રાણ બીજરૂપે જ સત્પણું હોય છે. પ્રાણ બીજ શક્તિ સર્વ પદાર્થોને ઉત્પન્ન કરે છે. "

૮૦ तथा च सतश्च आत्मनः......अविद्यमानता न विद्यते, सर्वत्राव्यभिचारात् ॥ इत्यादि ॥ ગીતા ભાષ્ય ૨-૧૬.

" તેજ પ્રમાણે આત્મા રૂપ સત્‌નું અનસ્તિત્વ સિદ્ધ થઈ શકતું નથી, કેમકે તે સર્વ પદાર્થોમાં વ્યાપી રહેલ છે. "

અથવા સદ્બ્રહ્મ કહેલ છે; અને તેજ પ્રમાણે તે સદ્બ્રહ્મજ જગતમાં અનુગત રહેલ છે, એમ પણ શંકર સ્વામીએ કહેલું છે.[૮૦] જો તેમ ન હોય તો, એટલે બ્રહ્મને શક્તિનો યોગ ન હોય તો શુદ્ધ ચિન્માત્ર બ્રહ્મ ચૈતન્ય જડ જગતનું ' ઉપાદાન ' થઈ શકે નહિ. તેટલા જ માટે તેઓએ સ્પષ્ટ કહેલુંછે કે—" બીજસહિત બ્રહ્મ જગતનું ઉપદાન કારણ છે, એમ શ્રુતિએ વર્ણવેલું છે.[૮૧]

પ્રિય પાઠક ! આ સઘળા વિવેચન ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે--શંકરાચાર્યના મત પ્રમાણે માયાશક્તિ કંઈ પણ વિજ્ઞાન ( Idea ) માત્ર નથી. તેઓના અભિપ્રાય મુજબ **માયાશક્તિ તો જગતની ઉપાદાન શક્તિ છે.** શંકરાચાર્યનો આશય માયાને વિજ્ઞાનમાત્ર કહેવાનો હોત તો, તેઓએ શામાટે ' શૂન્યવાદ ' અને ' વિજ્ઞાનવાદ ' ની સામે ભીષણ સંગ્રામ મચાવેલ છે ? વિજ્ઞાનવાદનું ખંડન કરીને, શા માટે તેઓએ જગતનું પરિણામ પામનારી ઉપાદાન સત્તા સિદ્ધ કરેલી છે ?[૮૨]

( અપૂર્ણ. )

માનશંકર પીતાંબરદાસ મેહેતા.

---

૮૧ इतरान् सर्वे भावान् प्राण बीजात्मा जनयति ॥ માંડૂક્યોપનિષદ્ ઉપરની ગૌડપાદાચાર્યની કારિકા ઉપર શાંકરભાષ્ય. ૧-૬.

" બીજા સઘળા પદાર્થોને પ્રાણ બીજ શક્તિ ઉત્પન્ન કરે છે. " કેવળ શુદ્ધ ચૈતન્યમાંથી જગતના પદાર્થોને પ્રાણબીજ શક્તિ ઉત્પન્ન કરે છે. " કેવળ શુદ્ધ ચૈતન્યમાંથી જગતના પદાર્થો ઉત્પન્ન થઈ શકે નહિ. "

૮૨ વેદાન્તદર્શન ( ૨-૨-૨૮ તથા ૩૦ ) ના સૂત્રના ભાષ્યમાં વિજ્ઞાનવાદનું ખંડન કરેલું છે, બૃહદારણ્યકમાં પણ વિજ્ઞાનવાદનું કરેલું છે.

# काव्यार्थ-प्रदीप.

इदं कविभ्यः पूर्वेभ्यो नमोवाकं प्रशास्महे ।
विन्देम देवतां वाचं अमृतामात्मनः कलाम् ॥ भवभूति ॥

સર્વ સાહિત્યમાં કવિતાનું સ્થાન અતિ ઉચ્ચ છે અને કવિ એ દેશની કેળવણીનું અને તે કાળની પ્રજાના આત્મોદ્ઘાટનનું વ્યક્તિરૂપ ફળ છે. કવિ એ તત્વવેત્તા ન્યાયદષ્ટા, રાજ્યસત્તાઅધિકારી અને અન્ય મહાન વ્યક્તિઓમાં પણ અત્યુચ્ચપદ ધરાવનાર આત્માનો આર્વિભાવ છે અને તેથી એ સર્વ વિદ્વાન અને સંસાર વ્યવહારમાં કુશળ પુરૂષોના પણ માનને પાત્ર છે. અન્ય સર્વ લેખકો અને વિદ્વાનોના જ્ઞાનનો આધાર તેમના પોતાના સ્વલ્પ કાળના પરિચ્છિન્ન અનુભવના ઉપર હોય છે અને તેથી સ્વભાવેજ પ્રમાદાસ્પદ હોય ત્યારે કવિનું જ્ઞાન તેના ઉચ્ચ આત્માના વિલાસમાં સ્વતઃસિધ્ધ હોઈ પ્રસંગાનુસાર સ્ફુરિ નીકળે છે તેથી તે સત્યરૂપ હોઈ પ્રમાણ બનવા યોગ્ય થાય છે. કદિ સર્વકાળને માટે તે પ્રમાણ ન થાય તો પણ જે કાળમાં એ મહાન્ કવિ જન્મ્યો હોયછે તે કાળને માટે તો પ્રમાણરૂપ સ્વિકારવા યોગ્ય છે. આવાંજ કેટલાંક કારણને લીધે લોકમાં એકાદ તત્વવેત્તાનો અભિપ્રાય ટાંકી સત્યનિરૂપણ કરવા કરતાં એકાદ ઉત્તમ કવિની બે કડીઓ ટાંકી સત્યને સમજાવી તેને તેમના મન ઉપર ઠસાવવાની પ્રણાલિકા સર્વ દેશમાં પ્રચલિત છે તત્વવેત્તાના અભિપ્રાય કરતાં લોકને ઉત્તમ કવિના એક નાના વાક્યમાં વિશેષ શ્રદ્ધા રહે છે. કવિનું વાક્ય તેમના અંતઃકરણમાં ઉંડું અને સજ્જડ ચોટી જાય છે અને તે ત્યાં યથેષ્ટ અસર ઉત્પન્ન કરે છે. વિચારક શુષ્ક વિચારનુંજ પરિણામ પ્રકટ કરે છે ત્યારે કવિ જે સત્ય પોતે પ્રકટ કરે છે તે સત્યને મૂર્તિમાન પોતા સમક્ષ ખડુ થએલું જુવે છે. સત્યની સાથે તદ્રુપબની જાણે સત્ય જાતેજ પોતાનો બોધ કરતું હોય તેમ સર્વ જોસમાં કવિ પોતાના લેખદ્વારા તેનું દર્શન કરાવે છે. લેખકને જે કંઈ કહેવાનું હોય તેની-સાથે તદ્રુપ બની જો લેખ લખવામાં આવેતો તે પણ એટલોજ ઉચ્ચ થાય પણ કવિને એથી પણ એક વિશેષતા હોય છે અને તે વિશેષતાને લીધેજ તે સર્વ સાક્ષરોનું શિરાભરણ છે. કવિની સરસ્વતિના સંસારમાં આ ઉચ્ચ પ્રતિષ્ઠા સંબંધે કવિતાનું રહસ્ય સમજનાર વિદ્વાનમાં ભાગ્યેજ વિરૂદ્ધ મત હશે પરંતુ આ કવિ કયો અને એની આ કવિતા કઇ એ અનેક વિવાદનું સ્થાન છે.

આપણા પ્રાચીન સાહિત્યનો એક વખત લોપ થઇ ગયો ત્યાર પછી લાંબો કાળ આપણા દેશમાં સર્વત્ર અંધકારજ પ્રસરી રહ્યો હતો. તે કાળમાં જે સાહિત્ય વિરલ વિરલ લખાતુ તેનો લોકમાં યથેષ્ટ પ્રચાર થતો નહીં અને કવિતા અને તેનું ધોરણ .માત્ર જે બે ચાર વિદ્વાન હોય તેમના મત ઉપરજ રહેતું, અને એમનો અભિપ્રાય તેજ પ્રમાણ ગણાતો. એવા સમયમાં આ સ્થિતિ અનિવાર્ય હતી, પરંતુ તેનું પરિણામ એ થયું કે પછીથી વિદ્યાનો પ્રચાર થતાં પણ આપણામાં આવા અભિપ્રાયમાત્રને અવલંબી ચાલવાની ટેવ પડી ગઈ અને તેનો શાસ્ત્રીય વિચાર થતાં અટકયો. એ સાહિત્યનો પુનરોદ્ધાર શરૂ થયો તેની સાથેજ અંગ્રેજી અભ્યાસના સાહિત્યે આપણા જનમંડળમાં દેખાવ દીધો અને આ રાજ્ય ભાષાનું સાહિત્ય શિખતાં પણ પ્રોફેસરોના અભિપ્રાયને માન આપતાં માત્ર એવા અભિપ્રાય ઉપરજ

તેમની કવિતાનું પણ ધોરણ બાંધતાં શિખ્યા. દુઃખ એ થયું કે ઘણીક વખતતો પારકાના અભિપ્રાય ઉપરજ આપણા વિચારનું જીવન બંધાયું અને અમુક અંગ્રેજી અથવા સંસ્કૃત કવિને આપણા શિક્ષકોએ મહાન કવિ કહ્યો માટે આપણે પણ તેને મહાન્ કવિ સ્વીકારી લીધો અને આવા વિચારનું બળ વધતાં આપણે એવા વિચારને આપણને સૂઝ્યું તેમ અનેક યુક્તિદ્વારા સમર્થન કરવા મંડયા. કોઈ સ્વતંત્ર વિચારવાળો આવા પ્રચલિત મતથી વિરૂદ્ધ પડયો તો તે અશિક્ષિત લેખાવા લાગ્યો અને ભણેલા વર્ગમાં એમ પણ કહેવાવા લાગ્યું કે એને તો કવિતાનો કાંઈ રસજ નથી, એતો કવિતાનું રહસ્ય સમજીજ ન શકે. કેટલેક અંશે આવા અપવાદની બ્હીકથી કવિતાના વિષય ઉપર સ્વતંત્ર શાસ્ત્રીય વિચાર થતાં અટક્યા હશે.

એક તરફ સંસ્કૃતનો ભંડાર ધીમે ધીમે ખુલ્લો થવા લાગ્યો તો બીજી તરફથી સાંપ્રતકાળના અંગ્રેજી કવિયોની કવિતામાં આપણી પ્રવૃત્તિ ઘણા વેગથી ધસી ચાલી. સંસ્કૃત કવિતાની એકધારી ચાલી આવતી પદ્ધતિ પ્રાચીન વિચારોથી કેટલેક અંશે વિમુખ થયલાં આપણાં અંતઃકરણને કંટાળો આપવા લાગી અને કેટલીકવાર રસરાજ શૃંગારના ઉપર પણ આપણને તિરસ્કાર ઉત્પન્ન થયો. શૃંગારરસનો અર્થ આપણી બુદ્ધિમાં કાંઇક વિપયી ભાવનાની સાથે જોડાયો, અને આધુનિક સંસારની તરીભાતના ફેરફારમાં કેટલીક ઉત્તમ સંસ્કૃત કવિતા ઉપર આપણને અનાદર થયો. તેથી કવિનું હાર્દ સમજી કવિતાનું સ્વરૂપ સમજવાનો પ્રયત્ન કર્યા વિનાજ દૂરથી તેનો તિરસ્કાર કરતાં શિખ્યા. અંગ્રેજી ભાષાનો અભ્યાસ સંસ્કૃત કે ગુજરાતીના અભ્યાસ કરતાં વધારે સારો થવાથી અંગ્રેજી કવિતા સરળ અને તેનો શબ્દાર્થ સર્વને સહજ સમજાય તેવો થતાં આપણે તેનું અનુકરણ કરવા લાગ્યા અને આપણા શિક્ષકના અભિપ્રાય ઉપર બંધાયલા આપણા વિચારમાં કવિતાનું હાર્દ સમજ્યાજ વગર અમુક પદ વર્ડ્સવર્થનું છે કે અમુક ફકરો શેક્ષપીયરનો છે એટલુંજ જાણતાં " અહા શી ઉત્તમ કવિતા, " એમ બોલી બોલી પ્રસંશા કરવા લગ્યા. મારો ઉદ્દેશ એમ નથી કે આ કવિઓની કવિતા સારી નથી. કહેવાનું માત્ર એટલુંજ કે રહસ્ય સમજ્યા વિના પારકાના અભિપ્રાયના ઉપરજ કવિતાનું ધોરણ આપણે બાંધવા માંડયું. આને પરિણામે એક અમુક પક્ષી, વૃક્ષ, બાળક અગર સંસારના અમુક અનુભવ ઉપર લખેલા અંગ્રેજી કવિના વિચારોનું તેજ રૂપમાં અને તેવાજ ગુજરાતી શબ્દમાં નીચ અનુકરણ શરૂ થયું. કવિનું હાર્દ નહીં હોવાથી કાગડાએ ધારણ કરેલાં પીંછાના જેવો આ કાવ્યનો વેશ દેખાવા લાગ્યો, છતાં એના જેવા વિચાર વર્ડ્સવર્થ કે શેલીએ અંગ્રેજી કાવ્યમાં બતાવ્યા છે માટે આ ગુજરાતી કાવ્ય પણ એટલુંજ ઉચ્ચ છે અને તેનો લેખક વર્ડ્ઝવર્થ કે બાયરનના જેટલોજ ઉચ્ચ કવિ છે એમ કેટલાકમાં મનાવા લગ્યું. આવી રીતે એક તરફથી સંસ્કૃત કવિતાનો અનાદર, અને બીજી તરફથી કવિનું હાર્દ સમજ્યા વિના માત્ર તેનું અનુકરણ કરવાની નીચ લુલુપ્તાએ તેમના જેવા શબ્દાર્થવાળાં કાવ્ય રચનાની ઉતાવળી પ્રવૃત્તિ, એ ઉભય દોષે કવિ અને કવિતાના યાથાર્થ સ્વરૂપના અભ્યાસ ઉપર આપણામાં ઉદાસીનતા આણી. કવિ એટલે બસ મસ્ત, કવિતા એનો એક ઉર્મિનો ઉછાળોજ, કવિ અને કવિતા એ વિદ્વાનની ઉચ્છૃંખલતાજ, જે વિચાર કોઈનાથી ન સમજાય તેવો અવ્યવસ્થિત વિચાર ગમે તે રૂપમાં મૂકવો એજ નૈસર્ગિક ઉત્તમ કવિત. આવા ગાંડા વિચારે આપણા સાહિત્યમાં ઘણીક હાની કરી. કવિની સાહિત્યમાં જે અતિ ઉચ્ચ પ્રતિષ્ઠા હતી તેને શ્રીધ્રુપદ લગાડી, કવિ એ માત્ર એક ઉપહાસનું સ્થાન થયો

અને ચારે તરફથી એમ બુમ આવવા લાગી કે ગુજરાતમાં કોઈ કવિજ નથી. અનેક કવિ નામ ધારી લેખકો ચારે તરફથી ઉછળી નીકળ્યા પણ યથાર્થ કવિત્વના અભાવે નીકળ્યા તેવાજ ધીમે ધીમે શમાવા લાગ્યા. હજુ એવા નીકળશે અને શમશે અને એવા કોકમાંજ યથાર્થ કવિતાનું જ્યાં સ્ફુરણ થયું હશે તેવી કોક કોક વિરલ પંક્તિયોજ એમની પાછળ રહેશે.

ગુજરાતી કવિતાની આવી નીચ કૃત્રિમતામાં ત્રીજું એક કારણ ભળ્યું હતું સંસ્કૃત અને અંગ્રેજીના યુદ્ધમાં મૂળ ગુર્જર કવિઓ તો કેવળ વિસારેજ પડી ગયા યથાર્થ કવિત્વનો જેનામાં અંશ હતો એવા ગુર્જર કવિઓએ સ્વભાવેજ આપણા દેશને અને અહીંની વસ્તુને કેવી દૃષ્ટિથી જોઈ છે તે જાણવા આપણે કોઈ પ્રયત્ન કર્યો નહીં. સંસારની કઈ કઈ વસ્તુઓમાં એમના ઉચ્ચ આત્માનું દર્શન થયું અને કેવી રીતે તે વસ્તુઓએ એમનામાં આત્મ વિલાસ સ્ફુરાવ્યો એ જાણવું આવશ્યક હતું તેમ નહીં કરતાં પારકા દેશની દૃષ્ટિને એક અજ્ઞાન કારીગરની પેઠે આપણે આપણા દેશકાળને અનુકૂળ કરવા મથ્યાંજ ગયા. આનું પરિણામ આવ્યું, નિષ્ફળ આવે તે સ્વાભાવિક છે. કવિતા જો આત્માનો નિસર્ગ આવિર્ભાવજ હોય તો અન્ય દેશની કવિતાનું આપણા દેશમાં અનુકરણ થઈ શકેજ નહીં. અનુકરણ એ કવિત્વના વિચારનીજ વિરુદ્ધ છે. આત્મવિકાસનું ધોરણ પ્રત્યેક દેશમાં જુદુ હોય છે અને તેનું દર્શન પણ એવા જૂદાજ રૂપમાં થાય છે.

આવીરીતે પ્રત્યેક દેશમાં ત્યાંની કેળવણીના ધોરણને અનુસરી દેશકાળાનુસાર કવિતા ભિન્ન ભિન્નરૂપ ધરે છે પરંતુ એ સર્વ ભિન્નતામાં કવિતા અને તેના કારણભૂત આત્મવિકાસનો સંબંધ મહા કવિઓમાં સર્વત્ર એકજરૂપે દર્શન દેછે. અને તેથી જ્યાં જ્યાં કેળવણીનું ધોરણ ઉચ્ચ હોય છે ત્યાં દરેક દેશના કવિની-કવિતા વિદ્વાનનું મન હરણ કરવા શક્તિમાન નીવડે છે. ઉપર દર્શાવિ ગયા તે ક્ષુદ્ર અનુકરણમાં તો માત્ર પરદેશની કવિતારૂપી ત્યાંની સર્વ અવસ્થાના ફળને તેના કારણ ભૂત ત્યાં આત્મવિકાસની કેવળ અવગણના કરી આપણા દેશની ભિન્ન અવસ્થામાં પણ અને અહીંનાં આત્મવિકાસરૂપ કારણની સાથે કેવળ અસંબદ્ધ છતાં એમને એમ તાણી લાવી આપણી ભાષાનું વસ્ત્ર પહેરાવવામાં આવે છે. આમ કરતાં તેનું સ્વરૂપ કેવળ કદરૂપુ બને છે અને આવા પ્રયત્નમાં કવિતા એ કાર્ય કારણના નિયમને અનુસરી વર્તનાર પ્રત્યેક દેશનું અને તેના વિવિધ જીવનવ્યવહારનું નિસર્ગ ફળ છે તે કેવળ વિસરાઈ જાય છે. કવિતાનો ઉદય તે પ્રત્યેક દેશના જે વિવિધ વ્યવહારો ત્યાંના મનુષ્ય જીવન ઉપર અસર કરે છે તે તમામ વિવિધ વ્યવહાર ઉપર આડકતરાતી રીતે આધાર રાખે છે અને જ્યાં સુધી અહીંના આ સર્વ વ્યવહાર બદલી નાખીએ નહીં અને તેથી આપણા જીવનનો પ્રવાહ પણ જુદીજ દિશામાં વહેવરાવીયે નહીં ત્યાં સુધી પરદેશની કવિતા પણ આપણા દેશમાં અને આપણી ભાષામાં લાવી શકીએ નહીં અને આવા પ્રસંગમાં આપણી ભાષાજ આવશે ફેરવવી પડે. આ પ્રસંગે આટલું ધ્યાનમાં રાખવાની આવશ્યક્તા છે કે કવિતાનું ભાષાન્તર એ કવિતાથી કેવળ ભિન્નજ છે. આપણે અંગ્રેજી કવિતાનું ભાષાન્તર કરીએ પણ અંગ્રેજી કવિતાના અનુકરણવાળી ગુજરાતી કવિતાતો નજ લખી શકીએ. અંગ્રેજનાંજ જીવન પ્રવાહમાં જેનું જીવન ઘડાયું હોય તેજ તેની કવિતા લખી શકે. જ્યાં

જીવન પ્રવાહ અને તેને અંગે વિચાર શ્રેણીજ જુદી હોય ત્યાં આત્મવિલાસનું સ્ફુરણ પણ તેવી જુદીજ રીતે થાય છે. એક વિચાર માત્રની સામ્યતાથી કવિતાનું સામ્ય આવતું નથી કારણ કે કવિતા એ માત્ર વિચાર નથી પણ વિચારનું જીવન છે. કેવળ વિચાર તે માત્ર જીવન વિનાનું ખોખું છે અને એવા નિર્જીવ ખોખામાં પારિભાષિક સાહિત્યનો એક પણ અંશ રહેતો નથી.

પ્રત્યેક દેશની કવિતા સર્વાંશે તેજ દેશના પ્રતિબિમ્બવાળી હોઈ બીજા દેશની બની શકતી નથી છતાં કવિતાના લક્ષણની સામ્યતા તો ઘણેક અંશે સર્વ દેશમાં સ્વીકારાય છે. આ લક્ષણનો વિચાર સ્પષ્ટ થવાની અત્યારે આપણા ગુજરાતી સાહિત્યમાં અતિ અગત્ય છે કારણ કે એના અભાવે ગમે તેવો લેખ કવિતાનું નામ ધારણ કરે છે અને તેનો લેખક કવિપદનો હક પ્રાપ્ત કરવાની લુલુપ્તાએ સાહિત્યને દિનપ્રતિદિન કેવળ નિર્માલ્ય કરી નાખે છે. આ લક્ષણનો વિચાર સ્પષ્ટ કરવામાં સર્વાનુમતે સ્વીકારાયલી સરસ્વતીની સૃષ્ટિમાં કવિની ઉચ્ચ પ્રતિષ્ઠા આપણને ઘણી સહાયક બનશે. કવિની આ ઉચ્ચ પ્રતિષ્ઠાનો આપણે સ્વીકાર કર્યો એટલે આપણા આગળનો પ્રશ્ન કોઇક જુદાજ રૂપમાં ઉભો થાય છે. આપણે સહજે પૂછીશું કે કયો લેખક આવી ઉચ્ચ પ્રતિષ્ઠા વાળો હોઇ શકે? અને તેનું લખાણ કેવા પ્રકારનું હોઇ શકે? આવા ઉચ્ચ પ્રતિષ્ઠાવાળા લેખકનેજ આપણે કવિ કહીશું, અને તેવા કવિનું જે લખાણ તેજ યથાર્થ કવિતા કહેવાશે. એજ લખાણ સર્વાનુમતે ઉચ્ચ પ્રતિષ્ઠાના માનને પામશે અને એજ કવિતાના કંઠમાં સર્વ મનુષ્યની શ્રદ્ધા અસ્ખલિત ચોટશે. એજ કવિતામાં સહૃદયનાં હૃદય લુબ્ધ થશે અને બીજા લખાણને એ દિવ્ય કોટીમાં પેસવાનો કદિ હક પ્રાપ્ત થશે નહીં. આ લેખક અને તેના લખાણનું પ્રથક્ કરણ કરી તેમને તપાસતાં આપણે કવિતાનું શુદ્ધ અને સ્પષ્ટ લક્ષણ બાંધવા અહીં પ્રયત્ન કરીશું.

કવિતાની પ્રતિષ્ઠાનો વિચાર કરતાં પ્રથમ તો આપણને એટલું સ્પષ્ટ જણાય છે કે કવિતા એ લેખકનું આકસ્માતિક લખાણ હોઇ શકેજ નહીં. કારણ કે એવા અકસ્માતનો અર્થજ વિચારશૂન્યતા છે, અને વિચારશૂન્ય લખાણ અથવા જે લખાણનો ઉદ્ભવ પૂર્વ વિચારમાં થયો નથી તે લખાણ શરૂઆતમાં વર્ણવેલી પ્રતિષ્ઠાને પામી શકતું નથી. એવા વિચારના ઉપર જો પ્રજાનું વર્તન થાય તો તેનો નાશ થતાં કેટલીવાર લાગે? અને આવા આકસ્માતિક કવિયો જો પ્રજાના માનને પાત્ર થાય અને તેમને સાહિત્યમાં ઉચ્ચ સ્થાન મળે તો અવસ્ય તે પ્રજાની અધમતા તેજ દિવસથી અંકાઇ જાય કદિ એમ કહેવામાં આવે કે ખારા કુવામાંથી મીઠા પાણીનો એક લોટો ભરાઇ આવ્યો તો શું તે વાતમાનવામાં આવશે? અને કદિ કોઇક માણસ એવું સિદ્ધ કરે તો પણ શું સમગ્ર જનમંડળ તેના ઉપર વિશ્વાસ પણ રાખશે? એમ બની શકે કે ધીમે ધીમે ખારા કુવાની સેર બંધ થઇ જઇ મીઠા પાણીનાં ઝરણ છૂટે પણ જો આ પ્રમાણે મીઠા ઝરણનો પ્રવાહ અસ્ખલિત થતો જાય અને એવા ઝરણમાંથીજ મીઠું પાણી આવે તો આકસ્માતિક દોષ જતો રહે અને કુવોજ મીઠો ગણાય. એકાદ વખત એવું મીઠું પાણી આવ્યું એમ કોઇ કહે તેટલા ઉપરથી લોક તેનું પાણી કદિ વાપરવા માંડશે નહીં. આવું આકસ્માતિક કવિતાનુ ઝરણ કદિ જો દેખાવ દે તો એવા આકસ્માતિક લખાણને પ્રતિષ્ઠા મળતી નથી પણ એવા કોઇ પ્રતિષ્ઠિત કવિતાના સામ્યને લીધેજ

આકસ્માતિક લખાણની કિંમત થાય છે. પણ તેટલાજ ઉપરથી એને કવિતા કહેવાતી નથી; અને તેવે પ્રસંગે એ લેખકને આપણે કવિ પણ કહી શકાએ નહીં. કવિતા જ્યારે તેના લેખક કવિનું સતત વહેતું લેખ ઝરણુ છે ત્યારે કવિતાની પ્રતિષ્ઠા તપાસવા કરતાં કવિનીજ પ્રતિષ્ઠા તપાસવી એજ યોગ્ય છે કારણ કે કવિનું સર્વ લખાણ કવિતા રૂપેજ દર્શન દે છે અને કવિનુંજ લક્ષણ બાંધતાં કવિતાનું લક્ષણ બંધાઇ રહેશે.

અત્યાર સુધીના તમામ નામાંકિત તત્વજ્ઞાઓએ એક વાતનો ગર્ભિત રીતે સ્વીકાર કરેલો છે કે અનેક વસ્તુને એક વસ્તુમાં ઘટાવવાનો પ્રયત્ન મનુષ્ય બુદ્ધિને સ્વાભાવિક છે, અને આવા મનુષ્ય સ્વભાવમાંજ તત્વજ્ઞાનનો જન્મ થયો છે મનુષ્ય બુદ્ધિનો આ સ્વભાવ હોવાનું ઉંડુ કારણ શું છે એની તપાસ અહીં આવશ્યક નથી પરંતુ સર્વે આ સ્વભાવનો સ્વીકાર કરી એવી એક વસ્તુને ખોળવા પ્રયત્ન કરી રહ્યા છે કે જેમાં યુક્તિસહ સર્વ વસ્તુનો ઘટાવ થઇ શકે. જૂદા જૂદા સમયના અને દેશના તત્વવેત્તાઓ જૂદા નિર્ણયો ઉપર આવ્યા છે પણ આમાં એમના પોતાના નિર્ણયો સત્યને ફેરવી શકતા નથી અને આવા ભિન્ન ભિન્ન નિર્ણય છતાં મનુષ્ય જાતી જાણ્યે અજાણ્યે તે એક વસ્તુની ખોળમાં સદા મચીજ રહી છે. દુનિયાની આર્થિક ધાંધલમાંથી નિરાંતના વખતમાં દરેક સુજ્ઞ મનુષ્યનું હૃદય એની એજ સ્વાભાવિક વૃત્તિના આંદોલનમાં ચઢે છે અને જ્યાં જ્યાં સર્વ વસ્તુનો એક વસ્તુમાં સમાવેશ થતો એ જુવે છે ત્યાં આનંદ પામે છે, અને પોતાના તપેલા જીવને ટાઢક વળે છે. કદિ એવો સંતોષ વળવાનું કારણ તેને સર્વાંશે સમજાતુ નથી પરંતુ એ સ્વાભાવિક બુદ્ધિની લુલુપ્સા વાળી શોધને શાન્ત કરનાર જો નજર આગળ આવતાં તેના ઉપર તે ઠરી રહે છે. તેને સત્યરૂપ સ્વીકારી લઈ તેની તેજ ફળ પ્રાપ્તિની ઘણી વખત ઈચ્છા ર્યા કરે છે અને આવી ઈચ્છા પ્રબળ થતાં તે ઈચ્છાનુસાર જગતના વ્યવહારમાં તેનું વર્તન થાય છે. ઘણી વખત સાધારણ કેળવાયલી બુદ્ધિવાળા પુરુષો સુંદર ચિત્રના ઉપર પોતાની નજર ઠેરવી પોતાના આત્માને શાન્ત કરે છે કે મધુર સંગીતના સુરની ધૂનમાં તણાય છે, જ્યારે કેટલાક કવિતા વાંચતાં કવિના ઉત્તમ આત્માના દર્શનમાંજ મગ્ન રહે છે, અને ચિત્ર, સંગીત કે કવિતામાં એમને કાંઇક એવી વસ્તુની પ્રાપ્તિ થાય છે કે જે વસ્તુમાં એના જીવનુ સ્વાભાવિક ચાપલ્ય અદશ્ય થાય છે અને એને કાંઇક અપૂર્વ આનંદ પ્રાપ્ત થાય છે. ચિત્ર, સંગીત અને કવિતા એ ત્રણ કળાનાં દૃષ્ટાન્ત આપવાનું કારણ એટલુંજ કે કેળવણીથી સાધારણ આત્મોદ્ઘાટન થએલી પ્રજાએમાં સામાન્યતઃ આ ત્રણ કળાઓ તો સર્વ મનુષ્યને આનંદ આપે છે, અને એના ચિત્તને સ્થિર કરે છે.

આ ચિત્ર, સંગીત કે કવિતા એ શું છે? ચિત્રકાર, ગાયક અને કવિની સાથે એમનો કાંઈ સંબંધ છે? મનુષ્યનું વ્યવહારમાં જણાતું દરેક કર્મ તે વાસ્તવિક રીતે તેના અંતર્ આત્માનુંજ પ્રતિબિંબ છે. મનુષ્ય જે કાંઈ કરે છે તે કર્મમાં તે પોતાના આત્માને જ ચિતરે છે. એનું કર્મ એજ એનો આત્મા છે. વ્યવહાર સૃષ્ટિમાં આત્મા કર્મ રૂપેજ પોતાનું દર્શન કરાવે છે અને મનુષ્ય કોઈ બોલે છે, લખે છે વા કાર્ય કરે છે તે સર્વમાં પોતાનાજ આત્માને કાંઇક કાંઇક અંશમાં ચિત્રિત કરે છે; પોતે કોણ છે તે બતાવે છે. સંસારમાં આત્માનો આવિર્ભાવ તેજ મનુષ્યનું કર્મ છે. આ દૃષ્ટિથી જોતાં ચિત્ર એ કાગળ ઉપર પાડેલી અનેક

રંગવાળી છબીજ નથી, સંગીત તે આપણા કર્ણમાં આવતો કેવળ શબ્દજ નથી તેમ કવિતા એ માત્ર શબ્દ અને તેના અર્થનો આડંબર નથી પણ ચિત્તમાં ચિત્રકારનો, સંગીતમાં ગાયકનો અને કવિતામાં કવિનો આત્મા ચિત્રિત થાય છે. એ સર્વના આત્માનો આવિર્ભાવ એમની કળા દ્વારજ થાય છે, અને જ્યારે કવિતાનો વાંચનાર, કવિતા વાંચી આનંદમાં મગ્ન થતો ચિત્ત શાન્તિ અનુભવે છે ત્યારે તે કવિતાના શબ્દાર્થ આડંબરનું દર્શન કરતો નથી પરંતુ કવિના આત્માનાંજ દર્શનથી એનો આનંદ ઉભ રાઈ જાય છે અને એની સ્વભાવિક વાંચ્છાની પરિતૃપ્તિ થાય છે. જે કવિતા વિગેરેમાં સામાન્ય રીતે સર્વ મનુષ્ય ઉપર બતાવ્યા પ્રમાણે લુબ્ધ થઈ ચિત્ત શાન્તિ ભોગવે છે તેના દ્રષ્ટા કવિમાં જે વસ્તુની સતત શોધમાં માનવ બુદ્ધિ સ્વભાવેજ મચી રહી છે તે વસ્તુનો ભાસ તેને જણાતો હોવો જોઇએ. એમ જો ન હોય તો કવિના એ આત્મ દર્શનમાં મનુષ્યને શાન્તિ વળવાનું ખરૂં કારણ સમજાતું નથી. વળી જેનાથી આપણું ચિત્ત શાન્ત થઈ આપણી વૃત્તિઓ આનંદિત થાય છે તે વસ્તુના પ્રતિ આપણો પુજ્યભાવ ઉત્પન્ન થાય છે, અને પુજ્યના શબ્દ ઉપર સ્વભાવેજ આપણી શ્રદ્ધા બંધાય છે. જેના તરફ આપણે માનની લાગણીથી જોઇએ છીએ અગર અન્ય રીતે જેને આપણું હૃદય પોતાના સર્વ ઉન્નત ભાવથી સ્વીકારે છે તેના શબ્દમાં ન્યાયના પરામર્શ કરતાં આપણી શ્રદ્ધા ઉત્પન્ન કરાવવાની વધારે શક્તિ છે. શબ્દ અને વાકચાતુર્યથી આપણે ક્ષણભર આશ્ચર્ય પામી નિર્વાક થઈ સ્તબ્ધ બની ઉભા રહીશું પણ હૃદયને સ્વીકારેલા શબ્દને માથે ચઢાવતાં તેની આજ્ઞાને વશ થઈ આપણું સર્વસ્વ ત્યાગવા પણ તૈયાર થઈ જઇશું. આ મનુષ્ય સ્વભાવનું મહાત્મ્ય છે અને એનું ઉંડું કારણ ઉપર દર્શાવી ગયા તેમ કોઈક એવી વિલક્ષણ વસ્તુની શોધમાં ગુંથાયલી આપણી બુદ્ધિના બંધારણમાંજ છે. આવા કારણને લીધે કવિતા મનુષ્યમાં પુજ્ય ભાવ ઉત્પન્ન કરી પોતાના શબ્દની છાપ વાચકના હૃદય ઉપર પાડે છે અને વાચક તેના સામે એક ઉચ્ચાર પણ કર્યા વિના સ્વીકારી લઈ તેનો ભક્ત બને છે. આવી રીતે કવિતાની ઉચ્ચ પ્રતિષ્ઠા બંધાય છે પણ આ પ્રતિષ્ઠા બંધાય છે પણ આ પ્રતિષ્ઠાનો આધાર આપણે વિચાર્યું તેમ વાચકને કવિ આત્માના થએલા દર્શન ઉપરજ આશ્રિત છે. કવિતાના પ્રથમાંશનુ સ્પષ્ટીકરણ કરતાં પૂર્વે એક બીજી વાત ધ્યાનમાં રાખવાથી સમજવામાં આપણો માર્ગ વધારે સરળ થશે. જે વસ્તુના ઉપર આપણી અત્યંત પ્રીતિ હોય તે વસ્તુ જેની પાસે જણાય :તેના ઉપર પણ આપણી એટલીજ પ્રીતિ ઉત્પન્ન થાય છે, અને નૈતિક તત્વોના સંબંધમાં તો આ નિયમ ઘણોજ દૃઢ રીતે પ્રવર્તતો જોવામાં આવે છે. એકાદ દૃષ્ટાન્ત લઈ આ વિચાર વધારે સ્પષ્ટ કરીશું. એક માણસને સત્યના ઉપર ઘણી પ્રીતિ છે તો તે પુરૂષની સત્યવાદી હરિશ્ચંદ્રના ઉપર તેટલીજ ગાઢ પ્રીતિ ઉત્પન્ન થશે. પ્રેમને માટે જેનું મન સદા ઝંખ્યા કરે છે તે પ્રેમી પુરૂષને જોતાંજ તેને પૂજશે અને ઈશ્વરના ઉપર અતિ પ્રીતિવાળો પુરૂષ ઈશ્વરના ભક્તને ઈશ્વર તુલ્ય ગણી તેની સેવા કરશે. તેવીજ રીતે સર્વ વસ્તુના ઉપર સમાન દૃષ્ટિથી જોનાર બ્રહ્મવેત્તાને જોતાં ભિન્ન ભાવથી સંતપ્ત આત્મા ઐક્યભાવના દર્શન જેટલોજ આનંદ પામશે. એની દૃષ્ટિએ ગુણ અને ગુણનો ધારક એકજ છે અને તત્વદૃષ્ટિએ પણ આ ભાવ યથાર્થ છે. આ નિયમાનુસાર સર્વ વસ્તુમાં એક વસ્તુની ઘટના થતી જોવાની સ્વાભાવિક બુદ્ધિવાળો વાચક જે કવિતામાં એકાકાર વૃત્તિવાળા કવિઆત્માનું દર્શન કરે તે કવિતાને એટલાજ માનથી સ્વીકારી પોતાના હૃદયને તેને સ્વાધીન કરે તેમાં શું

આશ્ચર્ય ! પણ કવિ આત્માની આ ઉચ્ચ વૃત્તિના દર્શનના પ્રમાણમાંજ એની કવિતાની પ્રતિષ્ઠા અને એની સર્વ માન્યતાઃ.

આટલા વિચાર ઉપરથી કવિતાના લક્ષણના પ્રથમાંશનો આપણે વિચાર સ્પષ્ટ રીતે મૂકી શકીશું, અને કહીશું કે કવિતા એ લેખનમાં એક એવા આત્માનો આવિર્ભાવ છે કે જેના દર્શનથી મનુષ્ય તેની સ્વાભાવિક ચંચળતા અદશ્ય થતાં શાન્તિ અનુભવે છે. આવા વિશેષણવાળો આત્મા તેજ ઉચ્ચ આત્મા કહિ શકાય. આપણી ઉચ્ચતાનું ધોરણ આના કરતાં વધારે હોઈ શકે નહીં અને તેથી કવિતાને લેખનમાં ઉચ્ચ આત્માનો આવિર્ભાવ કહીશું તો અત્યાર સુધીના આપણા વિચારનું સારી રીતે તારતમ્ય જળવાઈ રહેશે. આ લક્ષણ આપણે જોઈ ગયા તેમ મુખ્ય ત્રણ વિચાર ઉપર બંધાયું છે, કવિતાની પ્રતિષ્ટા, મનુષ્યની એક વસ્તુમાં અનેક વસ્તુની ઘટના કરવાવાળી બુદ્ધિનો સ્વભાવ, અને આ સ્વાભાવિક બુદ્ધિની પરિતૃપ્તિ એ આ પ્રતિષ્ઠાનું કારણભૂત મૂળ, આ ત્રણે સિદ્ધાન્ત કેળવાયલા દેશમાં સર્વ માન્ય છે અને તેથી એ ત્રણે ધોરણ ઉપર બાંધેલું કવિતાનું આટલું લક્ષણ પણ સર્વ માન્ય થવુંજ જોઇએ. ઉચ્ચ આત્માનો આવિર્ભાવ એ કવિતાનો આત્મા છે. હવે પછી આપણે જોઇશું તેવા બીજા સર્વ અંશ છતાંય જો આ પ્રથમાંશ ન હોય તો એને આપણે કવિતા કહી શકીશું નહીં કારણ કે જ્યારે બીજા સર્વ અંશ કવિતાની પુષ્ટીમાં સહાયભૂત બને છે ત્યારે આ કવિની ઉચ્ચતા એ તો કવિતાનો આત્માજ છે.

આત્માની ઉચ્ચતાના દર્શનનો વિચાર આથી પણ વધારે સ્પષ્ટ થવાની જરૂર છે. આપણે એ ઉચ્ચતાને અંગે આટલું તો જોયું કે જેના દર્શનથી મનુષ્યને સ્વભાવેજ શાન્તિ વળવી જોઇએ એટલે કવિનો આત્મા અનેક વસ્તુનો એક વસ્તુમાં ઘટાવ કરતો જણાતો હોવો જોઇએ. જો એ આત્માની આટલી સ્થિતિ ન હોય તો એની ઉચ્ચતા બની શકતી નથી.

( ચાલુ. )

મગનભાઇ ચતુરભાઇ પટેલ.

---

# આત્મજ્ઞાનની પ્રાપ્તિનાં વીશ સાધનો.

## ૧. અમાનિત્વ

જે ગુણો આપણે વિષે વિદ્યમાન હોય, તથા જે ગુણો આપણે વિષે વિદ્યમાન ન હોય એવા વિદ્યમાન તથા અવિદ્યમાન ગુણોએ કરી આપણી જે સ્તુતિ તે માનિપણું કહેવાય છે, અને તે સ્થિતિથી રહિતપણાને અમાનિત્વ કહે છે.

### ૨. અદંભિત્વ.

લાભ, પુજા અને ખ્યાતિ માટે લોકો આગળ પોતાના ધર્મ પ્રકટ કરવા તે દંભિપણું કહેવાય છે, અને તેનાથી રહિતપણાને અદંભિત્વ કહે છે.

### ૩. અહિંસા.

શરીર, મન અને વાણીએ કરી બીજા પ્રાણિઓને પીડા કરવી તે હિંસા કહેવાય છે, અને તેનાથી રહિત થવું તે અહિંસા કહેવાય છે.

### ૪. ક્ષાન્તિ.

ચિત્તના ક્રોધાદિક વિકારોના કારણરૂપ દુષ્ટપુરૂષોકૃત અપરાધને નિર્વિકાર ચિત્તવડે સહન કરવાને ક્ષાન્તિ ( ક્ષમા ) કહેવાય છે.

### ૫. આર્જવ.

જેવું આપણા હૃદય વિષે હોય તેવો બાહ્ય વ્યવહાર કરવો, એ પ્રકારનું જે અકુટીલ પણું તે. અર્થાત્ અન્ય પ્રાણિઓની વંચના કરવાથી રહિતપણું તે આર્જવ ( સરલતા ) કહેવાય છે.

### ૬. આચાર્યોપાસન.

બ્રહ્મ વિદ્યાનો ઉપદેશ કરનાર આચાર્યનું શ્રદ્ધાભક્તિપૂર્વક પૂજન નમસ્કારાદિવડે સેવન કરવું તે આચાર્યોપાસન ( આચાર્યની સેવા ) કહેવાય છે.

### ૭. શૌચ

શુદ્ધિનું નામ શૌચ ( પવિત્રતા ) કહેવાય છે, તે શૌચ બે પ્રકારનું છે ૧ બાહ્ય શૌચ ૨ અંતર શૌચ.

( ૧ ) બાહ્ય શૌચઃ—જલ અને, મૃત્તિકાવડે શરીરના મલનું પ્રક્ષાલન કરવું તે.

( ૨ ) અંતરશૌચઃ—વિષયો વિષે દોષ દર્શન રૂપ વિરોધી વાસનાઓથી મનના રાગ-દ્વેષાદિક મલોની નિવૃત્તિ કરવી તે.

### ૮. સ્થૈર્ય

મોક્ષના સાધન વિષે પ્રવૃત્ત થનાર પુરૂષને અનેક પ્રકારનાં વિઘ્ન થાય તો પણ તે ઉદ્યમનો ત્યાગ કરતાં પુનઃ પુનઃ તેના પ્રયત્નની અધિકતા રાખવી તે સ્થૈર્ય ( સન્માર્ગમાં સ્થિતિ ) કહેવાય છે.

## ૯. આત્મ વિનિગ્રહ.

દેહ ઇન્દ્રિયોના સંઘાતરૂપ આત્માને સ્વભાવથી પ્રાપ્ત થયેલી મોક્ષથી પ્રતિકૂલ પ્રવૃત્તિનો નિરોધ કરીને મોક્ષના સાધન વિષે વ્યવસ્થાપન કરવું તેને આત્મ વિનિગ્રહ (શરીરાદિને વશ રાખવાં) કહે છે.

## ૧૦. વૈરાગ્ય.

શ્રોત્રાદિક ઇન્દ્રિયોના શબ્દાદિક વિષય વિષે અથવા આ લોક તથા પરલોકના વિષય ભોગ વિષે થતા રાગની વિરોધિ અસ્પૃહા રૂપ–ચિત્તની વૃત્તિ વિશેષ તેનું નામ વૈરાગ્ય કહેવાય છે.

## ૧૧. અનહંકાર.

લોકોમાં પોતાની સ્તુતિનો અભાવ છતાં પણ મનમાં હું સર્વથી ઉત્કૃષ્ટછું એ, પ્રકારના ગર્વનું નામ અહંકાર કહેવાય છે, અને તેનાથી રહિતપણાને અનહંકાર (અનહંકાર રહિત) કહે છે.

## ૧૨.

જન્મ, જરા, મૃત્યુ અને વ્યાધિનાં દુઃખોને દોષોને પુનઃ પુનઃ જોવા. માતાના ઉદર વિષે નવ માસ પર્યંત નિવાસ કરી યોની બહાર નીકળવું તેનું નામ જન્મ, પ્રાણુના ઉત્ક્રમણ કાલ વિષે સર્વ ગર્ભસ્થાનોનું જે છેદન થાય છે તેનું નામ મૃત્યુ. જે અવસ્થા વિષે બુદ્ધિની મંદતા તથા સર્વ અંગોની શિથિલતા તથા સ્વજનો તરફથી પરિભવ ઈત્યાદિક દોષ પ્રાપ્ત થાય તે અવસ્થાને જરા કહે છે. જ્વર, અતિસાર રોગાદિને વ્યાધિ કહે છે. અધ્યાત્મ, અધિભૂત, અધિ દૈવ એ ત્રણ ઉપદ્રવે કરી ઈષ્ટ વસ્તુના વિયોગજન્ય તથા અનિષ્ટ વસ્તુના સંયોગજન્ય ચિત્તના પરિતાપ રૂપ પરિણામ વિશેષને દુઃખ કહે છે. વાત, પિત, શ્લેષ્મ, મલ, મુત્ર, ઈત્યાદિ વડે આ શરીર પરિપૂર્ણ હોવાથી તેના વિષે જે નિંદિતપણું તેનું નામ દોષ આ સર્વનું અનુદર્શન અર્થાત્ તેને પુનઃ પુનઃ વિચાર કરીને જોવાં, અથવા જન્મ, મૃત્યુ જરા, વ્યાધિ, દુઃખ એ પાંચ વિષે વારંવાર દોષનું દર્શન કરવું, અથવા જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ એ ચાર વિષે દુઃખરૂપ દોષનું પુનઃ પુનઃ દર્શન કરવું. અથવા જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ એ ચાર વિષે દુઃખ તથા દોષનું પુનઃપુનઃ દર્શન કરવું તે. આ પ્રકારની કર્તવ્યતા વિષયોપર વૈરાગ્ય ઉત્પન્ન કરવાના સાધનરૂપ હોવાથી આત્મજ્ઞાન વિષે ઉપયોગી છે. (અધિકારી પુરુષોએ ઉપર જણાવેલા વિષયો વિષે વૈરાગ્યની સિદ્ધિ અર્થે દુઃખ અને દોષોને જોવા એજ હિતાવહ છે.)

## ૧૩. અસક્તિ.

આ પદાર્થ મારો છે, એવા અભિમાને કરી તે પદાર્થપર પ્રીતિ કરવી. તેનું નામ સક્તિ કહેવાય છે, અને તે સ્થિતિથી રહિત તે અસક્તિ (દશ્ય પદાર્થોમાં મમતા રહિત સ્થિતિ) કહે છે.

### ૧૪. અનભિષ્વંગ:

આ પદાર્થ હું છું એવા પ્રકારની અભેદ ભાવનાએ કરી તે પદાર્થો વિષે પ્રીતિની અતિશયતા અર્થાત્ કે તે પદાર્થોના સુખી દુઃખી થવાથી હું સુખી દુઃખી થાઉંછું એવા પ્રકારના અત્યંત અભિનિવેષનું નામ અભિષ્વંગ કહેવાય છે, અને તે સ્થિતિથી રહિતપણાને અનભિષ્વંગ (હું પણાની બુદ્ધિનો અભાવ) કહે છે. ઉપર કહેલ શક્તિ તથા અભિષ્વંગનો પુત્ર, સ્ત્રી અને ગૃહ વિષે પરિત્યાગ કરવો યોગ્ય છે.

### ૧૫. સમચિત્તપણું.

પ્રીય પદાર્થની પ્રાપ્તિ વિષે હર્ષ ન થાય, તેમ અપ્રિય પદાર્થની પ્રાપ્તિ વિષે વિષાદ (દુઃખ) ન થાય તેનું નામ સમચિત્તપણું થાય છે.

### ૧૬. અનન્યયોગ.

ભગવાન્ વાસુદેવથીપર બીજું કોઈ નથી, તેથી વાસુદેવ ભગવાનજ મારી ગતિ છે. આવા પ્રકારના નિશ્ચયને અનન્યયોગ (પરમાત્મામાં અવ્યભિચારિણી ભક્તિ) કહે છે.

### ૧૭. વિવિક્ત દેશનું સેવિત્વ.

જે દેશ સ્વભાવથીજ શુદ્ધ હોય, અથવા સંસ્કારે કરી શુદ્ધ કરેલ હોય, તથા અગ્ની, સર્વ વ્યાઘ્રાદિકોના ઉપદ્રવોથી રહિત હોય તથા-ચિત્તની પ્રસન્નતા કરનાર હોય તે દેશનુંનામ વિવિક્ત દેશ કહેવાય છે. આવા નદી, તીર, પર્વતની ગુફાઆદિક વિવિક્ત દેશનું સેવન કરવાનો જે સ્વભાવ તેને વિવિક્ત દેશનું સેવિત્વ કહે છે (મહાત્માઓ પણ વિવિક્ત દેશરૂપજ છે)

### ૧૮. અરતિ.

આત્મજ્ઞાનથી વિમુખ તથા વિષય ભોગલંપટતાનો ઉપદેશ કરનાર વિષયિ બહિર્મુખ પુરૂષોની સભામાં અરૂચી રાખવી તેને અરતિ કહે છે. વિષયિ જનોની સભા તત્ત્વજ્ઞાનને માટે પણ વિરોધિ હોવાથી તેને વિષે કદી પણ ન જવું. પણ તત્ત્વજ્ઞાનને અનુકુલ મહાત્માજનોની સભા વિષે પ્રીતિ રાખવી એ સર્વોત્તમ છે. આ વાર્તા વિષે શ્રુતિ પણ કહે છે કેઃ– संगः सर्वात्मनाहेयः सचेत्यक्तुं न शक्यते। ससद्भिः सहकर्त्तव्यः सतां संगोहि भेषजम् ॥ અધિકારી પુરૂષે સર્વ પ્રકારે કરી સંગનો પરિત્યાગ કરવો. અને કદાચિત સર્વ પ્રકારે કરી સંગનો પરિત્યાગ ન થઈ શકે તો વિષયિ બહિર્મુખ પુરૂષનો સંગનો કદાપિ પણ કરવો નહિ, પણ મહાત્મા જનોનો સંગ કરવો. કારણ કે મહાત્મા પુરૂષનો સંગ એ સંસારરૂપ રોગને નિવૃત્ત કરવાના ઔષધ રૂપ છે.

### ૧૯. અધ્યાત્મજ્ઞાન નિત્યત્વ.

આત્માના આશ્રયે કરી પ્રવૃત્ત થયેલા આત્મઅનાત્મ વિવેકના જ્ઞાનને અધ્યાત્મજ્ઞાન

કહે છે; અને તે અધ્યાત્મજ્ઞાન વિષે અત્યંત નિષ્ઠા થવી તેને અધ્યાત્મજ્ઞાનનિત્યત્વ (આત્મા અને અનાત્માના જ્ઞાનમાં નિષ્ઠા રાખવી) કહે છે. આત્મા અનાત્માના વિવેક વિષે નિષ્ઠાવાન પુરૂષજ મહા વાક્યના જ્ઞાન વિષે સમર્થ થાય છે; માટે અધિકારી પુરૂષે અધ્યાત્મ જ્ઞાન વિષે દૃઢ શ્રદ્ધાપૂર્વક નિષ્ઠા રાખવી એજ શ્રેયસ્કર છે.

### ૨૦ તત્ત્વજ્ઞાનાર્થ દર્શન.

અહં બ્રહ્માસ્મિ, તત્ત્વમસિ ઇત્યાદિક વેદાંત વાક્ય જેનું કારણ છે, તથા ઉપર જે અમાનિત્વાદિક સાધનો જણાવ્યાં તેના પરિપાકના ફલરૂપ જે "હું બ્રહ્મરૂપછું" એ પ્રકારના સાક્ષાત્કારનું નામ તત્ત્વજ્ઞાન (તત્ત્વજ્ઞાનનો અર્થ અવિદ્યાદિક સર્વ અનર્થોની નિવૃત્તિરૂપ તથા પરમાનંદની પ્રાપ્તિરૂપ મોક્ષરૂપ પ્રયોજન છે) તે તત્ત્વજ્ઞાનના મોક્ષરૂપ અર્થનું જે દર્શન અર્થાત્ તત્ત્વજ્ઞાનનું ફલ જે મોક્ષ તેને પુનઃ પુનઃ વિચાર કરી જોવું તેનું નામ તત્ત્વજ્ઞાનાર્થ દર્શન કહેવાય છે. તે અધિકારી પુરૂષના કર્તવ્યરૂપ છે; કારણ કે તત્ત્વજ્ઞાનના ફલનું દર્શન થયા પછીજ તેનાં સાધનો વિષે પ્રવૃત્ત થવાય છે; પણ ફલનાં જ્ઞાન વિના તે સાધનો વિષે પ્રવૃત્ત થવાતું નથી.

આ પ્રકારે અમાનિત્વાદિકથી કરીને તે તત્ત્વજ્ઞાનાર્થ દર્શન પર્યંત-કથન કરેલાં ૨૦ વીશ સાધનો આત્મજ્ઞાનની પ્રાપ્તિરૂપ હોવાથી તેને જ્ઞાન કહે છે. અમાનિત્વાદિક સાધનોથી વિપરીત જે માનિત્વ, દંભિત્વ, હિંસા, અક્ષાંતિ, અનાર્જવ ઇત્યાદિ આત્મજ્ઞાનનાં વિરોધિ હોવાથી તે અજ્ઞાન કહેવાય છે. અધિકારી પુરૂષે આ માનિત્વ, દંભિત્વાદિક અજ્ઞાન પરિત્યાગ કરવા યોગ્ય છે, અને અમાનિત્વ, અદંભિકત્વાદિક જ્ઞાનનાં ૨૦ વીશ સાધનો ગ્રહણ કરવા યોગ્ય છે. આ વીશ સાધનો સિદ્ધ કરવાથી જીજ્ઞાસુ પુરૂષને જ્ઞેય (અતિશયતાથી રહિત તથા દેશકાલ-વસ્તુ પરિચ્છેદોથી રહિત એવા પરમાત્મા દેવ) વસ્તુનું જ્ઞાણ થવાથી તે અમૃત ભાવને પ્રાપ્ત થાય છે.

તા. ૨૧-૧૦-૧૦<br>
ખાખરેચી—કાઠીયાવાડ. } શ્યામચંદ ગોવરધનરામ.

---

# आत्मशुद्धिनो सरल मार्ग.

## प्रवेशिका.

"Never suffer sleep to close thy eyelids, after thy going to bed, till thou hast examined by thy Reason all thy actions of the day. "Wherein have I done amiss? What have I done? What have I omitted that I ought to have done?" If in this examination thou find that thou hast done *amiss, reprimand* thyself severely for it, and if thou hast done any *good, rejoice*" Pythagoras.

"હે મનુષ્ય! રાત્રે સુવાને તૈયાર થા! પણ જ્યાં સુધી તેં આખા દિવસમાં કરેલાં કાર્યોની તું અંતઃકરણથી તપાસ ન કરી જાય, ત્યાં સુધી તું નિદ્રા-ઉંઘને વશ થતો ના.

તારા મનસાથે આ પ્રમાણે વિચાર કરઃ " મારી ક્યાં ભૂલ થઈ છે ? મેં શું શું કાર્ય આજે કર્યુંછે ? મારે કરવા લાયક કયું કામ મેં નથી કર્યું ? " જો આ રીતે તપાસ કરતાં–અંતઃકરણ સાથે બારીક તપાસ કરતાં–તને એમ લાગે કે કાંઈ અયોગ્ય કાર્ય આજે તારા હાથે થવા પામ્યું છે, તો તે વાસ્તે તારી જાતને સખત ઠપકો આપજે. જો તેં કાંઈ પણ શુભ કાર્ય કર્યું હોય તો તેથી હૃદયમાં આનંદ માનજે. "— **પાયથેગોરાસ.**

આ શબ્દો એટલા બધા ગંભીર અર્થવાળા છે કે જે મનુષ્ય તેના પર લક્ષ દઈને વિચાર કરે, તેજ તેનો ખરોઅર્થ સમજે અને તે પ્રમાણે પોતાના આચાર વિચાર પણ રાખે.

આપણે કરવા યોગ્ય શું છે અને ન કરવા યોગ્ય શું છે, એ બાબતનું જ્ઞાન મનુષ્યને પહેલું મળે તો પછી ભૂલ ક્યાં થયેલી છે, અથવા પોતે કયું કામ નથી કર્યું તેનો ખ્યાલ તેને આવી શકે જો આ જ્ઞાન આપણને બરાબર હોય તોજ શુભ કામની પ્રશંસા કરી શકીએ અને અશુભ કામ વાસ્તે પસ્તાવો કરી શકીએ. આ વિચારથી આ લેખમાં કરવા યોગ્ય કાર્યોની નોંધ આપેલી છે, તે પર આત્મશુદ્ધિની ઇચ્છા રાખનાર દરેક પુરૂષે બરાબર વિચાર કરવો.

આ તપાસ આપણે દરરોજ સૂતી વેળાએ કરવી જોઇએ દરરોજ આમ કરવાથી આપણી યાદદાસ્તી વધતી જશે, અને ભુલ કરવાના પ્રસંગો જેમ બને તેમ ઓછા થતા જશે.

જેમ રાત્રીએ વ્યાપારી નફા નુકશાનનું સરવૈયું કાઢે છે, તેમ આપણે પણ આત્માના ગુણના વ્યપારનું દર રાત્રીએ સરવૈયું કાઢવું જોઇએ આપણા અંતઃકરણરૂપી ન્યાયાધીશ પાસે આખા દિવસમાં કરેલાં કાર્યોનો હિસાબ આપવો જોઇએ. આપણે દર રાત્રીએ આત્મપ્રભુ સંમુખ નીચે પ્રમાણે બોલવું જોઇએ—મારી ભૂલ ક્યાં થઈ છે ? મેં શું કર્યું છે? મેં કરવા યોગ્ય શું નથી કર્યુ ? આટલા શબ્દોમાં બધી બાબતો સમાઈ જાય છે.

આપણે કરવા યોગ્ય કાર્યો ક્યાં છે તેના બરાબર વિભાગ આ નાનકડા લેખમાં આગળ જતાં પાડવામાં આવશે, છતાં અત્રે ટુંકામાં કેટલાક નિયમો જણાવીશું

આપણે આપણા ઇષ્ટદેવ તરફ ભક્તિભાવ રાખવો; આપણા માતપિતા તથા વડિલો તરફ પૂજ્યભાવ રાખવો; સત્પુરૂષોનો સમાગમ કરવો આપણા મનોવિકાર અને હલકી વાસનાઓને સંયમમાં લાવવી; વ્યાપારમાં તેમજ દરેક બાબતમાં ન્યાયપૂર્વક વર્તવું; જીંદગીની ક્ષણિકતા અને લક્ષ્મીનું ચંચળપણું વિચારવું; ઉચ્ચ વિચારો અને ભાવનાઓપર આપણું મન સ્થિર કરવું; દરેક કાર્ય કરતાં પહેલાં અથવા દરેક શબ્દ બોલતાં પહેલાં બહુ વિચાર કરવો; કોઈ પણ બાબતનો દુરાગ્રહ નહિ કરતાં સત્યના શોધક બનવું; ટુંકમાં જેથી દુર્ગુણ નાશ પામે, સદગુણ ખીલે અને આત્માની સંમુખ જવાય તેવા ઉપાયો યોજવા; આ સર્વનો **કર્તવ્યમાં, કરવા યોગ્ય કાર્યોમાં સમાવેશ થઈ જાય છે.**

ઉપર જણાવેલાં કાર્યો કરવા યોગ્ય છે, એવી એકવાર આપણી બરાબર ખાત્રી થાય તો પછી આપણને એક ઉમદા ધોરણ મળે છે અને તે ધોરણ વડે આપણે આપણા કાર્યોની તુલના આત્મપ્રભુ સંમુખ કરી શકીએ છીએ.

આ ધોરણનો બરાબર ખ્યાલ હૃદયમાં રાખી રાત્રિએ આપણી જાતને પૂછવું જોઇએ કેઃ ' મેં ભુલ ક્યાં કરી છે ? અથવા તો મેં સારૂં શું કર્યું છે ? ' જો આખા દિવસના કાર્યોની બરાબર તપાસ કરતાં આ સવાલના જવાબમાં આપણને હૃદયથી એમ લાગે કે આ-

માંનો એક પણ નિયમ આખા દિવસમાં મેં નથી ભાગ્યો તો તેજ વખતે આપણું અંતઃકરણ આપણા કંઠમાં દિવ્ય આનંદની માળા આરોપે છે પણ બારીક તપાસની અંતે આપણને એમ લાગે કે આપણાથી આ દિવસમાં કેટલાક દોષ થયેલા છે તો તેજ અંતઃકરણ પશ્ચાત્તાપની અગ્નિથી આપણને બાળે છે. જેમ સોનાને લાગેલો મેલ અગ્નિથી બળી જાય છે. તેજ રીતે આત્માને લાગેલો મેલ આ પશ્ચાત્તાપની અગ્નિથી બળી જાય છે અને આત્મા શુદ્ધ બને છે; આ હેતુથીજ દરરોજ રાત્રીએ ઉંઘતાં પહેલાં કાર્યોની તપાસ કરવાની ખાસ જરૂર છે.

શરૂઆતમાં કેટલાક દિવસ સુધી આ કામ કરવામાં શરીર તમને અંતરાયરૂપ થશે, તમને કેટલીકવાર આ તપાસ કર્યા શિવાય એમને એમ સુઈજવાનું મન થશે. પણ તેથી જરાપણ ગભરાતા નહિ, પણ તમારા નિશ્ચયને વળગી રહેજો જો તમારો આત્માને પવિત્ર બનાવવાનો સંકલ્પ દૃઢ હશે તો આ અડચણ દૂર થતાં વાર લાગશે નહિ. થોડા દિવસ સુધી ટેવ પાડ્યા પછી શરીર જરૂર તમારી આજ્ઞા પ્રમાણે વર્તશે.

જે પાપ કરવામાં આવે છે, તેના બે વિભાગ પાડી શકાય: કરવા યોગ્ય કાર્ય નહિ કરવાથી પાપ બંધાય છે, તેમજ નહિ કરવા યોગ્ય કાર્ય કરવાથી પણ પાપ બંધાય છે. આ માટે બે જુદા જુદા પ્રશ્નો આપણે આપણી જાતને પૂછવા જોઇએ: " મારે કરવા યોગ્ય કયું કામ આજના દિવસમાં ભૂલી ગયો છું ? " એ પ્રથમ સવાલ છે. બીજો સવાલ એમ જણાવે છે કે " મેં નહિ કરવા યોગ્ય કયું આજે કર્યું છે ? "

આ રીતે આપણને જણાય છે કે પાપના બે વિભાગ છે—શુભકાર્ય કરવાનું ભુલી જવું તે અને ખરાબ કાર્ય કરવું તે; આ બન્ને જૂદી બાબત છે.

એક, વિધિ માર્ગનું ઉલ્લંઘન છે. દાખલા તરીકે ધર્મશાસ્ત્રો એમ ઉપદેશ આપે છે કે " માતાપિતાની ભક્તિ કરવી. " જે મનુષ્ય માતાપિતાની ભક્તિ નથી કરતો તે આ વિધિમાર્ગથી વિરૂદ્ધ ચાલે છે. વળી શાસ્ત્રમાં લખેલું છે કે " તું ચોરી કરતો નહિ. " આ પ્રતિષેધ-નિષેધ માર્ગ છે. હવે જે ચોરી કરે છે તે પ્રતિષેધ માર્ગથી વિરૂદ્ધ વર્તે છે એટલે કે, પ્રતિષેધ માર્ગનું ઉલ્લંઘન કરે છે.

આ સંબંધમાં એક અગત્યની બાબત ઉપર તમારૂં ધ્યાન ખેંચવામાં આવે છે. રાત્રીએ આ તપાસ કરતી વખતે પોતે કરેલાં ઘણાં કાર્યો ભુલી જવાય છે. તેમ ન બને તે માટે આ એક ઉપાય સૂચવવામાં આવે છે.

પ્રાતઃકાળથી આરંભ કરવાને બદલે રાત્રીથી આરંભી કાર્યનું અવલોકન કરો. રાત્રિએ અવલોકન કરવા માંડ્યું તે અગાઉ મેં શું કર્યું હતું ? તે પહેલાં હું ક્યાં હતો ? ત્યાં શું કરતો હતો ? આ રીતે રાત્રીથી આરંભી છેક પ્રાતઃકાળનું કાર્ય યાદ આવે, ત્યાં સુધી વિચારમાં પાછા જવું. આમ કરવાથી એકપણ કાર્ય તમે ભુલી જશો નહિ. અને તમે કરેલાં કાર્યોનું આ રીતે બારીક અવલોકન તમારા અંતરાત્મા ન્યાયાધીશ પાસે કરી શકશો. આપણું અંતઃકરણ એજ આપણો ન્યાયાધીશ છે. તેના જેવો સમર્થ અને સત્યપ્રિય ન્યાયાધીશ તમને બીજે કોઈ સ્થળે મળી શકશે નહિ. અંતઃકરણથી કાંઈ છુપું નથી; ખરેખરો ન્યાય આપે છે, તેનામાં જરાપણ પક્ષપાત નથી. આપણે બીજાનો ઉપદેશ ન ગણકારીએ, પણ આ અંતઃકરણનો એવો સખ્ત આદેશ છે કે તેને ગણકાર્યા વિના ચાલેજ નહિ.

એ પ્રમાણે દરરોજ બુદ્ધિપૂર્વક ખરા અ ત:કરણથી પ્રયત્ન કરવાથી અશુભ કાર્યો કરતાં આપણે અટકીએ છીએ, અને શુભ કાર્યોમાં સ્વભાવિક રીતે આપણી પ્રવૃત્તિ થાય છે અને આપણું હૃદય નિર્મળ બને છે. જો આ સઘળા લાભ મેળવવા તમારી જીગરની ઇચ્છા હોય, જો આત્માની શુદ્ધતા મેળવવી હોય તો દરરોજ સુતી વેળાએ એકાગ્ર ચિત્તથી નીચેનો ટુંક લેખ વાંચો, વિચારો અને તે પ્રમાણે વર્તો.

### આત્મનિરીક્ષણ ( Self-Examination. )
### અને
### દરરોજના કાર્યોનું અવલોકન.
### દરરોજ સૂતી વખતે કરવા યોગ્ય વિચારો.

હે પરમ કૃપાળુ દયાવાન્ પ્રભુ ! આજે પૂર્ણ થતા દિવસની અંદર આ જીવથી માનસિક વાચિક કે કાયિક જે કાંઈ પાપ થયું હોય તેની આપ સમક્ષ ખરા અંત:કરણ પૂર્વક ક્ષમા માગવાને આ જીવ તત્પર થયેલો છે. હે પ્રભો ! આપ સર્વ જાણો છો, એટલે આજના દિવસમાં મારાથી કયા અપરાધો થવા પામ્યા છે, તે આપથી અજાણ્યું નહિ હોય: છતાં કરવા યોગ્ય કામ નહિ કરવાથી અથવા નહિ કરવા યોગ્ય કામ આચરવાથી મેં જે દોષ કર્યા હોય, તે આપ સમક્ષ નિવેદન કરવાને હું પ્રવૃત્ત થયેલો છું. હે દેવ ! આપની કૃપાથી શુદ્ધ આચરણ શેમાં રહેલું છે, અને અશુદ્ધ આચરણ શેમાં રહેલું છે તેથી હું તદ્દન અજાણ્યો નથી, પણ ક્રોધ, અહંકાર, કપટ, લોભ કે કામને વશ થઈ મારાથી જે અશુભ આચરણ થયું હોય, તે આપને જણાવી હું આપ પાસે ક્ષમા યાચું છું, અને ઇચ્છું છું કે ફરીથી એવું આચરણ મારાથી ન થાય તેવું બળ મને મળે.

( નીચે જણાવેલા ) દશ અધર્મમાંથી પ્રમાદ દશાથી અથવા અજ્ઞાનતાથી જે પાપ થવા પામ્યું હોય, તેનું હું સ્મરણ લાવું છું. તે કામને આત્મસાક્ષીએ, તેમજ હે પ્રભો ! આપની સાક્ષીએ અનુચિત ગણું છું, અને ફરીથી તે કામ હું નહિ કરૂં એવી દૃઢ પ્રતિજ્ઞા આપની સન્મુખ હૃદયથી લેઉં છું.

તે દશ અધર્મ નીચે પ્રમાણે છે.

ત્રણ પ્રકારનાં માનસિક ( મનનાં ) પાપ.

( ૧ ) પારકા દ્રવ્યની અયોગ્ય ઇચ્છા કરવી;
( ૨ ) કોઈ પણ પ્રાણીનું અનિષ્ટ ચિંતવવું;
( ૩ ) અસત્ય વાતને સત્ય તરીકે સ્વીકારી લેવી;

ચાર પ્રકારનાં વાચિક ( વાણીનાં ) પાપ.

( ૧ ) કોઇને પણ દુઃખ થાય તેવું કડવું વચન બોલવું.
( ૨.) હૃદયથી જે માનતા હોઇએ તે વિરૂદ્ધ અસત્ય બોલવું.
( ૩ ) પારકી ચાડી કે નિંદા કરવી;
( ૪ ) સંબંધ વગરનાં ગપ્પાં મારવામાં સમયને નકામો ગુમાવવો;

ત્રણ પ્રકારનાં શારીરિક પાપ.

( ૧ ) બીજાએ નહિ આપેલી વસ્તુ લોભથી કે અન્યાયથી ગ્રહણ કરવી;
( ૨ ) કોઇ જીવની હિંસા કરવી;
( ૩ ) પરસ્ત્રી સાથે અયોગ્ય વર્તન આચરવું..

આ પ્રકારના દશ અધર્મમાંથી કોઈ પણ અધર્મ મન, વચન કે શરીરથી આ જીવે આચર્યું હોય તો તેની આત્મસાક્ષીએ મન, વચન અને શરીરથી ક્ષમા માગું છું. હૃદયથી તેનો પશ્ચાત્તાપ કરૂં છું, ફરીથી તેવું નહિ કરવાની પ્રતિજ્ઞા લઉં છું, અને તે પ્રતિજ્ઞા પાળવાનું બળ મને મળો એવી હે પ્રભો ! આપ પાસે પ્રાર્થના કરૂં છું. જે પાપને વાસ્તે ક્ષમા માગવા અને આત્મસાક્ષીએ પશ્ચાત્તાપ કરવા હું તૈયાર થયેલો છું તે પાપની ક્ષમા માગવાનો અને પશ્ચાત્તાપ કરવાનો ફરીથી સમય ન આવે એજ આ હૃદયની પ્રાર્થના.

## દશ પ્રકારના ધર્મ.

( ૧ ) **શમ** પાળવો એટલે મનને કાબુમાં રાખવું અને જુદા જુદા વિચારોમાં અને વિષયોમાં તેને રખડવા ન દેવું.

( ૨ ) **દમ** ગુણ સેવવો, એટલે દરેક પ્રસંગે ઇંદ્રિયોપર સંપૂર્ણ કાબુ રાખવો.

( ૩ ) દરેક પ્રસંગે સત્ય બોલવું.

( ૪ ) લોકોએ આપણા તરફ કરેલા અપરાધ વાસ્તે હૃદયથી ક્ષમા આપવી.

( ૫ ) દાનમાં યથાશક્તિ દરરોજ કાંઇક ધન આપવું.

( ૬ ) દયાનું કાંઇપણ સારૂં કામ કોઇના પર કરવું.

( ૭ ) પ્રભુપૂજન, ગુરૂભક્તિ અને વડિલોનો વિનય કરવો.

( ૮ ) મન, વચન અને કાયાથી શુદ્ધતા પાળવી.

( ૯ ) જ્ઞાન મેળવવામાં પ્રતિદિન થોડો પણ સમય પસાર કરવો.

( ૧૦ ) જગતના તમામ જીવોનું કલ્યાણ થાઓ, એવી શુભ ભાવના દરરોજ ઓછામાં ઓછી પાંચ મીનીટ ભાવવી.

આ દશ પ્રકારના કરવા યોગ્ય કાર્યોમાંથી—આચરવા યોગ્ય ધર્મોમાંથી જે કોઇપણ ધર્મોમાંથી જે કોઇક પણ અંશે હું આચરવા આજના દિવસમાં સમર્થ થયો હોઉં તો તે કાર્યને હું અભિવંદુ છું, તે કાર્ય વાસ્તે હું આનંદ પામું છું, અને તેવું શુભ કાર્ય કરવાનું વિશેષ બળ મને પ્રાપ્ત થાઓ એજ હૃદયની તીવ્ર ઇચ્છા છે. આ રીતે હે પ્રભો ! મારા દુર્ગુણો વિનાશ પામો ! દશ સદ્દગુણો ધીમે ધીમે વૃદ્ધિ પામતા જાઓ ! મારામાં જે કાંઈ શક્તિઓ હોય તેનો પરોપકાર વાસ્તે સદુપયોગ થાઓ, ! એજ હે દેવ ! મારી પ્રાર્થના છે. છેવટમાં એજ યાચના છે કે:—

अहं सर्वान् क्षमे जीवान्, ते च क्षाम्यन्तु मां सदा ।
मैत्री मे सर्व भूतेषु, वैरं मम न केनचित् ॥

" હું સર્વ જીવને ક્ષમા આપું છું: સર્વે જીવો મને ક્ષમા આપો ! મારે સર્વ પ્રાણીઓ સાથે મૈત્રી ભાવ છે, મારે કોઈ સાથે વેર નથી "—

शिवमस्तु सर्वजगतः परहितनिरता भवन्तु भूतगणाः ।
दोषाः प्रयान्तु नाशं सर्वत्र जनः सुखी भवतु ॥

સર્વ જગતનું કલ્યાણ થાઓ, પ્રાણી માત્ર પારકાના હિતમાં તત્પર થાઓ, સર્વે દોષો નાશ પામો, અને સર્વ સ્થળે લોકો સુખી થાઓ. !

મણિલાલ, નથુભાઇ. દોશી.

---

# માનવિઓ નીશાની લતમાં શાથી પડે છે?

## (કા. ટોલ્સ્ટોયના એક લેખને આધારે.)

### આસુરી સંપતના સામે દૈવીસંપત.

### નશાની ચીજોનું કુટુરણ.

વાઈન, બીર, સ્પીરીટ્સ જેવામાં મળી આવતો માત્ર આલ્કોહોલજ નહિ પરંતુ તમાકુ, અફિણ, ઈથર, ભાંગ ઈત્યાદિ જેવા પદાર્થોનો નશા રૂપે શામાટે ઉપયોગ કરવામાં આવતો હશે?

આ પ્રશ્નનો સાધારણ ઉત્તર એટલો આપવામાં આવે છે, "હા, ગમ્મત ખાતર દરેક જણ આવો પીણાંનો ઉપયોગ કરે છે;" પછીથી વળી કોઈ કોઈવાર ઉત્તરમાં આટલું ઉમેરવામાં આવે છે, "વિશેષ, ખૂબ આનંદ મેળવવા માટે." આવાં પીણાંની ટેવ સારી અથવા નરસી હશે, એ બાબતનો વિચાર કરવાની તસ્દી ના લેનારાં અનેક માનવિઓ એવો ઉત્તર આપશે, કે "અરે વાઇનથી કૌવત આવે છે," આવાં અન્ય અનેક બ્હાનાં બનાવે છે; આવી કલ્પનાઓના ઘણા સમય પૂર્વેથી રદીયા આપવામાં આવ્યા છે.

આવાં પીણુઓનો ઉપયોગ કરવા માટે આપવામાં આવતાં કારણો, તેમની દલીલોનો સંપૂર્ણ ખુલાસો આપે એટલાં વજનદાર હોતાં નથી.

(અ) સર્વોત્તમ પ્રકારની લાખ્ખો એકર જમીન તથા લાખ્ખો કરોડો મજુરો તેમની બધી જીંદગી પર્યંત આવાં પીણાં પેદા કરવામાંજ લાગેલાં હોય છે.

(બ) વળી આવાં પીણાંનો ઉપયોગ ચોખ્ખી રીતે નુકશાનકારક છે; તેમના ઉપયોગથી જાણીતાં, કબુલ કરાયલાં અનેક પ્રકારનાં ભયંકર પરિણામો ઉપજી આવે છે; દુનિયાના બધા વિગ્રહો અને પ્લેગ જેવી મહામારીઓમાં વિનાશ પામતાં માનવિઓની સામટી સંખ્યા કરતાં, આમનો ઉપયોગ કરવાથી સામાજીક બંધારણમાં અધોપાત રૂપ વિનાશ પામતી માનવિઓની સંખ્યા ઘણીજ મ્હોટી હોય છે; આ બાબત માનવિઓના જાણવામાં હોય છે.

(ક) પોતાનાં બાલકો માટે વધારે પ્રેમવાળાં માનવિઓ વારંવાર દરેકને મળી આવે છે; તેઓ બાલકોના સુખ માટે દરેક પ્રકારનો ભોગ આપવાને તૈયાર હોય છે; છતાં એ તેઓ જેમ માંહ્ય બાલકોની જરૂરીઆતો ઉત્તમ પ્રકારે પૂરી પાડે અથવા ઓછામાં ઓછું તેમને તંગીમાંથી બચાવે તેમ આવાં પીણાં માટે પણ તેમને પૈસા પુરા પાડવામાં પાછી પાની કરતાં નથી. સામાજીક અને કુટુમ્બ જીવનના સર્વ પ્રકારના આવા ભિન્ન ભિન્ન બનાવોમાં આમ હોવા છતાં માનવિ આવાં પીણાંની લત ચાલુ રાખવાનું પસંદ કરે તો "દરેક જણ તેમ કરે છે," અથવા "કંટાળાને લીધે એમ કરવામાં આવે છે," અથવા "ખૂબ મોજ મજા મેળવવા માટે ઉપયોગ કરવામાં આવે છે," એવા પ્રકારનાં કારણો કરતાં તેમના ઉપયોગ માટે કોઈ વિશેષ અગત્યનું કારણ હોવું જોઇએ.

મનનું પ્રથક્ કરણ અથવા સદસદ બુદ્દિને અસર કર્તા અવયવો.

અંતરાત્માના ભાન સહિત જીવન ગાળવામાં આવે છે, તે સમયમાં માનવિના પોતાના

અંતરમાં વર્તતાં સ્પષ્ટ રીતે બે ભિન્ન પ્રકારનાં પ્રાણીઓ જોવામાં આવે છે—એક અંધ, પાપી હોય છે, બીજું દીર્ઘ દૃષ્ટિવાળું, આત્મ ભાવનાવાળું હોય છે. જેમ એક ગોઠવેલા યંત્રને ગતિ મળતાં ગતિવાળું બને છે તેમ અંધ પશુ ( આસુરી સંપત ) ખાય છે, પીએ છે, શ્વાસો છ્વાસ લે છે, ઉંઘે છે. આત્મ ભાવનાવાળુ પશુ ( દૈવી સંપત ) પોતે જાતે કંઈ પણ કરતું નથી, માત્ર પાશવવૃત્તિના વલનનાં કાર્યોનું અવલોકન કરે છે, તેનાં કાર્યો સારાં હોય તો તેની સાથે અભેદ ભાવ પામે છે, પરંતુ જો તે કાર્યો અધમકોટિનાં હોય છે તો તે તેની પાસેથી દૂર પલાયન કરી જાય છે. આંતર દર્શનવાળી, આત્મભાવના વાળી દૈવી સંપત કર્મનાં સવળાં પરિણામનું તોલ કરી જુએ છે, જે ઉત્તમ પ્રકારનું હોય તે તરફ આપણને દોરી જાય છે. સ્વાર્થી, ઇન્દ્રિયોપભોગમાં લાગેલી આ :સુરી સંપત કહે છે, આવા પ્રકારના વ્હેમોનો ત્યાગ કરો, "આપણે તો ખાઇ પીને મોજ કરો, કારણ કે કાલ સવારે તો આપણે મરવાનું છે."

કેફી પીણાંથી દિવ્ય દૃષ્ટિ અને આત્મ વિદ્યાની ભાવનાઓ શિથિલ બની જાય છે; આ પ્રમાણે પાશવ, વૈષયિક અને સ્વાર્થ વૃત્તિઓનું પ્રાબલ્ય પ્રવર્તે છે.

પોતે માની લીધેલા સુખ, આનંદની ભાવના પ્રમાણે જીવન ગાળવાની સગવડ મેળવવા માટે માનવિઓ પોતાનાં અંતર મનથી યોજી કાઢેલાં સાધનોનો આશ્રય શોધે છે; અંતરાત્માને મલિનતાનાં વાદળોમાં છાઈ લે એવાં સાધનોનો ઉપયોગ કરતાં અચકાતાજ નથી કેફી પીણાંવડે મસ્તકને ઝેરી બનાવવામાં આવે છે. અંતરાત્માની આજ્ઞા પ્રમાણે જેવું ગાળવું જોઈએ તેવું આપણું જીવન ગાળી શકાતું નથી. આવા પ્રકારના નિયમને બંધ બેસતું આવે એવા પ્રકારનું જીવન ઘડવાની શક્તિની આપણામાં ખામી જણાઈ આવે છે. પાશવ, વૈષયિક અને સ્વાર્થી જીવન લાંબો સમય સુધી ગાળી શકાવા માટે અંતરાત્માના ડંખોને કંઈ પણ હિસાબમાં લીધા વિના આવી શક્તિને અસરકારક રીતે ડાબી દેવા સારૂ, જેમ એકાદ માનવિ પોતાની દૃષ્ટિને ના ગમે એવા દેખાવો સમક્ષ ઇરાદાપૂર્વક બંધ કરી રાખે છે તેવી જ રીતે માનવિઓ પોતાનાં અંતર ચક્ષુ સમીપ અંતરાત્માના ઠપકાનાં દર્શન થતાં તેઓ આવી શક્તિને ઝેરી વાતાવરણમાં છાઇ લેવાનો પ્રયત્ન ચલાવે છે.

આવા કારણથી ગુન્હેગારો અને વિષય લંપટોમાં કેફી પીણાંનો ઉપયોગ ઉભો થાય છે.

એકાદ માનવિને પોતાનો અંતરાત્મા કબુલ ના કરે એવું કાર્ય કરવાનું મન થઇ આવતાં તે કેફી પીણાનો આશ્રય શોધે છે. એક કેદી રસોઇયાનો એકરાર મને યાદ આવે છે; મારી ઓળખીતી એક વૃદ્ધ શેઠાણીને તેણે મારી નાખી હતી, તે તેની નોકરીમાં હતો. તેણે કહ્યું હતું, કે પોતાની પત્નીને મોકલી દીધા પછી આવો ગુનોહ કરવાનો સમય આવી લાગ્યો હતો. તે સુવાની ઓરડીમાં છરો લઈ ગયો હતો પરંતુ જો તે શાંત મિજાઝમાં હશે તો તેનાથી આવા ગુનાહ નહિ થઇ શકે એમ લાગી આવવાથી તે પાછો બહાર ચાલ્યો ગયો, દારૂનાં બે એક પ્યાલાં વધારે ઢેકાવ્યાં, પછીથી તેને જાતે બરોબર તૈયાર બન્યો હોય એમ લાગ્યું; આ પછીથીજ તે આવું ભયંકર કર્મ કરી શક્યો. ગુનાહ બની આવે છે તેમાં નવ દશાંશ તો આ પ્રકારેજ બની આવે છે. દારૂ અને તેના જેવાં બીજાં કેફી પીણાંજ દુનિયામાં ચાલતા વિષય ઉન્માદના અર્ધો અર્ધ ભાગ માટે જવાબદાર છે. અંતરાત્માને છાઇ

લેતી આવી પીણાંની આવી શક્તિને જાણનારાં માનવિઓ પોતાની વિષય તૃષ્ણાઓ સંતોષવા માટે તેમનો નિર્બલ, ડગમગતા મનનાં માનવિઓમાં છૂટથી ઉપયોગ કરે છે, અંતરાત્માના અવાજને દાબી દેવા સારૂ માનવિઓ જાતે કેફી પીણાંની લતમાં મશગૂલ બને તે એટલું પૂરતું નથી પરંતુ તેઓ દારૂ વિગેરેનાં પરિણામ જાણતાં હોવાથી અતરાત્માનો અવાજ શાંત ના થતા સુધી કરાવી ના શકાય એવાં કાર્યો કરાવવા માટે બીજાં માનવિઓને પણ નશાની લતમાં પાડે છે. આ પ્રમાણે તેઓ માનવિઓના અંતરાત્માના અવાજને બંધ પાડવા સારૂ આવા પ્રકારની યુક્તિઓ યોજી કાઢે છે. ચોરો, લૂટારાઓ, વેસ્યાઓ કેફી પીણાં વિના જીવન ગાળી શકે નહિ

કેફી પીણાંની આરંભની દશાઓમાં પણ નશાની અસરજ જોવામાં આવે છે.

નાના માપમાં લીધેલાં કેફી પીણાંની અસર મોટા પ્રમાણમાં લીધેલાં પીણાંની અસર કરતાં ભિન્ન પ્રકારની હોય છે, એથી વિરૂદ્ધ આમની અસરમાં એવા વિચાર અને લાગણી અનુભવવામાં આવે કે જેવાં અન્ય સમયે ના અનુભવી શકાય, તો આવા વિચાર, લાગણી અને વાણી ઉપજાવનાર મનની આવી દશા પણ અન્ય રીતે સંભવી શકતી નથી તે જેમ એટલું કબુલ કરવામાં આવે છે, કે ચોરી, ખૂન અથવા બલાત્કાર કરાવનાર મનની દશા કેફી પીણાને આભારી હોય છે તેમ કેફી પીણાની અસરને જ આભારી હોય છે.

નાનાં પરિણામથી સામાન્ય રીતે અન્ય દિશાનાં કાર્યો નિશ્ચિત થાય છે.

અંતરાત્માના પ્રદેશમાં થતા ભાગ્યે જ નજરમાં આવે એવા ફેરફારોમાંથી કંઇ પણ હદ વિનાનાં નવીન અને પ્રથમથી ના ધારેલાં પરિણામો ઉપજી આવે છે. જેમ કોઈ એક માનવિ પોતાના ઘડીયાળની સંભાળ રાખે છે, તે તેના ઉપર, સ્થિતિમાં અથવા હવા માનમાં ફેરફાર રૂપ બાહ્ય પ્રદેશના બનાવો વડે નહિ પરંતુ અંદરના સાંચા કામના ફેરફાર વડે તેને ગતિમાં રાખે છે, તેવી જ રીતે માનવિનું ઉત્તમ પ્રકારે નિયમ ન થઈ શકે તેમ માનવિએ માનવિ સાથે સર્વ પ્રકારનાં શુદ્ધિ અને પવિત્રતા જાળવવાનાં છે. દરેક જણ આટલી વાત તો કબુલ કરે છે. છતાં એ માનવિ કેફી પીણાની લતમાં મ્હાલે છે ત્યારે અન્યના આગળ પોતાનાં કાર્યો સીધાં ગણાય એટલી જ તેની ઇચ્છા હોય છે, તેનો અંતરાત્મા સીધે માર્ગે કાર્ય કરે એવી તેની થોડી જ ઇચ્છા હોય છે, કારણ કે તે અંતરાત્માને એવા પદાર્થોથી દાબ દે છે, કે જેથી તેની નિરાકરણ બુદ્ધિ વડે યથાર્થ રીતે નિયમાતાં કાર્યમાં ખળભળાટ મચી રહે છે.

આપણા શ્રીમંત વર્ગનો ખાણાના સમયે ઑલ્કોહોલવાળાં પીણાં વાપરનાર મોટો વિભાગ, બીજે દિને કાર્યમાં જોડાવાનો સમય આવી લાગતાં સાધારણ શાંતિની દશામાં હોય છે, એવી ભાવના સંપૂર્ણ રીતે અસત્ય હોય છે. શિખવનાર અને શિખનાર માનવિઓનો મોટો વિભાગ આવા સમયે દરરોજની સાધારણ દશામાં હોતો નથી. ઉપર ઉપરના વિચારથી તેમ જ અતિશયોક્તિ રૂપે આવો વિચારદર્શાવવામાં આવતો નથી. કેફી પીણાંના ઉપયોગમાંથી છૂટાં બનેલાં માનવિઓ, પ્રથમ નહિ સ્વીકારાયલા અંતરાત્માના હક પ્રત્યે ખુલ્લાં ચક્ષુઓવાળાં બનશે; તેમનાં જીવનો પણ અંતરાત્મા સાથે અભેદમય બનશે.

---

# અમૂલ્ય ભેટો.

નીચેનાં પુસ્તકો કે વસ્તુઓમાંથી કોઈ એક પુસ્તક કે વસ્તુ મગાવનારને તેની કિંમત કે પોસ્ટેજ કંઇ પણ લીધા વગર તદન મફત મોકલવામાં આવે છે, પણ એક કરતાં વધારે પુસ્તક કે વસ્તુ મગાવનારે તે વધારાના દરેક પુસ્તક કે વસ્તુ બદલ અરધા અરધા આનાની ટીકીટ મોકલવી.

---

**બ્રહ્મચર્ય**—બ્રહ્મચર્યનો અલૌકિક પ્રભાવ દેખાડનારો દાખલા દલીલો સાથનો ઉત્તમ નિબંધ.

**સ્ત્રીસમાગમ**—દીર્ઘાયુ તથા આરોગ્યની જાલવણ માટે સર્વોત્તમ શાસ્ત્રીય નિબંધ.

**સ્વપ્નવિચાર**—શુભાશુભ સ્વપ્નોનાં ફળોના નિરૂપણની ચોપડી.

**સતી દ્રૌપદી**—શ્રીકૃષ્ણ પરમાત્માનાં પત્ની સત્યભામા પ્રત્યે સતી દ્રૌપદીએ પાતિવ્રત્ય વિષે જણાવેલા ઉત્તમ વિચારો.

**ફેન્સી બુકમાર્ક્સ**—પુસ્તકો વાંચતી વખતે તેમાં નિશાની રાખવાનું ઉત્તમ સાધન માત્ર અંગ્રેજી જાણનારાઓએજ આ બુક માર્ક્સ મગાવવા.

**માલિની**—ઘણી બાબતોનું જ્ઞાન આપનારી રસીલી વાર્તા.

**કામશાસ્ત્ર**—ઉછરતી વયના અજ્ઞાન બાળકોથી થતી ભૂલોપર લક્ષ ખેંચનારો અપૂર્વ વિષય-

**સંગીત કામશાસ્ત્ર**—મનપસંદ ઢબની અસરકારક કવિતાઓમાં આખું કામશાસ્ત્ર.

**બાજીગર**—ભીમસેન તથા અર્જુનના ગર્વનો નાશ કરવાની શ્રીકૃષ્ણની અપૂર્વ યુક્તિ.

**દૈવજ્ઞવિદ્યા**—ભવિષ્યપ્રશ્નના જવાબોનું પુસ્તક.

**પુનર્લગ્ન અને પશ્ચાત્તાપ**—એક અસરકારક નિબંધ.

**આયુર્વેદ રહસ્ય**—હિંદી અને અંગ્રેજી ભાષાનું વૈદક ચોપાનીયું. માત્ર નમુનોજ મફત.

**ફેન્સી પોસ્ટ કાર્ડો**—ઉંચી જાતનાં જાડાં, લીસાં, સુશોભિત કાર્ડો.

**બાવીસ રસીલી વાર્તાઓ**—લક્ષ્મી અને સરસ્વતી, જેવી વૃત્તિ તેવું ફળ કૃતઘ્નપણું, ઇશ્વરનો અનુગ્રહ, વાદીના ગેરલાભમાં અપાયેલો ફેંસલો; એ પ્રમાણે બાવીસ વાર્તાઓનો સંગ્રહ.

**સિકંદર બાદશાહે કરેલી અમૃતની શોધ**—એરિસ્ટોટલ, ખ્વાજા ખીજર અને મહેતર અલીયાસના ચમત્કારિક ચોક્કસ ઈતિહાસ સહિત જાણવાજોગ રમુજી વાર્તા.

**અલંકાર મણિમાળા**—ઉપમા આદિ ૬૭ અલંકારોના દૃષ્ટાંત તથા સમજ સાથનું સંસ્કૃત પુસ્તક, માત્ર બી. એ. ક્લાસમાં અભ્યાસ કરતા સંસ્કૃત ભાષાના અભ્યાસીઓનેજ ભેટ અપાય છે.

**આયુર્વેદ માર્ગોપદેશિકા**—જુદાં જુદાં ત્રેસઠ દરદોનું વર્ણન, કારણ તથા ઉપાયોનું ઘણું સરસ પુસ્તક, આ પુસ્તક માત્ર અમારા ગ્રાહકોનેજ ટપાલ ખર્ચનો અરધો આનો લઇ મોકલવામાં આવે છે.

**સુવાવડ**—સ્ત્રીઓને પ્રસવ થવાના નાજુક અને ગંભીર મામલા વખતે ધ્યાનમાં રાખવાની જરૂરની સૂચનાઓ.

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી,**<br>
આતંકનિગ્રહ ઔષધાલય,<br>
જામનગર-કાઠીઆવાડ.

RG. No 764.

આદ્યસ્થાપક
સ્વ. અભેદમાર્ગ પ્રવાસી,
મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

મન્ત્રી.
પ્રોફેસર આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ્. એલ. બી.

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि "—भागवतम्

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી

પુસ્તક ૨૫, અંક ૧૧ ] (માસિક) [ ઑગસ્ટ. ૧૯૧૦. ]

અનુક્રમણિકા.



ધી યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમીટેડમાં મોતીલાલ શામળદાસે છાપ્યું.—અમદાવાદ.

# અમૂલ્ય ભેટો.

નીચેનાં પુસ્તકો કે વસ્તુઓમાંથી કોઈ એક પુસ્તક કે વસ્તુ મગાવનારને તેની કિંમત કે પોસ્ટેજ ટંઇ પણ લીધા વગર તદન મફત મોકલવામાં આવે છે, પણ એક કરતાં વધારે પુસ્તક કે વસ્તુ મગાવનારે તે વધારાના દરેક પુસ્તક કે વસ્તુ બદલ અરધા અરધા આનાની ટીકીટ મોકલવી.

---

બ્રહ્મચર્ય—બ્રહ્મચર્યનો અલૌકિક પ્રભાવ દેખાડનારો દાખલા દલીલો સાથનો ઉત્તમ નિબંધ.

સ્રીસમાગમ—દીર્ઘાયુ તથા આરોગ્યની જાલવણ માટે સર્વોત્તમ શાસ્રીય નિબંધ.

સ્વપ્નવિચાર—શુભાશુભ સ્વપ્નોનાં ફળોના નિરૂપણની ચોપડી.

સતી દ્રૌપદી—શ્રીકૃષ્ણ પરમાત્માનાં પત્ની સત્યભામા પ્રતે સતી દ્રૌપદીએ પાતિવ્રત્ય વિષે જણાવેલા ઉત્તમ વિચારો.

ફેન્સી બુકમાર્ક્સ—પુસ્તકો વાંચતી વખતે તેમાં નિશાની રાખવાનું ઉત્તમ સાધન માત્ર અંગ્રેજી જાણનારાઓએજ આ બુક માર્ક્સ મગાવવા.

માલિની—ઘણી બાબતોનું જ્ઞાન આપનારી રસીલી વાર્તા.

કામશાસ્ર—ઉછરતી વયના અજ્ઞાન બાળકોથી થતી ભૂલોપર લક્ષ ખેંચનારો અપૂર્વ વિષય

સંગીત કામશાસ્ર—મનપસંદ ઢબની અસરકારક કવિતાઓમાં આખું કામશાસ્ર.

બાજીગર—ભીમસેન તથા અર્જુનના ગર્વનો નાશ કરવાની શ્રીકૃષ્ણની અપૂર્વ યુક્તિ.

દૈવજ્ઞવિદ્યા—ભવિષ્યપ્રશ્નના જવાબોનું પુસ્તક.

પુનર્લગ્ન અને પશ્ચાત્તાપ—એક અસરકારક નિબંધ.

આયુર્વેદ રહસ્ય—હિંદી અને અંગ્રેજી ભાષાનુ વૈદક ચોપાનીયુ. માત્ર નમુનોજ મફત

ફેન્સી પોસ્ટ કાર્ડો—ઉંચી જાતનાં જાડાં, લીસા, સુશોભિત કાર્ડો.

બાવીસ રસીલી વાર્ત્તાઓ—લક્ષ્મી અને સરસ્વતી, જેવી વૃત્તિ તેવુ ફળ કૃતઘ્નપણુ, ઇશ્વરનો અનુગ્રહ, વાદીના ગેરલાભમાં અપાયેલો ફેંસલો, એ પ્રમાણે બાવીશ વાર્તાઓનો સંગ્રહ.

સિકંદર બાદશાહે કરેલી અમૃતની શોધ—એરિસ્ટોટલ, ખ્વાજા ખીજર અને મહેતર અલીયાસના ચમત્કારિક ચોક્કસ ઈતિહાસ સહિત જાણવાજોગ રમુજી વાર્તા.

અલંકાર મણિમાળા—ઉપમા આદિ ૬૭ અલંકારોના દષ્ટાંત તથા સમજ સાથનું સરસ પુસ્તક, માત્ર બી એ. કલાસમાં અભ્યાસ કરતા સંસ્કૃત ભાષાના અભ્યાસીઓનેજ ભેટ અપાય છે

આયુર્વેદ માર્ગોપદેશિકા—જુદાં જુદા ત્રેસઠ દરદોનું વર્ણન, કારણ તથા ઉપાયોનું પણ સરસ પુસ્તક, આ પુસ્તક માત્ર અમારા ગ્રાહકોનેજ ટપાલ ખર્ચનો અરધો આનો લઇ મોકલવામાં આવે છે.

સુવાવડ—સ્રીઓને પ્રસવ થવાના નાજુક અને ગંભીર મામલા વખતે ધ્યાનમાં રાખવાની જરૂરની સૂચનાઓ.

વૈદ્યશાસ્રી મણિશંકર ગોવિંદજી,
આતંકનિગ્રહ ઔષધાલય,
જામનગર-કાઠીઆવાડ.

RG. No. 764.

આદ્યતંત્રી, શ્રી અભેદમાર્ગ પ્રવાસી, મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

મન્ત્રી, આનંદશંકર બાપુભાઈ ધ્રુવ એમ. એ. એલ. એલ. બી.

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि "—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[પુસ્તક ૨૫, અંક ૧૧ ] (માસિક) [ ઑગસ્ટ. ૧૯૧૦. ]

## દિવ્યજિવન.

( અનુસંધાન ગતાંકથી. )

મ્હને છે મૃત્યુ વ્હાલું તે આવશે શાક મારતાં,
આવાહી મૃત્યુ દેવી કે દાહથી મરવું ભલું. ૩૦

આવી તત્પર એ બની ગૃહી જવા સંકલ્પ કાંઈ કરે,
કે એ રાહ જૂવે કદાપિ મુજથી આજ્ઞા થવાની કંઈ;
ત્હાં તો અન્ય દિશા ઉભી ઝબકતી મૂર્તિ નવી કોઇએ,
આહા! એ ભગિની હતી મરણુની આયુષ્ય દેવી ખરે! ૩૧

ઔદાસ્ય એના મુખડે છવાયું,
શાથી ? જણાયું નહિ કાંઈ એ તો;
જોતી કંઈ મૃત્યુ ભણી ટીકીને,
ને દીન ભાવે વદતી વળી એ ૩૨

" અકૃત્ય આ સત્રુજ છે ઉરમાં વિચાર,
પ્રારમ્ભ તે પછીજ તું તંવ કાર્ય સૌ એ. "

" ના વ્હેન, દોષ મુજનો જરી દાસી ધર્મે,
આજ્ઞા ઉઠાવી શિર " આયુ પ્રતિ ઉચારે. ૩૩

આયુને મૃત્યુ દેવીની પાછળે કોઇ છે હજુ,
દાસીઓ સાથ ત્હેની છે, ઉભી બે સેવના કરે. ૩૪

કર્તવ્ય દેવી ઉભી, પાસ ઉભી પ્રશંસા,
ને અન્ય બાજુ ઉભી આ રહી ઘોર નિન્દા;
કર્તવ્ય છે શુભ અશુભ કરે પરિક્ષા,
કૃત્યો પ્રમાણુ નિરખીજ અનુસરાવે. ૩૫

આજ્ઞાની રાહ જોઇને મૃત્યુ દેવી ઉભી રહી,
ફરી ત્હેના પ્રતિ બોલ્યો પ્રાર્થના મિશ્ર શબ્દ આ. ૩૬

" દેવિ ! સ્વાગત હું, કર્યું સ્મરણુ ત્હ્યાં આવાગમી તુર્તને,
માનું છું ઉપકાર શબ્દ શુણુજે મ્હારાવતી આટલા;
મ્હારે ના કંઈ નામ ચિન્હ ભમતું ઇચ્છા ન કીર્તિ તણી,
પ્રાર્થુ એજ પ્રયોજને કંઈ મ્હને સંપૂર્ણ તું બાળજે. ૩૭.

પ્રાર્થના એટલી મ્હારી, નિશાની કાંઈ ના રહે,
સ્વર્ગ કે મોક્ષની મ્હારે, જરાયે વાચ્છના નથી. ૩૮

નથી હું જાણુતો કાંઇ, સુખ દુઃખ તણાવતો,
અન્તે એ સાર શોધ્યો કે, શું સ્વર્ગ વળી મોક્ષમાં ? ૩૯

ભોળો રહ્યો ભટકતો અંહિંને તંહિં હું,
સૌ ઇશ્વરી નિયમમાં સઘળે તણાતો;
આ દેહ શું ? હૃદય શું ? નહિ જાણુતો કૈં,
જાણ્યું નથી કંઇજ હું ઉપયોગી તેથી. " ૪૦

કર્તવ્ય દેવી ભણી ફેરવી મુખ મ્હારૂં,
આનન્દ મિશ્રિત કરી જય વન્દનાઓ;
" મ્હારે નથી જરૂર કીર્તિ તણી જરાયે,
મિથ્યા પરિશ્રમિત ના કરશો પ્રશંસા." ૪૧

સાથે ગમ્યું સ્મરણુ કે સ્મરી આત્મનિષ્ઠા,
ત્હેને કહ્યાં વચન ભક્તિ મુખે ધીરેથી;
" જો એકતાર તવ સાથ રહ્યો હમેશાં,
તો રાખજે સ્મરણુ મ્હારૂં જરા 'હતોએ'. " ૪૨

સમ્બોધું આત્મનિષ્ઠાને આશાં આશ્ચર્ય પામતી,
તેથી કંઈ સ્નેહ ભાવે એ દૃષ્ટિ મ્હારા ભણી કરે. ૪૩

શબ્દોની પૂર્ણતા સાથે મૃત્યુ જ્યહાં ગ્રહતું મ્હને,
આશાએ અન્ત્ય જાણીને દૃષ્ટિ ક્રૂર જરા કરી. ૪૪

બોલી "સુધૈર્ય" નયનો પછી મીંચતીએ,
ને શ્વાસ રૂન્ધન કરે કંઈ કારણાર્થે;
આશ્ચર્યથી ચકિત હું થઈ સ્તબ્ધ ઉભો,
અન્તે જણાય મ્હડતીજ સમાધિ પન્થે. ૪૫

વૃક્ષની પૂર્વ બાજુ ત્યહાં શાખાઓ ફાટતી જતી,
તે સાથે વ્યક્તિઓ દૈવી ભૂમિએ ઉતરી પડી. ૪૬

શ્રદ્ધા, ક્ષમા, ધૈર્ય સુવર્ણ રંગી,
વિદ્યા પ્રકાશેજ નવીન રંગી;
આવી કવિતા વળી પ્રેમ દેવી,
વિદ્યા કવિતા મળી એક રૂપ. ૪૭

આશાને ધૈર્ય બન્નેનું, રૂપ એકત્ર ઉદ્‌ભવ્યું,
વળી ત્યહાં સખીઓ સાથે, આત્મનિષ્ઠા વિરાજતી. ૪૮

એ સૌ દૈવી પ્રકાશ જ્યહાં પ્રસરતો સર્વત્ર એ સ્થાનકે,
નાકે ચિન્હ જણાય એ તિમિરનું, એ નષ્ટ પામ્યું બધું;
વિદ્યા આદિ સુર પ્રકાશ પડતાં નાશે અવિદ્યા રહે;
પૂજે પાદ અસુરતા નિયમએ સુરતાતણા સર્વદા. ૪૯

દૈવી એ મણ્ડલે ત્યહાંતો, મ્હનેયે દિવ્ય લેખવ્યો,
સુશ્રૂષા આદરી મ્હારી, આયુષ્યે ઊંચક્યો પછી. ૫૦

એ ભાગ્યવૃક્ષતણી શીતલ છાંય નીચે,
આયુ તણા મૃદુ સુકોમલ અંક સૂતો;
આનન્દમગ્ન હૃદયે ભરી છે મૃદુતા,
ને પારણે રસિક હું ઝુલતો જણાઉં. ૫૧

નિષ્ઠાએ દિવ્ય જ્યોતિમાં, સ્વાત્મરૂપ ધરી લીધું,
અને એ જ્યોતિ વિસ્તારે, દિવ્ય દિવ્ય બધું થયું. ૫૨

શ્રદ્ધાને શાન્તિ આવીને, આયુના પક્ષમાં ઉભી,
સાફલ્ય કાર્યનું પ્રેક્ષી, મગ્ન મગ્ન સહુ થતાં. ૫૩

એક આ પ્રેમદેવી છે, અન્ય આ કવિતા ઉભી,
દષ્ટિઓ સૂક્ષ્મ તેઓની, હૃદયે સ્મિત કંઇ ભરે. ૫૪

કવિતા ઢોળતી વાયુ, પ્રેમ સેવતી પાદને,
હૃદયે ધૈર્ય પમ્પાળે, ક્ષમા સ્તોત્ર ભણ્યાં કરે. ૫૫

સર્વએ દૈવી સમ્પત્તિ, અર્પે આશિષ લક્ષધા,
સ્નેહના શબ્દ મીઠાએ હૃદયે રસ રેલતા. ૫૬

"જગજીવન કંઈ ઉચ્ચ શ્રેણીનું, કાર્ય પરત્વે લેખ—
નીતિ, રીતિ, પ્રીતિ આદિ મધુ ભરી નજરે દેખ—
—મધુર ઉર ત્હારૂં હોજો ! ૫૭

કુસુમિતવય તવ અધુના તદપિ, યુવા જરા છે ભમ્ય;
તિમિર વિઘ્ન દૂર કરવાં પછીએ, લાલિત્યે સૌ રમ્ય.
—લલિત ઉર તારૂં હોજો ! ૫૮

નિસર્ગ જીવન ભિન્ન માર્ગમાં; નૂતન રંગ અનેક,
કલા, કલ્પના, કવિતા ભણી કૈં રસભરી દૃષ્ટિ ફેંક;
—રસિક ઉર ત્હારૂં હોજો ! ૫૯

હૃદય હૃદય મળતાં, ગ્રહતાં કંઈ માર્ગ પરિચય થાય,
વિવેક બુદ્ધિ શુદ્ધિ આદિથી, સ્વર્ગીય પ્રેમ પમાય;
પ્રેમી ઉર ત્હારૂં હોજો ! ૬૦

મધુર, લલિતને, રસિક પ્રેમી કૈં હૃદયે સહજ મળાય,
ઉચ્ચ ઉચ્ચ અભિલાષા, નિજ દૈવી અવલોકાય;
દિવ્ય ઉર ત્હારૂં હોજો. ૬૧

વિશ્રાશ્રમ.
ડીસેમ્બર. ૧૯૦૫ } સ્વામિ સ્નેહજ્યોતિ.

# राजा.

### શ્લોક.

રાજનીતિ ધર્મ પ્રેમી, દેશ રક્ષક દેવતા;
ક્યા ગુણે પૂર્ણ રાજે, સુણ્ય તે કહું પાંથ ! આ.

### શાર્દૂલવિક્રીડિત.

૧ માનીને નિજ બાળ જેમ મનથી, પિતા રૂપે સર્વથી,
આપી ભોગ સુયોગ દિવ્ય તનનો, વાત્સલ્ય પ્રેમી થતાં;
સાંકેતિક સ્વનામ ભૂપ નૃપતિ, સંકેત સાચો થવા,
પાળી આપ પ્રજા સુપ્રેમ યજને, રાજા ખરા રાજતા.

૨ જીતેંદ્રિય, અજીત શત્રુ દમને, સ્વાનંદ સંક્ષેપમાં,
આકર્ષી સહુ પ્રેમ જીવ્યું જગમાં, સાધ્યું સુખે મૂકતાં;
નિયોજી નિજ અર્થ કાર્ય સઘળાં, ઔદાર્ય પ્રેમે સદા,
પાળી આપ પ્રજા સુપ્રેમ યજને, રાજા ખરા રાજતા.

૩ . ક્ષિતિ જેમ સદૈવ ક્ષામ્ય યજતાં, વિવિધતા વાસતાં,
આપી સૌ રસલ્હાણ ઉર કરથી, વાચા ક્રિયા મર્મમાં;
પોતાને સહુ દેશ વેશ વસતા, ક્ષિત્યંશ શોભાવતા,
પાળી આપ પ્રજા સુપ્રેમ યજને, રાજા ખરા રાજતા.

૪ આકર્ષી રવિ જેમ સૂક્ષ્મ કરથી, પૈસો પ્રજા પાસથી,
ખર્ચી સૌ હિત કાજ દેશજનતા, સૌન્દર્યને સાચવી;
રાત્રિદિન પ્રકાશ સૌખ્ય સઘળે, સૂર્યાંશ સોહાવતાં,
પાળી આપ પ્રજા સુપ્રેમ યજને, રાજા ખરા રાજતા,

૫ હુરેઉર સદૈવ તર્ક સરતી, નીતિ રતિ ધર્મદા,
ક્રિયાને રસ પક્વ મિષ્ટ બનવા, જીવ્યું સહુ જીવવા;
નિભાવ્યા ક્રમ ગ્રંથ નેમ સઘળે, અગ્નિત્વ પરકાશતાં,
પાળી આપ પ્રજા સુપ્રેમ યજને, રાજા ખરા રાજતા.

૬ સુરો જેમ સદૈવ લોક સઘળે, સત્તા ધરી બેસતા,
ભાયાતો લઘુ રાજ તેમ કર્ઈ કૈં. જીવાઈ ખાતા બધા;
પૂજે માની અધીશ એમ નિજનો, શક્રાંશ દર્શાવતા,
પાળી આપ પ્રજા સુપ્રેમ યજને, રાજા ખરા રાજતા.

૭ કાર્યાચાર કપાટ દક્ષપણુને, ખુલ્લાં ધરી સર્વદા,
ચોરાદિ ભયકાર લોક હૃદયે, સંત્રાસ સંપૂરતાં;
વજ્રાંગી નિજ દંડ ઉગ્ર બળથી, કૃતાંતતા દાખતાં,
પાળી આપ પ્રજા સુપ્રેમ યજને, રાજા ખરા રાજતા.

૮ વાયુરૂપ અરૂપ વ્યાપ્તપણથી, લોકોતણા ઉરમાં,
રાજ્યે પ્રેમ પ્રપૂર્ણ ભક્તિ વસતી, છે કેમ તે જાણવા;
સંચારી રહી ગુપ્ત મંત્ર બળથી, વાયુપણું વાસતાં,
પાળી આપ પ્રજા સુપ્રેમ યજને, રાજા ખરા રાજતા.

૯ સ્વાદે ભિન્ન અસંખ્ય રૂપ રસતી, સૌ ઓષધિ પોષતાં,
ઈંદુ જેમ પ્રતાપ પૂર્ણ કરથી, ભિન્ના રૂચી લોકમાં;
સાધી ચિત્ત અભેદ ભેદ રસતાં, ચંદ્રાંશુ ચૂમાવતાં,
પાળી આપ પ્રજા સુપ્રેમ યજને, રાજા ખરા રાજતા.

૧૦ વારિ જેમ પવિત્ર ઉર કરવા, ભાવિ તૃષા તોષવા,
ચીલામાં અચલિત સર્વ સરવા, સૌ રંગ રંગી થવા;
આપોપે રહી દૂર ઉર સઘળે, વારૂણતા વાસતા,
પાળી આપ પ્રજા સુપ્રેમ યજને, રાજા ખરા રાજતા.

૧૧ પૈસા પૂર્ણ અખૂટ કોશ જ ગતિ, સંભારતાં સાંચતાં,
ઔદાર્યે ધરી ઉર દેશ દીનતા, દીગંત દૂરે થવા;
નિત્યે નૌતમ નેમ ક્ષેમ રસતાં, યશેશતા દાખતાં,
પાળી આપ પ્રજા સુપ્રેમ યજને, રાજા ખરા રાજતા.

૧૨ જાતિ રંગ વિદેશ દેશ વળતી, રાંરંક શ્રીમંતતા,
ઉરોથી સ્ખલતા સુધર્મપતને, ન્યાયી તુલા માંડતાં;
થાવા શાસન સત્ય શુદ્ધ મનથી, પૂજી રૂડી સામ્યતા,
પાળી આપ પ્રજા સુપ્રેમ યજને, રાજા ખરા રાજતા.

૧૩ ન્યાયી કાર્ય સુપુષ્પ ઉર હરતાં, સૌ વાત દ્વારે જતાં,
સાંધાનાં મધુપ્રેમ નૈતિક દયા, સુગંધ રંગે ભર્યાં;
ચોટેલાં બહુ સૂક્ષ્મ તંતુ નિરખી, સર્વત્ર રાજી થતા,
પાળી આપ પ્રજા સુપ્રેમ યજને, રાજા ખરા રાજતા.

૧૪ છે માથે મુજભાર કોટિ જીવને, પોષ્યા તણો જાણતાં,
વિવેકે સહુ ચિત્ત સ્પર્શ કરતાં, આજ્ઞાનુસારી થવા;
રાખી શાસન સર્વ ન્યાય સમતા, સાથે દયા પૂરતાં,
પાળી આપ પ્રજા સુપ્રેમ યજને, રાજા ખરા રાજતા.

૧૫ નીતિ શાસ્ત્ર પ્રવીણ અંગ સઘળાં, રાજ્ય ક્રિયા જ્ઞાનમાં,
છે પેઢી દરપેઢી માન્ય થયલાં, તેને લઈ સ્હાયમાં;
પોતા જેમ બધાંય ઈશ ઉરનાં, છે વારસો માનતાં,
પાળી આપ પ્રજા સુપ્રેમ યજને, રાજા ખરા રાજતા,

૧૬ વિરાગી કરી ઉર રાગ રસતાં, ગુરૂ રૂપે સર્વના,
કૃત્યોથી દઈ બોધ લોક સઘળાં, સુધારતાં સર્વથા;
સુધાવાર સમાન રાષ્ટ્ર યશની, વિષ્ણુપદી વારમાં,
ન્હાતી આપ પ્રજા વિલાસ નિરખી, રાજા ખરા રાજતા.

૧૭ ખર્ચે નાહિ અશુભ કાર્ય કંઈમાં, પૈસો પ્રજાનો મળ્યો,
આરાધી વન ગામ ધામ સઘળે, નીતિતણાં દર્શનો;
ગાળી જીવન પૂજ્ય પૂજ્ય બનવું, ઉરે સદા રાખતાં,
દાખી નૈતિક ચિત્ર લોક યજને, રાજા ખરા રાજતા.

૧૮ સંયોજેલ સમાજ હિત કરણે, ધારા સુધારા બધા,
આપે પાળી પળાવતાં સહુ કને, ના ભેદ ભાવી થતાં;
વિના કંપ જરૂર દઢ હૃદયે, શિક્ષા સત્તા સાધતાં,
પાળી આપ પ્રજા સુપ્રેમ યજને, રાજા ખરા રાજતા.

૧૯ દુઃખીનાં દુઃખ સુણતાં લવ નહિ, ક્રોધી થતાં કારમા,
ન્યાયે દુઃખ અદુઃખ સદ્ય બનવા, ન્હારે ધસી વાજમાં;
પિતા ભાવ પુનિત ધર્મ નિજનો, ધારી સદા ઉરમાં,
પાળી આપ પ્રજા સુપ્રેમ યજને, રાજા ખરા રાજતા.

૨૦ આજે આ કર્યું કાર્ય આમ કરવું, એ નિત્ય નોંધે ધરી,
વેળાના કરી ભાગ ભાગ સઘળે, ધાર્યું બધું ગોઠવી;
મિતાચાર રહી સદા સમયમાં, ભૂપાલતા દાખતાં,
પાળી આપ પ્રજા સુપ્રેમ યજને, રાજા ખરા રાજતા.

૨૧ વિશ્વાસે રમી સાવ રાજ્ય સઘળું, બીજા કરે આપતા,
રૂડે રાજ સુધર્મ કાર્ય સઘળાં, જાતે તપાસી સદા:
નિરસ્પૃહી નિજ ઉર નૂર ભરતાં, આંકી ખરી યોગ્યતા,
પાળી આપ પ્રજા સુપ્રેમ યજને, રાજા ખરા રાજતા.

૨૨ વિદ્યાથી શુચિ ઉર તર્ક સબળે, રાજ્ય પ્રજા હિતમાં,
સુધાભાવ ભરિત શ્રેષ્ઠ કૂળના, વૃદ્ધો રૂપી હીરલા;

રાખી પાસ સદૈવ સ્વય કહવે, લૈ બોધ તે ઉરના,
પાળી આપ પ્રજા સુપ્રેમ યજને, રાજાખરા રાજતા.

૨૩ રામાદિ સમ ધર્મ ધ્યાન થયલા, રાજા તણા નામમાં,
અંશાંશે અચલિત પ્રેમ મશવો, સંભાર સંભારતાં;
સાધી ઉર અસાધ્ય એક ઉરનાં, વાણી ક્રિયા તર્કમાં,
પાળી આપ પ્રજા સુપ્રેમ યજને, રાજા ખરા રાજતા.

૨૪ દ્વિજાતિ ગુરૂ ગાય ક્ષોણી અબલા, રક્ષા થવા સર્વથા,
સેનાની બની સૈન્ય અગ્ર સઘળે, સંગ્રામમાં શોહતાં;
કીર્તિ ધર્મ કિરીટ જ્યોત કરથી, ઓવારણા પામતાં,
પાળી આપ પ્રજા સુપ્રેમ યજને, રાજા ખરા રાજતા.

૨૫ પોતાનું સહુ શ્રેય સાથે બનવા, શ્રેયી પ્રજાના યતાં,
સાધુતા મય ઉર ચાંપી સઘળા, શ્રેયેચ્છુને સર્વથા:
સ્વર્ગાતીત સુદિન તેજ તરલા, ખ્યાતિ ચીર વાસતાં,
પાળી આપ પ્રજા સુપ્રેમ યજને, રાજા ખરા રાજતા.

શ્લોક.

પ્રજા હિતે આત્મ હિત, જોઈ જે કોઈ રાચતા,
તેજ રાજા ચીરખ્યાતિ, વિશ્વ રમતી રાખતા.

પી. પી જૈનહાઈસ્કુલ
પાયધોણી–મુંબાઈ. } ' વ્રજ વિહારી. '

# ॥ काव्यार्थ प्रदीप ॥

( અનુસંધાન ગતાંકથી. )

આ ઉચ્ચ સ્થિતિનું દર્શન વ્યવહારમાં અનેક રીતે થાય છે. જગતના સર્વ ધર્મ પ્રવર્તકો આ ઉચ્ચકોટીના આત્માનો આવિર્ભાવ હતા એ તો સર્વ મનુષ્ય સ્વીકારશે અને એ આવિર્ભાવ આપણે જાણીએ છીએ તેમ તેમના ધર્મ પ્રવર્તક વિચારોમાં જ થએલો છે. નીતિ એજ એમના આત્માનું જીવન આપણે જાણ્યું છે, અને જે જે અગ્રગણ્ય ધર્મ આખા જગતને દોરી રહ્યા છે તે સર્વનું બંધારણ એક જ નીતિના સૂત્ર ઉપર રચાયેલું છે. પ્રવર્તક જૂદા પણ તેમની ઉચ્ચતાનો આવિર્ભાવતો સર્વત્ર સરખોજ જણાય છે. કોઇક ઇશ્વરમાં સર્વ વસ્તુનો સમાવેશ કરી તેનેજ સત્ય રૂપ સ્વીકારતો હશે તો કોઈ જીવ ઇશ્વિર ઉભયની એકતા સ્વીકારતાં બ્રહ્મના વિચારનો પ્રવર્તક હશે. કોઈ ઇશ્વિરમાં મનુષ્યાત્મક ઉચ્ચ ગુણનું આરોપણ કરતો હશે તો કોઈ નિર્ગુણ ઇશ્વિર ગણ્યા છતાં મનુષ્યની ચિત્ત સ્થિરતા અર્થે એક મૂર્તિમાં પણ નિર્ગુણ ઇશ્વિરને પૂજાવતો હશે. સર્વ કોઈ પોતાના દેશકાળની કેળવણીના પ્રમાણમાં આવા વિચારમાં વધતા ઓછા વધેલા હશે; પરંતુ એમના આત્માની ઉર્ધ્વગતિનો વેગ સર્વમાં એકજ દિશા પ્રતિ જતો હોવાથી તેમના વ્યાવહારિક આર્વિભાવે તો નીતિતત્વમાં એક જ રૂપે દર્શન દીધું છે. અને આ દર્શનની એકતામાંજ ધર્મના મતાંતરની પાર રહેલું એક સત્ય સૂક્ષ્મદ્રષ્ટિથી જોનારની નજરે ચઢે છે. ધર્મ પ્રવર્તકનો ધર્મનો એક વસ્તુ સંબંધે ગમે તેવો સિદ્ધાન્ત હોય પરન્તુ નૈતિક તત્વ વિના તેને શાન્તિ વળતી નથી અને આખી દુનિઆની પ્રજા ગમે તે ધર્મમાં વહેંચાયલી હશે, અને તેના ધર્મના મુખ્ય સિદ્ધાન્તમાં કેવળ અજ્ઞાત હશે; તો પણ, તેના ધર્મમાં બતાવેલા નૈતિક તત્વમાંજ મોહ પામી, તેજ તત્વના સૂત્રથી પોતાના ધર્મની સાથે બંધાઇ રહ્યા છે. મુખ્ય સિદ્ધાન્તને સ્વપ્નમાંય નહિ સમજનાર તેના નીતિ પાઠનું રાત્રિ દિવસ અધ્યયન કરી પોતાના જીવનને સફળ કરે છે. આનો અર્થ એટલો જ છે કે મનુષ્યનો આત્મા જરાક પણ ઉર્ધ્વગામી થવા લાગ્યો કે તરત સ્વભાવે જ અનેક વસ્તુમાં એક વસ્તુની ઘટના કરવાવાળી બુદ્ધિ પોતાની શોધમાં જાગૃત થાય છે, અને તે એક સત્ય વસ્તુને જો કે સ્પષ્ટ રૂપમાં જોતી નથી છતાંય જે સત્યરૂપ વસ્તુ આટલી શોધને અંતે એને સ્પષ્ટ જણાઈ પરમ શાંતિમાં મૂકનાર છે તે વસ્તુ એની અજ્ઞાન અવસ્થામાં પણ એનો રસ્તો સરલ કરવા વારંવાર એની નજર આગળ તરી આવે છે. મનુષ્ય તે વસ્તુ જોતો નથી, પરંતુ જ્યાં જ્યાં તેનો ભાસ થાય છે ત્યાંજ એને શાંતિ વળે છે. એને કેમ શાંતિ વળે છે તે સકારણ પોતે સમજાવી શકતો નથી, કારણ કે વસ્તુ સ્પષ્ટરૂપમાં એને જણાઈ નથી. પણ તે વસ્તુનો ભાસ સરખો થતાં એને શાન્તિ વળે છે એતો નિર્વિવાદ છે. ધર્મ પ્રવર્તક એની શોધમાં કેટલોક માર્ગ કાપી સાધારણ મનુષ્ય કરતાં આગળ વધેલો હોય છે, અને જેટલા રૂપમાં એને સ્પષ્ટતા આવતી ગઈ હોય તે રૂપમાં તે વસ્તુને જનસમૂહ આગળ ધરે છે. પરન્તુ યથાર્થ વસ્તુનો પત્તો નહિ લાગવાથી આખરે નૈતિક તત્વ કે જ્યાં સત્ય વસ્તુનો ભાસ સર્વને થાય છે તેના ઉપર જ ધર્મનું ધોરણ સામાન્ય રીતે એને સ્થાપવું પડે છે. દરેક ધર્મમાં સિદ્ધાન્તની ભિન્નતા છતાં, નીતિ તત્વના અસ્તિત્વનો સવિચાર ખુલાસો આવાજ કેટલાક વિચારથી કરી

શકાય છે અને જોકે આવા ધર્મપ્રવર્તકો ઉચ્ચઆત્માના આવિર્ભાવવાળા હોઈ કવિતાના ઘણાક અંશથી ભરેલા હોય છે, છતાં કળાવિધાન તથા ઉપર જણાવ્યું તેમ નૈતિક તત્વના જ સ્પષ્ટ દૃષ્ટા ન હોઈ કવિની કોટિમાં આવતા નથી. એમના સિદ્ધાન્તો અનેક મનુષ્યને તૃપ્તિ આપે છે કારણ કે એમાં નૈતિક તત્વનો સ્વિકાર કરેલો છે અને એમના આત્માની ગતિ અ્તિ ઉર્ધ્વ છે પરંતુ તે નૈતિક તત્વ ચિત્ત શાન્તિ અર્થે એમને સ્વીકારવાં પડેલાં અને એમના પોતાના અન્ય સિદ્ધાન્તની પેઠે તેના એ સ્પષ્ટ દૃષ્ટા નથી તેટલા પુરતી કવિત્વની એમનામાં ખામી હોય છે. જ્યાં જ્યાં આવા ધર્મ પ્રવર્તકોમાં આ ઉભયની ખામી જણાઈ ત્યાં તેઓ ઉત્તમ કવિ તરીકે પણ પૂજાયલા છે અને ભગવાન્ વાલ્મિકિ અને વ્યાસનાં દૃષ્ટાન્તો આપણા દેશમાં સર્વને સુવિદિત છે. ઉપનિષદ્ અને વેદના દૃષ્ટાઓ ઉત્તમ કવિની કોટીમાં નામાંકિત થઇ ગયા છે, માત્ર કળા વિધાનમાંજ અત્યારની દૃષ્ટિએ આપણને કાંઇક ખામી જણાય પણ કળાતો દરેક કાળમાં ફરતી જાય છે. એ કાળને યોગ્ય કળા હોય એટલે કવિત્વના સર્વાંશ આવી જાયછે.

આપણા દેશમાં તો પુરાણ કાળથી એકજ સત્યવસ્તુની માન્યતા ચાલતી આવે છે અને આત્મામાં જગતની સર્વ વસ્તુનો સમાહાર કરતાં ધર્માચાર્યો અને તત્વવેત્તાઓ તથા કવિઓ વિવિધ યુકિતદ્વારા એનું એજ સત્ય પ્રજા સમક્ષ મૂકયા કરે છે. કેટલીકવાર અન્ય દેશની પેઠે વખતો વખત લોકની માન્યતાને કંઇક જૂદી દૃષ્ટિ આપી દીધેલી જણાય છે પરંતુ એ સર્વ મતાન્તરમાં અન્ય દેશના કરતાં આપણે અહીં આત્મસૃષ્ટિનો મત છુપાતો છુપાતો પણ સર્વત્ર દર્શન દેછે, અને આ સત્ય દૃષ્ટિમાંજ બાહ્યની સર્વ વસ્તુને એકત્ર કરી આત્મદૃષ્ટિમાં સમાવવામાં આવેછે. આથી કરી જનમંડળની સામાન્ય વૃત્તિયો એજ આત્મ વિલાસની લુબ્ધતાવાળી રહે છે અને આ આત્મદૃષ્ટિનું સ્ફુરણ થતાં આનંદને અનુભવે છે. આવી વસ્તુમાત્રમાં અભેદાકારવૃત્તિવાળી આત્મદૃષ્ટિ અથવા આત્માની સર્વ વ્યાપકતા અને આત્માથી કંઈ પણ ભિન્નવસ્તુ નથી એ હૃદયગત માન્યતા અને સત્ય વ્યવહારમાં કેવળ નૈતિક તત્વમાંજ દર્શન દઈ શકે છે, અને અહીંજ જગતની સર્વ નીતિની કુંચી આપણને જડે છે જ્યારે સર્વ દેશમાં નીતિનો સ્વીકાર કાંતો ધર્મ પુસ્તકો ઉપર કે લોક માન્યતા ઉપર આશ્રિત કરવામાં આવ્યો છે ત્યારે અહીંયાં નીતિનો સ્વીકાર આ આત્મદૃષ્ટિના નિસર્ગફળ રૂપે થએલો છે. જ્યારે અન્ય દેશમાં આત્મ તત્વની ઝાંખી કેવળ અસ્પષ્ટ હોઈ મનુષ્યની ચિત્ત શાન્તિ અર્થે જ નીતિનો સ્વભાવે સ્વીકાર કરવો પડયો છે, ત્યારે અહીં આત્મ દૃષ્ટિએજ સર્વ વસ્તુનો આહાર કરતી એક સત્ય વસ્તુ મનાતી હોવાથી નીતિ જાણે તેમાંથી સ્વતઃ સિદ્ધ ફળ રૂપ પ્રાપ્ત થાય છે, અને મનુષ્યનું સ્વાભાવિક બુદ્ધિચાંચલ્ય આ નીતિનું દર્શન થતાં શાન્તિ અનુભવી આનંદ પામે છે.

આ આત્મદૃષ્ટિનો આવિર્ભાવ જગતના વ્યવહારમાં મુખ્ય ત્રણ રીતે દર્શન દે છે અને સર્વદા તે આખા જનમંડળને આનંદ ઉપજાવનાર નીવડેછે. સમસ્ત જગત્ કેવળ આત્મરૂપ જણાતાં આત્માનું સ્ફુરણ પ્રેમ, કરુણા કે વીરત્વ એ રૂપે પ્રવર્તે છે. જગતને આનંદમાં જોઈ પોતાને આનંદ થાય અને તેને પોતારૂપ માનતાં એની દૃષ્ટિમાત્રથી પરમતૃપ્તિને પામે એ પ્રેમનું લક્ષણ છે. અન્યને દુઃખ થતાં તે અન્યને આત્મરૂપમાનતાં પોતે પણ દુઃખી થાય એ પ્રેમનું રૂપાન્તર કરુણાનું લક્ષણ છે અને તે દુઃખી અન્યનું દુઃખ ટાળવા પ્રેમાવેશમાં આવી

પોતાનું ભાન ભુલી પોતાનો આત્મ ભોગ આપતાંય પ્રેય વસ્તુનો બચાવ કરવો તે વીરત્વ આ ત્રણે આવિર્ભાવ આત્મદૃષ્ટિનું નિસર્ગે ફળ છે. આ ત્રણે આવિર્ભાવ-પ્રેમ, કરૂણા અને વીરત્વ-એ જગતની નીતિના મૂળ સ્થંભરૂપ છે અને આત્મદૃષ્ટિની સાથે કાર્ય-કારણત્વના સતત સંબંધવાળા છે. જ્યાં જ્યાં આ ત્રણ વૃત્તિઓનું દર્શન થાય છે ત્યાં આત્મદૃષ્ટિનુંજ દર્શન થતું હોવાથી મનુષ્યની સ્વાભાવિક ચંચળતાવાળી બુદ્ધિ શાન્ત થઇ આનંદ અનુભવે છે, એ પ્રેમ એ કરૂણા અને સ્વાર્પણને પૂજે છે અને એમાંજ અનેક વસ્તુની ઘટના કરતી એક આત્મવસ્તુને જોતાં કૃતકૃત્ય માનેછે. જ્યારે કોઈ આત્માની ઉચ્ચતા સામાન્ય જનસમાજથી એટલી આગળ વધેલી હોય જેથી તેનું આત્મદૃષ્ટિવાળું જીવન જગત્ માત્રમાં એક જ સરખે ભાવે ઐક્યનો સ્વીકાર કરતું થાય ત્યારે તે આત્માનો આવિર્ભાવ ઉપર જણાવી તેવી ઉચ્ચ વૃત્તિઓના જ પ્રવાહમાં દેખાવ દે છે અને એ વૃત્તિનો અસ્ખલિત વહેતો પ્રવાહ-એને જ કાવ્યશાસ્ત્રમાં રસનું નામ આપવામાં આવે છે. સાધારણ માણસમાંથી કોક વખત ઉચ્ચવૃત્તિનું સ્ફુરણ આપણે અનુભવિએ છીએ અને તે ઉચ્ચ વૃતિનું દર્શન કોઈ સારા સંસ્કારના ફળ રૂપે દેખાય છે પરંતુ કવિમાંતો આવી ઉચ્ચવૃત્તિઓના આત્માનો જ આવિર્ભાવ હોવાથીસતત એક પ્રવાહ રૂપે જ વહી રહેલો છે અને કવિની કેવળ ઉચ્ચ સંસ્કારી જીવનની એજ વિશેષતા છે અને આ વૃત્તિ આકસ્માતિક નથી માટે ઉચ્ચપ્રતિષ્ઠાસ્પદ છે. કવિની આ વિશેષતાને લીધેજ પ્રથમ જણાવી ગયા તેમ એ સર્વ મહાપુરૂષોના કરતાં વધારે માનનીય છે. એ ઉચ્ચતાનું જ સ્વરૂપ હોઈ એનું દર્શન અપ્રમાદાસ્પદ છે, ત્યારે તત્વવેત્તાએ ઉચ્ચતાની નવી શોધ કરી હજુય તેને પોતાના જીવનમાં ઘટાવવાનો પ્રયત્ન કરે છે. જ્યારે તત્વવેત્તાનો આત્મા ઉચ્ચતાના સ્વરૂપમાં બંધાઈ તેની વૃત્તિઓ સતત પ્રવાહમાં વહેશે ત્યારે તે કવિની પ્રતિષ્ઠાને પામ-શે-ત્યારે તેનો આવિર્ભાવ શુષ્ક વૃત્તિવાળો નહીં રહે પરંતુ તે રસમય પ્રવાહમાં જગતમાં દર્શન દેશે.

આ પ્રેમ કરૂણા અને સ્વાર્પણ વિવિધ પ્રસંગે વિવિધ રૂપાન્તર ધારણ કરે છે અને તેના પ્રત્યેક રૂપાન્તરમાં આ ત્રણ વૃત્તિનોજ પ્રવાહ વહી રહે છે; માત્ર સ્થૂળ દૃષ્ટિને આ મુખ્ય વૃત્તિનું સ્પષ્ટ દર્શન થતું નથી પરંતુ તેના આત્માને તો એનો અનુભવ થતો હોવાથી તે શાન્તિ અને આનંદ અનુભવે છે. પ્રેમ જગતની સર્વ વસ્તુના ઉપર દૃષ્ટિ નાખતાં જેમ આનંદ અનુભવે છે તેમ તે વસ્તુથી જુદા પડતાં તેની જુદાઈનું દુઃખ સહન કરે છે અને એ દુઃખમાં પણ એને સુખજ જણાય છે. જગતનો આનંદજનક વ્યવહાર તે જ્યારે પ્રેમનું પોષણ કરે છે ત્યારે તેવા સરલ વ્યવહારમાં પ્રતિસ્પર્ધી વસ્તુનો પ્રેમ અનાદર બતાવતાં તેના તરફ કોઇક ઉદાસીન ક્ષમા ભાવથી જુવે છે. પ્રેમની દૃષ્ટિએ ચઢેલી વસ્તુ જ્યારે કોઇક અલૌકિકતા ધારણ કરે છે અને તે અલૌકિકતાના વર્ણનમાંજ કવિ આનંદ માની સુખ માની સુખ ભોગવે છે ત્યારે તેજ વસ્તુ ઉપર ઠરી રહેલી વૃત્તિ ક્ષણભર સર્વ વસ્તુના મૂળરૂપ આત્માને વિસારી તે વસ્તુના ક્ષણિકનાશનો વિચાર કરતાં આંસુ પણ પાડે છે. આ અને આવી બીજી ઘણી વૃત્તિવાળો સંસાર પ્રેમનોજ છે. જેવી રીતે કોઈ સ્થૂલ વસ્તુમાં આવો પ્રેમ પરિણામ પામે છે તેવીજ રીતે સૂક્ષ્મ નીતિ સૃષ્ટિમાં પણ પ્રેમનો અંશ ઘણીવાર દેખાય છે. કરૂણાનો સંસાર પણ આવાજ વિસ્તારવાળો છે. સુંદર પક્ષી, ફુલ કે કુદરતના દેખાવને છિન્ન ભિન્ન થતો દેખી આત્મા ક્લેશ કરે, ઉત્તમ ગુણવાળા અને ઉપકારક મનુષ્યના ઉપર દુઃખ પડતું જોઈ પોતે એટલાજ દુઃખનો ભોગ થઈ પડે; નીતિનો ભૌતિક

પરાજ્ય જોતાં અંતરાત્મા તપી ઉઠે તેમજ દુષ્ટતાનો આવિર્ભાવ વિજયી જોતાં ક્રોધ કરી ઉઠે, વખતે પોતેજ નિરૂપાય હોઈ અન્યનું દુઃખ જોઈ પ્રાણનો પણ ત્યાગ કરે. આવી અનેક રીતે અન્ય વસ્તુમાં વિકૃતિ જોતાં પોતામાં વિકાર ઉત્પન્ન થાય એવો ઉચ્ચભાવનો સંસાર કરૂણાનો છે. સ્વાર્થાર્પણનો ઉચ્ચગામી પ્રભાવ પણ પ્રસંગાનુસાર અનેકવિધ દર્શન દે છે. દેશના ઉપર, ધર્મના ઉપર, સજ્જનના ઉપર, સન્નારીના ઉપર, નૈતિક વ્યવહાર ઉપર, પ્રિય વસ્તુ ઉપર આફત આવી પડતાં પોતાના સુખની લેશ પણ દરકાર નહીં રાખી પોતાના સર્વસ્વનું બળિદાન આપવું પડે તોય તેમનું રક્ષણ કરવા આત્મા ધસી નીકળે, દુષ્ટ શત્રુની સાથે સંગ્રામમાં શરીરહાનીની દૃષ્ટિ કેવળ બંધ થઇ જાય, એના શરીરમાં રહેલું તમામ શૌર્યસ્ફુરી રહે, એની બુદ્ધિનો સર્વ પ્રભાવ એકાગ્ર થઈ સૂર્યના પ્રભાવ જેવો ઝળકી ઉઠે, વિજયને આવશ્યક ધૈર્યાદિ સર્વ ગુણનું આલંબન કરી કેવળ અભય બની પરમાર્થ દૃષ્ટિથીજ જગતને નીહાળે, રક્ષણ કરવા યોગ્ય વસ્તુનો બચાવ થતાં હાની કર્તા વસ્તુ ઉપર ક્ષમા ભરી દૃષ્ટિથી જુવે અને તેની પૂર્વની હાનીકારક પ્રવૃત્તિને વિસારી તેના ઉપર પ્રેમભાવ આણી પુનઃ આત્મદૃષ્ટિમાં સ્થાન આપે એવો વિવિધ વિષયી સંસાર વીરત્વનો છે.

આત્માના આવિર્ભાવની આ ત્રણે વૃત્તિને કાંઇક ઉપર બતાવ્યા તેવા ભેદમાં વહેંચી શકાય પરંતુ એ ત્રણે વૃત્તિનું મૂળ એકજ આત્મદૃષ્ટિવાળી ઐક્યભાવનામાં હોવાથી ત્રણેનો એક બીજા સાથે એવો સંબંધ છે કે એકમાં બીજી વૃત્તિના ઘણા અંશ વખતે ભળી જાય છે અને એકને બીજી વૃત્તિથી જૂદી પાડતાં કઠિન પણ પડે છે. પરંતુ ઉપર બતાવ્યા પ્રમાણે એમનું પ્રથક્કરણ કરી તપાસતાં આપણને સહજ સમજાશે કે આત્મદૃષ્ટિના ઐક્યનો આવિર્ભાવ પ્રેમમાં જેટલો સબળ છે તેટલો કરૂણામાં નથી અને કરૂણા કરતાં વીરત્વમાં તેથી કાંઇક અંશે ઓછો છે. પ્રેમમાં આત્મ અને બીજી વસ્તુની ભિન્નતાનો સ્વીકાર સરખો પણ સહન થતો નથી, અન્ય વસ્તુને આત્મ સ્વરૂપમાં ઘટાવતાં પ્રેમનો અવર્ણ્ય આનંદ સ્ફુરી નીકળે છે. કરૂણામાં એ બન્ને વસ્તુ વચ્ચે ભિન્નતાનો સ્વીકાર થતાં મુશ્કેલ નથી પરંતુ આત્માની સત્યજ્યોતિ એટલી જાગ્રત થઇ છે કે આત્મા એવા ભેદનો સ્વીકાર કરતો નથી અને વસ્તુના દુઃખનો ધ્વનિ પોતામાંજ થતો જુવે છે. એવી બહારની સૃષ્ટિ જોઇ પોતે દુઃખી થાય છે. વીરત્વમાં કરૂણાના કરતાં ભિન્નતાનો એટલે અંશે સ્વીકાર જણાય છે કે પ્રિય વસ્તુના રક્ષણમાં અન્ય વસ્તુનો નાશ કરવા સુધી જરા આચકો આવતો નથી. તેમાંય કરૂણા અને પ્રેમની પેઠે આત્માએ અંદર ખાનેથી પ્રિય વસ્તુની સાથે સ્વીકારેલા ઐક્યથીજ આ વ્યવહાર થાય છે. આવી રીતે ત્રણેની એક્તામાં ભિન્નતા રહેલી છે અને ઘણી વખત એમનાં લક્ષણ બાંધવામાં આને લીધેજ કઠિનતા આવી જાય છે. આ પ્રમાણે જો એ ત્રણ વૃત્તિના સ્વરૂપ આપણે સ્વીકારીએ તો અવશ્ય આપણે કહેવું પડશે કે પ્રેમ એ સર્વથી ઉચ્ચ આત્માનો આવિર્ભાવ છે; કરૂણા અને વીરત્વ એ પણ ઉચ્ચ આત્માનાજ આવિર્ભાવ હોવા છતાં પ્રેમ કરતાં અનુક્રમે કોઇક હલકા પ્રકારના છે. એ સર્વમાં આખા જગતને આત્મદૃષ્ટિએ એકજ આત્મામાં સમાતું જોતાં બુદ્ધિનું ચાંચલ્ય અદૃશ્ય થાય છે. બુદ્ધિની દૃષ્ટિ આત્મા ઉપરજ ઠરતાં પરમ શાન્તિને અનુભવે છે અને આ સત્યનો દ્રષ્ટા મનુષ્યમાં નીતિને પાળી શકે છે. આ ત્રણે વૃત્તિ નિસર્ગ અને ઉપર જણાવી ગયા તેમ સતત પ્રવાહમાં વહેતી રસરૂપે

હોવી જોઇએ. અહીં નિસર્ગ વિશેષણ મુકી ખાસ ધ્યાન ખેંચવાનું કારણ એ છે જે કેટલીક વખત કૃત્રિમતા આવી વૃત્તિનો ઉલ્લેખ કરી શકે છે પણ તે પ્રીતિને પાત્ર નથી અને આ કૃત્રિમતા ખોળી કાઢવાની કેટલીક સૂચના કળાના વિભાગમાં આપણે કરીશું.

પણ આ ત્રણે ઉચ્ચ આવિર્ભાવવાળી પ્રેમ કરૂણા અને વીરત્વની વૃત્તિઓ શું છે ? આત્મામાંથી છૂટતા આ ત્રણે રસ પ્રવાહ સાહિત્યમાં શૃંગાર, કરૂણ અને વીર એ ત્રણ મુખ્ય રસના નામથી ઓળખાય છે. આ ત્રણ રસજ મહાન કવિનું જીવન છે અને એ ત્રણ રસમાંજ કવિ આત્માની ઉચ્ચતાનો આવિર્ભાવ થાય છે. આ ત્રણે રસ* ઉપર બતાવી ગયા તેવી ત્રણે પરમ નૈતિકવૃત્તિનો સતત પ્રવાહ છે અને તેમનાજ ઉપર કવિ-પ્રતિષ્ઠાનો આધાર છે. આટલા સ્વીકારની સાથે આ શૃંગાર, કરૂણ અને વીર એ ત્રણે રસની મર્યાદા પણ પ્રેમ કરૂણા અને વીરત્વના સ્વરૂપથી બંધાય છે અને તેમનાજ ઉચ્ચ ગામી ભાવથી નિયમાય છે. આવાજ કારણથી સાહિત્યમાં શૃંગારને રસરાજ ઉપનામ મળ્યું છે. કવિતાના વિષયે લખતાં ઘણાક સાહિત્યકારોએ રસની સંખ્યા વધારી છે. એમાં આઠ, નવ, દસ રસ ગણા-

* એક વખત સાહિત્યના પારિભાષિક "રસ"ના લક્ષણ ઉપર વાત થતાં એક સાક્ષરે કહ્યું કે રસ એ અવર્ણ્ય માધુર્ય છે. અને એ માધુર્ય સમજાવી એના અર્થને વધારે સ્પષ્ટ કરતાં એમણે બતાવ્યું કે સાકરનો ગાંગડો મોંમાં મૂકતાં જે માધુર્ય લાગે છે અને તે જેવું અવર્ણ્ય છે તેવો સાહિત્યમાં રસ છે. કોઇ કવિતા વાંચતાં આપણને આનંદ થાય એટલે એમાં રસ પડે છે એમ આપણે કહીએ છીએ અને એવાજ અર્થમાં રસ સાહિત્યમાં વપરાયેલો છે. આ વાદ અને રસનો અર્થ યથાર્થ નથી. રસ જો અવર્ણ્ય માધુર્યનેજ સાહિત્યમાં કહેવાય તો બિભત્સ જે માધુર્યથી વિરૂદ્ધ અનુભવ કરાવનાર તેને રસ કહી શકાય નહીં તેમજ રૌદ્ર એ પણ માધુર્યથી વિમુખ છે છતાં એ બિભત્સ અને રૌદ્ર પણ સાહિત્યમાં રસ રૂપે જ ગણાયા છે. માધુર્યની સાથે રસના અર્થને કાંઈ પણ સંબંધ નથી. જેને વેદાન્તમાં ચિત્તવૃત્તિ કહે છે તે ચિત્તવૃત્તિ જો એક જ પ્રવાહમાં વહી રહી હોય તો તે ચિત્તવૃત્તિને સાહિત્યમાં "રસ" નામ મળેલું છે. "રસ" શબ્દ મૂળે દ્રવત્વના અર્થનો સાધક છે તેથી વૃત્તિ પ્રવાહને સાહિત્યમાં વેદાન્તની પરિભાષાથી જુદો પાડવા રસ એવું નામ આપ્યું છે. આ વૃત્તિ પ્રિય અપ્રિય મધુર કે ક્લિષ્ટ હોય એના ઉપર રસત્વનો આધાર નથી પરંતુ આવૃત્તિ સતત પ્રવાહવાળી છે વા નહીં તેના જ ઉપર તે વૃત્તિને રસનામ મળે છે. આ દષ્ટિએ જ બિભત્સને રસ કહી શકાય. નીચવૃત્તિનો પ્રવાહ તે બીભત્સ રસ. આ પ્રવાહમાં માધુર્યનો વિરોધી અનુભવ જ છે છતાં એને રસ કહેવામાં દોષ નથી અને સાહિત્યમાં એ પ્રમાણે જ માન્યતા છે. વળી રસના લક્ષણમાં ભાવ એ શબ્દ પર્યાય જેવો સાહિત્યમાં વપરાય છે અને આ ભાવ શબ્દનું મૂળ "ભૂ" હોવું એવા ક્રિયાપદમાં છે અને ભાવ એટલે "સ્થિતિ" એવો અર્થ જ થાય છે.સ્થાયિભાવ એટલે સ્થાયિ ચિત્ત સ્થિતિ-સતત ચિત્તવૃત્તિ પ્રવાહ-એ ઉપરથી પણ રસનો અર્થ વૃત્તિ પ્રવાહ એમ જ સ્પષ્ટ થાય છે, રસ શબ્દને માધુર્યની સાથે કોઈ સંબંધ નથી. કવિતામાં સારો રસ પડે છે, એવી જે લોકોક્તિ છે તે ઉપરથી રસનો અર્થ કરવાની અને રસનો મર્મ સમજાવવાની યુક્તિ આવી રીતે સદોષ છે. લોકોક્તિમાં માત્ર એક અંશે જ સત્ય છે. સર્વ રસનો અનુભવ આનંદદાયી નથી. ઉપર જણાવ્યા તે ત્રણ રસ જ કાવ્યનું જીવન છે અને તે ઉચ્ચ વૃત્તિનો

વવામાં આવે છે પરંતુ આ સંખ્યા તો આખી મનુષ્ય જાતની વૃત્તિઓનું પ્રથક્કરણ કરતાં ઉપજાવી કાઢેલી જણાય છે. આ રસ સંખ્યામાં ગમે તે પ્રકારના સારા, નઠારા કેવળ અધમ અને નીચ એ સર્વ મનુષ્યની પ્રકૃતિનો ચિતાર બતાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે અને આ દૃષ્ટિએતો જેમ જેમ મનુષ્યની કેળવણીમાં અને સૃષ્ટિની રચનામાં ફેરફાર થતો જશે તેમ તેમ તેમાં વધારો પણ થતો જશે અને આવા રસની સંખ્યા વધારતા જવાની જરૂર પણ પડશે. કવિત્વની આપણી તપાસમાં તો માત્ર ઉચ્ચ પ્રતિહારપદ આત્માનીજ વૃત્તિનું પ્રથક્કરણ કરવાનું છે કારણ કે એજ વૃત્તિનો આવિર્ભાવ આપણે કવિતામાં સ્વીકાર્યો છે અન્યનો નહીં. આપણું કવિતાનું ધોરણ જ જૂદા દૃષ્ટિબિન્દુ ઉપર રચાયું છે એટલે આપણી કવિતામાં હરકોઈ વૃત્તિનો કે રસનો સમાવેશ થતો નથી. જ્યાં જ્યાં કોઈ પણ રસનો આવિર્ભાવ જણાય ત્યાં કવિત્વ છે એ માનવું કેવળ ખોટું છે કારણ કે આપણે તપાસ્યું તેમ ઉચ્ચાત્માનો આવિર્ભાવતો કેવળ ઐક્યભાવનામય ઉપરના ત્રણ નૈતિક રસમાં જ થાય છે અને તેથી ઉચ્ચ આત્માના સાર ભૂતતો આ ત્રણ જ રસ કહી શકાય, અને તેથી એમને જ કવિતાન લક્ષણ સાથે સંકળી શકાય. કવિતાના વિચારમાં અનેક રસનો સ્વીકાર કરતા બીજા ધોરણમાં પણ એક વાતતો સર્વ માન્ય છે કે આપણે બતાવ્યા તે શૃંગાર, કરૂણ અને વીર એ ત્રણે રસ કવિતામાં પ્રાધાન્ય છે. કોઈ પણ કાવ્યમાં, કોઈ પણ નાટકમાં આ ત્રણમાંના ગમે તે એક અથવા તેમના મિશ્રણનો જ આશ્રય લેવો જોઇએ; અન્ય સર્વ રસં તો ગૌણભાવે જ પ્રવર્તે આનો અર્થ જ એ છે કે આખા કાવ્યમાં કવિનો જે આત્મા આવિર્ભૂત થવા પ્રયત્ન કરે છે તે પ્રેમમય કરૂણમય કે વીરત્વમય હોવા જોઇએ. રૌદ્રાદિ અન્ય રસ આત્મભાવાવલંબી નહોઈ તે નીતિપોષક પણ નથી. એ ભાવ મનુષ્યમાં ભય અને ક્ષુદ્રતાના દર્શક છે. રૂદ્રમાં ક્રોધનું પ્રાધાન્ય હોઇ સ્વપર ઉભયને હાનીકારક છે; ભયાનક રસ બાહ્ય વસ્તુમાં કોઇક વિચિત્રતા અંગર ભયપ્રદ ગુણ જોતાં તેને ત્યાગ કરવા કરાવવાની વૃત્તિવાળો છે; બિભત્સ

---

અનુભવ સદા આનંદદાયી છે તો એ ત્રણ રસ જ આલ્હાદકારક છે અને એ ત્રણ રસજ કાવ્યનું જીવન હોવાથી રસનો માધુર્યની સાથે સંબંધ ધરાવનારો ખોટો અર્થ સાધારણ લોકમાં પ્રચલિત થયો હશે. વસ્તુતઃ એને માધુર્ય સાથે સંબંધ નથી. સાકરનો રસ કે કેરીનો રસ મધુર છે એ વાત વિચારવાથી માત્ર સમાન ઉચ્ચારવાળા આ "રસ" શબ્દ ઉપર અત્યાચાર થયો હોય તો એટલું ધ્યાનમાં રાખવાનું છે કે લીંબુનો પણ "રસ" કહેવાય છે અને તે ઘણો જ ખાટો હોય છે તેમ લીમડાનો "રસ" કહેવાય છે છતાં તેતો કડવો જ હોય છે. રસના આવા યથાર્થ સ્પષ્ટીકરણથી એના અવ્યવર્યત્વ જેવો ઉચ્છૃંખલત્વનો દોષ દૂર થાય છે. આ સાક્ષરના રસના લક્ષણમાં રસને અવ્યવર્યત્વ પ્રાપ્ત થાય છે, એટલે વ્યક્તિપરત્વે રસની પરીક્ષા રચપાય છે. તમને જેમાં રસ જણાય તેમાં મને રસ જણાય! આવો સ્વચ્છંદી વ્યવહાર શાસ્ત્રથી નિયમી શકાય નહીં, અર્થાત્ રસનુ પ્રથક્કરણ કરી તેનો સ્પષ્ટ વિચાર કરી તેમાં રસ છે કે નહીં તે પણ નક્કી કરી શકાય. રસ જ્યારે ચિત્તવૃત્તિ રૂપે સ્વીકારાય ત્યારે ચિત્ત-વૃત્તિની ઉચ્છૃંખલતા જતી રહે છે અને ઉચ્ચચિત્ત-વૃત્તિની મર્યાદા અમે ઉપર બાંધી છે તેમ બાંધી શકાય છે. વળી આ સાક્ષરના રસના આવા વાદ ઉપરથી એમ સમજાય છે કે રસને બાજ (Concept) સાથે કાંઈ સંબંધ નથી. માત્ર એક કાવ્ય તમે વાંચ્યું એટલે સાકરના ગાંગડાની પેઠે રસ ઝર્યો! આવા અર્થની અચુખલતાની કાંઈ હદ જ નહી રહે!

એતો કેવળ નીચતાનો જ આવિર્ભાવ છે. અદ્દભૂત અને હાસ્ય ક્ષણિક વૃત્તિનો આવેશ માત્ર જ છે. અદ્દભૂત વૃતિના આવેશમાં વિચારની શૂન્યતા અને બુદ્ધિની ક્ષણિક જડતા જ પ્રાદુર્ભૂત થાય છે. હાસ્યમાં વિચારની કેવળ અવગણના થતી જણાય છે. આનંદની ઉર્મિ હાસ્યમાં પરિણામ પામતી નથી. હાસ્યવૃત્તિ અન્ય વસ્તુના તિરસ્કારવાળી ક્ષુદ્રતા બતાવે છે. આ રસોમાં ઐક્યભાવનાથી ઉલટી જ રીતે પરસ્પરની ભિન્નતા અને તેના પરિત્યાગના ભાવનું સૂચન થાય છે અને તેથી તે કવિત્વની ભાવનાને પોષક નથી; પરંતુ આ વૃત્તિઓનો ઉત્તમ કવિને હાથ ઘણીક વખત તેમના લખાણમાં સારો ઉપયોગ થાય છે અને એવા પ્રસંગે એ રસના કેટલાક સારા અંશને માત્ર ત્રણ રસના પોષક કરી કળા વિધાનમાં પોતાને સહાયક કરે છે. આવા કેટલાક પ્રસંગો સિવાય આ રસ આનંદ અને શાન્તિને બદલે કેવળ મનમાં ઉદ્દવેગ ઉત્પન્ન કરે છે. એમના પોતામાં કવિત્વનો ગંધક નથી પરંતુ અન્યને સંગે આવો એમનો સદ્દપયોગ થાય છે. તે કળાનું પ્રકરણ હોવાથી અહીં આટલેથી જ અટકીશું,

કવિતામાં આવિર્ભૂત થતા કવિ આત્માની ઉચ્ચતાના અન્વેષણમાં આટલા વિચારથી ઘણેક અંશે આપણે સ્પષ્ટતા મેળવી તેનો ઉપસંહાર કરતાં આપણે જાણ્યું કે જગતમાં આનંદ અને શાન્તિ પ્રસારનાર નૈતિક તત્વ ઉચ્ચ આત્માનો જ આવિર્ભાવ છે અને તેનો સતત વેહેતો પ્રવાહ તેજ કવિનું આત્મદર્શન છે. મુખ્યત્વે કરીને આ પ્રવાહ શૃંગાર, કરૂણ અને વીર રસમાં દર્શન દે છે અને આ ત્રણે રસના લક્ષણસૂચક ગુણની સીમા પણ આપણે નિર્ણિત કરી. જ્યાં આવા લક્ષણવાળા ત્રણ રસનો નિસર્ગપ્રવાહ વેહેતો આપણે જોઇએ ત્યાં નિશ્શંક આપણે કહી શકીશું કે એ લેખમાં ઉચ્ચ આત્માનું દર્શન છે. આ ઉચ્ચ રસ પ્રવાહને સાહિત્યમાં "હૃદય" એવું સામાન્ય નામ મળ્યું છે. [ ચાલુ. ]

**મગનભાઇ ચતુરભાઇ પટેલ.**

---

# वेदान्त.

( મળેલું. )

( અનુસંધાન ગતવર્ષથી. )

જીવાત્માનો વિચાર કરતાં તેને નિત્ય જ્ઞાન સ્વરૂપે આપણે અભિજ્ઞેયો કિન્તુ હવે તેના પરિમાણ સ્વરૂપનો વિચાર કરવાનો બાકી રહ્યો છે, તો તેને પણ સૂક્ષ્મ અને ઊંડા વિચારથી, વિલોકીએ.

જે જે દૃશ્ય કિંવા અદૃશ્ય વિષયો હોય છે તેઓ સ્વરૂપે ત્રણ પરિમાણમાંના એક પરિમાણ રૂપે હોય છે. (૧) અણુ રૂપે, (૨) મધ્યમ રૂપે, (૩) વિભુ રૂપે. છેક અણુથી માંડીને

સ્થુળ પર્યન્ત બ્રહ્માંડ માની અખીલ વસ્તુઓ પરિમાણુ સ્વરૂપે ઊક્ત ત્રણમાંથી એક રૂપે હોયછે.
વેદાન્ત શાસ્ત્રે એ ત્રણે સ્વરૂપનાં ભિન્ન ભિન્ન લક્ષણો છે. જે વસ્તુ અણુ પરિમાણુ

સ્વરૂપે હોય, તે નિરવયવ, અવિભક્ત, અનાદિ, અનંત, નિત્ય, સૂક્ષ્મતમ અને એક દેશ વર્તી દેશ પરિચ્છિન્ન રૂપે હોય છે. મધ્યમ પરિમાણુ સ્વરૂપે જે હોય તે સાવયવ, વિભક્ત, આદિ, સાન્ત, અનિત્ય, સંકોચ વિકાસમય અને દેશ કાળથી પરિચ્છિન્ન હોય છે, અને જે વિભુ પરિમાણુ રૂપે હોય તે નિરવયવ, અવિભક્ત, અનાદ્યન્ત, નિત્ય, વ્યાપક, દેશ, કાળ અને વસ્તુ પરિચ્છેદથી રહિત, સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદથી રહિત અને અદ્વિતિય હોયછે.

હવે આ ત્રણ પરિમાણુ સ્વરૂપોમાંથી જીવાત્માનું કયું સ્વરૂપ છે તેનો વિચાર કરવાનો રહ્યો.

પ્રથમ આપણે અણુરૂપ લઇએ. જો જીવાત્મા અણુ સ્વરૂપે હોય એમ માનીએ તો એ દોષ આવે છે કે, અણુ રૂપે એક દેશ વર્તી હોય એટલે આપણા સમગ્ર શરીરમાં વ્યાપક થઈ શકે નહિ, અને જો તેમ ન થઈ શકે તો આપણને સમગ્ર શરીરમાં શીતોષ્ણાદિક જે સ્પર્શજન્ય જ્ઞાન થાય છે તે થઈ શકે નહિ. પરન્તુ તે તો થાય છે માટે તેનો પરિહાર શો ! આનું સમાધાન એવી રીતે કરવામાં આવે છે કે; જીવાત્મા અણુ રૂપે તો છે કિન્તુ તે જ્ઞાન ગુણવાળો છે, અને તેનો જ્ઞાન ગુણ આખા શરીરમાં વ્યાપક છે. આથી કરીને સ્પર્શ જન્ય શીતોષ્ણાદિક જ્ઞાન સઘળા શરીરમાં થઇ શકે છે. આ ખુલાસો સમાધાન રૂપે નિર્દોષ નથી, કારણ કે સૃષ્ટિગત નિયમ એવો છે કે, ગુણ પોતાના ગુણીનો આશ્રય છોડી અન્યત્ર જઈ શકતો નથી પરંતુ જેટલા દેશમાં ગુણી હોય તેટલા જ દેશમાં ગુણ પરિવર્તે છે. આથી એમ દર્શાવાય છે કે જીવાત્મા અણુસ્વરૂપે નથી. જો કે આ વિષય પ્રતિ હજી શંકા સમાધાન અનેક વિધ છે પણ એક માસિકમાં તેના વિસ્તારનો લોભ રાખવો એ અસ્થાને છે.

બીજું પરિમાણુ મધ્યમ સ્વરૂપનું છે. કેટલાક વાદિઓનો એવો અભિમત છે કે જીવ મધ્ય સ્વરૂપે છે અર્થાત્ સંકોચ અને વિકાસમય થઈ શકે છે. જેટલા દેશમાં શરીર હોય છે તેટલા દેશ વાળો તે થાય છે. હવે આ પ્રતિ પણ કેટલીક શંકાઓ ઊપસ્થિત્ થાય છે. તે એકે મધ્યમ્ સ્વરૂપે જે વસ્તુ હોય તે આદિ અને અંતવાળી હોય. હવે જો જીવાત્માને ઊત્પત્તિ નાશવાન માનીશું તો તે જડ સ્વરૂપે થઈ જશે. કારણ કે ઊત્પત્તિ અને નાશ ચેતનનો થઈ શકે નહિ. જ્યાં પ્રથમે આપણે નિત્ય જ્ઞાન પ્રકાશ સ્વરૂપે માન્યું ત્યાં પુનઃ તેની ઊત્પત્તિ માનવી એ અસંભવિત્ છે.

જે વસ્તુ સંકોચ અને વિકાસને પામે તે વસ્તુ વિકારી અને પરિમાણુ સ્વભાવવાળી કહેવાય. વિકાર કિંવા પરિણામ ગતિવિના થઈ શકે નહિ. જડ પોતે અગતિ શીલ છે, એને ગતિ અર્પનાર ચેતન છે. જ્યારે ચેતન તત્વ એનું પ્રેરક થાય છે ત્યારે એમાં ગતિ થાયછે, અને જ્યારે એમાં ગતિ થાય ત્યારે સંકોચ અને વિકાસને પામે છે. હવે જે ગતિનો અર્પનાર-પ્રેરક પોતે ગતિ રૂપે કેવી રીતે થઈ શકે. અર્થાત્ એ કેવળ અસંભવનીય છે. જે વસ્તુ નિત્ય હોય એટલે કે જેનો આદિ અને અંત નથી તે વસ્તુનો પરિમાણુ સ્વરૂપ અણુ કિંવા

વિભુ હોઇ શકે, પરંતુ મધ્યમ હોઇ શકે નહિ. મધ્યમ સ્વરૂપ જડનું હોઇ શકે, કારણ કે તેની ઊતપત્તિ અને નાશ થઇ શકે છે, મધ્યમ્ સ્વરૂપનાં જેટલાં લક્ષણ આપણે ઉપર કથન કરી ગયા છીએ તે સર્વે જડમાં સંભવી શકે છે. માટે ચેતન મુક્તજીવ મધ્યમસ્વરૂપે નથી જ.

વિશ્વ નિયમ એવો છે કે જ્હેની ઊતપત્તિ થાય ત્હેનો કાળાન્તરે નાશ થાય જ. વસ્તુ માત્ર ક્યારેક પણ સ્વયોનીને પ્રાપ્ત કર્યા વીણ રૂહે નહિ. કાર્ય માત્ર પોતાના ઊપાદાન કારણમાં પામ્યા વીણ રૂહે જ નહિ. આ પ્રમાણે જ્યારે વિશ્વનિયમ પરિવર્તે છે, તો પછી જીવને કાર્ય સ્વરૂપે ઊતપત્તિ અને નાશ વાળો માનવાથી આત્મા જે અમૃત રૂપ છે એવું શ્રુતિઓનું કથન વ્યર્થ થઇ પડે છે, અને જ્હેનો સ્વભાવથી નાશ થવાનો છે, તો તેના માટે પુરૂષાર્થ પણ શો ! અર્થાત્ મોક્ષ માટે જે પુરૂષાર્થ કરવાનો છે તે નિષ્ફલ છે. આ પ્રમાણે જીવાત્માને મધ્યમ કાર્યાકાર્ય કે જડ સ્વરૂપે માની શકાય એમ નથી જ.

હવે જે એક સ્વરૂપ રૂહ્યું તે માત્ર વિભુ રૂપ છે. વિભુપણાનું લક્ષણ આપણે ઊપર વર્ણવી ગયા છીએ. આમાં માત્ર જે દોષ આવે છે તે એ છે કે જ્યારે જીવાત્મા સર્વ વ્યાપક છે, ત્યારે બીજાઓના સુખ દુઃખ તથા વિષયોનું જ્ઞાન આપણને કેમ વિદિત થઈ શકતું નથી ?. ઊક્ત પ્રશ્નનો પરિહાર એ છે કે આપણને સુખ દુઃખ તથા તે સિવાય અન્ય વિષયોનું જ્ઞાન થાય છે તે જીવાત્માને જ્ઞાન કે સુખ દુઃખ થતાં નથી, કિંતુ એ સુખ દુઃખના જ્ઞાન તથા અન્ય વિષયોના જ્ઞાનનો કેવળ પ્રકાશક હોઇ સાક્ષી સ્વરૂપે રૂહે છે. જ્ઞાનચિદાભાસને થાય, પરંતુ એ ચિદાભાસને પ્રકાશ આપનાર આત્મા છે. એના પ્રકાશથી જ સઘળો જ્ઞાન–અનુભવ થઇ શકે છે; જો એનો પ્રકાશ નહોય તો એના વિણ કોઇ પણ પ્રકારનું જ્ઞાન થઇ શકે નહિ . વાસ્તવે તો ચિદાભાસને જે જ્ઞાત અને અજ્ઞાત રૂપે વિષયનુ જે પરિજ્ઞાન તે આના પ્રકાશ વડે છે. અર્થાત્ આત્મા જ્ઞાતાજ્ઞાત ઊભયને પ્રકાશે છે.

જે આત્મા નિત્ય જ્ઞાન સ્વરૂપે, ચેતન સ્વરૂપે છે તેને સુખ દુઃખાદિ તથા અન્ય ઇતર વિષયો જે નથી છતાં ભાસે છેઃ અજ્ઞાન કલ્પિત માત્ર છે; અને કેવળ ભ્રાંતિ રૂપે દર્શાય છે, તેનું જ્ઞાન તેને શું થઇ શકે ? એ તો જ્હેનાવડે કલ્પિત છે, એવા કલ્પનાકારને એ કાલ્પનિક દસ્ય વિષયોનું કાલ્પનિક જ્ઞાન થાય છે, ઇતરને નહિ

આત્મભૂમિકામાં એ વસ્તુઓની અનુપલબ્ધિ છે. જ્યાં જેની અપ્રતિતી હોય ત્યાં તેનું જ્ઞાન શું ? જ્ઞાન માત્ર જ્ઞેયાધિન હોય પણ જ્યાં વાસ્તવે જ્ઞેય સ્વરૂપ જ નહોય ત્યાં જ્ઞાનની કલ્પના કરવી એ જ મ્હોટું અજ્ઞાન કહેવાય. સુખ દુઃખ એવું આંતરિયજ્ઞાન, અને વિષયોનું બાહ્ય જ્ઞાન એ માત્ર અવિદ્યાએ કરી કલ્પિત છે. જીવાત્માને નહિ. આથી કરીને જીવાત્મા વિભુ સ્વરૂપ છતાં અર્થાત્ સુખ દુઃખાદિ તથા વિષયોનુ જ્ઞાન પરિકલ્પીએ છીએ તે થઇ શકતું નથી. આ પ્રમાણે જીવાત્માના વિભુપણાના સ્વરૂપમાં દોષનો પરિહાર થઇ શકે અને તેથી જીવાત્મા વિભુસ્વરૂપે છે, એમ બુદ્ધિથી જણાય છે. જેમ પૂર્વે જણાવી ગયા છીએ તેમ એના સ્વરૂપમાં શંકા સમાધાન એટલાં બધાં છે, કે પુસ્તકોનાં પુસ્તકો ભરાય તોય અંત આવે નહિ પણ આપણને જે અપેક્ષિત છે તેનું માત્ર દિગ્દર્શન કરી વિરમીયે છીએ.

પુરૂષોત્તમ દ્વારિકાંદાસ.

---

# विविध--संग्रह.

**પુરાણોપર આક્ષેપ.**

વસંત વ્યાખ્યાન માલામાં એક વકીલે 'પુરાણ' એ વિષયપર એક વ્યાખ્યાન આપ્યું હતું; અને આપણાં પુરાણો એ ઉકરડા સમાન છે અને તેથી તે ત્યાજ્ય છે, એવા પ્રકારનું સાહસિક વિધાન કર્યું હતું આ વ્યાખ્યાન પૂર્ણ થતાંજ તેમાં દર્શાવાયલા આવા વિચારોનો ઘણા વિદ્વાન વક્તાઓએ નિષેધ પણ કર્યો હતો. 'પુરાણ' પરના આ વ્યાખ્યાન થયા પછી મ્હેં અહીંનાં કેટલાંક પુસ્તકાલયોમાંથી પુરાણ ગ્રંથ વાંચ્યા, તથા મી. મૂર, વિલ્સન, ડૉ. રાજેન્દ્રલાલ મિત્ર, રે કે. એમ. બાનર્જી, ડૉ. ડિ. કુન્હા, વિગેરે અન્વેષણ કર્તાઓએ કેટલાક ગ્રંથ પ્રકાશિત કર્યા છે તે ગ્રંથકારોના તે તે સંબંધીના અભિપ્રાયનું પણ અવલોકન કર્યું. આ સર્વપરથી મ્હને એવું લાગ્યું કે પુરાણોમાં ઐતિહાસિક મહત્વ છે. ડૉ. વિલ્સને વિષ્ણુપુરાણ અને બીજાં બે ચાર મુખ્ય પુરાણ સંબંધી એક પુસ્તક અંગ્રેજીમાં લખ્યું છે, જે હાલમાં મળવું કઠિન છે. જો પુરાણ 'ઉકરડા' જેવાં હોત તો હિંદી સરકારના પૈસાનો વ્યય કરીને પુરાણોનાં ભાષાંતર કરવાની મિથ્યા ખટપટ ડૉ. વિલ્સન સરખો વિદ્વાન કરત નહિ એ સ્પષ્ટ છે. ડૉ. રાજેન્દ્રલાલ મિત્ર આંગ્લ વિદ્યા વિભૂષિત એવા બંગાલમાં મહાન વિખ્યાત પંડિત થઇ ગયા છે; એમણે અગ્નિપુરાણ અને વાયુ પુરાણની આવૃતિયો છાપી પ્રસિદ્ધ કરી છે. અગ્નિપુરાણમાં તો એમણે વિસ્તૃત એવી પ્રસ્તાવના પણ જોડી છે, અને જો સાધારણ રીતે પુરાણોમાં અસંભવિત કથા છે તો તત્કાલ સર્વ વિદ્યા, કલા અને શાસ્ત્ર સંબંધી પણ સિદ્ધાંતો વિસ્તારથી સંકલિત કરેલા જણાય છે, એવો એમણે અભિપ્રાય આપ્યો છે. ઉદાહરણાર્થ, અગ્નિપુરાણમાં ઘર કેવી રીતે બાંધવાં, એ સંબંધીની માહિતી આપી છે; એટલે શિલ્પશાસ્ત્ર અને Engineering નું એમાં વર્ણન છે. જ્યોતિષ વિષય સંબંધી પણ એમાં કેટલાક અધ્યાય છે અને વૈદ્યકશાસ્ત્ર સંબંધીની માહિતી પણ અનેક અધ્યાયમાં આપી છે. તદુપરાંત જેને અંગ્રેજીમાં Veteniary Science કહે છે તેનું વર્ણન પણ અગ્નિપુરાણમાં છે. અગ્નિપુરાણમાંનો 'શિલોત્ર' એ શબ્દ અદ્યાપિ દેશી ભાષામાં ઘોડાં ઢોરના વૈદ્યક શાસ્ત્રમાં અને અશ્વ પરિક્ષામાં વપરાય છે. આવી રીતે નાના પ્રકારના વિષયોનો ભંડાર એવા આ ગ્રંથ સંબંધી તલ માત્ર જ્ઞાન ન હોવા છતાં તેને 'ઉકરડા' કહેવા તૈયાર થનારનું સાહસ અયોગ્ય છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. ડા. ડી. કુન્હા નામના ક્રિશ્ચિયન ગૃહસ્થે સ્કંદપુરાણાંતર્ગત સહ્યાદ્રિખંડ એ ભાગ છપાવ્યો છે. પશ્ચિમ હિંદુસ્થાનનો ઇતિહાસ જાણવા પ્રયત્ન કરનાર પ્રત્યેક જીજ્ઞાસુએ આ સહ્યાદ્રિખંડનું અધ્યયન અવશ્ય કરવુંજ જોઇએ અને તે આજ સુધિના પુરાણ વસ્તુ સંશોધકોએ કર્યું પણ છે. કલકત્તાના એક ક્રિશ્ચિયન ગૃહસ્થ રે. બાનર્જી એમણે માર્કંડેય પુરાણ પ્રસિદ્ધ કર્યું છે. રે. બાનર્જીએ પણ પોતાની પ્રસ્તાવનામાં 'પુરાણમાંની વાતો સર્વથા બનાવટ નથી અને તેમાં ખરા ઇતિહાસનો અંશ હોવો જોઇએ,' એવા ઉદ્ગાર કાઢયા છે. શ્રીયુત તર્કાલંકાર નામના બંગાલી વિદ્વાને કલ્કિપુરાણની આવૃત્તિ પ્રસિદ્ધ કરી છે. આ ગ્રંથમાં એમણે લખેલી સંસ્કૃત પ્રસ્તાવનામાં જણાવ્યું છે કે,—

"एताः सर्वे पुराण ग्रंथाः धर्मप्रवर्तकाः तो विलोपोन्मुखानाम् एतेषां आदरः सर्वैः सर्वथा करणीयः ॥

એવી રીતે મહાન વિદ્વાનોએ સપ્રમાણ માન્ય ઠરાવેલા પુરાણ ગ્રંથોને ગમે તેવો ત્યાજ્ય ઠરાવવાનો પ્રયત્ન કરે તે સર્વથા હાસ્યાસ્પદ અને નિર્લજ્જ ગણાય એ નિઃશંક છે. હિંદુઓનું અંતિમ સાધ્ય એ કોઈ પણ પ્રકારે ઐહિક કિંવા રાજકીય નથી, પરંતુ પારમાર્થિક, ધાર્મિક, અને આધ્યાત્મિક વિષયમાં સર્વ જગતના લોકના મનપર સામ્રાજ્ય ભોગવવું એજ અંતિમ ધ્યેય છે અને તે સિદ્ધ કરતાં પુરાણોનું અધ્યયન પણ અતિ આવશ્યક છે.

* * *

**બ્રાહ્મણોનો ધર્મ.**

જગતમાં એવો એક પણ દેશ નથી કે જ્યાં લોકહિતમાંજ રત એવા લોક નહોય. ઇંગ્લેંડ, ફ્રાન્સ, અમેરિકા, વગેરે સર્વ દેશોમાં કેવલ પરોપકારાર્થ અથવા લોક હિતાર્થ પોતાનો જન્મ ધારણ કરેલો એવા લોક છે, પણ આપણા દેશમાં તો એવા પ્રકારના લોકનો બ્રાહ્મણોનો એક વર્ગજ છે, આ વર્ગ પોતાનો ધર્મ યોગ્ય રીતે પાળે તો કેટલું કલ્યાણ થાય. અધ્યયન અને અધ્યાપન એજ બ્રાહ્મણોનો ધર્મ છે. બ્રાહ્મણકુલમાંજ જન્મ થયો એજ કારણથી કોઈ બ્રાહ્મણ થઈ શકતો નથી; પરંતુ તેનાં આચરણ બ્રાહ્મણ સરખાં હોવાં જોઇએ, એવું મહારાજ યુધિષ્ઠિરે યક્ષને કહેલું છે. બ્રાહ્મણનાં આચરણ કેવાં જોઇએ એ સંબંધી સ્મૃતિમાં અને મહાભારતમાં વિવેચન કરેલું છે. સત્ય ભાષણ, શુદ્ધાચરણ, તપસ્વિતા, ક્ષમાશીલતા, ઇત્યાદિ ગુણના પ્રભાવેજ રાવણ સરખા દૈત્ય પણ બ્રાહ્મણને માન આપતા હતા. હજારો રૂપીઆ દર માસે ખરચીને ગાડી ઘોડા દોડાવવા અને મોજ કરવી એ બ્રાહ્મણનું લક્ષણ નથીજ, પણ બ્રાહ્મણોએ પોતાની ઉપજીવિકા કેમ કરવી? એવું કહેવામાં આવે, તો તેનો ઉત્તર પણ મનુસ્મૃતિમાંજ છે કેઃ- '**ऋता मृतेन जीवेत...नश्ववृत्त्या कथंचन**' ખેડુતો ધાન્ય લઈ જવા પછી ખળામાં વેરાયલાં ડુંડાં અથવા ગરી પડેલા દાણા લાવીને તેપર ઉપજીવિકા કરવી એ પ્રથમ પ્રતીનું છે. લોકોના ઘરમાં આણેલા પદાર્થોપર જીવવું, એ મરણ સમાન છે; તેથી તે દ્વીતિય પ્રતીનું છે. ભિક્ષા માગીને પેટ ભરવું એ તો અધમ છે; પણ પહેલા બે પ્રકારથી નીર્વાહન ચાલે તોજ એ વૃતિ સ્વીકારવી, આ વૃત્તિ ન સધાય તો સત્ય અસત્યના મિશ્રણ રૂપ વૈશ્યવૃત્તી પણ સ્વીકારવી. પરંતુ, શ્વવૃત્તિનો અંગીકાર બ્રાહ્મણે તો કદિ પણ ન કરવો, એવું મનુનું વચન છે. તમે આ વૃત્તિમાંથી કઈ વૃત્તિથી રહોછો, તેનો વિચાર સ્વતઃજ કરી જુઓઃ બ્રાહ્મણો એ સર્વ સમાજનું શીર છે. તે સુરક્ષિતપણે કાયમ રહે તોજ ઉત્તમ; નહિ તો સર્વનો નાશ છે. પરદેશમાં એકાદ લુહાર અથવા એવોજ કોઇ ગૃહસ્થ સ્વયં સ્ફુર્તિથી લોક હિતાર્થ પોતાનો હસ્ત લંબાવે છે. પરંતુ આ દેશમાં એ કામ બ્રાહ્મણનેજ સોંપેલું હોવાથી પરંપરાગત સંસ્કારને લીધે તે એમના હાથથી જેટલું ઉત્તમ રીતે પાર પડે તેટલું બીજા કોઇના હાથે થવાનો સંભવ નથી. આથી બ્રાહ્મણનો મુખ્ય ધર્મ અધ્યયન-અધ્યાપન તે કરીને લોક હિતાર્થ દેહ અર્પણ કરવો જોઇએ. એજ ખરૂં બ્રાહ્મણત્વ છે.

× × × ×

'પૃથ્વીના ભૂગોલમાં બહુધા સર્વ દ્વીપકલ્પોની ટોચો દક્ષિણ તરફ વળેલી જણાય છે, એ જેમ એક ચમત્કાર છે, તેમ પૃથ્વીપરના સર્વ પ્રમુખ ધર્મોના ઇતિહાસમાં એક મ્હોટો ચમત્કાર જણાય છે. તે એકે, એશીયાખંડ એકલોજ જગતના સર્વ ધર્મનું ઉત્પત્તિ સ્થાન છે. વેદ પ્રચિત આર્ય ધર્મના પ્રણેતા ઋષિ, ભગવાન્ બુદ્ધ, ઇસુખ્રિસ્ત, મહંમદ પૈગંબર, ઝોરોઆસ્ટર અને કૉન્ફ્યુશિયસ, એ સર્વ વિભૂતિ યદૃચ્છાથી કહો કે ઈશ્વરી લીલાથી કહો, પૂર્વના ઉદરમાંથીજ ઉદય પામી. આ સર્વ ધર્મ પૈકી પહેલા બે ધર્મને જન્મ આપવાનું શ્રેય હિંદુસ્થાનનેજ મળ્યું છે. હિંદુ ધર્મ અને બૌદ્ધ ધર્મ એ ઉભય ધર્મના અનુયાયીઓની સંખ્યા લગભગ ૭૦ કોટી એટલે પૃથ્વીની બધી સંખ્યા કરતાં અર્ધા જેટલી છે. આજ થોડાક બુધ્ધાનુયાયી, કાંઇક વિહાર, કાંઇક જયસ્થંભ અને કાંઇક સ્તૂપ સિવાય બૌદ્ધ ધર્મનાં વધારે સ્પષ્ટ ચિહ્ન એની જન્મભૂમિમાં રહેલાં નથી. સીલોન, બ્રહ્મદેશ, જાપાન, ચીન, એ દૂર દેશોમાં જે ધર્મના ૫૦ કોટી અનુયાયી આજ પસરેલા છે, તેજ ધર્મનો વિશેષ પ્રભાવ તેના ઉત્પત્તિ સ્થાનમાં (હિંદમાં) વ્યક્તરૂપે આકર્ષણીય રહ્યો નથી એ મહાન ચમત્કાર છે!

**બૌદ્ધ ધર્મે હિંદુ ધર્મપર કરેલી અસર.**

પણ હિંદુસ્થાનમાંથી બુદ્ધ ધર્મ નામશેષ થયલો જણાય છે, છતાં તેનાં તત્વોની કાયમની અસર હિંદુ સમાજપર થયા સિવાય રહી નથી. બુદ્ધ ધર્મને લીધેજ હિંદુસ્થાનમાં અહિંસાનું તત્વ સર્વ માન્ય થઇને અશ્વમેધાદિ યજ્ઞોમાં થતો પશુવધ બંધ પડ્યો. આજ જગતમાં જો સ્વતઃ ઉદર ભરણાર્થ પ્રાણિ હત્યા ન કરનાર કોઇ જાતિ હોય, તો તે-પંચદ્રાવીડ અને જૈન જાતિ-કેવળ હિંદુસ્થાનમાંજ છે; એ મોટી અભિમાનની વાત છે! યજ્ઞયાગાદિનું પ્રાબલ્ય ઓછું થઇ તેને સ્થાને આચરણની શુદ્ધતા, જ્ઞાન પ્રાપ્તિ, વગેરે ધર્મ માર્ગમાં પ્રાધાન્ય થયાં, તે પણ બુદ્ધ ધર્મને લીધેજ. શંકરાચાર્યે બૌદ્ધ ધર્મનાં કેટલાંક સ્વત સિદ્ધ તત્વો હિંદુ ધર્મમાં દાખલ કરીને ધર્મનું પુનઃ નવું મંડાણ કરાવ્યું. બૌદ્ધ ધર્મનાં કેટલાંક ઉદાત્ત ધર્મ તત્વોનો દુરૂપયોગ પણ હિંદમાં થયા વિના રહ્યો નથી. પણ, બૌદ્ધ મતના પ્રસારને લીધે હિંદુ સમાજમાં દૈવવાદ (Fatalism) ફેલાયો કે કેમ, એ એક શંકા દર્શાવવામાં આવે છે. રામાયણ-ભારત કાલમાં પણ દૈવવાદ હતે, નહોતો એમ નહિ પણ ઉદ્યોગ અને મનુષ્ય કર્તૃત્વ એનો મહિમા તત્કાલિન ગ્રંથોમાં વારંવાર ગાયલો. પશ્ચાત ક્રમશઃ સમાજ દુર્બલ અને ભીરૂબનતો ગયો, એનું મૂળ દૈવવાદના પ્રસારમાં હોય એમ લાગે છે. દૈવવાદ એ તત્વતઃ ગમે તેટલો ખરો હોય, છતાં પણ સામાન્ય જન સમાજમાં-સંસારી લોકમાં-તો તે કોઇને પણ ઉપદેશવો જોઇએ નહિ તેમને તો ઉદ્યોગનો મહિમાજ સંભળાવવો જોઇએ! "અહિંસા પરમોધર્મઃ" એ શ્રેષ્ટ તત્વનોજ દુરૂપયોગ હિંદમાં થયો, એવું જણાય છે. પોતાનું શરીર પુષ્ટ કરવા માટે કિંવા પેટ ભરવા માટે હિંસા કરવી નહિ; પણ ઘરમાં સાપ દોડી આવતો લાગે, વિંછી ડંખ દેવા લાગે કિંવા વાઘ ખાવા લાગે, છતાં તેનો પ્રતિકાર ન કરવો-તેને ત્રાસ થશે એ ભીતિથી આપણું પોતાનું રક્ષણ ન કરવું એ અહિંસા કેટલીએ શ્રેષ્ટ પંક્તિની હોય તો પણ તે સાધુ પુરૂષનેજ સાધ્ય હોઇ શકે; તે સંસારીઓને તો અશક્ય છે તેમજ ઇષ્ટ પણ નથી. હિંદુસ્થાનમાં બૌદ્ધ ધર્મના સમયમાં વૈદ્ય શાસ્ત્ર નવુંજ, ઉદય પામ્યું હતું. આત્રેય, અગ્નિવેશ, ચરક, સુશ્રુત, અને વાગ્ભટ, એવા સમર્થ ગ્રંથકાર અનુક્રમે એજ અરસામાં થયા હતા. તે સમયે વૈદ્ય વિદ્યાની સાથે સાથેજ શસ્ત્ર વૈદ્યકની (Surgery) વૃદ્ધિ થવા લાગી

હતી, પણ 'અહિંસા' નો નવો પોકળ પ્રવાહ રેલાવા પછી તે અસંત ઉપયુક્ત શાસ્ત્ર કોઇ પણ વૈદ્ય વિદ્યા પારંગત પુરૂષ હાથમાં લેતા નહિ. શસ્ત્ર ક્રિયા કરવી એ હલકા પ્રકારનું મનાવા લાગ્યું અને તે ઉત્કૃષ્ટ શાસ્ત્ર કેવળ અરસિક લોકોના હાથમાં જઈ પડતા તેનો નાશ થયો। એનો ઉદ્ધાર હવે યુરોપિયન લોકોએ કર્યો છે. પાશ્ચ્યુર ઇન્સ્ટીટયુટમાં પ્રયોગ માટે પ્રાણી મારવામાં આવે છે. એવી રીતે મારવા એ કદાચ નિર્દયતા ભરેલું ગણાય, તો અવશ્ય તેવાં શરીરપર શસ્ત્ર પ્રયોગ મનના મીથ્યા નિર્બલ પણાને લીધે ન કરવા એ 'અહિંસા' નો પોકળ સ્તંભ રોપ્યો ગણાય......બૌદ્ધ ધર્મ હિંદુસ્થાનમાંથી નામશેષ થયો, તોપણ તત્વત: તો તે અહીં છેજ. તે આપણને પરકીય લાગતો નથીજ; હિંદુસ્થાન એ જગતનાં બે શ્રેષ્ઠ ધર્મોનું આદિ સ્થાન છે અને ભવિષ્યમાં પણ હિંદના ધર્મનું સામ્રાજ્ય ચારે દિશાઓમાં સ્થાપશે એજ જનકલ્યાણનો નિર્ભય માર્ગ છે.

× × ×

**ધર્મ અને શાસ્ત્ર.**

ધર્મ અને શાસ્ત્ર ( Science and religion ) એ વર્તમાનમાં એક પ્રકારનો વિવાદનો વિષય છે. સ્પેન્સર, હકસલી, ટિંડાલ, ઇસાદિ વિદ્વાનો તત્વજ્ઞાની હતા. પરમેશ્વરના અસ્તિત્વ વિષયે તેઓ પ્રત્યક્ષ રીતે કબુલ નહોતા. પરંતુ કંઇક પણ અજ્ઞેય (unknowable) છે, એવું સ્પેન્સર સ્વીકારે છે, પણ એનાજ કાલમાં થઈ ગયલા કવીના ગ્રંથોમાં ધર્મ વિષયક ભાગ ઘણો છે. જ્ઞાનમાં ગમે તેટલી વૃદ્ધિ થાઓ, નવા શોધ ગમે તેટલા થતા રહો, પરંતુ પરમાત્મા પ્રત્યેની પૂજ્ય બુદ્ધિ કોઇ કાલે પણ નષ્ટ ન થશે એવું ટેનિસને કહ્યું છે. વિલીયમ ક્રુકસ જેવા પદવી ધર શાસ્ત્રજ્ઞે Researches in Spiritualism એ નામના પુસ્તકમાં ધર્મ વિષયનો ઘણો વિસ્તૃત વિચાર કર્યો છે. કલકત્તાના પ્રસિદ્ધ શાસ્ત્રજ્ઞ બોસ પ્રભૃતિએ પણ પરમેશ્વર સંબંધીનો પોતાનો અભિપ્રાય આપ્યો છે. આમ છે તો પોતાને નળતા કે મળનાર અર્ધવટ શાસ્ત્રીય જ્ઞાનના ઘમંડથીજ કેટલાકો પરમેશ્વરને કિંવા બ્રહ્મને કાચની નળીમાં ઘાલી પરમેશ્વરની પણ હાંસી કરવા ઇચ્છે છે। આપણે આધ્યાત્મિક બાબતમાં પાશ્ચાત્યોથી આગળ ગયલા હોવા છતાં પણ એ અનુભવ પાશ્ચાત્યોની પાસેથીજ લેવો કેમ? થિઓસોફીસ્ટોએ જગતના લોકોનું લક્ષ ધર્મ તરફ દેર્યું છે. તેમાં આપણુંજ જ્ઞાન આપણેજ દ્રાવિડી પ્રાણાયામ પ્રમાણે મેળવવું જોઇએ? આ સર્વ પરિણામ ધર્મ શિક્ષણાભાવને લીધેજ છે. ધર્મ શિક્ષણ આપવું એટલે સંધ્યાની આચમની કેટલી અને કેટલી વખત લેવી એ શીખવવાનું નથી, એતો એકાદ રાંડીરાંડ ડોશી પણ બતાવશે. પણ સામાન્ય નીતિ તત્વો અને વ્યવહાર એ બાલકોને સારી રીતે સમજાવી દેવાં જોઇએ. ધર્મ શિક્ષણનું મહત્વ ત્યારેજ પ્રત્યક્ષ થાય, અંતે એટલુંજ કહી વીરમીશું કે श्रद्धा-मयोऽयं पुरुषः ।

---

વ્યાખ્યાન આપવાની આજ્ઞા કરી, આ ઉપરથી બ્રહ્મચારીએ ઉભા થઇને આ વિષયનું એક લાંબુ વ્યાખ્યાન કર્યું. આમના પછી આ વિષય વિષે બીજા કેટલાક પણ બોલ્યા; પછીથી સ્વામીજીએ આ વિષેનો વાદવિવાદ ચલાવવા વિનતિ કરી; પોતાના એક ગૃહસ્થ શિષ્યને તેમાં આગળ પડતો ભાગ લેવાની તેમણે આજ્ઞા કરી; પરંતુ તેમણે દ્વૈત અને ભક્તિને અધમ કોટિનાં ગણીને અદ્વૈત અને જ્ઞાનનો પ્રચાર ચલાવવાનો પ્રયત્ન કરવાથી તેમને શ્રોતૃ મંડળમાંથી એક વિરૂદ્ધ દરખાસ્ત કરનાર મળી આવ્યો. આ ઉભય વિરોધિઓમાંના દરેકે પોતપોતાનો મત સ્થાપવાનો સબળ પ્રયત્ન ચલાવેલો હોવાથી રસાકસી ભર્યું વાગ્યુદ્ધ મચી રહ્યું. થોડાક સમય સુધી સ્વામીજી તેમને નિહાળી રહ્યા, પરંતુ તેઓ હવે ઉશ્કેરાઇ જવાની તૈયારીમાં છે એમ લાગી આવતાં ઉભયને નીચે પ્રમાણે સમજાવીને શાંત પાડયાઃ—

**સ્વામીજીઃ**—તમે વાદ વિવાદમાં ઉશ્કેરાઇ જઇને શા માટે દરેક બાબત બગાડી નાંખોછો ? ધ્યાનમાં રાખો ! શ્રી રામકૃષ્ણ વારંવાર કહેતા કે "શુદ્ધ જ્ઞાન અને શુદ્ધ ભક્તિ એકજ અને સમાન પ્રકારનાં છે " ઇશ્વરને 'સર્વ-પ્રેમમય" ગણવામાં આવે છે. " "મને ઇશ્વર ઉપર પ્રેમ છે,' એટલું પણ ભક્તિથી કહી શકાતું નથી, કારણ કે તે સર્વ-પ્રેમમય છે; **તેની** પારના પ્રદેશમાં કોઈ પ્રકારનો પ્રેમ વર્તતો નથી; તમે જે વડે **તેના** ઉપર પ્રેમ રાખી શકો છો, તેવો તમારા હૃદયમાં રહેલો પ્રેમ પણ **તેના**મય છે. આવીજ રીતે જેજે પ્રલોભનો અથવા મનની વૃત્તિયો વડે ભક્ત આકર્ષાય છે તે સર્વે પણ **તન્મયજ** છે. ચોર ચોરી કરે છે, સામાન્યા વેસ્યાવૃત્તિમાં પોતાનો દેહ વેચે છે, માતા પોતાના બાલકને ચ્હાય છે—આ દરેકમાં પણ **તે** વ્યાપી રહ્યો છે ! એક સૂર્ય મંડલ અન્યને આકર્ષી રહ્યું છે—તેમાં પણ તે વ્યાપક છે, **તે** સઘળે વ્યાપી રહ્યો છે જ્ઞાનના સિદ્ધાન્ત પ્રમાણે પણ જ્ઞાનીને **તેનો** સઘળે અનુભવ થાય છે. આમાંજ જ્ઞાન અને ભક્તિના સમાધાનાંશનો સમાવેશ થાય છે. જ્ઞાની દીવ્ય દૃષ્ટિ(ભાવ) ની પરમોત્તમ દશામાં લીન થતાં અથવા સમાધિની ભૂમિકાએ પહોચતાં દ્વૈતની ભાવનાનો અંત આવે છે, ભક્ત અને તેના પ્રભુ વચ્ચેના ભેદનો ગંધ માત્ર પણ દૂર પળે છે. ભક્તિમાર્ગના શાસ્ત્રોમાં પ્રભુ સાથે સંબંધ યોજવાના પાંચ ભિન્ન પ્રકારો દર્શાવવામાં આવ્યા છે, તેમાંના ગમે તે એક પ્રકારે પરમાત્માનો સાક્ષાત્કાર થઇ શકે છે; પરંતુ આવા પાંચ પ્રકારોમાં એક અન્ય પ્રકારનો સુરસ રીતે ઉમેરો થઇ શકે એમ છે—ઇશ્વર સાથે એકતાનો, અભેદના ધ્યાનનો પ્રકાર. આ પ્રમાણે ભક્ત લોકો અદ્વૈતવાદીઓને પણ ભક્તોના નામથી વ્યવહરી શકે, પરંતુ તેમને અભેદ ભાવના વાળા ગણવા જોઇએ. જ્યાં સુધી કોઇ પણ માયાના પ્રદેશમાં મ્હાલે છે ત્યાં સુધી દ્વૈતની ભાવના તો નિઃસંસય રહેવીજ જોઇએ. દિક-કાલ-કારણતા અથવા નામ-અને રૂપને માયાના નામથી વ્યવહરવામાં આવે છે. જ્યારે અભ્યાસી માયાના આવા પ્રદેશની પાર જાય છે ત્યારેજ માત્ર **એકતાનો** અનુભવ થાય છે, આ પછી અભ્યાસી દ્વૈતવાદી અથવા અદ્વૈતવાદી એક પણ રહી શકતો નથી—તેને મનતો સર્વે એકરૂપજ બની ગયું હોય છે. એક ભક્ત અને એક જ્ઞાની વચ્ચે જે સર્વે પ્રકારનો ભેદ તમારા જોવામાં આવે છે તે માત્ર આરંભની અભ્યાસ દશામાંજ હોય છે—એક પ્રભુનું બાહ્ય પ્રદેશમાં અવલોકન કરે છે, અન્ય **તેની** આંતર પ્રદેશમાં ઝાંખી કરે છે. પરંતુ એક અન્ય બાબત પણ વિચારવાની છે. શ્રી રામ

કૃષ્ણ વારંવાર કહેતા, કે ભક્તિની એક અન્ય ભૂમિકા હોય છે, તેનો **પરાભક્તિના** નામથી વ્યવહાર કરવામાં આવે છે; અદ્વૈતના ભાનમાં સ્થિર થયા પછી, મુક્તિ મેળવ્યા પછી પણ તેના ઉપર પ્રેમ રાખવો, એટલોજ આનો અર્થ થાય છે. આવી ભાવના વિચિત્ર પ્રકારની લાગે છે. અત્રેજ એમ પ્રશ્ન કરી શકાય, કે મુક્તિ પામેલી વ્યક્તિને પોતામાં ભક્તિનો ભાવ જાગતો રાખવાની ભાવનાની ઇચ્છાની શી જરૂર? આનો ઉત્તર એટલોજ કે,—મુક્ત માનવી તો સર્વ પ્રકારના નિયમની પાર છે; તેના સંબંધમાં કોઇ પ્રકારનો નિયમ લાગી શકતો નથી તેથીજ તેના વિષે કોઇ પ્રકારનો પ્રશ્ન પણ પૂછી શકાતો નથી. મુક્ત થયા પછી પણ કેટલાએક પોતાનાં સ્વતંત્ર ઇચ્છાથીજ ભક્તિની ભાવના મધુરાસ્વાદન માટે જાગતીજ રાખે છે.

**પ્રશ્ન**—બાલક માટેના માતાના પ્રેમમાં પ્રભુનો વાસ હોય એતો ઠીક, પરંતુ સ્વામીજી, ચોરો અને સામાન્યાઓમાં પણ તેમના પાપ આચરવાના સ્વાભાવિક વલનના સ્વરૂપમાંએ પ્રભુનો વાસ હોય છે, એ વિચાર ખરેખર ગૂંચવી નાખે એવો છે. ત્યારે તો આ ઉપરથી એટલું ફલિત થાય છે કે, પ્રભુ જેટલા પાપ માટે જવાબદાર છે તેટલાજ આ દુનિયાના સર્વ પ્રકારના સદાચાર માટે પણ જવાબદાર છે.

**સ્વામીજી**—પ્રેમ અથવા રાગના સ્વરૂપમાં જે જે હોય છે તે પ્રભુમય છે, એવું જોનાર અભ્યાસિની અનુભવની ઉત્તમોત્તમ ભૂમિકામાં અંતઃકરણની આવા પ્રકારની વૃત્તિનો ઉદય થાય છે, પરંતુ વ્યાવહારિક જીવનમાં આવી ભાવનાનો જાતિ અનુભવ મેળવવા માટે અભ્યાસિને આ ભૂમિકાનો જાતિ અનુભવ મેળવવો પડે છે.

**પ્રશ્ન**—છતાંએ આપણે એટલું કબુલ કરવું પડે છે, કે પાપમાંએ પ્રભુનો વાસ છે.

**સ્વામીજી**—ખરેખરી રીતે શુભ અને અશુભ જેવા કોઈ પ્રકારના ભિન્ન પદાર્થો નથી એ તમારા લક્ષમાં હશે. આવા શબ્દો માત્ર લોકાચારથી રૂઢ થયા છે. એકના એકજ પદાર્થને તેનો જેવી રીતે ઉપયોગ કરવામાં આવે તેમ આપણે એકવાર સારો અને અન્ય સમયે નઠારો કહીએ છીએ. દાખલા તરીકે આ દીવાના પ્રકાશ વિષે વિચાર કરો; તેના બળવાને લીધે આપણે જોવાને, અન્ય અનેક ઉપયોગી કાર્યો કરવાને શક્તિવાન થઇએ છીએ; પ્રકાશનો ઉપયોગ કરવાનો આ એક પ્રકાર છે. વળી જો તમે તમારી આંગળીઓ તેમાં ધરો તો તે દાઝી જશે; તેના તેજ પ્રકાશનો ઉપયોગ કરવાનો આ અન્ય પ્રકાર છે. આ ઉપરથી આપણે એટલું સમજવું જોઇએ કે અમુક પદાર્થનો જેવી રીતે ઉપયોગ કરીએ તેવી રીતે તે સારો અથવા નરસો બને છે. સદાચાર અને અસદાચારનું પણ આમજ છે. વિશાળ દૃષ્ટિ બિંદુથી કહેવા માગીએ તો આપણાં મન અને શરીરની કોઇ પણ શક્તિનો યથાર્થ ઉપયોગ તે સદાચાર અને તેનોજ અયોગ્ય ઉપયોગ તે અસદાચાર.

આ પ્રમાણે પ્રશ્નોત્તર પરંપરા ચાલી. કોઇક આ પ્રમાણે બોલી ઉઠ્યું, "એક આકાશગામી ગૂઢ અન્યને આકર્ષે છે તેમાં પણ પ્રભુનો વાસ છે, એ સિદ્ધાંત એક યથાર્થ વાત રૂપે કદાચ ખરો અથવા ખોટો હોય, પરંતુ આવી ભાવનામાં જે હદપારની કાવ્ય કલ્પના ઉભરાઈ જાય છે, તેની ના પાડી શકાય એમ નથી."

**સ્વામીજી**—મારા મહેરબાન એમાં કાવ્યકલ્પનાનો સમાવેશ થતો નથી. જ્ઞાનનો અનુભવ થતાં આ સિદ્ધાંતનું સત્ય કોઇથી પણ પોતાની મેળે સિદ્ધ થઇ શકે એમ છે.

આ બાબત વિષે સ્વામીજીએ વિશેષમાં કહ્યું તે મારાથી આ પ્રમાણે સમજાયું છે;–જડ અને ચેતન સર્વ પ્રકારે બે ભિન્ન પદાર્થો હોય એમ જણાય છે, પરંતુ ખરેખરી રીતે જોતાં એકજ પદાર્થનાં એ ઉભયે માત્ર ભિન્ન સ્વરૂપો છે; આવીજ રીતે બાહ્ય જડ સૃષ્ટિમાં તેમજ આંતર ચેતન સૃષ્ટિમાં આપણને જણાયલી સર્વ પ્રકારની શક્તિયો, એકજ શક્તિના આવિર્ભાવનાં સર્વે માત્ર ભિન્ન ભિન્ન પ્રકારનાં સ્વરૂપોજ હોય છે; જ્યાં એ ચેતન શક્તિ ઓછી આવિર્ભાવ પામી હોય છે તે પદાર્થને આપણે જડના નામથી વ્યવહરીએ છીએ, જ્યાં આગળ આ શક્તિ વિશેષ આવિર્ભાવ પામી હોય છે તે પદાર્થને ચેતનવાળો અથવા જીવંત કહેવામાં આવે છે; નહિતર એવો કોઈ પણ પદાર્થ નથી કે જેને સર્વ કાલે, સર્વ દશાઓમાં સંપૂર્ણ રીતે જડના નામથી વ્યવહરી શકાય. જડ સૃષ્ટિમાં જે શક્તિ આકર્ષણ અથવા ગુરુત્વાકર્ષણ રૂપે જણાય છે તેની તેજ તેની અતિ સૂક્ષ્મ દશામાં, અનુભવની ઉચ્ચ આધ્યાત્મિક ભૂમિકાઓમાં પ્રેમ અને એના જેવાં અન્ય સ્વરૂપોમાં અનુભવાય છે.

**પ્રશ્ન**—વ્યક્તિના ઉપયોગને લક્ષમાં લેતાં પણ તેના સંબંધી આવો ભેદ હોવાની શી જરૂર? પોતાની કોઈ પણ શક્તિયોનો ખરાબ અથવા અપોય ઉપયોગ કરવાનું વલન માનવિમાં જરા પણ શામાટે જોઇએ ?

**સ્વામીજી**—ભૂતકાલનાં પોતાનાં કર્મોના પરિણામ રૂપેજ આવું વલન ધરાય છે આપણી પાસે જે કંઈ હોય છે તે સર્વ આપણાં કર્મોનુંજ પરિણામ હોય છે. આથી એટલું ફલિત થાય છે, કે પોતાની માનસિવૃત્તિયોનો નિરોધ કરીને યોગ્ય માર્ગે તેમનું નિયમન કરવાની બાબત બીલકુલ દરેક માનવિના હાથમાંજ હોય છે.

**પ્રશ્ન**—જો કે દરેક બાબત આપણાં કર્મનું પરિણામ છે, છતાંએ તેનો એક પ્રકારનો આરંભ હોવો જોઇએ, અને આરંભેજ આપણી વૃત્તિયો, વલનો શામાટે શુભ અથવા અશુભ હોવાં જોઇએ ?

**સ્વામીજી**—તમે શી રીતે જાણ્યું કે એક પ્રકારનો આરંભ હોય છે. સૃષ્ટિ તો આરંભ રહિત છે-વેદોનો આવો સિદ્ધાન્ત છે. જ્યાં સુધી પ્રભુ હોય છે ત્યાં સુધી સૃષ્ટિ પણ સાથે સાથેજ હોય છે.

**પ્રશ્ન**—સ્વામીજી, ભલે, પરંતુ આ માયાની અત્રે શી જરૂર તથા તેની ઉત્પત્તિ પણ ક્યાંથી થઈ?

**સ્વામીજી**—પ્રભુના વિષે "શી જરૂર" "શા માટે!" એવા પ્રશ્નો પૂછવા ભૂલ ભરેલા છે જેને જરૂરીઆત હોય, જે ખામીઓ વાળો હોય તેના વિષે આવા પ્રશ્ન પૂછી શકાય. જેને કોઈ પ્રકારની જરૂરીઆત નથી તથા જે એક સમગ્ર ભૂમારૂપે છે, તેના સંબંધી કોઈ પ્રકારનો !" એવો પ્રશ્નજ શી રીતે છી ય ?"માયાની ક્યાંથી ઉત્પત્તિ થઇ?"

એવો કોઇ પણ પ્રકારનો પ્રશ્નજ સંભવી શકતો નથી. કાલ— દિક—કારણ, એમનેજ માયા ના નામથી વ્યવહરવામાં આવે છે. તમે, હું અને બાકીના બધાએ આ માયાના પ્રદેશમાં વસીએ છીએ અને તમે માયાની પાર શું છે તે વિષે પ્રશ્ન કરો છો। માયાના દેશમાં વસો છો ત્યાં સુધી તમારાથી આમ શી રીતે થઇ શકે?

આ પછી અનેક પ્રશ્ન પરંપરા ચાલી. **મીલ, હેમીલ્ટન, હર્બર્ટસ્પેન્સર** આદિનાં તત્ત્વ શાસ્ત્રો વિષે ચર્ચા ચાલી; સર્વને સંતોષકારક રીતે સ્વામીજીએ આ વિષય પણ ચર્ચ્યો; પાશ્ચાત્ય તત્ત્વશાસ્ત્રની નિપુણતાની વિશાલતા તથા ઉત્તરોની શીઘ્રતા જોઇને દરેકને નવાઇ લાગતી હતી.

પરચુરણ બાબતો વિષે વાર્તાલાપ ચલાવીને આજનું અધિવેશન સમાપ્ત થયું.

---

# कविवर वाणभट्ट.

**ભૂમિકા,**

વિક્રમાર્ક ૬૬૯ માં કનોજના રાજસિંહાસનપર, ભારતવર્ષના પ્રાચીન બલશાલી તથા તેજસ્વી રાજાઓમાંના એક રાજા—જે **શ્રી હર્ષ** અથવા હર્ષવર્ધન નામથી ઓળખાય છે, તે ગાદીએ બેઠો હતો. આ રાજા જેટલો તેજસ્વી તથા બલવાન હતો તેટલોજ તે વિદ્યા અને ધર્મના પ્રેમ માટે વિખ્યાત હતો. આ રાજાનો ઇતિહાસ વાંચતાં સ્વાભાવીક રીતે એમ પ્રતીત થાય છે કે આપણે એક મહાન તથા ઉચ્ચ આત્માનો ઇતિહાસ વાંચીએ છીએ—એનો વિસ્તૃત દેશ વિજય, એનો અક્ષર પ્રેમ અને એના બૌદ્ધ ધર્મના રક્ષકત્વનો સ્વીકાર કરવો, એ આપણા હૃદયપર પ્રભાવ નાખ્યા સિવાય રહેતું નથી. આ બલવાન રાજાએ

---

૧ બાણુના વંશની પરમ્પરા—



પોતાના પ્રચંડભુજ પરાક્રમ તથા સુસજ્જ સૈન્ય બલના પ્રભાવથી દક્ષિણ ભાગને જવા દઇને સમસ્ત ભારત વર્ષ, ૩૫ વર્ષ સુધી નિરન્તર યુદ્ધ કરીને, જીતી લીધું હતું—અને એ મહાન્ વિજયથી સમૃદ્ધ થઇ અન્તે રાજસિંહાસનપર આરૂઢ રહીને પણ, એણે બૌદ્ધ ધર્મનો સ્વીકાર કર્યો તથા સાચા દિલથી એ ધર્મના પ્રચાર અર્થે યત્ન પણ કર્યા. સામ્રાજ્ય વિજય તથા બૌદ્ધ ધર્મનો સ્વીકાર કરવાના મધ્યકાલમાં એ રાજાએ રાજ્યશાસનમાં ઘણો સુધારો કર્યો હતો, અને સાથે સાથે સ્વયં સંસ્કૃત ભાષાના કાવ્યોનો આસ્વાદ લઇને સંસ્કૃતના અન્ય અનેક કવિયોને પણ આશ્રય આપ્યો હતો. આ પ્રકારે આ સાહિત્યવિલાસી રાજાએ સાહિત્ય વિકાસ માટે ઘણું કર્યું છે, તથા અનેક સાહિત્ય વિલાસીઓને આશ્રય આપ્યો છે. આવા રાજાશ્રિત કવિયોમાં કાદમ્બરીના પ્રસિદ્ધ નિર્માતા બાણભટ્ટ પણ એક હતા.

**જન્મ તથા વંશ.** બાણભટ્ટના પિતાનું નામ ચિત્રભાનુ તથા માતાનું નામ રાજદેવી હતું. એનું ગોત્ર (વંશ) વાત્સાયન હતું. આ વંશ અચિન્ત્યકાલથી શોણા નદીના તટપર આવેલા પ્રીતિકૂટ નામના ગ્રામમાં નિવાસ કરતો આવ્યો હતો; એજ ગ્રામ બાણની જન્મભૂમિ હતી. બાણભટ્ટના વંશ તથા ગ્રામના મૂળ પુરૂષોનું અન્વેષણ કરીએ તો તે બંને અસંભવિત કથા રૂપી મેઘોથી આચ્છન્ન જણાય છે. તે એટલાં અલૌકિક છે કે એનો ઐતિહાસિક બુદ્ધિ સ્વીકાર કરી શકતી નથી. તથાપિ બાણભટ્ટે સ્વયં પોતાની કલમથી પોતાના વંશ તથા ગ્રામનાં બીજ લખ્યાં છે—તે અસંભવ હોવા છતાં પણ એને સર્વથા ભૂલી જઈ શકીશું નહિ.

બાણભટ્ટ પોતાના વંશનો પરિચય, આપતાં પોતાના વાચકોને બ્રહ્મા સુધી લઈ જાય છે. સર્વ પિતામહ ભગવાન ચતુર્મુખ પોતાના પદ્મમય આસન પર વિરાજમાન છે. એમની ચારે તરફ સર્વ મોટા મોટા ઋષિ મુનિ બેસીને પોતાના શિષ્યો સહિત વેદનું ગાન કરી રહ્યા છે. સભામાં એક તરફ દેવી સરસ્વતી જાતે ઉભાં રહી સર્વ લોક પિતામહપર ચમર ઢોળી રહ્યાં છે. બીજી તરફ ચારે બાજુ ચારે વેદો સહિત માનનીય દેવી સાવિત્રી આસનપર વિરાજી સભાપર દ્રષ્ટી નાંખી રહ્યાં છે. ચારે તરફથી વેદ ગાનની પ્રિય તથા મધુર ધ્વનિ ગુંજારવ કરી રહી છે. એટલામાંજ સર્વસ્વરને ચીરી નાખતો હોય એવો સ્વર સંભળાવા લાગ્યો, સર્વ એ સ્વર સાંભળવા લાગ્યાં. આ સ્વર દુર્વાસા ઋષિનો હતો, આ એજ દુર્વાસા ઋષિ છે કે જે પુરાણોમાં સેંકડો જગાએ બદનામ થઇ ચુક્યા છે.. દુર્વાસા ઋષિ કોઈ અન્ય મન્દપાલ નામના મુનિની સાથે લડી રહ્યા હતા. અકસ્માત વિવાદમાં સામપાઠ કરતાં કરતાં દુર્વાસા ઋષિ અશુદ્ધ પાઠ કરી ગયા. સર્વ સભાએ આ સાંભળ્યું, પરન્તુ હસવું તો એક તરફ રહ્યું, પણ ઉગ્ર મુનિના ડરથી કોઈ ચેંચૂં પણ કરી શક્યું નહિ. કિન્તુ બાલા સરસ્વતી પોતાના હાસ્યને રોકી શકી નહિ—તે હસી પડી. બસ પછી પૂછવુંજ શું ? દુર્વાસા ઋષિનો કોપાનલ પ્રજ્વલિત થયો. તરતજ ઋષિએ સરસ્વતીને શાપ દીધો કે તે દેવલોકમાંથી પદભ્રષ્ટ થઇને પૃથ્વીપર ચાલી જાય. આવી પૂજનીય દેવીપર પ્રયુક્ત શાપને સાંભળીને સર્વ સભા સ્તંભિત થઈ ગઈ. પિતામહે દુર્વાસા ઋષિને એની આવી નીચતા માટે ધિક્કાર આપ્યો. અને સરસ્વતીને સાન્ત્વના આપતાં કહ્યું "હે પુત્રિ ! ત્હને આ શાપ પૃથ્વીપર ત્યાં સુધી રાખી શકશે, કે જ્યાં સુધી તું ત્હારાપુત્રનું મુખ જોઇશ નહિ."

શાપ તથા આજ્ઞાથી પ્રેરિત થઇને સરસ્વતી દેવી, પોતાની પ્રિય સખી સાવિત્રીની સાથે બ્રહ્મલોકથી ઉતરીને સીધી શોણ નદીના પશ્ચિમ તટપર એક સ્થળમાં આવી રહી. ત્યાં લતા ગુચ્છોની કુટી બનાવી બંને સાહેલીઓ રહેવા લાગી

આ પ્રમાણે રહેતાં કેટલાક દિવસો વીતી ગયા પછી એક દિવસ ચ્યવન ઋષિના પુત્ર દધીચનું ત્યાં આગમન થયું. બંને સખીઓના આશ્રમમાં કેટલાક દિવસ રહ્યા; એમનો સરસ્વતી સાથે પ્રેમ બંધાયો; ઉભયના પરસ્પર વિવાહિત થવા પછી એમનાથી 'સારસ્વત નામનો એક પુત્ર ઉત્પન્ન થયોઃ એનું મુખ દેખતાંજ સરસ્વતી, પોતાના શાપનો અંત આવેલો જાણી, સાવિત્રી સહિત બ્રહ્મલોકમાં ચાલી ગઇ. સરસ્વતી ચાલી જવા પછી ઉપરત વૃત્તિ દાધિચ, ભાર્ગવ વંશોદ્‌ભૂત ભ્રાતા બ્રાહ્મણની સ્ત્રી અક્ષમાલાની ગોદમાં પોતાના પુત્રને પાલનાર્થ સોંપી સ્વયં વનમાં ચાલી ગયા. અક્ષમાલાને પણ એવામાં વત્સ નામનો પુત્ર ઉત્પન્ન થયો. અક્ષમાલા વત્સ તથા સારસ્વત બંનેને પુત્રવત પાલવા લાગી. જ્યારે બંને બાલક મોટાં થયાં ત્યારે સારસ્વત જે માતાના વરના પ્રસાદથી સ્વયં સર્વવિદ્યા વિશારદ હતો, તે પોતાના ભ્રાતૃતુલ્ય વત્સને વિદ્યા ભણાવી, અને એજ સ્થાનપર એક પ્રીતિકૂટનામક નિવાસ સ્થાન બનાવી સ્વયં તપસ્યા અર્થે વનવાસિ થયો. એ પછી વત્સ, સપરિવાર એજ પ્રીતિકૂટ નામના સ્થાનમાં નિવાસ કરવા લાગ્યો. એનાથી જે વંશ ચાલ્યો, તેજ વાત્સાયન વંશ કહેવાય છે; આજ વંશમાં બાણભટ્ટ પોતાની ઉત્પત્તિ બતાવે છે.

**બાલ્ય ચરિત**

માતાનો પરલોકવાસ થયો તે સમયે બાણભટ્ટ બાલક હતો, આથી એના પિતાનેજ માતાનું કાર્ય કરવું પડ્યું. પિતાએ બાણની સારી રીતે રક્ષા કરી: પરન્તુ પિતા પણ બહુ દિવસ જીવીત રહ્યા નહિ. બાણની ઉમર હજી ચૌદ વર્ષની પણ નહોતી થઇ એવામાં એના પિતાનો દેહાન્ત થઈ ગયો બાણભટ્ટ કહે છે કે પિતાના મૃત્યુથી એને ઘણો શોક થયો. તે લખે છે—"संस्थिते च पितरि महता शोकेनाभीलमनुप्राप्तो दिवानिशं दह्यमानहृदयः कथंकथमपि कतिपयान्दिवसानात्मगृह एवानैषीत्."

**જવાનીનો જોસ**

પરન્તુ એ શોક બાણભટ્ટ, બહુ દિવસ સુધી ઘરમાં રાખી શક્યો નહિ. બાલ્યાવસ્થાની ચંચલતાથી પ્રેરિત થઇ તથા કંઇ પણ અંકુશ ન રહેવાથી, તે ઉડાઉ થઇ ગયો. જ્યારે કોઇ સારા કુટુંબનો પુત્ર નિરંકુશ તથા ઉડાઉ થઈ જાય છે ત્યારે, સ્વાર્થી અને ધૂર્ત લોક એને ઘેરી લે છે, અને લૂટવાનો યત્ન કરે છે. આ પ્રમાણે બાણની પણ ચારે તરફ અનેક પ્રકારના લોકનો સમૂહ વીંટાઇ ગયો. તે સંન્યાસિઓ તથા પંડિતોથી લઇને ભટકેલ જુગારિયો અને નાચનારાઓ સુધીની સોબતમાં ફસાઈ પડ્યો.

આ દશામાં બાણ દેશ યાત્રાએ નીકળ્યો. અનેક મિત્રોને સાથે લઇ, રાજ દરબારો અને ગુરૂકુલોનું અવલોકન કરતાં કરતાં, દીર્ઘકાલ પશ્ચાત તે પોતાને ઘેર પાછો આવ્યો પરન્તુ હવે પાછો આવેલ બાણભટ્ટ તે વખતે ગયેલા બાણથી જુદોજ હતો. હવે બાણની પ્રકૃતિ સર્વથા બદલાઇ ગઇ હતી. ઉમર તથા અનુભવે તેને અધિક વિચારશિલ બનાવ્યો

હતો. હવે તેનામાં પૂર્વના કુછંદ રહ્યા ન હતા. એને એના કુલના મહત્વનું ભાન થયું તથા હવે ઘરમાં રહીને સમય વ્યતીત કરવાનો પ્રારંભ કર્યો.

**કવિતાનો આરંભ**

આ સ્થળે એક આશ્ચર્ય જનક વાત એ પ્રતીત થાય છે કે બાણે પોતાનું જીવન ચરિત્ર લખતાં પોતાના વિદ્યાભ્યાસનું વૃતાંત જરા પણ લખ્યું નથી. ચૌદ વર્ષની ઉમર થવા પછી એને ભણવાનો સમય ભાગ્યેજ મળ્યો હોય કેમકે આટલા બધા સ્વાર્થી સોબતીઓ હોવા છતાં પણ એક નવ યુવકનું વિદ્યાધ્યયન અસંભવિત જણાય છે વળી થોડા સમય પછીતો એણે દેશ ભ્રમણનો પ્રારંભ કર્યો હતો– એ સમયમાં તો અધ્યયનની કલ્પના પણ થઈ શકતી નથી. આથી અંતે એજ અનુમાન પર આવવું પડે છે કે ચૌદ વર્ષની ઉમર થતા સુધીજ એણે અધ્યયન કર્યું હશે. પરંતુ એક ચૌદ વર્ષના બાલકમાં કેવલ ભાષામાંજ નહિ, પુરાણો અને અન્ય પ્રાણી વિદ્યાઓમાં પણ એટલી નિપુણતા જોવી એ મહાન આશ્ચર્યની વાત છે. આનો માત્ર એકજ પ્રત્યુત્તર હોઈ શકે, અને તે એકે બાણને અસાધારણ પ્રતિભાશાલી અથવા Genius માનવો પડશે. સુલભ સમાધાન તો એ છે કે પુસ્તક વિદ્યા–ભાષા તથા પુરાણેતિહાસાદિનું જ્ઞાનતો એણે ચૌદ વર્ષની અવસ્થામાંજ પ્રાપ્ત કર્યું હોય–અને પશ્ચાત ભિન્ન ભિન્ન પ્રકારના મિત્રોના સંબંધી એને વિવિધ પ્રકારની ત્વધાઓનો સુલભતાથી બોધ થયો હોય. ઘણુ કરી બધા પ્રકારની ધામધુમમાંથી છુટી ઘરમાં, અવસ્થિતથઈ આવ્યા પછી, બાણે 'ચંડીશતક' તથા અન્ય કેટલાંક અનુપલબ્ય કાવ્યોની રચના કરી છે. 'ચંડીશતક' તથા અન્ય કેટલાંક અનુપલબ્ય કાવ્યોની રચનાનો એજ સમય માનવો એ ઠીક છે. કારણ કે તે પછી કેટલાક દિવસ પશ્ચાત રાજા હર્ષવર્ધનના ભાઇ કૃષ્ણે બાણભટ્ટને રાજસભામાં બોલાવ્યો હતો. કૃષ્ણ સૂરિએ પોતાના દૂત મુખથી બાણને એવું પણ કહેવરાવ્યું હતું કે યદ્યપિ અમારે હજસુધી ત્વમારી સાથે કંઇ પરિચય નથી તથાપિ દૂર રહીને પણ કોઈ એવો વિશેષ ભાવ છે જે અમારા બંનેના ચિત્તને એકત્ર કરે છે. તે સમયે બંનેની કંઇ ઓળખાણ નહોતી અને બાણે કંઇ ગ્રંથ રચના પણ નહોતી કરી, તોપણ અન્ય એવું કોઇ કારણ ન હોતું કે જેથી બાણ ભટ્ટને રાજ સભામાં બોલાવવામાં આવે. હર્ષચરિત એ સમયની કૃતિ હોઈ શકે નહિ, કેમકે એ બાણ ભટ્ટના સ્વમુખેજ સિધ્ધ છે કે એ ગ્રંથની રચના એમણે રાજા હર્ષની પાસેથી જઇ આવ્યા પછી કરી હતી. બીજો ગ્રંથ કાદમ્બરી છે. આ ગ્રંથ એજ સમયમાં રચાયલો કેમ નહિ? અને એને બાણ ભટ્ટની છેલ્લી કૃતિ કેમ માનવી જોઇએ? ઇત્યાદિ સર્વ પ્રશ્ન સંબંધી આગળ વિચાર કરીશું: પરંતુ અહીં એટલું કહેવું પર્યાપ્ત છે કે એ ગ્રંથ પણ એ સમયે રચાયલો નથી. શેષ ગ્રંથ ચણ્ડી શતક રહે છે, અને ઘણો સંભવ છે કે તે એ સમયની કૃતિ હોય.

**કવિત્વ શકિત**

જ્યારે આપણે હવે બાણભટ્ટની કાવ્ય રચનાની અવસ્થા સુધી પહોંચી ગયા છીએ ત્યારે એની કવિત્વ શક્તિ અને કવિયોમાં એનું પદ કયે સ્થાને છે તે વિષય પર કંઈક કહેવું ઉચિત છે. સંસ્કૃત ભાષાના કવિયોમાંથી, બાણ ભટ્ટની કવિતામાં કયા ગુણ તથા અવગુણ છે? ઇત્યાદિ વિષયો પર થોડો વિચાર કરવો એ પણ આ પ્રસંગે અનુચિત નહિ ગણાય. બાણ ભટ્ટના કાવ્ય ગ્રંથો

ની જે આટલી પ્રસિધ્ધિ થઈ રહી છે અને સંસ્કૃતજ્ઞો જે આ કવિની રચના શક્તિ પર મુગ્ધ છે તે શાથી ? અથવા શું એમની એ શ્રદ્ધા ઉચિત છે કે અનુચિત ? એ વિષયપર વિચાર કરવાથી ઉપર્યુક્ત કવિની શક્તિનું જ્ઞાન થઇ શકશે.

સંસ્કૃત ભાષાના સમસ્ત કવિ, પોતપોતાના વિશેષ ગુણોના કારણથી, ત્રણ મુખ્ય ભાગમાં વિભક્ત થઇ શકે છે—એક શબ્દ પ્રધાન, દ્વિતીય અર્થ પ્રધાન અને ત્રીજા રસ પ્રધાન. શબ્દ, અર્થ અને રસ એ ત્રણ વસ્તુ છે કે જે કાવ્યની સાથે સંબંધ રાખે છે. કાવ્ય એ રસાત્મકવાક્યનું નામ છે. ધાતુ તથા પ્રાતિપદિક સાર્થક થાય છે. તિઙ્ અને સુપ્પ્રત્યય એનાથી થાય છે. તિઙન્ત અને સુપન્ત—અથવા એમ કહીએ કે દરેક પદ-સાર્થક થાય છે. વાક્ય સંબદ્ધ પદોના સમૂહનું નામ છે, અતઃ વાક્યનું નિરર્થક હોવું સ્પષ્ટ સિદ્ધ છે. અભિપ્રાય એ છે કે કાવ્ય, શબ્દ અર્થ તથા રસ એ ત્રણેની એક સ્થાનમાં અવસ્થિતિનુંજ નામ છે. આથી એ કાવ્ય, કાવ્ય નથી કહેવાતું, કે જેમાં અર્થ તથા રસ વિદ્યમાન ન હોય.

જ્યારે કાવ્યનાં એ ત્રણ અંગ છે, તો એનાજ વિકલ કે સફલ થવાથી કાવ્ય વિકલ કે સફલ કહેવાય. એ ત્રણમાંથી જો એક પણ અ વિદ્યમાન હોય તો કાવ્યમાં કાવ્યતા રહી શકતિ નથી, અને જો એ ત્રણેમાંથી કોઇ દુષિત હોય તો કાવ્ય દુષિત સમજવું જોઇએ એનીજ ઉત્તમતાથી કાવ્યમાં ઉત્તમતા આવે છે. પરંતુ પ્રત્યેક મનુષ્ય, એ ત્રણે વસ્તુઓને ઉત્પન્ન કરવાની એક સરખી શક્તિ રાખી શકતા નથી—જે મનુષ્યે કેવલ વ્યાકરણ તથા કોશ ઘુંટી લીધો હોય તે પણ, ઉત્તમ કે ઉત્કૃષ્ટ શબ્દો ને જોડી શકે છે—પણ જેણે એના સાથેજ શાસ્ત્રોનું અધ્યયન તથા લોક સંગમ-અથવા બહુ દશ્યતા-થી પોતાના જ્ઞાનને વિસ્તૃત કર્યું છે, તે ઉત્તમ શબ્દોમાં ઉત્તમ અર્થનો પણ સન્નિવેશ કરી શકે છે. પરન્તુ કાવ્યને વસ્તુતઃ કાવ્ય બનાવવા માટે તો, ઉત્તમ શબ્દ તથા ઉત્તમ અર્થ રૂપી સોનામાં એની સુગંધ આપવા માટે, અને રચનાને અંગત્રય સંપન્ન કરવાને માટે એક સ્વભાવિક અન્તર્દશ્યતા અથવા પ્રકૃતિની અંદર ઘુસવાની-શક્તિની આવશ્યકતા છે. એ સ્વાભાવિક શક્તિ વગર ઉત્તમ કવિતાની એક પણ પંક્તિ લખી શકાતી નથી; અર્થાત કાવ્યનાં ત્રણે અંગોમાં નિપુણતા પ્રાપ્ત કરવાને માટે ત્રણ પ્રકારનાં ભિન્ન ભિન્ન સાધનોની આવશ્યક્તા છે, જેમાંથી એ જો કે યત્ન સાધ્ય છે, અને એકજ અયત્ન સાધ્ય છે; તથાપિ એજ એક કાવ્યનો પ્રાણ છે અન્ય બંને ગુણોનો વિચાર કાવ્યની ઉત્તમતા કે નિકૃષ્ટતામાં થોડો કરવામાં આવે છે અને આનો વિશેષ કરવામાં આવે છે.

આ પ્રમાણે, એ ત્રણે અંગોની મુખ્યતા કે ગૌણતાપર 'કવિત્વના ત્રણ પ્રધાન પ્રકાર આશ્રિત છે. જે કાવ્યમાં અન્ય બંને અંશો રહેતાં—એક ત્રીજાની દ્રષ્ટાન્તને, માટે રસ માની લઇએ—પ્રધાનતાં છે તે રસ પ્રધાન કાવ્ય તથા એનો કર્તા રસ પ્રધાન કવિ કહેવાય: સંસ્કૃત ભાષાના કવિયોમાંથી એ ત્રણેનાં ઉદાહરણ લેવા માટે પંડિતરાજ જગન્નાથ, ભારવિ તથા ભર્તૃહરિ છે. પંડિતરાજ જો કે રસ પરિપાકમાં પણ ઓછા નથી—અને નથી તે અર્થથી પણ અનભિજ્ઞ તથાપિ પોતાના ગંગાલહરી નામના ગ્રંથમાં તે શબ્દ સૌંદર્યમાંજ સર્વને મ્હાત

કરી ગયા છે. એમાં તો કંઈ સંદેહ નથી કે કવિરાજની કવિતામાં કોઈ અસાધારણ તથા દીલને પીગળાવે એવા ભાવ ભરેલાં નથી અને નથી એમણે અત્યુત્કૃષ્ટ રસનો પાક દર્શાવ્યો. જો તે કોઈ ચીજમાં અનુપમ હોય તો શબ્દ સૌન્દર્ય-તથા પદ્યોના રીત ભંગના સૌંદર્યમાં છે. ભારવિ એ અર્થ પ્રધાન કવિ તો નિઃસંદેહ છે. એના કાવ્યના અર્થ ગૌરવનું વર્ણન મલ્લિનાથે આ પદ્યાર્થમાં ઘણી ઉત્તમતાથી કર્યું છે-"**नारिकेल फलसम्मितं वचो भारवेः सपदि तद्विभज्यते**" આ પ્રકારે ભર્તૃહરિ પણ જેટલા પોતાના વૈરાગ્ય તથા શ્રૃંગાર રસના અપૂર્વ પરિપાકને માટે પ્રસિદ્ધ છે-તેટલા બીજા કશા માટે નથી.

પરંતુ કવિઓની સકલરાશિ એ ત્રણજ શ્રેણિયોમાં આવી શકતી નથી. હજી અન્ય એવા કવિ છે કે જેમનામાં એક ગુણની પ્રધાનતાનો નિશ્ચય કરવો એ ઘણું કઠિન છે. જેમકે **ભવભૂતિ**માં કોઈ પણ એક ગુણનું પ્રાધાન્ય કહી શકાશે નહિ; ત્યાં શબ્દ અને રસ બંનેને સમાન પદ આપવું પડશે. આ પ્રમાણે કાલિદાસમાં પણ અર્થ તથા રસ બંનેની પ્રધાનતા સમાન તથા વિદ્યમાન છે.

હવે આપણે જોવું જોઇએ કે **બાણુ ભટ્ટ** એ શ્રેણિયોમાંથી કઈ શ્રેણિમાં અન્તર્ભૂત થઈ શકે એમ છે. **બાણુ** ભટ્ટના સર્વ ગ્રંથોમાંથી કાદમ્બરીનેજ આપણે ઉત્તમ તથા અંતિમ યત્નોની ઉત્પત્તિ માની શકીએ કારણ કે **બાણે** હર્ષ ચરિત એ સમયે બનાવ્યું હતું કે જ્યારે એની શક્તિયોમાં પ્રૌઢતા આવી નહોતી, અને પદ્ય લેખકના રૂપમાં બાણુભટ્ટને સામે રાખી એની શક્તિનો નિશ્ચય કરવો, એ એને અન્યાય કરવા જેવું છે; આથી એના ગુણાગુણનો વિચાર કરવામાં આપણે મુખ્ય દ્રષ્ટાન્ત કાદમ્બરીનેજ સ્વીકારીશું—જો કે અન્ય ગ્રંથોને પણ વિસ્મૃત કરવામાં આવશે નહિ.

બાણુભટ્ટ એવા કવિયોમાંના એક છે કે જે શબ્દ તથા અર્થને લીધે વિખ્યાત છે, અર્થાત બાણુની ગદ્ય કવિતામાં જે ગુણ છે તે પ્રાયઃશબ્દ તથા અર્થ સંબંધી છે, રસ સંબંધી નહિ. રસ સંબંધી ગુણતો દૂર રહ્યા પણ અહીં તો ઉલટા તત્સંબંધી ઘણા દોષ જોવામાં આવે છે અથવા એમ કહીએ કે બાણુભટ્ટની કવિતા એક પ્રકારના ઉત્તમ રસના અભાવથી યુક્ત છે. એમાં કંઈ પણ મનોવેધક રસના ઉદ્ગાર નથી. આ કથનનો એવો અભિપ્રાય નથી કે **બાણુ**ભટ્ટના ગ્રંથ સર્વથા રસહીન છે, એમાં પણ રસ છે અને બહુવ્યાપી રસ છે. જો એમાં રસ ન હોય તો તે કાવ્યત્વહીન કહી શકાય, અને એનો પંડિત મંડલમાં આદર થવો તો સર્વથાજ દુર્લભ થઈ જાત-પરન્તુ રસાભાવથી અભિપ્રાય એટલોજ ગ્રહણ કરવાનો છે કે સાહિત્ય દર્પણાદિ ગ્રંથોમાં ગણાવેલા રસના પ્રભાવનો અભાવ છે. શૃંગારવીર કરુણાદિ જે રસ એ ગ્રંથોમાં વિશેષતયા દર્શાવેલા છે-એમાંનો કોઈ પણ વિશેષરૂપે એના ગ્રંથોમાં પરિપક્વ નથી. પરંતુ એકવ્યાપિરસ, કે જે સારા ગ્રંથને મનોરંજક બનાવે છે, તે એના ગ્રંથમાં વિદ્યમાન છે. શબ્દ અને અર્થ સંબંધી ગુણ, નિઃસંદેહ આ કવિની કવિતાનાં આભૂષણ છે. આથી આ કવિને શબ્દાર્થ પ્રધાન કવિયોના સ્થાનમાં રાખવા પડે છે; છતાં પણ એમને કાલિદાસ કે ભર્તૃહરિની સમાન કોટિના કવિ ગણી શકીશું નહિ. પરંતુ એમાં

જરા પણ સંદેહ નથી કે બાણભટ્ટ હજી પણ કવિ મૂર્ધન્યોમાંના એક છે, પ
ગ્રંથ પણ કંઈએક ગુણોને લીધે આદરણીય છે. વિદગ્ધ-મુખ-મંડનકાર કહે છે.

"रुचिर स्वर वर्णपदा-रसभाववती जगन्मनोहरति ।"
'नोर्किं तरुणी ? नहि नहि वाणी बाणस्य मधुरशीलस्य ॥'

બાણભટ્ટનું કવિયોમાં કયું સ્થાન છે ? એ ઉપર દર્શાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે; પરંતુ આપણા પક્ષની સિદ્ધિ માટે જે પ્રમાણ આપવામાં આવ્યાં છે, તે સ્થાપના માત્ર છે, તે સ્વયંપણ સાધ્યસમ પ્રતીત થાય છે. છતાં એમાંનાં કેટલાંક સિદ્ધિની ઇચ્છા રાખે છે હવે આપણે એ સર્વ સ્થાપનાઓના પ્રમાણોને વિસ્તારથી જોવાનો પ્રયત્ન કરવો જોઇએ.

આમ કરતાં પ્રથમ આપણે નિમ્ન લિખિત બાબતોનો વિચાર કરીએ-૧ બાણભટ્ટની કવિતામાં શબ્દ તથા અર્થ સંબંધી અનેક ગુણ એવા વિદ્યમાન છે કે, જે એને સાધારણ કવિયોની શ્રેણીથી ઉચી ભૂમિકામાં લઈ જાય છે. ૨-બાણભટ્ટમાં પૂર્વના પંડિતોએ કહેલા રસોમાંથી જો કે કોઈ વિશેષ રસનો પરિપાક ઉત્તમ નથી તથાપિ એક અન્ય રસ છે કે જે બાણભટ્ટની કવિતામાં આદિથી અંત સુધી જોવામાં આવે છે, ૩ એ બંને વાતની પછી એ વાત આવે છે કે બાણભટ્ટની કવિતામાં દોષ કયા કયા છે ? આ પ્રશ્નોનો વિચાર કરતાં સાથે સાથે કેટલાક વૃથા આરોપેલા દોષોપર પણ વિચાર કરીશું કે જેથી એનું યથાર્થ સ્વરૂપ સમજાય.

(અપૂર્ણ).

ફુલચંદ બાપુજી શાહ.

---

## । निमंत्रण ।

આવો મળી રસિક સૌ રસનાં ઉપાસિ,
આવો મીંડી હૃદય સૌ હૃદયો વિકાસિ;
આવો નમી નમનમાં હૃદયો નમાવી,
પ્રીતે કરી પ્રભુપમાં ઉર પ્રેમ છાઇ.

'વ્રજવિહારી.'

# અમૂલ્ય ભેટો.

નીચેનાં પુસ્તકો કે વસ્તુઓમાંથી કોઈ એક પુસ્તક કે વસ્તુ મગાવનારને તેની કિંમત કે પોસ્ટેજ કંઈ પણ લીધા વગર તદન મફત મોકલવામાં આવે છે, પણ એક કરતાં વધારે પુસ્તક કે વસ્તુ મગાવનારે તે વધારાના દરેક પુસ્તક કે વસ્તુ બદલ અરધા અરધા આનાની ટીકીટ મોકલવી.

---

**બ્રહ્મચર્ય**—બ્રહ્મચર્યનો અલૌકિક પ્રભાવ દેખાડનારો દાખલા દલીલો સાથનો ઉત્તમ નિબંધ.

**સ્ત્રીસમાગમ** દીર્ઘાયુ તથા આરોગ્યની જાલવણુ માટે સર્વોત્તમ શાસ્ત્રીય નિબંધ.

**સ્વપ્નવિચાર**—શુભાશુભ સ્વપ્નોનાં ફળોના નિરૂપણની ચોપડી.

**સતી દ્રૌપદી**—શ્રીકૃષ્ણ પરમાત્માનાં પત્ની સત્યભામા પ્રત્યે સતી દ્રૌપદીએ પાતિવ્રત વિષે જણાવેલા ઉત્તમ વિચારો.

**ફેન્સી બુકમાકર્સ**—પુસ્તકો વાંચતી વખતે તેમાં નિશાની રાખવાનું ઉત્તમ સાધન માત્ર અંગ્રેજી જાણનારાઓએજ આ બુક માર્કસ મગાવવા.

**માલિની**—ઘણી બાબતોનું જ્ઞાન આપનારી રસીલી વાર્તા.

**કામશાસ્ત્ર**—ઉછરતી વયના અજ્ઞાન બાળકોથી થતી ભૂલોપર લક્ષ ખેંચનારો અપૂર્વ વિષય.

**સંગીત કામશાસ્ત્ર**—મનપસંદ ઢબની અસરકારક કવિતાઓમાં આખું કામશાસ્ત્ર.

**બાજીગર**—ભીમસેન તથા અર્જુનના ગર્વનો નાશ કરવાની શ્રીકૃષ્ણની અપૂર્વ યુક્તિ.

**દૈવજ્ઞવિદ્યા**—ભવિષ્યપ્રશ્નના જવાબોનું પુસ્તક.

**પુનર્લગ્ન અને પશ્ચાત્તાપ**—એક અસરકારક નિબંધ.

**આયુર્વેદ રહસ્ય**—હિંદી અને અંગ્રેજી ભાષાનું વૈદક ચોપાનીયું. માત્ર નમુનોજ મફત.

**ફેન્સી પોસ્ટ કાર્ડ**—ઉંચી જાતનાં જાડાં, લીસાં, સુશોભિત કાર્ડો.

**બાવીસ રસીલી વાર્તાઓ**—લક્ષ્મી અને સરસ્વતી, જેવી વૃત્તિ તેવું ફળ કૃતઘ્નપણું, ઇશ્વરનો અનુગ્રહ, વાદીના ગેરલાભમાં અપાયેલો ફેંસલો; એ પ્રમાણે બાવીસ વાર્તાઓનો સંગ્રહ.

**સિકંદર બાદશાહે કરેલી અમૃતની શોધ**—એરિસ્ટોટલ, ખ્વાજા ખીજર અને મહેતર અલીયાસના ચમત્કારિક ચોકસ ઈતિહાસ સહિત જાણવાજોગ રમુજી વાર્તા.

**અલંકાર મણિમાળા**—ઉપમા આદિ ૬૩ અલંકારોના દૃષ્ટાંત તથા સમજ સાથનું સંસ્કૃત પુસ્તક, માત્ર બી. એ. ક્લાસમાં અભ્યાસ કરતા સંસ્કૃત ભાષાના અભ્યાસીઓનેજ ભેટ અપાય છે.

**આયુર્વેદ માર્ગોપદેશિકા**—જુદાં જુદાં ત્રેસઠ દરદોનું વર્ણન, કારણ તથા ઉપાયોનું ઘણું સરસ પુસ્તક, આ પુસ્તક માત્ર અમારા ગ્રાહકોનેજ ટપાલ ખર્ચનો અરધો આનો લઇ મોકલવામાં આવે છે.

**સુવાવડ**—સ્ત્રીઓને પ્રસવ થવાના નાજુક અને ગંભીર મામલા વખતે ધ્યાનમાં રાખવાની જરૂરની સૂચનાઓ.

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી,**
આતંકનિગ્રહ ઔષધાલય,
જામનગર-કાઠીઆવાડ.

RG. No. B 764

# સુદર્શન.

( ધર્મ-ગૃહ રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર )

" सत्यंपरंधीमहि "—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

પુસ્તક ૨૫, અંક ૧૨ ] (માસિક) [ સપ્ટેમ્બર. ૧૯૦ ]

અનુક્રમણિકા.



ધી યુનિયન પ્રિંટિંગ પ્રેસ કંપની લિમિટેડમાં કેશવલાલ શાહે છાપ્યું—અમદાવાદ

વી. પી. કમીશન તથા ટપાલનું ખર્ચ મંગાવનારને શીરે.
મ. ન. દ્વિવેદીનાં પુસ્તકો.

# *આત્મ વિલાસ.

( આવૃત્તિ બીજી )

*આ પુસ્તક પણ મે. ડાયરેક્ટર સાહેબે શાળાનાં ઇનામ તથા લાયબ્રેરી માટે મંજુર કર્યું છે. કિં રૂ. ૧—૦—૦

# શ્રીવૃત્તિપ્રભાકર.

## બંધાઇને તૈયાર છે

કીંમત રૂ. ૩ ) ત્રણ

માહાત્મા શ્રી નિશ્ચલદાસજી પ્રણિતમુલાહદુસ્થાનિનું ગુજરાતી ભાષાંતર કર્તા રા. રા. મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

## કાન્તા.

( નાટક )

આવૃત્તિ બીજી.

તૈયાર છે કિ ૦—૮—૦

## ઉત્તર રામચરિત્ર

આવૃત્તિ બીજી

કિમત રૂ. ૧—૮—૦

## *ચરિત્ર.

આવૃતિ બીજી

કિંમત રૂ. ૧—૦—૦

સુદર્શન ઑફીસ—નડીયાદ.

*મે. ડાયરેક્ટર સાહેબે આ પુસ્તક શાળાઓમાં ઇનામ તથા લાયબ્રેરી માટે, પ્રમદ કરેલ છે.

આ શિવાયના તેમનાં અન્ય તમામ પુસ્તકો, સુદર્શન ઑફીસ—નડીઆદ. અથવા એમ એમ ત્રીપાઠી એન્ડ કંપની કાલકાદેવી રોડ, અથવા પંડિત જયેષ્ઠારામ મુકુન્દજી બુકસેલર નં. ૩૪૩ જવેરબાગ—મુંબાઈથી મળી શકશે.

એક આનાની ટીકીટ મોકલનારને તમામ પુસ્તકોનું લીસ્ટ સુદર્શન ઑફીસ—નડીયાદથી મોકલવામાં આવશે.

---

## તંત્રી યોજીત પુસ્તકો,

### યાજ્ઞવલ્ક્ય સંહિતા,

હઠ અને રાજયોગને સારી રીતે સમજાવી અતિ સરલ યોગ માર્ગ દર્શાવતો અર્થ સુધ સહ ગુજરાતી કીંમત ૦-૧૨-૦.

### આપણાં પુરાણો.

પુરાણો ગપ્પાં કહેનારને સબળ ઉત્તર કીમત ૦—૨—૦.

સુદર્શનના ગ્રાહકોને આ બંને ૦—૧૦—૦ મળશે ટપાલ જુદું.

### શીગાલવાદ સુત્ત*

અથવા

સર્વે ધર્મના ગૃહસ્થોને બાધ ન આવે તેવા બુદ્ધ ધર્મના સાદા, સરલ, નીતિસિદ્ધાંતો

કીમત ૦—૨—૦

( આ પુસ્તક મંગાવવા માટે ૦—૨—૬ ની ટીકીટોજ મોકલવી. )

* આ પુસ્તક ના. ગાયકવાડ સરકારના કેળવણીખાતા તરફથી " શાળા લાયબ્રેરીખાતે " તથા " શાળાઓમાં ઇનામ ખાતે " મંજુર થયું છે. શીક્ષકોને સારું કમીશન મળશે, તથા મુંબાઇ ઈલાકાના કેળવણી ખાતા તરફથી પણ લાયબ્રેરી માટે મંજુર થયું છે.

RG. No. 764.

આદ્યદૃષ્ટા.
એક અભેદમાર્ગ પ્રવાસી,
અહર્નિશ મણિલાલ નભુભાઇ દ્વિવેદી.

# સુદર્શન.

તન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ,
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર. ).

" सत्यंपरंधीमहि "—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

પુસ્તક ૨૫, અંક ૧૨ ] (માસિક) [ સપ્ટેમ્બર. ૧૯૧૦. ]

## નવલ પ્રભાત.

( મન્દાક્રાન્તા. )

પૂર્વે ઊગે નવલ સવિતા,ભાસતો ભવ્યદિવ્ય,
એનાં રૂડા કિરણુ કુમળા વિશ્વ સતું જગાડે;
ફૂંકે કર્ણે અધિક નવલા મન્ત્ર આત્મોન્નતિના,
ઉરે સ્ફુરે ,ગસબસ થતા ભાવ દેશોન્નતિના. ૧

×

ભાડુ ક્યારે મુજ ગરિબડાં જ્ઞાનનું તેજ ભાળે ?
ક્યારે ભોળાં હૃદય બનીને દ્વેષનું મૂળ ટાળે ?
ક્યારે જાણે મૂત તણી દયા મારું માઇ ઉખેડી ?
શીખે ક્યારે જગત મહિં છે સેવનો ધર્મ મોટો ? ૨
ક્યારે જીભે કડકડ વદે સ્તોત્ર માતૃ ભૂમિનાં ?
ઊનાં લોહી નસ મહિં વહે પ્રેમ ને શૌર્ય કેરાં ?
ક્યારે કાપે સખત રૂઢિનાં બન્ધનો દુઃખકારી ?
ક્યારે પાછાં સ્થિર થઈ રહે સત્ર ઋષિ જનોનાં ? ૩
ક્યારે હિન્દે ફરીથી જનમે ધર્મ જેવા મહાત્મા ?
ઘૂમે દેશે ભીમ પૃથુ સમા વીરલા વીર્યવાળા ?
ક્યારે બન્ધુ ભરત સમ આ દેશમાં નીપજેને ?
ક્યારે કૃષ્ણો વ્રજભૂમિતણા અંકમાં રમાડે ? ૪

કયારે ઐકયે હળીમળી રહે હિન્દનાં બાળકો સૌ ?
 કયારે લાભો સરખો નજરે ભેદ છોડી નિહાળે ?
કયારે અર્પે જીવન સઘળું દેશના હિત કાજે ?
 મૂકી છોડે મમત ઝઘડા જ્ઞાતિને ધર્મના સૌ ! ૫
કર્તવ્યોને સમજી સમજી ધર્મ્ય માર્ગે પ્રવર્તે:
 પાળે નીતિ જીવનભર સૌ સત્ય માંહિ રમંતાં:
પામે પેલા નવલ નૂર ને અન્તમાં એક્તાથી:
 કયારે આવું સઘળું બનીને દેશ મારો ઉજાળે ? ૬

×

પેલાં રૂડાં કિરણુ બનતાં હ્રય ઉંચાં ચડે છે,
 આશા મારી સબળ બનતી સાથ તે વિહરે છે;
પૂરો આશા દિનકર પ્રભો ! નાથ ! નેહે અમારી,
 ભગો રેડી, અમ હૃદયની અન્ધતાને ઉખેડી ! ! ! ૭

૧૯૬૭ કાર્તિક }
 શુ. ૧. બુધ } ભદ્ર.

---

# हवे अफसोस शानो छे ?

૪.

હતું ના કે ! ગણ્યું ના કે ! હતી ગમગીની આ હૈયે;
બધું બદલાયું તો આજે હવે અફસોસ શાનો છે ?
 હૃદય અંજાયલુ તેજે પ્રણયમાં પૂર્ણ ઝૂકે છે;
 સીમાના બન્ધ તૂટે છે ! અરે અફસોસ શાનો છે ?
બધું દીધું જ એ લીધું પ્રણયના તાનમાં હૈયે,
સફલતા સાધતાં આજે હવે અફસોસ શાનો છે ?
 પ્રણયયજ્ઞે પ્રણય પોતે પ્રણયથી જ્યાં ઝુકાવે છે,
 બલિ નિજતા થતી જ્યાં ત્યાં રહે અફસોસ શાનો છે ?
હતી આશા નિરાશા ત્યાં: નિરાશામાં થઈ આશા;
અહો ! હોંશે જ હોમ્યું છે બધું ! અફસોસ શાનો છે !
 હૃદયનું આ હૃદય દીધું ! અરે બાકી ન કૈં રાખ્યું;
 રહ્યો ઉંડાણમાં કાંટો છતાં અફસોસ શાનો છે ?
અરે, તુજ શોધમાં ગમીમાં ગયો કૈં કાલ ઓ દિલબર !
ગમી તુજ યારીમાં યે છે ! છતાં અફસોસ શાનો છે ?

ન સાકીને ઘટે ઠપકોઃ ત્હને તો શું કહું ઓહો ?
હવે તો હોમવું હૈયું! પ્રણયમાં શોચ શાનો છે ?
મળ્યું આપે અને અન્તે રહેશે દિવ્ય લ્હાણું એ ?
સહનનું કે રૂદનનું એ! છતાં અફસોસ શાનો છે?

૨૧-૯ઃ૧૦
કુંજઆવાસ
મોડાસા.

કુઞ્જ.

# प्रेम योगिनीओं ?

જોગ વિનાનાં જોગી ઓધા! સૌ અમો,
ભોગી છતાંયે ભોગ ન વાંચ્છી કાંય જો;
રાતદિન રસિયાથી રમતાં રાસમાં,
ત્યાગ ન કરી ઘર ત્યાગી રહેલાં ગ્હાંય જો.

કૂળ મરજાદા મૂકી મરજાદા ગણી,
લજ્જા ખોતાં લજ્જા માની મંન જો:
નેન રસ ખોવાતાં ખોઈ નેનને,
ઘર ન માની માની સઘળું વન જો.

પ્રાણ પ્રાણની ચાહ વિના મૌ મૌન લઈ,
હરિ હરાતાં કરી હરિ સન્યાસ જો,
પ્રેમ અધિકે પ્રેમ ભસ્મ ઉર ચોળીને,
યમુના કાંઠે ક'તાં પ્રીતિ ન્યાસ જો.

જટા ન તોયે જટા અમારે શિર છે,
સેવ ભર્યાં વીણુ વાળ હોળેલા આપ જો;
કૃષ્ણુ સ્નેહની શીંગી નાંખી કંઠમાં,
કાન ન ફડ્યા કહાન ધરી ઉર માંય જો.

નિત્ય સત્ય શૃંગાર પંથ એ યોગનો,
કૃષ્ણુ કથાની કંથા ધારી અંગ જો;
કામ મસ્ત અબધુત વેશમાં સૌ પળે,
વાંચ્છો એ અમ પરબ્રહ્મનો સંગ જો.

પી. પી. જૈન હાઇસ્કૂલ.
પાયધોણી—મુંબાઇ.

કહાન ચકુ ગાંધી.

# काव्य-प्रदीप ।

( અનુસંધાન ગતાંકથી. )

આ શૃંગાર, કરૂણ અને વીર ત્રણે રસ આત્માની ઉર્ધ્વગામી વૃત્તિનો આવિર્ભાવ છે અને તે ઉચ્ચતાનું પ્રમાણ પણ એ ત્રણે રસના પ્રાધાન્યથી અંકાય છે. જે કવિમાં આત્મોદ્ઘાટન સર્વ જગતની ઐક્યતામાં ભળી જવા સુધી પહોંચ્યું હોય છે તેનો પ્રવાહ શૃંગારમાંજ વહી રહે છે; ઉચ્ચતાની તેમ ઉતરતી સ્થિતિ કરૂણ અને છેલ્લી સ્થિતિ વીર રસમાં આવિર્ભૂત થાય છે. આપણે જો આખી દુનિયાના સાહિત્યને તપાસી જઇશું તો સહજ જણાશે કે પ્રત્યેક દેશમાં તે સમયના આત્મોદ્ઘાટનના પ્રમાણમાંજ તેની કવિતામાં પણ આ ત્રણમાંથી એક રસે પ્રધાન્ય લીધું છે. પ્રથમ દૃષ્ટાન્તમાં ગ્રીસ લઈ જે કાળમાં હોમરનું મહા કાવ્ય લખાયલું હતું તે કાળની કવિતામાંથી આપણે શું વિચારી શકીએ છીએ ? ન્યાય અને નીતિના અંશ કરતાં શૌર્ય અને સ્વાભિમાનની લાગણીનું જોર વિશેષ જણાય છે. શૃંગાર અને કરૂણના કરતાં વીરનું ઇલીયડમાં પ્રાધાન્ય છે. કોઇક સ્થળેજ શૃંગાર અને કરૂણનો આલંબ કરવામાં આવે છે અને તે પણ ગૌણ ભાવેજ. નીતિની અને તેથી તેના સૂત્રાધારરૂપ આત્મદૃષ્ટિની શીથિલતામાં હું અને મારૂં એ રૂપે પ્રકટ થતું ઉચ્ચ અભિમાન વીર્યની પરંપરામાં દેખા દેછે. દેવગણ પણ પોતપોતાની પ્રિયવસ્તુને સહાય કરતાં જગતમાં વીર્યનું દર્શન કરાવે છે અને પક્ષાપક્ષ કરવામાં આવા જગતના કલ્યાણ અકલ્યાણનો વિચાર ભાગ્યેજ નિયામક બને છે. કેવળ વિષયનાજ સંમોહથી દોરાઈ અભિમાનના તોરપર ચઢી ઉભય પક્ષ યુદ્ધ આદરે છે અને તેમાં વિવિધ પ્રકારે વીર્યનું પ્રચંડ દર્શન થાય છે. તે સમયે ગ્રીસ દેશના આત્મોદ્ઘાટનનોજ આ ભવ્ય ચિતાર છે. આર્યાવર્તના સંસર્ગે ગ્રીસની તત્વદૃષ્ટિનું ઉદ્ઘાટન આ કાળ પછીજ શરૂ થયું છે અને કરૂણાનો ભાવ પણ ત્યાર પછી દર્શન દેવા લાગ્યો છે. પશ્ચિમમાં ક્રિશ્ચિયાનીટીના પ્રચાર પછી દયા ભાવ ઉત્પન્ન થયો, અને એ દયાને અંગેજ એક ઇશ્વરના રક્ષણ નીચે સર્વ મનુષ્યના ઐક્યનો કેટલેક અંશે સ્વીકાર થવા લાગ્યો. વળી લ્યુથરના પછી મનુષ્ય જાતીની એકતાનો સ્વીકાર વધારે પ્રબળ થતાં ત્યાર પછી અને તે અરસાની કવિતામાં કરૂણનું પ્રધાન્ય જણાતુ ગયું તે એટલે સુધી કે પશ્ચિમનું સાહિત્ય વાંચતાં એમજ ભાન થાય કે તે કવિઓને માત્ર કરૂણ રસનુંજ ભાન હશે. ઇંગ્લિશ સાહિત્યમાં પણ બીજા રસો કરતાં કરૂણ રસનુંજ પ્રાધાન્ય જણાય છે. શેક્સપીયરનાં લખાણોમાંથી પણ કરૂણ રસનુંજ પ્રમાણ મોટું જડી આવશે. શૃંગાર રસતો કોક પ્રસંગેજ દેખાવ દે છે અને રોમીયો અને જ્યુલીએટ જેવા કોઇક નાટકમાંજ તેનો આવિર્ભાવ આત્માના આવિર્ભાવરૂપે સ્ફૂરે છે; ત્યાંય પણ કરૂણાનું એટલું જોર છે કે કવિને આખરે એજ રસ પ્રવાહમાં નાટકનો અંત આણવો પડે છે. સૃષ્ટિના સર્વ વ્યવહાર ઉપર સવિચાર દૃષ્ટિ ફેરવતાં તેમાંથી સાર તરવી કાઢનાર વિચારમાં મગ્ન થતા હેમલેટને કૃતઘ્નતા ઉપર તિરસ્કાર ઉત્પન્ન થાય છે, પોતાના નીચ કાકા ઉપર ધિક્કાર ઉપજે છે અને કેવળ નૈતિક સિદ્ધાન્ત ઉપરજ પ્રીતિવાળો થતાં એનું આત્મબળ એટલું ઉચ્ચ સ્થિતિએ પહોંચ્યું નથી કે નીચ પાત્રમાં પણ

આત્મભાવ અનુભવતાં એના ઉપર તે દયા લાવે, એના ઉપર ક્ષમાભાવથી જુવે હેમલેટના આત્મબળની આ નબળાઈ આખરે એના કરૂણા જનક અંતમાં તે સમયના આત્મવિકાસ ચિત્ર દોરી બતાવે છે. ઇંગ્લેન્ડમાં મહાન્ કવિ મિલ્ટનના વખતનાં શૃંગારે વધારે સ્પષ્ટરૂપ ધારણ કરવા માંડ્યું. આ દૈવિ કવિનો ઉચ્ચ આત્મા ધીમે ધીમે પેરેડાઈઝ લોસ્ટથી શરૂ થઈ પેરેડાઈઝ રીગેઇન્ડમાં સંપૂર્ણ રીતે આવિર્ભૂત થયો. જે આત્માનું અત્યારસુધી અંગ્રેજ વાચકને ભાગ્યેજ દર્શન થયું હતું તે આત્માના ઉજવળ પ્રભાવમાં તેના સમસ્ત સૃષ્ટિ પર્યન્ત પહોંચતાં પ્રેમે તેને લીન કર્યો. દૈવી સંપત્તિની સામે સતત શરૂ કરેલા યુધ્ધવાળી આસુરી પ્રકૃતિનો પરાજય એણે કવિશક્તિના અપૂર્વ ક્લાવિધાનથી ચીતરી બતાવ્યો. જગત માત્રને પોતાના આત્મ વિલાસમા શમાવતો દૈવી સત્તા આસુરી પ્રકૃતિના ઉપર પણ દયાર્દ્ર દ્રષ્ટિ નાખતી અને તેની મલગી અને દુઃખદ પ્રકૃતિને માટે ખેદ કરતી બનાવી. અજ્ઞાન મનુષ્ય પોતાની ઉચ્છૃંખલ વૃત્તિના વિષયપાશમાં સપડાતાં અધોગતિએ પહોંચ્યું જોઇ તેને ઉચ્ચ લક્ષ્ય કરાવવા સતત પ્રયત્નશીલ ઈશ્વરેચ્છાએ નીતિ પ્રવર્તક પુત્રનો જન્મ કરાવ્યો. આવા ઉત્તમ પુરૂષના કાર્યમાં આસુરી સંપત્તિ અનેક રીતે વિઘ્ન કર્તા રહી છતાં તેના ઉપર કેવળ દયા આણી તેની અવગણના કરતાં એ દૈવી સંપત્તિવાન ધર્માચાર્યને જ્વલંત જીવન વાળી સુંદર મૂર્તિ ચીતરી બતાવ્યો. શત્રુના ઉપર પણ મિત્ર ભાવની દ્રષ્ટિથી જોતાં શિખવાડ્યું. ખ્રીસ્તી ધર્મ શાસ્ત્ર-અસર સુધી જે શુષ્ક સંબોધન બન્યું હતું તેને આ કવિએ નવુંજ જીવન આપી તે માંથી અલૌકિક આત્મભાવવાળી દેવ મૂર્તિ ઉપજાવી કાઢી અને તેમાં જ એ કવિ આત્મા પોતેજ આવિર્ભાવ પામ્યો. આ શૃંગારમય મિલ્ટનનું કાવ્ય આ દ્રષ્ટિએ એક જૂદા કાળ પ્રવર્તક તરીકે મનાયું. આ મત્વ જાણે એવા અકસ્માતથી જણાયું કે તે સમયના લોકને આ કવિને ઇંગ્લેન્ડના કવિમાનતાં પણ કઠિન પડ્યું. ઘણાક એને આર્ય કવિ કહેતા, અને આ નામ એને વધારે યેગ્ય હતું. એ આગળ ઉપર સમજાશે. કવિતાની આ યથાર્થ દૃષ્ટિના અભાવે લોકમાં 'પેરેડાઇઝ લોસ્ટ' અને પેરેડાઈઝ રીગેઇન્ડ માંથી પેરેડાઇઝ લોસ્ટને ઉચ્ચ સ્થાન મળ્યું ત્યારે કવિ પોતે પેરેડાઇઝ રીગેઇન્ડનું સર્વોત્તમ કાવ્ય માનતો અને એ માન્યતા એટલી તો દ્રઢ હતી કે પોતાના પેરેડાઇઝ લોસ્ટનાં વખાણ લોકને મોં કવિ પોતેજ સાંભળી શકતો નહિ. લોકની માન્યતામાં કવિતાનો આત્મા કળા વિધાનમાંજ મનાતો ત્યારે કવિ કવિતાનો આત્મા પોતાના આત્મોદ્ઘાટનમાં માનતો અને આપણે જોયું તેમ કવિ મિલ્ટનનીજ માન્યતા કવિત્વના લક્ષણને યોગ્ય હતી. કળા વિધાનની ઉચ્ચ કલ્પનાથી અંજાન તે સમયના વિદ્વાને પેરેડાઇઝ લોસ્ટને ઉચ્ચ ગણ્યું ત્યારે સર્વોત્તમ આત્માનો ઉચ્ચ કળામાં આવિર્ભાવ થએલો જોઈ કવિ પોતે પેરેડાઇઝ રીગેઇન્ડમાંજ પ્રસન્ન થયો. કવિતાની આપણી દ્રષ્ટિએજ આ કવિ અને તેના વાચક વર્ગના પેરેડાઈઝ રીગેઇન્ડ વિષેના માનાન્તરનો ખુલાસો થઇ શકે છે. અન્ય રીતે કવિ હૃદયને સમજવું ઘણું કઠીન થશે. અંગ્રેજી સાહિત્યમાં આ અકાળે શૃંગારના દર્શનનો ખુલાસો મિલ્ટન અને તેમના મિત્ર ક્રોમવેલ અને એમના મંડલના પવિત્ર જીવનાંથી મળશે. આ આવિર્ભાવમાં એ પ્રજાની મહત્તાનાં બીજ હતાં તે બીજને આ સમર્થ કવિએ અનેક વિરૂદ્ધ પ્રસંગોમાં પણ સારી રીતે વાવ્યાં તો ખરાં છતાં એમનો ભગિરથ પ્રયત્ન દેશ કાળાનુસાર નહીં હોઈ નિષ્ફળ થયો અને તે ખીલી નીકળ્યાં નહીં. રેસ્ટોરેશનના સમયમાં નીચતા અને ભ્રષ્ટાચારે પ્રવેશ કર્યો તેમાં એ

શૃંગારના નામેજ તેના ઉત્તમ ભાવનો નાશ થયો. ત્યાર પછી જેમ જેમ આખી પ્રજામાં આત્મ ભાવની વૃદ્ધી થતી ગઇ તેમ તેમ મિલ્ટને રોપેલાં બીજ ફરી ફુટવા માંડયાં અને વર્ડ્સવર્થ, શેલી, ટેનીસન જેવા કવિઓમાં શૃંગાર શરૂ થયો. જગતની રચનામાં આત્માનું ઐક્ય નીહાળી આનંદ પામવાનો વખત આવ્યો. સૃષ્ટિના સરળ સૌન્દર્યમાં સર્વભાવનું એજ કરણ જણાયું. અસ્પષ્ટ પણ હૃદયની ઉચ્ચગામી વૃત્તિ પ્રેમના વિરલ ભાવમાં પ્રકટ થવા માંડી. સૃષ્ટિની કેવળ સાધારણ રચનામાં અને તેની સરળતામાં આનંદનું અંકુર ફુટતું જણાયું. નીચ વિષય વાન્છા ઉપર તિરસ્કાર શરૂ થયો. સુંદર ફુલ કે મનોહર પક્ષી કવિ હૃદયના પ્રેમનું પાત્ર બની તેનાં ગાન શરૂ થયાં. આ અવિર્ભાવ શરૂ થયો, પરંતુ મહાન્ કવિ મિલ્ટનના જેવો અને જેટલો ઉગ્ર પ્રભાવવાળો નહોતો, શૃંગારના મનોવેધક સિતારના તારપર કવિનું હૃદય હજુ નાચતું નહોતું. મિલ્ટનની પ્રેમભાવના સર્વવ્યાપક અને અતિ બળિષ્ટ હતી. એના આત્માનો પ્રભાવ સૂર્યના જેવો ઉગ્ર હતો અને નિરંકુશ સર્વ જગત્‌ને પ્રેમ ભાવથી આત્મ દ્રષ્ટિમાં વિલિન કરી રહ્યો હતો. પાછલા કાવને આ ઉત્તમતાની સ્હેજ સાજ ઝાંખી થઇ હતી અને રેસ્ટોરેશન સમયની કેવળ નીચભાવનામાંથી ઉદ્ધાર પામી ઉચ્ચ ભાવ પ્રતિ પ્રયાણ કરતી પ્રજા વર્ડ્ઝવર્થ જેવા કવિમાં સંતોષ માને, એના શૃંગારથી મોહાય તેમાં શું આશ્ચર્ય!

આપણા દેશના સાહિત્યનો ઇતિહાસ આથી વિલક્ષણ પ્રકારનોજ છે. પ્રથમથીજ આ દેશમાં શૃંગાર રસજ પ્રાધાન્ય ભોગવે છે, અને તેનું કારણ મૂળથીજ થએલા એના આત્મોદ્ધારમાંજ રહેલું છે. બ્રહ્માકાર વૃત્તિવાળું જીવન જગતમાં આપણાજ દેશમાં પ્રથમ જણાયું છે. જગતને આત્મામાં શમાવી દઈ બ્રહ્માણ્ડ તે આત્મનો વિલાસ છે એવો સત્ય સ્વરૂપ પણ અજ્ઞાત ને આશ્ચર્યકારક અને શંકાશીલ ધર્મ સિદ્ધાન્ત સર્વોત્તમ પ્રેમની મૂર્તિરૂપ વેદનાં ક્રાન્તદર્શી ઋષિઓએજ પ્રસિદ્ધ કર્યો છે. આપણું જૂનામાં જૂનું સાહિત્ય વેદ છે. એ શૃંગાર રસથીજ ભરપૂર છે. સૃષ્ટિની વિવિધ સુંદર રચનાના મનોહર ચિત્ર ચિત્રાયાં છે, પ્રેમથી તેમની પૂજા કરી છે. જગતના પ્રાણદાતા સૂર્યની સર્વ કળાઓએ વેદના કવિમાં આનંદનો પ્રવાહ રેડયો. પશુ, પખી વનસ્પતિમાં આત્મભાવ પૂરાતાં તેમનામાં દેવની કલ્પના થઈ. વિશાળ ગગનમાં ઉડુગણની સુંદરતા જોતાં અને ઉષાના મનહર રંગ જોતાં આત્મભાવ સંપૂર્ણ વેગમાં ઉછળી નીકળ્યો, આત્મસ્વરૂપ ગણી તેમની મિત્રતા કરવા કવિનું હૃદય દોરાયું, જે જે દેવનું આરોપણ થયું તે દેવ અજ્ઞાત પ્રજાની પેઠે કવિને ભયપ્રદ નથી. તેને હાનીકારક નથી પરંતુ પ્રેમ દૃષ્ટિવાળા વેદ કવિનો તે મિત્ર છે. દેવની સહાયે કવિ પોતે દોડે છે અને પોતાની સહાયે દેવને બોલાવે છે. દેવની ઉપકાર વૃત્તિનાં યશોગાન કરે છે દેવ અને માનવની એકતાનો સ્વીકાર કરતાં વેદ કવિ એને બલિદાન આપે છે અને જાણે તેના ઉપકારના બદલામાં દેવે આપેલો પ્રસાદ આનંદથી પોતે સ્વીકારે છે. કવિ દૃષ્ટિ ઉદારતા ભરી આખી સૃષ્ટિ ઉપર પડે છે અને પ્રેમમય તેની દૃષ્ટિને કેઈ સ્થળે ભય લાગતો નથી એના હૃદયમાં કોઇ પ્રકારનો વિષાદ નથી. આનંદનાજ તરંગ ઉપર એનું હૃદય વહી રહ્યું છે. પ્રસંગવશાત્ વૃત્ર જેવી પ્રતિકૂળ પ્રકૃતિના સંતાપથી દૂર રહેવા ઈંદ્રદેવના યુદ્ધની યાચના થાય છે તે પણ પરોપકાર અર્થેજ. જગતને કલ્યાણકારી ભાવનાના પ્રચાર પછી સર્વ મિત્ર ભેળા બેશી સોમરસનું પાન કરે છે, આનંદથી નૃત્ય કરે છે. આ કવિની દૃષ્ટિએ આખી

સૃષ્ટિમાં એકજ આત્મા તરવરી રહેલા જણાય છે અને તેમાંજ વિલીન થવાની પ્રેમ ભરી પ્રાર્થના કવિ હૃદય કરી રહ્યું છે. આવી ઉચ્ચ સૃષ્ટિમાં મનુષ્ય જીવનના સ્ત્રીપુરૂષની ભાવના મય લગ્નની વિધિનું દેવમાં પણ આરોપણ કરાય છે અને તહીં પણ એજ પ્રેમભાવ ઉદ્દીપન થતો જોઇ કવિ હૃદય આનંદમાં મગ્ન થાય છે. વેદની અંદર જે આત્મ દૃષ્ટિ વિરલ વિરલ થતી આખા બ્રહ્માણ્ડમાં પ્રસરી રહી છે-હરેક મનુષ્યને આનંદ આપી રહીછે—તેજ વૃત્તિ ઉપનિષદ્‌ના દૃષ્ટામાં વધારે સંઘટ્ટ થતી ચાલી છે. ઈશ્વર અને મનુષ્યની એકતાનાં ગીત ત્યાં ગવાયાં છે, જગત્‌ને આત્મામાંજ આટોપી લેવામાં આવ્યું છે, આત્માથી પર એવી કોઇ વસ્તુનો સ્વીકાર થતો નથી, સૃષ્ટિ માત્રનું આત્મસ્વરૂપ સ્પષ્ટ રીતે સ્વીકારાયું છે. અને આત્માના આ વિશાળ વંશ ઉપર સ્વભાવેજ પ્રેમ ઉભરાતો ચાલ્યો જાય છે. સૃષ્ટિનો પ્રેમ કેવળ સ્વાભાવિક રૂપમાંજ સ્ફુરી નીકળે છે. આ શૃંગારનું પ્રથમ દર્શન કવિતાનું રહસ્ય નહીં સમજનારને નિરતેજ લાગે ! મેક્ષમ્યુલર જેવાને પ્રથમ આ દર્શન માત્ર બાળકની રમત જેવું જણાયું હતું ! એમાં એમને શિખવાનું કાંઈ જણાયું નહોતું ! પરંતુ એ કવિના આત્માનું ગ્રહણ થતાં અને કવિત્વના અંશની એમને ઝાંખી થતાં એમાંથી જે શાન્તિ અને જ્ઞાન મળ્યાં તે એમના જીવનને અંત સુધી આનંદમાં વહી ગયાં. એનો એજ શૃંગાર આદિ કાવ્ય રામાયણમાં દેખાયો મહાન્ કવિ વાલ્મિકિના પ્રેમી આત્માએ સૃષ્ટિ સૌન્દર્યતાના કરતાં પોતાની દૃષ્ટિ સંસારપર ફેરવી. મનુષ્યના અંદર, અંદરના સંબંધમાં એજ રૂપ દીઠું; શત્રુ મિત્રમાં એકજ સત્યની સંકળના બતાવી. આસુરી પ્રકૃતિથી સંતપ્ત દેવગણે વિષ્ણુની યાચના કરી, પ્રેમ ભર્યું વિષ્ણુનું હૃદય તપી ઉઠ્યું. ઉત્તમ ધાર્મિક જીવનને વિઘ્નકર કેટલીક આસુરી પ્રકૃતિને શમાવી તેને ધર્મ પંથમાં દોરી જગત્‌માં આનંદ પ્રસારવા વિષ્ણુએ પોતે અવતાર લીધો. બાલ્યાવસ્થામાં ભ્રાતૃભાવના પ્રેમની અપૂર્વ સૃષ્ટિ દેખાડી. અતુલ શૌર્યની સાથે ઉદારતાનો ઉભળકો બતાવ્યો. રાક્ષસાદિના સંહારમાં ક્રોધ અને અહંતા કરતાં તેમના ઉપર દયા ભાવેજ દર્શન દીધું. ધર્મપાલક રામે પરશુરામનો મદ ઉતાર્યો. પરશુરામને આત્મસત્તાનું ભાન થતાંજ આ મહાન પ્રતાપી રામચંદ્રની વિભૂતિ પરશુરામના ચરણમાં નમન કરી ઉભી રહી ! માતા પિતા ઉપરના એમના પ્રેમે રાજ્ય લક્ષ્મિનો ત્યાગ કરાવ્યો. અનેક પાપી જીવને પાવન કરતાં ઉત્તમ જીવનો આદર્શ બતાવતા અને પ્રેમ સ્વરૂપ રૂષિ મુનિઓને પણ પોતાના આત્મ ભાવથી આંજી નાખતાં રામચંદ્ર પ્રાણિ માત્ર ઉપર પ્રેમ અને દયાભાવનો આવિર્ભાવ બતાવતા અરણ્યમાં રહ્યા. લક્ષ્મણ અને સીતા ઉપરનો તેમનો અલૌકિક પ્રેમ તો અનહદ ! ભરતને સેના સાથે ચિત્રકુટ ઉપર મળવા આવતા જોઈ લક્ષ્મણે કરેલા ક્રોધ પ્રતિ રામના પ્રેમે ઉપહાસજ કર્યો. રામનું હૃદય ભિન્ન ભાવ રાખી શકતું નથી. જેના દુર્વિનીત પ્રેમે રામને વનવાસ આપ્યો તેનાજ પુત્રે રામના હૃદયમાં લુબ્ધ થઈ એમને અર્થે રાજ્યનો પરિત્યાગ કર્યો, એજ પ્રેમી હૃદયના રટણમાં યોગવૃત્તધારી પ્રેમને વિસ્તારતાં દિવસ નિર્ગમન કરવા માંડ્યા. કેવળ અશિક્ષિત અને જંગલી પ્રજાઓમાં રહીને તેમને એજ ઉચ્ચ હૃદયે પ્રેમના પાશથી બાંધ્યા, તેમની મૈત્રિમાં જોડાઈ ધર્મનો પ્રચાર કર્યો. એજ પ્રેમ પંપાને કાંઠે અને પંચવટીમાં રામ જાનકીના વિલાસમાં પણ પરિણામ પામ્યો. જેવી રીતે તેણે રામ સીતાને એક રૂપ બનાવ્યાં તેવીજ રીતે રામ લક્ષ્મણને ભ્રાતૃ સંબંધમાં પણ એક રૂપતામાં ગૂંથ્યા, સુગ્રિવ, વિભિષણ, હનુમાન સર્વને નીચ ઉંચનો ભાવ વેગળો કરી એક ભાવમાં ભેળ્યા; રાવણના

કેટલાક દોષને માટે જ્યારે રામમાં એણે દયા પ્રેરી ત્યારે એના ગુણની એમની પાસે પ્રશંસા કરાવી એની સાથે યુદ્ધ કરી એનો નાશ કરતાં પણ રામની પાસે એજ ઉચ્ચભાવે ખેદ કરાવ્યો, એને મૃત્યુ પછી ઉચ્ચ સ્થાન અપાવ્યું. હજારો વિષયાનંદમાં નાખતી લાલચોને ઠોકર મારી કવિનો સર્વોત્તમ પ્રેમી આત્મા આ સંસારના સર્વ વ્યવહારમાં રમણ કરતો જ્યાં ત્યાં ઉચ્ચતાનો ગંધ લગાડતો ઉચ્ચાભિમુખ પ્રાણિને પોતાના દર્શનમાં સંમોહ ઉત્પન્ન કરતાં પોતાના જીવનમાં ભેળવતો કાર્ય સિદ્ધિ કરી પ્રેમમાંજ લીન થયો. એણે શત્રુમાં શત્રુતા દીઠી નથી શત્રુને શિક્ષા કરવામાંય એનો પ્રેમજ કારણભૂત થયો. નીચતામાં એણે નીચપણું જોયું નથી પરંતુ નીચતાને એના પ્રેમે ઉચ્ચસ્થાને ચઢાવી, પાપીના ઉપર પ્રેમ આણી એનો ઉદ્ધાર કર્યો. અન્ય પુરૂષની થએલી ભૂલની ક્ષમા કરી પોતાનો ભક્ત કર્યો વાનર જેવી જંગલી પ્રજામાં આત્મભાવ અનુભવતાં હનુમાનને પોતાનો ઉત્તમોત્તમ ભક્ત અને મિત્ર બનાવ્યો. સીતા જેવી અપૂર્વ પ્રેમ અને ધર્મ મૂર્તિ ચીતરી તેને જગદ્વંદ્યા કરી. એ સીતાના વિયોગથી વિહ્વલ કરી તેજ પ્રેમે રામને તેમની શોધમાં વનેવન ભટકાવ્યા અને લક્ષ્મણના હૃદયને એ પ્રેમેજ બંધુ રામના દુઃખે દુઃખ કર્યું. આ પ્રેમ અને આજ આત્મભાવથી આખું રામાયણ રસીક થઈ રહ્યું. અવાન્તર વ્યાપારમાં પણ આજ પ્રેમ ભાવે અનેક વિધિ દર્શન દીધું. સ્ત્રી પુરૂષના વિરલ વિલાસમાં પણ વિષયાનંદમાં નહીં ડુબતાં કવિની દૃષ્ટિ એકજ ઉર્ધ્વમાર્ગ તરફ સદા બદ્ધ રહી. રામાયણનો આ શૃંગાર તેટલીજ ઉચ્ચકળામાં ગુંથાયો અને જગતમાં અનુપમ કાવ્ય તરીકે આ મહાન્ ઉચ્ચ આત્મદર્શન સર્વાનુમતે સ્વી કરાયું. વીર અને કરૂણ રસે રામાયણમાં દર્શન દીધું પરંતુ એ સર્વ આ શૃંગારના પોષકબળની ગૌણ ભાવેજ પ્રવર્ત્યા. મહાભારતના ભગવાન્ વ્યાસનો આવિર્ભાવ પણ એજ ગાન કરી રહ્યો હતો. રામાયણના કરતાં એમના સંસારનો વિસ્તાર વિશાળ હતો. મનુષ્યનો એવો એક પણ વ્યવહાર ભાગ્યેજ હશે જે મહાભારતના અવલોકન તળે નહીં આવ્યો હોય. રાજકીય, વ્યાવહારિક, આર્થિક, ધાર્મિક, અને તત્વાનુસંધાન દૃષ્ટિએ આખા આર્યાવર્તના હજારો વર્ષના પ્રાચીન ઇતિહાસને અને તત્કાલિન રાજ્ય અને સંસારની સંસ્થાઓને ફેંદી નાખી, હરેક દૃષ્ટિથી તપાસી જોઇ આખરે એજ પરમ નૈતિક તત્વનું સત્ય તારવી કાઢ્યું. એજ ઉત્તમ પ્રેમે અજાત શત્રુ યુધિષ્ઠિર, ધર્મ પરાયણ ભીષ્મ, અને ઈશ્વર ભક્ત વિદુરની ભાવનાઓના ભવ્ય ચિતાર ચિતર્યા. સર્વ ધર્માચાર્યોના શિરોમણી ભગવાન્ કૃષ્ણની પાસે અને તેના પવિત્ર શિષ્ય અર્જુનને નિમિત્તે જગત્ મોહક ગીતામૃતનો પાઠ કરાવ્યો. મહાભારત કાવ્ય એવડુતો વિશાળ છે કે એમાં અનેક વૃત્તિનો આવિર્ભાવ સ્થળે સ્થળે થઈ રહ્યો છે; પરંતુ કવિના આત્માનો આખા કાવ્યમાં થતો આવિર્ભાવ આપણે જોઇશું, મુખ્ય કથાની સંકળના ઉપર દૃષ્ટિ રાખીશું તો સ્પષ્ટ સમજાશે કે પ્રધાન રસ અહીં પણ એજ રસરાજ શૃંગાર છે. અહીં મહાભારતનું લંબાણથી સ્પષ્ટીકરણ કરવું મૂકી દઈ પુરાણકાળનું શ્રીમદ્ ભાગવત જોઇશું તો ત્યાં પણ શૃંગાર રસજ પ્રાધાન્ય ભોગવી રહેલો જણાશે. માત્ર વિષય જરા સંકુચિત થતો ચાલેછે. સર્વ ઉત્તમ ભાવ ભગવાન વિષ્ણુના ભણીજ ખેંચાયા છે અને અનેક રૂપમાં એજ શૃંગાર અથથી તે ઇતિ સુધી કવિના હૃદયને ચીતરી રહ્યો છે. ભગવાન વીરભાવે દર્શન દે છે છતાં પ્રેમમાંજ એમની સમાપ્તિ થાય છે. ભગવાનનો પ્રસંગ સર્વને સુવિદિત છે માટે એના ઉપર વિશેષ કાળક્ષેપ કરવો યોગ્ય નથી.

આ રૂપી કવિઓના સમય પછી કાળીદાસ,* ભવભૂતિ, જયદેવ જેવા કવિના સમયમાં પણ શૃંગાર એજ આર્યાવર્તમાં પ્રધાન રસ સ્વીકારાયો છે. જાતિના વ્યવહારમાંથી ધીમે ધીમે વ્યક્તિના વ્યવહાર ઉપર કવિ દ્રષ્ટિ ઉતરી અને ત્યાંય પણ એજ પ્રેમ ભાવ શૃંગારરસમાં જણાયો. વ્યક્તિ વ્યક્તિની એકતામાં તે ફલિત થયો. સ્ત્રી પુરૂષના સંબંધ પણ એજ સૂત્રની દ્રષ્ટીથી તપાસાયા, અને એમના સંસારનો સારાસારનો વિચાર પણ એજ ધોરણે બંધાયો એજ ધોરણે રાજા પ્રજાના ધર્મની તુલના થવા લાગી અને એજ પ્રેમના ધોરણે અનેક જીવ સૃષ્ટિનો વિચાર થયો. પૂર્વ કાળમાં આખી સમષ્ટિમાં રમણ કરી રહી પ્રેમે જે વિશાળ રૂપ ધારણ કરી સૃષ્ટિની વિવિધ રચનાનાં ગાન ગાયાં હતાં, દેવ અને માનવની મિત્રતામાં આનંદ માણ્યો હતો તે સમષ્ટિ પ્રેમભાવ જરા ગૌણ થયો અને વ્યષ્ટિમાં વધારે સંઘટ્ટ થતાં જ્યાં જણાયો ત્યાં એનો આવિર્ભાવ ઘણો વેગ વાળો દેખાયો. કાળિદાસના શૃંગારે શકુન્તલા અને દુષ્યન્તને ચીતર્યાં આખા વિશ્વને પોતાના પ્રેમમાં સમાવવા તપશ્ચર્યા કરી રહેલા રૂષિમાં શેષ રહેલા વિષયના પ્રમાદથી ઉત્પન્ન થએલી બાળાને બ્રહ્માકાર વૃત્તિ પામેલા રૂષિએ અતિ વ્હાલથી અરણ્યમાં ઉછેરી મોટી કરી તેનામાં પોતાનો પ્રેમ સંક્રાન્ત કર્યો. એ બાળા પશુ, પંખી, વનસ્પતિ, સર્વમાં આત્મારોપણ કરી એમની સાથે એવાજ શુદ્ધ પ્રેમથી નાચતિ રમતી ઉછરી મોટી થઇ એક નિર્દોષતાની પુતળી સમી ઉત્તમ લવણ્ય પામવા ભાગ્ય વાળી થઈ. કાળીદાસના વિલાસી પ્રેમે તપોવનનાં ફુલ ઝાડને એના સ્વાભાવિક પ્રેમભર્યા ઉમળકાથી પોતાને હાથેજ પાણી સીંચી ઉછેરતી બતાવી. રૂષિ આશ્રમનાં મૃગાદિ પશુમાં ભ્રાતૃભાવ વાળી એમની જીવન ચર્યામાં પોતાનાજ જીવન જેટલી આકાંક્ષિત ચીતરી. પોતાના જેવાજ ઉત્તમ ગુણવાળા દુષ્યન્ત રાજાનું દર્શન થતાં એના પ્રેમે પ્રેય વસ્તુને ખોળી કાઢી પણ ધર્મભાવનાએ વિષય વાસનાને વધતાં દબાવી સ્ત્રીની શણગાર રૂપ સહજ લજ્જાને વશ કરી. દુષ્યન્ત આ મનોહર મૂર્તિના દર્શનથી પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યો, શકુન્તલાને પોતાની સાથે ઐક્યમાં જોડવા વિચારગ્રસ્ત થયો, સત્પુરૂષના હૃદયે ઉત્તમ ભાવ વાળી અંગનાનો સ્વીકાર કર્યો અને એનામાં આત્મદર્શન જોવા દુષ્યન્તે યાચના કરી. શકુન્તલા પિતાના આશ્રમમાંથી પિતૃગૃહે જવા તૈયાર થઈ ત્યાં એજ પ્રેમે કાંઇક જૂદુ રૂપ દેખાડયું, પશુ, વનવૃક્ષ અને સર્વ વનસ્પતિમાં એકજ પ્રેમ ભાવ દેખાડયો. શોક અને આનંદની મિશ્ર લાગણીની સાથે વ્હાલાં સંબંધીથી ધર્મ અર્થે શકુંતલા જૂદી પડી. દુષ્યન્ત પાસે જતાં એની અવગણના થઇ, એનું એ લાવણ્ય રાજ્ય ધર્માસન ઉપર બેઠેલા દુસ્યન્તને મોહ પમાડી શક્યું નહીં. પોતાનાં વિષય અને આનંદ કરતાં પોતે નહીં સ્વીકારેલી એવી સગર્ભા સ્ત્રીને જો હું રાજાજ ઘરમાં રાખું તો પ્રજામાં અનાચારનો અધર્મ પ્રવર્તે એજ વિચારે રાજાનું હૃદય પથ્થર જેવું કર્યું. શકુન્તલાની સાથે આવેલાં એનાં સંબંધીઓના કહેવા છતાં રાજા રાજ્ય ધર્મ પાલન કરતાં જરાય લાવણ્યથી મોહાયો નહીં. રાજાનો આટલો દ્રઢ આગ્રહ જો ઈસ્વજન પણ શકુન્તલા ઉપર શંકાશિલ નજરથી જોવા લાગ્યાં શકુન્તલાના વર્તનમાં એમની આંખે અધર્મની છાયા જણાઈ. કેવળ નૈતિક જીવન ગાળનાર રૂષિમંડળનો ગાઢ પ્રેમ એક દમ શકુન્તલા ઉપરથી ખસી ગયો. તેઓ શકુન્તલાનો ત્યાગ કરી ચાલતાં થયાં. શકુન્તલાને પોતાના સત્ય ઉપર, ધર્મ ઉપર અચળ શ્રદ્ધા હતી. એ નિષ્કપટ અને નિર્મળ હૃદય તપી ઉઠયું છેવટે આત્મઘાત કરવાની અણી ઉપર આવતાં દૈવી પ્રકૃતિએ બચાવી લીધી. મારીચ રૂષિના આશ્રમમાં પતિપરાયણા સતી પ્રેમ તપશ્ચર્યામાં દિવસ ગાળવા લાગી. દુષ્યન્ત ઉપ-

રથી વિસ્મૃતિનું આવરણ ખસતાં એને શકુન્તલાનું ભાન થયું. પોતાના પ્રમાદથી એને કરેલા અન્યાયનું શલ્ય દુઃખ દેવા લાગ્યું. પવિત્ર ચરિતવાળી શકુન્તલાનું શું થયું હશે એના શોકમાં ચિત્તભ્રમ થયો. ઇન્દ્રને સહાય કરવા દુષ્યન્ત સ્વર્ગમાં ગએલો ત્યાંથી પાછો ફરતાં મારીચ રૂષિના આશ્રમમાં એક બાળકની અબાળ સત્વવાળી ચેષ્ટા જોતાં એનું હૃદય ખેંચાયું એનો પ્રેમ જાગ્રત થયો અને ત્યાં શકુન્તલાનો મેળાપ થયો. દોષવાન દુષ્યન્તે પોતાના પાપની ક્ષમા માગી, શકુન્તલાનું પ્રેમી હૃદય આ પ્રસંગનો આનંદ જીરવી શક્યું નહીં. અશ્રુધારથી પોતાના દુર્ભાગ્યને માથે દુઃખનો દોષ મુકતાં તે પતિના કંઠમાં વળગી પડી. કાલિદાસનો ઉચ્ચ આત્મા આવી ઉચ્ચ વૃત્તિઓમાં આવિર્ભાવ પામી પ્રેમનું દર્શન કરાવી રહ્યો હતો. મેઘદુત, વિક્રમોર્વશી અને એમનાં મહા કાવ્યોમાં પણ એજ ઉચ્ચ રસે પ્રાધાન્ય લીધું છે. હૃદયવેધક રામસીતાના શૃંગારમાં ભવભૂતિ કવિનો આત્મા ઉત્તરરામચરિત દ્વારા આવિર્ભૂત થયો છે અને ભક્તિના અલૌકિક રસમાં જયદેવ કવિ ગીતગોવિન્દદ્વારા પ્રકટ થયો છે. મૃચ્છકટિકનો કવિચારૂદત્ત અને વસંતસેનામાં સંપૂર્ણ શૃંગારના ભભકમાં દેખાયો છે. શૃંગારનું પ્રાધાન્ય સંસ્કૃત સાહિત્યમાં એટલે સુધી સ્વીકારાયું છે કે દરેક નાટકનો અંત આનંદમાંજ આણવાની નાટ્યકાર ભરતની આજ્ઞા છે અને સંસ્કૃત નાટકના આવડા મોટા ભંડોળમાં મૂદ્રારાક્ષસ અને વેણીસંહાર વિના ભાગ્યેજ કોઈ નાટકમાં પ્રધાનરસ વીર હશે શૃંગારની પ્રણાલિકા સંસ્કૃતમાંથી પ્રાકૃતમાં પણ એક ધારી ચાલી આવી. વ્રજભાષાનો કવીન્દ્ર તુલસીદાસ રામસીતાની કથામાં એજ પુણ્ય ભાવમાં પ્રગટ થયો. ગુર્જર કવિઓમાં મીરાં અને નૃસિંહ મેહેતો તથા પ્રેમાનંદ, દયારામ અને બાળ એ પણ એજ રસના ભક્ત સુવિદિત થયા.

આટલા લંબાણથી કરેલા વિવેચનથી એટલું સ્પષ્ટ થયું કે આત્મોદ્દ્ઘાટનના પ્રમાણમાંજ કવિતાએ પ્રત્યેક દેશમાં શૃંગાર, કરૂણ કે વીર રસમાં દર્શન દીધું છે અને આ સત્યથી કવિતાના આપણે બાંધેલા લક્ષણની સર્વમાન્યતા પણ સિદ્ધ થઈ. વળી પારદર્શક મણિગણની માળામાં પરોવેલા સત્રની પેઠે રસ પ્રવાહમાં વહેતો આત્માનો આવિર્ભાવ સંસારના વ્યવહારમાં કેવી રીતે વિવિધ રૂપે દર્શન દે છે એવું પણ આપણને ભાન થયું. સમષ્ટિમાંથી વ્યષ્ટિ રૂપમાં જણાતો શૃંગાર કેવા કેવા પરિવર્તપામતાં છતાં માળામાંના સત્રની પેઠે પ્રેમ રૂપેજ આવિર્ભૂત થતો જણાયો! આપણી આંખ આગળ થઇને માળાના મણકાની પેઠે વિવિધ અનુભવના વિષયો ફરી જતાં દ્રષ્ટિમાંતો એ સર્વ વિષયોમાં સૂત્ર રૂપ રહેલો ઉચ્ચ પ્રેમજ ઉભરાઈ આવતો જોયો. જ્યાં અનુભવના વિષય ઉપરની આસક્તિ વ્યક્તિમાં એટલી સંઘટ થાય કે તેમાં રહેલો સત્ર રૂપ પ્રેમ આપણને જણાયજ નહીં અને માત્ર વિષયાસક્તિમાંજ આપણી દ્રષ્ટિને લુબ્ધ કરી બાંધી રાખે અને સ્થૂળતાને લીધે તેનું પારદર્શક પણું નાશ પામતાં સત્રની દ્રષ્ટિ પ્રયત્નેય ઉઘડે નહિ ત્યાં કવિત્વની હાની થતી સમજવી. શૃંગાર શૃંગાર ભાવનો ત્યાગ કરતો જાણવો. વિષયની અંદર લુબ્ધ થતાં આપણી ઉત્તમ વૃત્તિના આવિર્ભાવનાં દ્વાર બંધ થએલાં સમજવાં; અને જો એવી આસક્તિમાં રસ પડતો જણાય તો સમજવું કે એ રસ શૃંગાર નથી, એ લખાણ કવિતા નથી પરંતુ એતો સરળ અને અશિક્ષિત હૃદયનો વંચક અતિ ક્ષુદ્રવૃત્તિનો આવિર્ભાવ બિભત્સ કહેવાતો રસ છે. એની ગણના કવિતામાં નથી. એમાં મનુષ્યની વિષયાંધતાનોજ આવિર્ભાવ છે. (આગળ ચાલુ:)

ભગનભાઇ ચતુરભાઇ પટેલ.

---

# वाजसनेय संहितोपनिषत्.

અથવા

## ઇશાવાસ્યોપનિષત્.

ओं पूर्णमदः पूर्णमिदंः पूर्णात्पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्य ते ॥
ओं शांतिः शांतिः शांतिः ॥



જેમાંથી ચિદ ચિન્મયી જગત આ ભાસે રચાયું વળી,
જે નિત્યે જગમાં વસી અવતરી પાળેજ તેમાં મળી;
જે સંહાર કરે વળી જગતણો, માયા ન જાએ કળી,
એવા કારણ રૂપને મન થકી સેવું સદા હું હળી.

हरि ओं३ ॥

મૂળ—ईशावास्यमिदं ँ सर्वं यत्किंच जगत्यां जगत् ।
तेनत्यक्तेन भुंजीथा मागृधः कस्य स्विद्धनम् ॥ १ ॥

પદ—ईशा, वास्यं, इदम्, सर्वं, यत्, किंच, जगत्यां, जगत् ।
तेन, त्यक्तेन, भुंजीथाः, मा, गृधः, कस्य, स्वित्, धनम् ॥

अन्वय—इशा, जगत्यां, यत्, किंच, जगत, इदं, सर्वं, वास्यम् ।
तेन, त्यक्तेन, भुंजीथाः, कस्य, स्वित्, धनं, मा, गृधः ॥

અર્થ—ઇશ્વરે જગતમાં જે કંઈ જગત (છે તે) આ સર્વ વસવા યોગ્ય (છે); (તું) તેને ત્યાગ વડે ભોગવ; કોઇના પણ ધનની ઇચ્છા કરીશ માં.

ટીકા—આ ઉપનિષત્માં કર્મનો બોધ કર્યો છે, પણ તે ફલરહિત-નિષ્કામ કર્મનો બોધ કરેલો છે. અર્થાત્ તેમાં વૈરાગ્ય બોધ છે.

મૂળ—कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छत ँ समाः ।
एवंत्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे ॥ २ ॥

पद—कुर्वन्, एव, इह, कर्माणि, जिजीविषेत्, शतं, समाः ।
एवं, त्वयि, न, अन्यथा, इतः, अस्ति, न, कर्म, लिप्यते नरे ॥

अन्वय—शतं, समाः, कर्माणि, कुर्वन्, एव, इह, जिजीविषेत् ।
एवं, त्वयि, नरे, कर्म, न, लिप्यते, इतः, अन्यथा, न अस्ति ॥

અર્થ—સો સંવત્સર સુધી કર્મો કરતાંજ આ (જગતમાં) જીવવું; એ રીતે તારે માટે પુરૂષને કર્મ ન લેપે, એથી બીજો (પ્રકાર) નથી.

ટીકા—દીર્ઘાયુષી બની કર્મ કરવાં જ; કર્મ વિનાતો રહેવાનુંજ નથી. માટે તે કરવાં પણ તેમાં લેપાવું નહિ, એમ બોધ છે-

मूल—असूर्या नाम तेलोका अंधेन तमसावृताः ।
ता ५ स्ते प्रेत्याभिगच्छंति ये केचात्महनो जनाः ॥ ३ ॥

पद—असूर्या, नाम, ते, लोकाः, अंधेन, तमसा, आवृताः ।
तान्, ते, प्रेत्य, अभिगच्छंति, ये, केच, आत्महनः, जनाः ॥

अन्वय—ये, केच, आत्महनः, जनाः; ते लोकाः, असूर्या, नाम ।
अंधेन, तमसा, आवृताः; ते, तां, प्रेत्य, अभिगच्छंति ॥

અર્થ— જે કોઇ આત્માની હત્યા કરનારા પુરૂષો (છે); અંધ તમસથી આવૃત, અસૂર્યા નામના લોકો પ્રતિ મરણ પામીને જાય છે.

ટીકા—જે પુરૂષો આત્મઘાત કરે છે, એટલે પોતાનાં કર્ત્તવ્યમાં પરાયણ નથી રહેતા તેઓ અસૂર્યા, એટલે જ્યાં સૂર્ય ઉગતો નથી એવા અંધતમસથી વ્યાપ્ત લોકને વિષે મરણ પામ્યા પછી જાય છે. તાત્પર્ય એમ પણ છે કે આત્મઘાતી પુરૂષો અસૂર્યા એટલે અસુરોને રહેવાનું સ્થાન, કે જે તમોગુણ રૂપ અંધકારમય છે, ત્યાં જાય છે; એટલે આત્મઘાતિઓની ગતિ મરણ પછી આસુરી થાય છે बुद्धिः कर्मानुसारिणी, એ ન્યાયાનુસાર મરણ પછી બીજા જન્મમાં તેની આસુરી મતિ થાય છે, કેમકે પૂર્વ જન્મમાં તેનાં તેવાં કર્મ હતાં એમ પણ અર્થ થાય છે. માટે આમાં આત્મઘાતનો નિષેધ બોધ કર્યો છે માટે સત્કર્મો કર્ત્તવ્ય છે.

मूल—अनेजदेकं मनसो जवीयो नैनद्देवा आप्नुवन्पूर्वमर्षत् ।
तद्धावतोऽन्यानत्येति तिष्ठत्तस्मिन्नपो मातरिश्वादधाति ॥ ४ ॥

पद—अनेजत् एकं, मनसः,जवीयः, न, एनत्, देवाः, आप्नुवन्, पूर्वं, अर्षत्।
तत्, धावतः, अन्यान्, अत्येति, तिष्ठत्, तस्मिन्, अपः, मातरिश्वा, दधाति॥

अन्वय—अनेजत्, एकं, मनसः, जवीयः; एनत्, देवाः, न, आप्नुवन् पूर्वं, अर्षत्।
तत्, तिष्ठत्, धावतः, अन्यान्, अत्येति तस्मिन्, मातरिश्वा- अपः, दधाति॥

અર્થ—(તે સ્થિર, એક (અને) મનથી વિશેષ ઝડપવાળી ગતિ કરનાર (છે); તેને દેવતાઓ પહોંચી શકતા નથી, (એવી રીતે) પ્રથમથી ગએલ (હોય છે); તે સ્થિર (છતાં) દોડતા બીજાઓને ઉલ્લંઘી જાય છે; તેમાં પ્રાણ વાયુ જલ (રૂપ) ધારણ કરે છે.

ટીકા—આત્માને ઘાત ન કરવો, એમ જે ઉપર બોધ કર્યો, તેને માટે અત્ર કારણ જણાવે છે કે તે આત્મા કંઈ જેવો તેવો નથી પણ સર્વથી ઉત્કૃષ્ટ છે. તે નિરંતર સ્થિર છતાં મનથી પણ વિશેષ વેગવાન્ છે. આવી રીતે વિરૂદ્ધ ધર્માશ્રયત્વ તેમાં છે. દેવતાઓ એટલે ઈંદ્રીયો પણ તેને પહોંચી શકતી નથી, અર્થાત્ ઈંદ્રીયથી પણ તે અગમ્ય છે. કોઈ પણ પહેલું નથી, પણ સર્વ તેની પાછળજ છે. આ સર્વ જલ રૂપ વિશ્વ તેનું જ સ્વરૂપ છે, તેથીજ કહ્યું છે કે પ્રાણ વાયુ રૂપ એ આત્માજ જલ રૂપ ધારણ કરે છે વિશ્વને અથવા શરીરને અત્ર જલનું રૂપ આપેલું છે. ઉત્પત્તિ સર્વ જલમાંથી થઈ છે એમતો પુરાણોમાં પ્રસિદ્ધ છે, અને તેટલા માટેજ ઇશ્વર નારાયણ કહેવાય છે. માતરિશ્વા, એ શબ્દને અર્થ પ્રાણ વાયુ કર્યો છે, તે વાસ્તવિક છે. मातरि अंतरीक्षे श्वयति वर्धते (ઉણાદિ સૂત્ર). આ પ્રમાણે અંતરિક્ષમાં વૃદ્ધિ પામનાર વાયુ છે. વાયુ-પ્રાણ વાયુ- જીવનરૂપ હોવાથી જીવનરૂપ આત્માજ આ સર્વ જગતમાં-અંતરીક્ષ રૂપ જગતમાં-પ્રાણગતિ રૂપે રહેલા છે. એવા આત્મા શ્રેષ્ટ છે માટેજ તેનો નાશ તે જગતનો નાશ છે. માટેજ તેમ નહિ કરવાને બોધ કરેલો છે. નિરૂક્તમાં પણ માતરિશ્વાને પ્રાણ-શ્વાસરૂપ વાયુજ કહેલ છે. 'मातरिश्वा वायुर्मातर्यंतरिक्षे श्वसिति मातर्या श्रु आनितिवा'.

વળી માતરિશ્વાનું નામ પુરાણોમાં ચિત્રગુપ્ત છે. અને તે મનુષ્યોનાં કરેલાં કર્મોની નોંધ રાખે છે. શ્વાસોશ્વાસ રૂપ પ્રાણ પ્રવાહ ચાલે છે તેમાં આપણાં કરેલાં કર્મોની છાપ એ શ્વાસ રૂપ વાયુ શરીરમાંથી બહાર નીકળી આકાશમાં પાડે છે, એમ હાલની નૂતન વિદ્યાથી (સાયન્સ) પણ જણાયું છે. વળી આપણે જે કર્મ કરિયેછિયે, તેની છાપ અંતઃકરણ રૂપ અંતરીક્ષમાં પડે છે, ને તેનેજ સંસ્કાર કહેવાય છે. એ સંસ્કારાનુસાર ભાત રચાય છે ને નવાં કર્મો તદનુસાર કરાય છે, એ સર્વ પણ પ્રાણ પ્રવાહજ કરે છે. આમ આધ્યાત્મિક અર્થ છે.

મૂલ—तदेजति तन्नेजति तद्दूरे तद्वंतिके ।
तदंतरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यतः ॥ ५ ॥

पद—तद, एजति, तत् न एजति; तत् दूरे तद्वत् अंतिके;।
तत् अंतः, अस्य सर्वस्य, तत् उ सर्वस्य अस्य बाह्यतः॥

अन्वय.—तत्, एजति, तत्, न, एजति; तत्, दूरे; तद्वत्, अंतिके; ।
तत्, अस्य, सर्वस्य, अंतः; तत्, उ. अस्य, सर्वस्य, बाह्यतः ॥

અર્થ—તે ગતિમાન્ (છે), તે ગતિમાન નથી; તે દૂર (છે); તેમજ સમીપ (છે); તે આ સર્વમાં (છે) તેજ આ સર્વની બહાર પણ છે.

ટીકા—આત્માનું જડચેતનત્વ અથવા વિશુદ્ધધર્માશ્રયત્વ, કાર્યકારણ રૂપ આમાં વર્ણવેલું છે.

मूल–यस्तु सर्वाणि भूतान्यात्मन्येवानुपश्यति ।
सर्व भूतेषु चात्मानं ततो न विजुगुप्सते ॥ ६ ॥

पद–यः तु. सर्वाणि, भूतानि, आत्मनि, एव, अनुपश्यति ।
सर्व भूतेषु, च, आत्मानं, ततः, न, विजुगुप्सते ॥

अन्वय–यः, तु, सर्वाणि. भूतानि, आत्मनि. एव, अनुपश्यति ।
च, सर्व भूतेषु, आत्मानं; ततः, न, विजुगुप्सते ॥

અર્થ—જે વળી ભૂતોને આત્મામાંજ જુવે છે, અને સર્વભૂતોમાં આત્માને (જુવે છે) તેથી (તે) નિંદા કરતો નથી.

ટીકા—નિંદા કરતો નથી, અટેલે નિંધ કર્મ કરતો નથી, અથવા નિંદા યોગ્ય થતો નથી, એમ અર્થ થાય છે, કેમકે તે આત્મા (કારણ), અને અનાત્મ (રૂપ કર્મ)માં ભેદ માનતો નથી.

मूल–यस्मिन्सर्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः ।
तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ॥ ७ ॥

पद–यस्मिन्, सर्वाणि, भूतानि, आत्मा, एव, अभूत, विजानतः ।
तत्र, कः, मोहः, कः शोकः, एकत्वं, अनुपश्यतः ॥

अन्वय–यस्मिन् सर्वाणि, भूतानि, आत्मा, एव, अभूत्, विजानतः ।
तत्र, एकत्वं, अनुपश्यतः, कः, मोहः, कः, शोकः ॥

અર્થ—જેમાં સર્વ ભૂતો આત્મા (રૂપ) જ થએલાં (જે) જાણે છે, (તેને) ત્યાં એકતા જોવાથી મોહ કેવો ? શોક કેવો ?

ટીકા—ભેદમાંજ મોહ અને શોક હોય છે, પરંતુ હું અને બીજું, એવો ભેદ હોય ત્યાંજ તે બીજી વસ્તુનો મોહ કે શોક થાય છે. આતો મોહ કે શોક કરનાર અને જેનો મોહ કે શોક કરવાનો, તે બંનેનો ભેદજ હોતો નથી પણ એકતા થઇ ગઇ હોય ત્યાં શી રીતે મોહ કે શોક થઈ શકે! આમ અભેદજ્ઞાન બતાવેલું છે. આ છઠ્ઠા તથા સાતમા મંત્રોમાં આત્મ જ્ઞાનીની દશા બતાવેલી છે.

मूल-सपर्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरं शुद्धमपापविद्धम् ।
कविर्मनीषी परिभूः स्वयंभूर्याथातथ्यतोऽर्थान्व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः ॥ ८ ॥

पद-सः पर्यगात्, शुक्रं, अकायम्, अव्रणं, अस्नाविरं, शुद्धं, अपापविद्धं । कविः, मनीषी, परिभूः, स्वयंभूः, याथातथ्यतः, अर्थान्, व्यदधात्, शाश्वतीभ्यः, समाभ्यः ॥

अन्वय-सः, पर्यगात्, शुक्रं, अकायं, अव्रणं, अस्नाविरं, शुद्धं, अपापविद्धं,। कविः, मनीषी, परिभूः, स्वयंभूः; याथातथ्यतः अर्थान्, शाश्वतीभ्यः, समाभ्यः, व्यदधात् ॥

અર્થ—તે (આત્મા) સર્વત્રથી, પ્રકાશમાન્ અશરીર, ત્રણ વગરનો, નિષ્કલંક, શુદ્ધ, પાપ રહિત; (તથા) દ્રષ્ટા, મનને નિયમમાં રાખનાર, સર્વને પોતામાં સમાવનાર, પોતાની મેળે થનાર (છે). ખરી રીતે અર્થોને (વસ્તુઓને) શાશ્વત સંવત્સરો વડે વિભક્ત કરી (છે)

ટીકા—આમાં આત્માનું વર્ણન કરેલું છે. વસ્તુ માત્રને તેણે "શાશ્વત સંવત્સરો વડે વિભક્ત કરી છે," આનો અર્થ એમ છે કે શાશ્વત એટલે લાંબા સમય સુધી રહેનાર સંવત્સર એટલે પ્રજાપતિઓ દ્વારા વિભક્ત કરી એટલે ઉત્પન્ન કરી છેઅર્થાત્ સર્વ સૃષ્ટી પ્રજાપતિઓ ભૃગુ, મરીચિ, આદિકોએ રચેલી જે પુરાણોમાં કહેલી છે, તે પ્રજાપતિઓ દીર્ઘકાલ વસનારી અંતઃકરણની વૃત્તિઓ હોવાથી તેજ સર્વની ઉત્પાદક છે, પણ આત્મા પોતે તો તેના દ્વારા ઉત્પાદક હોવાથી અકર્તા આદિ અસંગજ છે. શ્રી યોગવાસિષ્ઠમાં કહેલું છે કે मनोवै-जगतांकर्तृ (મનજ જગતને કરનાર છે), માટે અંતઃકરણ રૂપ બ્રહ્માના દશ પુત્ર પ્રજાપતિઓજ કર્તા છે. આવી રીતે આ મંત્રમાં આત્માજ સર્વ રૂપ છતાં અકર્તાને અસંગ છે, એવું જ્ઞાન આપેલું છે.

मूल-अंधंतमः प्रविशंति येऽविद्या मुपासते ।
ततो भूयइव ते तमो यउ विद्याया रताः ॥ ९ ॥

पद-अंधंतमः, प्रविशंति, ये, अविद्यां, उपासते ।
ततः, भूयः, इव, ते, तमः, ये, उ, विद्यायां, रताः ॥

अन्वये–ये, अविद्यां, उपासते, अंधतमः, प्रविशंति; ।
ये, उ, विद्यायां, रताः, ततः, ते, भूयः, इव, तमः ॥

અર્થ—જે અવિદ્યાને ઉપાસે છે, (તે) અંધતમાં પ્રવેશે છે; જેઓ વિદ્યાને વિષે પ્રીતિ વાળા (હોય છે), તેઓ પણ વધારે અંધકારમાં (પ્રવેશ છે).

ટીકા—જ્ઞાન અને અજ્ઞાન બંનેથી અંધકારમાં જવાય છે, આમ આ મંત્રમાં કહેલું છે. અજ્ઞાનથીતો અંધકાર રૂપ ફલ સ્પષ્ટ જ છે પરંતુ જ્ઞાનથી અંધકાર રૂપ ફ્લ શામાટે? આનું નિવારણ એમ છે કે જ્ઞાન અને અજ્ઞાન, એ બંને પ્રાકૃતિક છે, કર્મમય છે. અજ્ઞાન એટલે નઠારાં કર્મથી તો અંધકાર પ્રાપ્તિ છેજ, પરંતુ જ્ઞાન એટલે સત્કર્મથી પણ ક્ષયશીલ એવું સ્વર્ગ મળે છે, અને સ્વર્ગ પણ ક્ષયશીલ હોવાથી મોક્ષતો નથીજ. વળી જ્ઞાન અને અજ્ઞાનનો અર્થ અત્ર જાણી બુજીને કરાતાં અને અજાણ્યાં કરાતાં કર્મો, એમ લેવાથી અર્થ બહુ સારી રીતે બંધ બેસે છે. અજાણતાં દુષ્ટ કર્મ થાય તો અંધકારમાં જવાય છે. પરંતુ જાણી બુજીને તેવાં કર્મ કરવાથી તો વિશેષ અધકારમાં જવાય છે. આમ આ મંત્રનું તાત્પર્ય છે.

मूल–अन्य देवाहुर्विद्ययान्यदाहुरविद्यया ।
इति शुश्रुम धीराणांये नस्तद्विचचक्षिरे ॥ १० ॥

पद–अन्यत्, एव, आहुः, विद्यया; अन्यत्, एव, आहुः, अविद्यया ।
इति, शुश्रुम, धीराणां, ये, नः तत्, विचचक्षिरे ॥

अन्यत्–अन्यत्, एव, आहुः, विद्यया; अन्यत्, एव, आहुः, अविद्यया ।
इति, धीराणां, शुश्रुम; ये, नः, तत्, विचचक्षिरे ॥

અર્થ—કોઈ વિદ્યાથીજ કહે છે; કોઇ અવિદ્યાથીજ કહેછે; એ રીતે ધીર પુરૂષોનાં અમારે માટેનાં તે (વચ) સાંભળ્યાં છે.

ટીકા—જ્ઞાનમાર્ગથી દેવલોકની પ્રાપ્તિ તથા કર્મમાર્ગથી પિતૃલોકની પ્રાપ્તિ છે, એમ શાસ્ત્રમાં કહેલુ છે. આ ઉપરથી ઉપરના મંત્રમાં કહ્યું છે કે વૃદ્ધપરંપરાથી અમે સાંભળેલું છે કે વિદ્યાથી દેવ લોક અને અવિદ્યાથી પિતૃલોકની પ્રાપ્તિ છે. એમ અર્થ લેવાનો છે.

( ચાલુ. )

( ગહુંમસાક્ષર ) ચમનરાય શિવશંકર વૈષ્ણવ.

---

# ॥ "सौराष्ट्र चिंतामणि" विषे सहज चिंता ॥

" સૌરાષ્ટ્ર ચિંતામણી અથવા સાઠવરસનું કાઠિયાવાડ" એ નામનો રા. **વલ્લભદાસ પોપટભાઈ મહુઆકરનો** લખેલો "**ત્રીજી સાહિત્ય પરિષદ**" સમક્ષ વંચાયલો પ્રકરણ બદ્ધ લેખ આપણા સુપ્રસિદ્ધ ત્રિમાસિક **સમાલોચકમાં** ચાલતા વર્ષમાં ત્રણેક અંકોથી આવે છે. **વસન્ત** જેવા ધુરંધર માસિકમાં આવી નહિ શકેલા સાહિત્યપરિષદના લેખો છાપવાનો **સમાલોચકનો** ઉદ્દેશ હોય એમ અમારા સ્મરણમાં છે. " સાઠવરસના કાઠિયાવાડના" લેખમાં સાહિત્યની વિવિધ દિશાઓની પ્રવૃત્તિઓનું, તેની જન સમાજ ઉપર થતી અનેક આડકતરી અસરોનું સુરસ વર્ણન આપવામાં આવ્યું છે. તેમાં લેખકે પ્રકરણ સાતમામાં 'સુધારો અનેપૂર્ણાહુતિ'ના વિષયમાં જે સાર ઉપજાવી કાઢયો છે તે અમને તો તદન એક પક્ષિ લાગે છે, સીક્ષ મહોર મારી સાક્ષરોની ડીપ બનાવનારી સાહિત્ય પરિષદને ભલે તે સર્વ દેશી લાગે.

લેખક સાતમા પ્રકરણમાં લખે છે:—

"સાઠ વર્ષમાં સાહિત્ય ખીલ્યું તેની પ્રથમ અસર સંસાર તથા ધર્મ ઉપર થઇ છે. ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ...ધર્મ અને સંસાર સુધારાની દિવ્ય ભાવના ઉત્પન્ન થઇ છે. આરંભના સાહિત્યથી આરંભ અને મધ્યકાળમાં સંસાર સુધારાએ ભારે કોલાહલ મચાવી મૂકયો હતો. પ્રજા એ કોલાહલમાંથી જરા પાછી હઠી છે, પણ પ્રકારાંતરે એ સંસાર સુધારો આગળજ ડગલાં ભરતો જાય છે." ॥

આ પછી લેખક ગુજરાત તરફના સંસાર સુધારકોને ગણાવીને તેમના " સાક્ષર લેખો અને પરાક્રમોને કાઠિયાવાડીઓ અનુસરતા" એમ દર્શાવે છે. વળી આગળ ચાલતાં તેઓ ઉમેરે છે:—

" તેમ છતાં સુધારાએ વિચાર સાગરમાં નવો પ્રવાહ ઉમેરી મનુષ્યોના સૂક્ષ્મ દેહો ઉપર ભારે અસર કરી છે. આ અસર નિષ્ફળ ગઇ નથી તેમ જવાની પણ નથી."

સંસાર સુધારો આગળજ ડગલાં ભરતો જાય છે, આ અસર નિષ્ફળ ગઇ નથી તેમ જવાની પણ નથી,આવા ઉપજાવી કાઢેલા નિશ્ચયાત્મક સિદ્ધાન્તોની સત્યતા હમણાંજ આપણે તેમના અગાધ પાંડિત્યથી ઉછળી રહેલા એક બે પેરા ઊતારીને તપાસીશું. તેમાંથી નિષ્પક્ષપાત વાચકોને સ્વતઃજ પોતાનો મત બાંધવાનું બની આવશે. વળી આગળ ચાલતાં લેખક 'ખેછેઃ—

" વિધવા વિવાહના સુધારા કેટલાંક રક્ષક માસિક અને અઠવાડિક પત્રોના હાલના ...હેત્યે અળખામણા કીધા છે. તોય સાધારણ જનસમૂહને તે પસંદ પડતા જાય છે. "

અળખામણા થયા છતાં સાધારણ જનસમૂહને તે પસંદ પડતા જાય છે. સાધારણ જનસમૂહ તે કયો? એ બાબતની લેખકે જાતે સ્પષ્ટતા કરવા તસ્દી લીધી હોત તો ઠીક પડત.

આ લેખકની પંડિતાઇનાં દર્શન આગળ ચાલતાં નીચે પ્રમાણે થાય છેઃ—

" આ પ્રકારે પશ્ચિમની કેળવણી તથા સાયન્સના જ્ઞાનને લઇ જેમ હિંદના બધા ભાગોમાં તેમ કાઠિયાવાડમાં પણ સુધારો પગ ભર થયો છે, સર્વત્ર વ્યાપ્યો છે. ગુજરાત તથા મુંબઇ તરફ ઇ. સ. ૧૮૮૦ થી સુધારાના આ વધતા પ્રવાહને રોકવા સંરક્ષક લેખો લખાવા માંડ્યા વૃદ્ધાવસ્થામાં કવિ નર્મદાશંકર ફર્યા. મનસુખરામતો પ્રથમથીજ કંઇક એવા હતા. નર્મદાશંકરે કહેલું કે "મારી પાછળ રક્ષક મતનો સાક્ષર મથન કરશે. " તેવા સાક્ષર મણિલાલ નભુભાઇ થયા. તેઓ પ્રિયવંદા તથા સુદર્શન માસિક કાઢતા હતા. અને કેટલોક કાળ ભાવનગરની શામળદાસ કોલેજમાં પ્રોફેસર તરીકે રહ્યા હતા. ભાવનગરનું નાગર મંડળ વેદાંતી હોઈ મણિલાલના મતમાં ભળ્યું. ભારત વર્ષની પ્રાચિનતા ઉપર રાગ થાય અને પશ્ચિમના સુધારા ઉપર દ્વેષ થાય એવું ઘણું સાહિત્ય મણિલાલે સિદ્ધાંતસારાદિ ગ્રંથોથી ફેલાવ્યું હતું. તેઓ મેસ્મેરીઝમને પ્રાણવિનિમય નામ આપી વહેમોને તથાભૂતપ્રેત અને યોગાદિને ઉત્તેજવા લાગ્યા હતા. કાઠિયાવાડમાં તેમના શિષ્યોએ તેમનું અનુકરણ કરવા માંડ્યું છે."

'સાક્ષર ગોવર્ધનરામ ભાવનગરના માજી દીવાન પાસે થોડો કાળ રહ્યા હતા. તેમણે સ્નેહમુદ્રાનું અપૂર્વ કાવ્ય છપાવ્યું, તેમાં વિધવા વિલાપની કવિતા હતી. પછી સરસ્વતિચંદ્રની નવલકથા લાંબે ગાળે ચાર ભાગમાં પ્રગટ કરી છે. તેમાં સરસ્વતિચંદ્ર જોડે કુમુદનું પુનર્લગ્ન થવાનું લોકો માનતા હતા. તેમ ન થયું તેથી અને બીજા અનેક ઇસારા જેવા લેખોથી તેઓ પણ સંરક્ષક વાદ તરફ ઢળ્યા હતા. મુંબઇનું ધી ગુજરાતી નીકળતાંજ તેમાં કવિ નર્મદાશંકરે "ભોઆર્ય" એવી ઉછળતી શૈલીથી લેખો લખ્યા. તેમાં "સુધારો પડી ભાગ્યો." "સુધારો ટૅટૅ કરે છે." વગેરે ગંભીર લેખો લખ્યા હતા. કવિના આ છેલ્લા વિચારોનો સંગ્રહ કરી " ધર્મ વિચાર " ગ્રંથ બહાર પાડવામાં આવ્યો તેને મણિલાલ અને ગુજરાતી વગેરેના શિષ્યો ભારે માન આપે છે. આથી કાઠિયાવાડમાં પણ સુધારાનાં વળતાં પાણી દેખાતાં હતાં. કેટલીક નવલકથામાં અનુમોદન મળ્યાં અને વિબુધ વિજય નાટકાદિમાં સુધારાની હાંસી દેખાડવામાં આવી. રા. સા. મહિપતરામના મરણની કવિતા બુદ્ધિપ્રકાશમાં આ લેખકે પ્રગટ કરાવી હતી તેમાં આવા પ્રકારનું રોળાવૃત્તમાં નીચે પ્રમાણે આલેખન થયું છેઃ—

નર્મદ મનસુખ મણિ, ગટૂલાલા ગુજરાતી, ગૌવર્ધન વળી ગુપ્ત–લડેથઈ રક્ષક સાથી.

તેથી સુધારો થયો–જરા જખમી મુંબઈમાં, રક્ષકમત બલવાન–ઘુમ્યો નડિયાદ સુરતમાં.

રાજનગરના નાક તેજ હિંમતથી ખાળ્યો, ત્યાં ન પેસવા દીધ, પ્રયત્ને મારી હઠાડ્યો.

આજ પણ અમદાવાદમાં સુધારાની ભાવના જોર ઉપર છે. સોસાયટી અને સમાજ તેના પુરાવા છે. તે સંસ્થાના નેતાઓ સુધારકોજ છે. રક્ષકવાદની અસર કાઠિયાવાડમાં છે. પણ પશ્ચિમની વિદ્યાકળાની વૃદ્ધિ જોડે સુધારાની ભાવના ધીમે ધીમે ફેલાતી જાય છે. કાંતસંજ્ઞાના લેખક મણિશંકર ભટ્ટે સિદ્ધાંતસારનું એવું બળવાન અદ્વિતીય વિવેચન લખ્યું છે, કે તે દ્વારા તેમણે એ રક્ષક લેખની અસરો ભુંશી નાખી છે. ... ... ... ... ... ... ...
એમ સુધારાનો ડંકો તો વાગ્યો તેવોજ વાગ્યાં કરે છે. "સુધારો અસ્ત પ્રાય થઈ જશે,"

એવી નર્મદ મણિલાલની ભવિષ્ય વાણી ખરી પડી નથી અને ખરી પડવા સંભવ પણ નથી."

નર્મદાશંકર વૃદ્ધાવસ્થામાં ફર્યા, મનઃસુખરામતો પ્રથમથીજ ફરેલા હતા; કવિ ભવિષ્ય ઉચ્ચારે; પાકટ અનુભવ પછી, મણિલાલ ઉપાડી લે, કાર્ય પાર પાડે તેથી લેખકને વધારે ગડભાંગ થઈ છે. પ્રિયંવદાને આગળ ઉપર સુદર્શનનું નામ આપીને મણિલાલ એકજ માસિક ચલાવતા હતા, એ માસિકો ચલાવવા જેવો ભાસ વાક્યમાં આપવામાં આવ્યો છે તેમ ન હતું. ભાવનગરનું નાગર મંડળ વેદાંતિ હો કે નહો તથા તેમ હોવાથી મણિલાલના મતમાં ભળ્યું એ કથન બીલકુલ એકપક્ષિ લાગે છે. નિષ્પક્ષપાત કહેનાર તરફ નિષ્પક્ષપાત દ્રષ્ટિ વાળાઓ વળે તેમાં કંઇ મત જેવું સંભવિ શકતું નથી. "ભારત વર્ષની પ્રાચીનતા ઉપર રાગ થાય અને પશ્ચિમના સુધારા ઉપર દ્વેષ થાય એવું ઘણું સાહિત્ય મણિલાલે સિદ્ધાંતસારાદિ ગ્રંથોથી ફેલાવ્યું." આ વાક્યજ લેખકની તુલના બુદ્ધનો ઉત્તમ નમુનો પુરો પાડે છે. સિદ્ધાંતસાર સમજવાના પણ તેઓ અધિકારી હોય એમ અમને લાગતું નથી. નથી એ ગ્રંથમાં ગાયાં કર્યું પૂર્વનું, તેમજ પશ્ચિમનાં પણ ગુણગાન તેમાં કરવામાં આવ્યાં નથી, પરંતુ ઉભય ભાવનાઓનો નિષ્કર્ષ કાઢી સત્યની ખરી દિશાનું દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે. સર્વમાન્ય એક ધર્મનાં તત્વ સમજાવવાનો પ્રયત્ન કરનાર ગ્રંથ શી રીતે એક માટે રાગ વાળો અને અન્ય માટે દ્વેષ વાળો હોઇ શકે એ બીલકુલ સમજી શકાતું નથી. આવીજ રીતે મણિલાલ ઉપર અન્ય આક્ષેપ પણ અસંગત છે. "કાઠિયાવાડમાં તેમના શિષ્યોએ તેમનું અનુકરણ કરવા માંડ્યું છે." આ વાક્ય લેખક કયા પક્ષના છે તથા તેમને કયા પક્ષ માટે પક્ષપાત, મમત છે તે સ્પષ્ટદર્શાવી આપે છે, બાકી નથી મણિલાલે સ્થાપ્યો પંથ કે ધર્મ, તેમજ શિષ્યો ઘણુ મુંડયા નથી, તેમ તેવું કોઇ પ્રકારનું કાર્ય કરવાની તેમની ભાવના પણ નથી. ઉલટું તેઓ તો આવી સંસ્થાઓ વિરૂદ્ધ ઘણું લખી ગયા છે. દરેકને પોત પોતાનું કથન કરવાનો હક છે, તદનુસાર મણિલાલે યોગ્ય લાગ્યું તે કહ્યું, જેને જેને તે યોગ્ય લાગ્યું તેમણે તે ગ્રહણ કર્યું તેથી કંઈ મણીલાલનામાં ગુરૂશિષ્યપરંપરાનો ઘમંડ પેશી જતો નથી.

સાક્ષરવર્ય ગોવર્ધનરામનો પણ આ લેખક રક્ષકનીતિના નીવડવા માટે વાંક કાઢયા વિના રહી શકયા નથી. કવિ નર્મદે ગુજરાતીમાં આરંભમાં ઉછળતા લેખો લખ્યા તથા તે "ધર્મવિચાર" ગ્રંથમાં સંગ્રહાયા. તેને મણિલાલે ટેકો આપ્યો અને ગુજરાતી વગેરેના શિષ્યોએ તેને ભારેમાન આપ્યું તેથી લેખકને ઘણું લાગી આવ્યું છે. રા રા મહિપતરામ વિષેની પોતે બનાવેલી બુદ્ધિપ્રકાશમાં આવેલી કવિતા ઉતારીને તો લેખકે પોતાની મતાંધતાનું સર્વને બહુસારૂં દર્શન કરાવી આપ્યું છે. એમની કલ્પનાની ક્લિષ્ટતાની તો " કાંત સંજ્ઞાના લેખક મણિશંકર ભટે સિધ્ધાંતસારનું એવું બળવાન અદ્વિતીય વિવેચન લખ્યું છે કે તે દ્વારા તેમણે એ રક્ષક લેખની અસરો ભુંશીનાખી છે." એ વાક્યમાં ઉત્તમ રીતે પ્રતીત થઈ આવે છે, આની સાથે સાથેજ તેઓ અડાવે છે, "સુધારો અસ્ત પ્રાય થઈ જશે એવી નર્મદ મણિલાલની ભવિષ્યવાણી ખરી પડી નથી અને ખરીપડવા સંભવપણ નથી." આસર્વ તેમણે કેવું કપોલકલ્પિત પોકળ શ્રાદ્ધ ચલાવ્યું છે તે હવે આપણે તપાસીએઃ—

કાંતના જે વિવેચનને લેખક બલવાન અને અદ્વિતીય કહે છે તે વિષે કાન્તનો પોતા-

સમાજનું કલ્યાણુ થાય છે; અમારા પક્ષનું સમર્થન થવાના ઉલ્લાસમાં આ કહેવાતું નથી; 'અમારો પક્ષ' એવું કાંઈ છેજ નહિ; માત્ર સત્ય ઉપર પ્રીતિ ધારણ કરી, સ્વાભિમાનથી મુક્ત થઇ, ક્ષણવાર, પૂર્વ નિશ્ચયને સ્થાને અન્ય નિશ્ચય સ્વીકારવાની ઉદાર બુદ્ધિથીજ ઉન્નતિનો માર્ગ લક્ષમાં લાવે છે એના દષ્ટાન્ત રૂપે આ લેખના યોજનારને અમો ધન્યવાદ આપીએછીએ. આટલું કહેવાનો પ્રસંગ તેમણે લખેલી પ્રસ્તાવનાનો આરંભ જોવાથી, તેમજ ગયાં બે ત્રણ વર્ષનો તેમનો વિચારક્રમ જાણવાના પરિચયમાંથી પ્રાપ્ત થાય છે. તેઓ લખે છેઃ—

"આપણે બધા જાણ્યા વગર અને સમજવાનો યત્ન કર્યા વગર વિચારોની અવગણના "કરવાને પાત્ર છીએ. આપણુ બધાને જ્ઞાનનો સ્નેહ ક્ષીણુ થતાં અમુક વખતે મનની આસ"પાસ દીવાલો બંધાઇ જાય છે; અને પછી તેમાં નવાં સત્યો દાખલ થઇ શકતાં નથી. "અને તો પણ ઘણા પોતાના મનને ખુલ્લું ધારે છે, તે એટલા માટે કે દીવાલો દૂર થાય "તે પહેલાં દેખાતી નથી. આમ છે તેટલા માટે દરેક નવીન વિષયની સાથે પ્રસંગ પાડતાં 'સાવધાન રહેવાની અને પરીક્ષા કરવાની ફરજ છે."

આવો સિદ્ધાન્ત કહીને તે સિદ્ધાન્ત ઉપર આવવાનો પોતાનો ક્રમ દર્શાવતાં તેઓ લખે છેઃ—

"થોડીએક મુદત પહેલાં એક પ્રસિદ્ધ માસિકમાં અમુક પ્રતિષ્ઠિત લેખકના "એક પુસ્તક ઉપર અવલોકન પુરૂં થયું. એ અવલોકન વાંચનારાઓ જોઇ શક્યા "હશે, અને જોઇ શકશે, કે તે શરૂ થયું ત્યારે ગ્રંથના મુખ્ય વિષય સંબંધી "લેખકને થોડુંજ જ્ઞાન હતું, પરિણામ એ આવ્યું કે લેખક પોતાના અવલોકનમાં "જેમ જેમ આગળ ચાલતો ગયો, તેમ તેમ તેના વિચારો ફરતા ગયા અને "પરિણામે તેને સ્પષ્ટ માલુમ પડયું કે તેનો આરંભ અયોગ્ય અને સાહસિક, "હતો, અને તેણે ધીરજથી અભ્યાસ કર્યો હોત તો તેનો લેખ તેને પોતાને "અને વાંચનારાઓને ઘણો વધારે શિક્ષણીય થઈ શકત. આ હકીકત આ સ્થલે "આપવાનો હેતુ સ્પષ્ટ છે."

'જ્ઞાનસુધા'માં 'સિદ્ધાન્ત સાર' નું અવલોકન આવતું હતું તેને ઉદ્દેશીને આ લખવું થયું છે."—સુદર્શન ગદ્યાવલિ—પૃ૪—૯૭૬—૭૭ 'રક્ષક લેખની અસરો ભુંશી નાખે' એવા 'બળવાન અદ્વિતીય વિવેચન.' માટે 'કાંત' સંજ્ઞાનાલેખક 'મણિશંકર ભટ્ટ'નો પોતાનોજ અભિપ્રાય શો છે, એ ઉપરના અવતરણમાં મોટા અક્ષરે છપાયલા પેરાથી ઘણીજ સુરસ રીતે વ્યક્ત થાય છે. આ વિષે લેખકના અભિપ્રાય માટે વિશેષ નહિ બોલતાં સહૃદય વાચકની સારાસાર બુદ્ધિનેજ તોલ કરવાનું સોંપીએ છીએ.

વળી તેઓ લખે છે, 'સુધારો અસ્તપ્રાય થઈ જશે, એવી નર્મદ મણિલાલની ભવિષ્યવાણી ખરી પડી નથી. અને ખરી પડવા સંભવ પણ નથી." આ વાક્ય તેમનામાં તુલનાત્મક સાર ઉપજાવવાની શ્રેષ્ટ પ્રકારની બુદ્ધિનો નમુનો પુરો પાડેછે. આ વિષે પણ હાલ અ-

મારા તરફથી વિશેષ કંઈ ના કહેતાં વાચકોને એકબે અવતરણો મનનાર્થે પૂરાં પાડવાં ઉચિત ધારીએ છીએ. આપણા સુપ્રસિદ્ધ નિષ્પક્ષપાતિ સાક્ષર ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીએ આશરે બે ત્રણ વર્ષના " ઇન્ડયન રીવ્યુના " એક અંકમાં Social Reform in Gujarat a retrospect, એ નામનો એક મનનીય લેખ લખ્યો હતો. તેનું ગુજરાતી અનુકરણ સુદર્શન પુસ્તક ૨૧ અંક ૫-૧૯૦૬ માં "ગૂજરાતમાં સામાજીક સુધારણા"ના નામથી આવ્યું છે. ગૂજરાતમાં સુધારાનો ઇતિહાસ દર્શાવતાં તેઓ જેવા અંતિમ નિર્ણય ઉપર આવ્યા છે, તેટલોજ અત્રે દર્શાવવો ઉચિત ધારીએછીએ તથા સાથે સાથે સર્વને એ અંગ્રેજી વા ગૂજરાતી સંપૂર્ણ લેખનું મનન કરવા ભલામણ કરીએ છીએ.

"આ પ્રમાણે ગુજરાતમાં પ્રથમ સામાજીક સુધારણાની પ્રવૃત્તિનો અંત આવ્યો. આ પછી થોડા સમયમાં સુધારાના પ્રશ્નોમાં લોકોને દોરવાનું કર્તવ્ય, સુવિખ્યાત અંગ્રેજી અને સંસ્કૃત પંડીત તથા એક પ્રબલ પત્રકાર પ્રો. મણિલાલ. ન. દ્વિવેદીના હાથમાં આવી પડ્યું. આ સમયે થીઓસોફીએ જડવાદની વૃદ્ધિને અટકાવવાનો પ્રારંભ કર્યો હતો અને મી. મણિલાલ થીઓસોફીના એક દૃઢ ભક્ત હતા. આપણે જોયું કે દેશની પ્રજાકીય ભાવનાઓ અને સંસ્થાઓપ્રતિ ઉદ્યોગી વિરોધ એજ મૂખ્ય વિષય હતો અને તેને દાબી દેવાનું કાર્ય એ પ્રાચીન પ્રવૃત્તિનો ઉદ્દેશ હતો. મી. મણિલાલના હાથમાં નવી પ્રવૃત્તિએ પ્રાચીન. ધાર્મિક ભાવનાઓ અને સંસ્થાઓનો, સ્વીકાર કર્યો અને સબંધાનુસાર વિવેચનવડે તેમને સજીવન કરવાનો શુદ્ધ કરવાનો પ્રયત્ન આદર્યો. સંપૂર્ણ સ્વાતંત્ર્ય અને સમાનતાના સૂત્રને આધારે પ્રજાનાં સામાજીક બંધનોને એક સમાન કરવાને બદલે તેમણે તે સૂત્રની સ્થૂલ જીવનમાં યોજનામાં બંધનોનો સ્વીકાર કર્યો તથા સાથે સાથેજ જ્યાં સર્વ એક અદ્વિતીય છે એવા આધ્યાત્મિક ભુવનમાં તેના તેજ સૂત્રનો સ્પષ્ટ અનુભવ કર્યો, તથા સબલતાથી પ્રચાર કર્યો. **ગૂજરાતના તાર્કીક પંથના ફક્ત હયાત પ્રતિનિધિઓ પ્રાર્થના સામાજીઓના હાથમાંની વિરોધિ પ્રવૃત્તિને તેમની સમર્થ લેખિનિએ વસ્તુતઃ પરાસ્ત કરી હતી."**

" ગુજરાતમાં આવી સારી રીતે પ્રવર્તતો બુદ્ધિપૂર્વક પ્રાચીનતા માટેનો આદર મોટે ભાગે મી. મણિલાલનાં વિદ્વત્તા, સદ્‌ભાવ અને સામર્થ્યને આભારી છે. તેમણે લોકોની દૃષ્ટિને તેમના પૂજનિય ભૂતકાલ પ્રતિ તથા તેમનાં ભાષા સાહિત્ય અને તત્વશાસ્ત્રમાંના શ્રેષ્ઠ પ્રતિ ફેરવી. તેમને ઉપદેશ્યું, કે પ્રજાકીય ભાવનાઓ અને સંસ્થાઓના પક્ષે ઉભા રહેવું એ અન્યાયવાળું અથવા પાપભરેલું, ઉભયમાંનું એકેકું નથી. સાથે સથેજ પાછળ થીવધી પડેલા ભ્રષ્ટાચારોને બતાવી આપવાની તેમણે આનાકાની કરી નથી અને ભૂતકાલ માટેના અડગ અનુરાગની સાથેજ તેમણે તેમને વર્તમાનકાલનો પણ વિચાર કરવાનું, મૂલઘાલી બેઠેલા ભ્રષ્ટાચારોને સુધારવાનું, અનેકતામાં એકતાની, પ્રવૃત્તિમાં નિવૃત્તિની, ફલાભિલાપ રહિત કર્તવ્યની, નિર્ભયતાની, સત્ય અને ન્યાયના પ્રેમની નિત્ય ભાવનાનુસાર જીવન અને ચરિત્રને એકસમાન બનાવવાનું શિખવ્યું. "

" પ્રથમ સામાજીક સુધારણાની પ્રવૃત્તિનું મારૂં સિંહાવલોકન અત્રે સમાપ્ત થાય છે ........................................................ટુંકમાં એટલુંજ કહેવું બસ થશે કે ગુજરાતમાં સામાજીક સુધારાની પ્રવૃત્તિનો પ્રારંભ અસ્તિત્વ ધરાવતી વસ્તુસ્થિતિના પ્રચંડ

વિરોધમાં થયો. સ્વતંત્ર અને સમાનતાના સૂત્રથી પ્રેરાઇને તેણે વલ્લભ મંદિર ઉપર એક પ્રકારનો આત્મ- ઘાતક વિજય મેળવ્યો. **એક ભિન્ન ઉપાસનાના સ્વરૂપ રૂપે પ્રાર્થના સમાજની સ્થાપનામાં તેનો અંત આવ્યો, તેથી તેના કાર્યક્રમની સમાપ્તિ થઇ અને ગુજરાતના લોક સમૂહોથી સુધારકોનું અલગા પણું સંપૂર્ણ થયું.** પૂર્વ અને પશ્ચિમના ઇતિહાસ અને તત્વશાસ્ત્રમાંથી પોતાની પ્રેરણા ને પામનાર એક સમર્થ મસ્તિષ્કે અંતે એ સમગ્ર પ્રવૃત્તિને દાબી દીધી હતી અને તેજ તેમની પોતાની ભાવનાઓ અને સંસ્થાઓપ્રતિના લોકોના આગ્રહને દઢાવવામાં વિજયવંત નિવડયું હતું. **ગુજરાતમાં સમાજ વર્તમાન કાલમાં અત્રે આવી ઉભો છે.** સર્વપ્રકારના સુધારાના પ્રશ્નોને હવે પ્રાચીન ભાવનાઓના પ્રકાશ વડે તપાસવામાં આવે છે. "

વળી આજ વિદ્વાન સાક્ષર વસંત-વર્ષ-૬-અંક-૨-પૃ-૭૯ લખે છે :—

" સદ્ગૃહસ્થો આમજ્યારે 'સુધારા' ના પ્રતિપક્ષિરૂપે લેખાયલા સ્વ. મણિલાલ અને તેના સર્વમાન્ય અગ્રણિ સ્વ. રાનડે- તેમના બન્નેના વિચારો પ્રમાણે ધાર્મિક સંજીવન એજ આપણી અત્યારની દુર્દશાનો ઉપાય છે'ત્યારે તે વિચાર ઉપર આપણે વિશ્વાસ અને શ્રદ્ધા રાખવાં જોઇએ. આ મૂલ ઉપાયથી સૂચવેલા આચારો વિગેરેમાં ફેરફાર હોય, ત્યાં તે ફેરફાર કેમ ઉદ્ભવે છે તે તપાસી પક્ષભાવનાનો વિનાશકરી, સહુ એકજ ફલ માટે ઉપાસના કરે છે એવાત ઉપર સ્પષ્ટ ધ્યાન રાખી, સર્વ વિદ્વેષો અને અણસમજો દૂરકરવી જોઇએ. જગતના આ મહાનતંત્રમાં સર્વ પ્રકારના નાનાત્વને માટે અવકાશ છે, અને પ્રત્યેક પ્રશ્નમાં વ્યક્તિ, વ્યક્તિ સમુદાય, દેશ, કાલ, અધિકાર વિગેરે ધ્યાનમાં રાખી ઐતિહાસિક જ્ઞાનઅને ઐતિહાસિક સત્યતાનો બાધ નઆવે તેવી રીતે પ્રવૃત્તિકરવી, તેની આવશ્યક્તાનું ભાન યથાર્થરીતે થવું જોઇએ. "

" નર્મદાશંકરે સુધારાને તિલાજલિ આપી તે વખતે આજ વાત કરી હતી. સ્વ. રાનડે સુધારાના અગ્રણી તરીકે આજ વાત કરી રહ્યા હતા. એજ વાત સ્વ. મણિલાલ પોતાની પ્રવૃત્તિના મૂલ સિદ્ધાંત રૂપે સ્વીકારે છે. આમજ્યારે જુદા જુદા દૃષ્ટિ બિન્દુથી જોનારને એકજ સત્ય પ્રતિત થાય છે, ત્યારે એકતો તે સત્યની અનિવાર્યતા સિદ્ધ થાય છે, એટલુંજ નહિ પણ વ્યવહારમાં જણાતા ભેદોમાં સમજણ થવાને માટે પણ રસ્તો ચોખ્ખો થતો જાય છે. પરકીય સિદ્ધાન્તાભાસ ઉપર રચાયલા સુધારાને માટે નીડર સાહસ અને અવિરત ઉદ્યોગ થતાં તે અડી ભાગ્યો, અને ત્યારે ઉપરનું સત્ય સુસ્થિત થયા પછી 'સુધારો' ધીમી ધીમી પણ નિશ્ચિત ગતિથી આગળ વધ્યે જાય છે. પાયા વગરની ઇમારત થોડીજ વધીને પડી ભાગે છે, પાયો ખોટો નંખાયો હોય અથવા નબળો હોય તો ઇમારત થોડીકવાર ટકી પડી ભાગે છે; પણ ઇમારત બરાબરતો ત્યારેજ વધી શકે છે કે જ્યારે પાયો ખરે સ્થળે અને બરાબર સંગીન નંખાયો હોય. "

"સ્વ. મણિલાલે ધર્મના પાયા ઉપર સર્વ પ્રવૃત્તિને મૂકી, અને સુધારાની પ્રવૃત્તિને પણ તેજ પાયા ઉપર મૂકતાં, સુધારકોને માટે સત્ય માર્ગ ઉપદેશ્યો, પોતે પણ તેની ઇમારત ચણવામાં

મદદ કરી; ધર્મના મૂળ ઉદ્દેશો તપાસ્યા. તેના મૂળભૂત સિધ્ધાન્તોનો સાક્ષાત્કાર કર્યો. તે સિધ્ધાન્તો અને ઉદ્દેશો સફળ કરવા શી વ્યવસ્થાઓ કરવામાં આવી હતી તે જોઇ, તે મૂળ વ્યવસ્થાઓમાંથી અત્યારની વસ્તુસ્થિતિ શી રીતે પ્રાપ્ત થઇ અને એ વસ્તુ સ્થિતિ અત્યારે કેમ અપથ્ય છે તે સમજાવ્યું અને હવે શા ધોરણે અને કેવી રીતે સ્થિત્યંતર કરવું એ જોયું.

"સ્વ. મણિલાલના આ મુખ્ય કાર્યક્રમમાં તે તેમણે એકનિષ્ઠાથી હાથમાં લીધો; પૂર્ણ ભક્તિથી જીવન પર્યંત અમલમાં મૂકયો, અને અંગ્રેજી કેળવણીથી મુંઝાયલી ગુર્જર પ્રજાને વ્યવસ્થિત માર્ગ દોરી આપ્યો. ગૃહસ્થો, આ એમની કાર્તિનો હક, અને તેજ તેમની યાદગીરી કાયમ રાખવાની આપણી ફરજ ઉત્પન્ન કરનાર વસ્તુતત્વ. કવિ તરીકે, વિચારક તરીકે, ગ્રંથકાર તરીકે, સુધારક તરીકે પણ આનો આજ ઉપદેશ, આનો આજ આગ્રહ, આનીઆજ તીવ્ર લાગણી અને આનીઆજ ઉગ્ર પ્રવૃત્તિ "

આ સર્વથી મી. મહુઆકરની દલીલો કેટલી સબળ છે, તથા રક્ષક પક્ષના લેખકો માટે તેઓ કેવો હાસ્યાસ્પદ ભાસ કરાવે છે, એ સુલલિત રીતે સ્પષ્ટ થાય છે. આવા ભાસવાળા લેખો સર્વમાન્ય હોવાનો દાવો કરતી ગામ ગામ ફરીને પ્રો. બળવંતરાય જેવાઓ મારફતે પ્લેટોના રીપબ્લીકનું સ્વરૂપ હોવાનો દાવો કરતી ત્રીજી સાહિત્ય પરિષદ વાંચવા પસંદ કરે એ પણ વિચારમાં ના ઉતરી શકે એવી વાત છે. આવી રીતે પરિષદો વખતો વખત તાટસ્થ્યનો ભંગ કર્યા જાય છે. એ હવે ગૂજરાતમાં અજાણ્યું રહ્યું નથી.

મણિલાલની જયન્તિના પ્રસંગે લોકમાન્ય સાક્ષર આનંદશંકરભાઇ નીચે પ્રમાણે બોલ્યા હતાઃ—

"યદ્યપિ મણિલાલ સુધારા વાળાઓના દોષોથી આપણાજ જનસમાજમાં ઉત્પન્ન થએલાં ખોટાં પરિણામોને નિન્દે છે, તથાપિ મૂળ સુધારાના નાયકો માટે એમને પૂર્ણ માન છે અને એમના દોષ પણ એ શાન્ત ઐતિહાસિક દૃષ્ટિથીજ જુવે છે અત્રે પ્રસંગોપાત હું આપને એટલું પૂછું છું કે **ઉપરના કેટલાક ઉતારાઓમાં મણિલાલે સુધારામા કેટલાક અગ્રણીઓને જે ન્યાય કર્યો છે એનો શતાંષ પણ સુધારાવાળા તરફથી મણિલાલને થતો તમે જોયો છે ?**

હું પ્રો. ધ્રુવ સાથે એક મત થઈ એટલું ખાત્રીથી ઉમેરી શકું કે બધા રક્ષક પક્ષના લેખોમાં જે ન્યાય દૃષ્ટિથી અવલોકન કરવામાં આવ્યું છે તેના શતાંશ ભાગની ન્યાય દૃષ્ટિ સુધારા વાળાઓ તરફથી સમગ્ર રક્ષક પક્ષ માટે રખાય છે ? આવો અન્યાય થાય અને તેમાં સમગ્ર ગૂજરાતમાં સર્વમાન્ય હોવાનો દાવો કરતી સાહિત્ય પરિષદ્-પટંતરે ભાગ લે એ અતિશોચનીય છે.

---

# कविवर बाण.

( ગતાંકથી ચાલુ. )

અમુક પ્રકારના પ્રતિપાદ્ય વિષયને, એવા પ્રકારની ભાષા તથા એવા પ્રકારના શબ્દોમાં પ્રકટ કરવામાં આવે કે જેથી વિજ્ઞ અધ્યેતા લોકનાં મન પ્રસન્ન થાય, અને એવી લોકોક્તિઓ અને કહેવતોના પ્રયોગથી એ લોક—જેને માટે તે લખાયો હોય-લેખકના ભાવને સારી રીતે સમજી શકે, તેજ શબ્દ અને લોકોક્તિયો ગુણ યુક્ત તથા ઉચિત કહેવાય છે. જો કોઈ લેખક પોતાંના ભાવને અનુકૂળ ભાષાનો પ્રયોગ ન કરી શકે, તથા કરવામાં આવેલા શબ્દ પ્રયોગ પોતાના અભિધેય અર્થને બતાવી ન શકે તેમજ એની પ્રયુક્ત ભાષા વાચકના ચિત્તને આનંદિત કરવાને બદલે કિલષ્ટ કરે તે લેખક, કવિ કહી શકાય નહિ. કવિતો શું એની સારા લેખકમાં પણ ગણના કરી શકાય નહિ. શબ્દનો સુપ્રયોગ એ કાવ્યનું એક અંગ છે તેથી પણ જ્યારે તે જ્ઞાત નથી તો તેના લેખકને કેવી રીતે કવિ કહી શકાય ? પરન્તુ આ સ્થળે એક પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે કયા સ્થાનમાં કયો શબ્દ પ્રયોગ કરવો જોઇએ એનો નિર્ણય કેવી રીતે થાય ? ' भिन्नरुचिर्हिलोकः ' પ્રત્યેક વિષય માટે સર્વના અભિપ્રાયમાં કંઇનો કંઈ ભેદ ભાવ હોય એ સ્વાભાવિક છે. સર્વ નાની નાની વાતોમાં પણ એકમત થઈ શકતા નથી તો આવા ગંભીર વિષયમાં એમની સંમતિ કેવી રીતે અભિન્ન હોઈ શકે ? આ પ્રશ્ન જો કે પ્રત્યક્ષ રીતે મહા કઠિન લાગે છે પરંતુ જરા વિચાર કરતાં એનો ઉત્તર સહેલાઇથી મળી શકે છે. સાહિત્યની દરેક અવસ્થામાં જે જે ભેદ હોય છે તે ઐતિહાસિક નિયમો તથા ક્રમિક સંયોગોને અનુસરીને હોય છે. એટલે પ્રત્યેક સમયે કે પ્રત્યેક અંતરે, સાહિત્ય એક "વર્તમાન દશા" માં હોય છે-અર્થાત એ સમયના કે એ અંતરના લેખકોની ભાષા શબ્દાર્થ તથા અર્થના ઔચિત્ય કે અનૌચિત્યનો વિષયમાં એક વિચાર અથવા એક સરખા વિચારોનું વલન હોય છે. એક અંતરમાં એક ભાષાના અનેક વિદ્વાનોમાં નાની બાબતોમાં ગમે તેટલા મતભેદ હોય પણ-અક્ષરેખા અથવા-મધ્યરેખા સદા એક સમયમાં એકજ રહે છે. સાહિત્યના જીવનમાં જ્યારે એમની સ્થિતિ સર્વથા અનિશ્ચિત હોય ત્યારે એવી દશા આવી જાય છે તથાપિ સામયિક વિદ્વાનો તથા લેખકોનું વલન સર્વકાલે એકજ રહે છે. સાધારણ તથા સારા સારા કવિની કસોટીએ છે કે જે પોતાના સમયના વિચાર અથવા વલનના આદર્શરૂપ હોય-એના લેખોમાં એના સમયના ભાષા તથા સાહિત્ય સંબંધીના વિચાર પોતાના અતિ શુદ્ધ અને સચોટ રૂપમાં પરિણત હોય-એ કવિ સાધારણ રીતે સુકવિ કહી શકાય. વધુ સ્પષ્ટતાને માટે એમ કહી શકાય કે એક વિશેષ ભાષાના પણ વિશેષ સમયમાં, સુરસ કવિ એજ કહેવાય કે જેની લેખનશૈલી પોતાના સમયની સર્વોતમ પ્રતિમાઓના વિચારને અનુકૂલ હોય. પરન્તુ એથી પણ ઉત્તમ કવિ એ કહેવાય કે જેની પોતાના સમયની સર્વોત્તમ પ્રતિમાઓના વિચારાનુકૂલ લેખનશૈલી હોવા ઉપરાંત પણ તે વિચારોને કંઇક વધારે વિકસિત કરી શકે, દ્રષ્ટાંત તરીકે એક લૈકિક વાત લઇએ. એક વિજ્ઞાનાધ્યાપક, જે પોતાના સમય સુધીના વિકાસવડે સમૃદ્ધ એવાં વિજ્ઞાનનાં સર્વ સત્યોને જાણે છે તે પોતાને વૈજ્ઞાનિક કહેવડાવાનો અધિકારી છે, પરન્તુ એથી પણ ઉત્તમ વૈજ્ઞાનિક એ છે કે એ જ્ઞાત વિજ્ઞાનની રાશિમાં બે ચાર અંકોડા પોતાની તરફથી પણ જોડે અથવા કંઇક નવીન સત્યને પ્રકાશિત કરે.

હવે આપણે જોવાનું એ છે કે બાણભટ્ટની લેખશૈલી પોતાના સમયના શ્રેષ્ટ સંસ્કૃતજ્ઞોને સંમત હતી કે નહિ—અને બીજું એ કે એને આપણે પૂર્વ જ્ઞાત સત્યથી અધિક સત્ય ને દર્શાવનાર કહી શકીએ કે નહિ ? હવે એ બતાવવાનો પ્રયત્ન કરીશું કે બાણભટ્ટમાંએ બંને શક્તિયો સારી રીતે હતી અને જ્યાં એ જ્ઞાતા છે, ત્યાં તે વર્ધયિતા પણ છે.

બાણભટ્ટની લેખશૈલી એના સમયના વિદ્વાનોના વિચારનુકૂલ હતી કે નહિ એ પ્રશ્ન નો નિર્ણય કરવા માટે આપણે એના સમકાલીન અન્ય કાવ્યોની લેખશૈલીની સહાય લેવી પડશે. બાણભટ્ટના સમકાલીન અથવા અલ્પ સમયાન્તરે થઈ ગયલા કવિ ભર્તૃહરિ, અને સુબન્ધુ છે. ભર્તૃહરિ બાણના પહેલાં તથા વાસવદત્તાકાર એના સમયમાં કે કંઈક પછી થઈ ગયા છે. * ઉભય કવિયોની લેખશૈલીનો વિચાર કરતાં બે ભિન્ન ભિન્ન લેખ પ્રકાર જણાય છે. એક ગદ્ય લેખ અને બીજો પદ્ય લેખ, ગદ્ય લેખક સુબન્ધુને શૈલીનો પ્રતિનિધિ કહેવાને બદલે, તેને બાણનો ચેલો કહીએતો એમાં અત્યુક્તિ નથી. સુબન્ધુએ પોતાનાં કાવ્ય બાણના કાવ્યોની નકલ તથા સ્પર્ધામાં બનાવ્યાં છે. એ સ્વાભાવિક નિયમ છે કે અસલ વસ્તુ નકલ કરતાં હમેશાં સારી હોય છે. એટલે સુબન્ધુ પણ પોતાના કાર્યમાં કૃતકાર્ય થઇ શકયો નહિ. સુબન્ધુ બાણનો ચેલો હોવાથી એને બાણની નવીન શૈલીના પ્રચારક તરીકેજ ગણવો ઉચિત છે. આ ઉપરાંત બાણના સમકાલીન અન્ય કોઈ ગદ્ય કાવ્ય જણાતું નથી—એથી પ્રસ્તુત પરિક્ષા કરવી અસંભવિત થઈ પડે છે.

આથી સમકાલીન સાહિત્યનો આશ્રય ન લેતાં આપણે એથી પણ પૂર્વ શતાબ્દિના કવિયોપર દૃષ્ટી નાંખવી જોઇએ. છઠ્ઠી શતાબ્દિ કાવિયોમાંથી બેજ અત્યન્ત પ્રસિદ્ધ છે. એક પદ્ય લેખક ભારવિ અને ગદ્ય લેખક દશકુમાર ચરિત્રના કર્તા દંડી. જો આપણે લક્ષ પૂર્વક એ બંને કવિયોની અને બાણની રચના પર વિચાર કરીએ તો એ સ્પષ્ટ જણાય છે કે બાણભટ્ટના લેખોની બાહ્યરેખા અને મધ્યરેખા એ બંને કવિયોની લેખશૈલીનીજ બાહ્યરેખાપર આશ્રિત છે અર્થાત બાણભટ્ટની પ્રણાલીએ ભારવિ અને દંડીની લેખશૈલીનું મિશ્રણ છે. આથી બાણભટ્ટની શાબ્દિક વિશેષતાઓને જોઈ તેનું મૂલ એમના કાવ્યોમાંથી શોધવાનો પ્રયત્ન કરીશું.

એતો પ્રથમથીજ કહેવામાં આવ્યું છે કે બાણભટ્ટની કવિતાની કીમત કરવાને માટે આપણે કાદમ્બરીનો આશ્રય લેવો પડશે—બાણભટ્ટની લેખશૈલીમાં નિમ્નલિખિત વિશેષતા છે.

| | | |
|---|---|---|
| ૧. પ્રસાદ | ૨. ઓજસ્વિતા. | ૩. પ્રવાહ |
| ૪. શ્લેષબાહુલ્ય. | ૫. સમાસ. | ૬. વિસ્તાર. |

બાણની આ વિશેષતાઓમાં પ્રસાદ, ઓજસ્વિતા અને પ્રવાહ એ ત્રણ ગુણ એવા છે કે તે જે લેખકમાં હોય તેને એક ઉત્તમ લેખક બનાવી શકે છે. આ સંબંધી અત્ર વિશેષ વિવેચનની જરૂર નથી. વિવાદાસ્પદવસ્તુ તો શ્લેષબાહુલ્ય, દીર્ઘસમાસ, અને વિસ્તાર એ ત્રણ છે. આપણે હવે જોઇએ કે આમાં કેટલો અંશ ઐતિહાસિક ક્રમથી આવ્યો હતો અને કેટલી બાણની કૃતિ હતી—વળી સાથે એ પણ જોઇશું કે તે સર્વ કાવ્યના ગુણ છે કે દોષ ? અને તે માટે બાણ પોતે કેટલો ઉત્તર દાતા છે.

એકને માથે તપે એવો બીજો—એ પ્રમાણે શ્લેષોપર શ્લેષ બાણના ગ્રંથોમાં સારી

* જુઓ વાસવદત્તાની ભૂમિકા.

પેઠે નજરે પડે છે. ઉદાહરણાર્થે કાદમ્બરીની પ્રથમ અગીઆર પંક્તિઓમાં અગીઆર શ્લેષ છે. જોકે બાણભટ્ટે હર્ષચરિતના આરંભમાં 'श्लेषप्रायमुदीच्येषु' એમ કહીને શ્લેષને ઉદીચ્યોને માથે મઢ્યા છે અને उत्प्रेक्षादाक्षिणात्येषु થી પોતાને ભાગે ઉત્પ્રેક્ષા લીધી છે, તથાપિ એણે પોતેજ પોતાના બનાવેલા નિયમને અનુકૂલ વર્તન કર્યું નથી. બાણના કાવ્યોમાં શ્લેષ અને ઉત્પ્રેક્ષા સાથે સાથેજ ચાલી જાય છે. હવે શ્લેષોના પ્રયોગ સંસ્કૃત સાહિત્યમાં ક્યારથી થવા લાગ્યા તે ઐતિહાસિક દૃષ્ટિથી જોઇએ. બાણભટ્ટ સાતમી શતાબ્દિમાં થયો એના પહેલાંના સંસ્કૃત ગદ્યના ક્રમવાર આદર્શભૂત ગ્રન્થ આ પ્રમાણે છે—પ્રથમ બ્રાહ્મણ ગ્રંથ–તે પછી ઉપનિષદ્ પછી પાતંજલ મહાભાષ્ય કે જે ઘણું કરીને ઈ. સ. પૂર્વે ૧૮૫ અથવા ૧૮૦ માં બન્યું છે—તત્પશ્ચાત પંચતંત્ર કે જે ઈ. સ. ૪૦૦ વર્ષ પછીની કૃતિ છે—તે પછી દશકુમાર ચરિત કે જે બાણની પહેલાં કેવલ સો વર્ષ પૂર્વ અર્થાત છઠ્ઠી શતાબ્દિમાં રચાયું છે. આ સર્વ ગ્રંથો તપાસતાં તેમાં શ્લેષ બાહૂલ્યતો શું પણ શ્લેષની કથા પણ મળી શક્તી નથી. તો શું શ્લેષ બાણભટ્ટની પોતાના મગજની કૃતિ છે? એ બાણનીજ સ્વયંકૃતિ તો નથીજ. કારણ કે પ્રથમનો બાણભટ્ટજ કહે છે કે 'श्लेषप्रायमुदीच्येषु' આથી જણાય છે કે એના પહેલાં સાહિત્યમાં શ્લેષ પ્રયોગની પ્રણાલી પ્રચલિત હતી. બીજું—એ વાત ખરી છે કે બાણના પહેલાં રચાયેલા જેટલા ગદ્ય ગ્રંથ હાલ વિદ્યમાન છે એમાં શ્લેષ પ્રયોગનથી, તથાપિ પદ્યકાવ્યોમાં એનો અભાવ નથી. ઉદાહરણાર્થે ભારવિ કવિનેજ લઇએ. એના કાવ્યમાં અનેક શ્લેષોબધ્ધ શ્લોક મળી આવે છે * આથી પ્રતીત થાય છે કે બાણભટ્ટના પહેલાંથીજ સંસ્કૃત સાહિત્યનું વલન શ્લેષો તરફ થવા માંડ્યું હતું. આથી બાણની કૃતિમાંથીજ તેનું ઉત્પતિ સ્થાન ખોળવું એ ઠીક નથી. ભારવિ, જે હમેશાં કવિ મૂર્ધન્યોમાંના એક તરીકે ગણાય છે તેનાજ ગ્રંથોમાં શ્લેષને સ્થાન આપે છે–તેમજ બાણનો શ્લેષ પ્રયોગ પોતાના સમયના સાહિત્યજ્ઞોના વિચારોથી વિરૂદ્ધ નહોત–કિંબહુના અનુકૂલ હતો.' આથી એમ સમજવાનું નથી કે આ યુક્તિ શ્લેષપ્રયોગના પક્ષમાં છે. તે માત્ર બાણના પક્ષમાં છે, કારણ કે પ્રત્યેક પુરૂષ પોતાના સમયનો પુત્રછે–પોતાના સમકાલીન આચારો અને વિચારોથી અસ્પૃષ્ટ કોઈ પણ રહી શકતો નથી. એમાં કાંઈ પણ સંદેહ નથી કે સંસારમાં અસાધારણ બનાવો પણ બનતા રહે છે. સમય સમયપર સંસારમાં ક્રાંતિ Revolution પણ આવી જાય છે અને તે પણ સમયને અનુકૂલ સારા નરતા ગણાય છે. ઇતિહાસ એની સાક્ષી છે. સારાંશકે બાણના શ્લેષ પ્રયોગ તે સમયની સર્વોત્તમ પ્રતિભાઓના આચાર વિચારથી વિરૂદ્ધ નહોતા પણ તે તેનુંજ ફલ હતું.

અન્યવાત દીર્ઘસમાસો સંબંધી છે; વિચારવાનું એ છે કે દીર્ઘસમાસ પ્રયોગ કરવા માટે બાણને દુષિત ગણી શકાય કે નહિ ? આ પ્રશ્નના સમાધાન માટે પણ પુનઃસાહિત્યના ઇતિહાસ તરફ દ્રષ્ટી નાંખવી જોઇએ. બાણની પૂર્વનો સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ સ્પષ્ટપણે વધતી જતી સમાસની પ્રવૃતિનું દર્શન કરાવે છે. પ્રથમતો વેદમાંજ સ્વલ્પ સમાસ મળી આવે છે જેમકે 'हिरण्यगर्भ' એ શબ્દ હિરણ્ય અને ગર્ભ એ બે શબ્દોના સમાસથી બન્યો છે એથી આગળ જતાં ઉપનિષદોમાં સમાસોનાં ઉદાહરણ મળે છે જેમકે 'दर्भपाणिः'

* ઉદાહરણાર્થે ૧ સર્ગ ૨૪, ૪૬ શ્લોક. ૨ સર્ગ ૩, ૨૬.

# સુદર્શન.

## (પુસ્તક—૨૫.)

### અનુક્રમણિકા.

ग



ज



ध



न



प



ब